# કંકાવટી

ઓક્ટોબર
૧૯૭૨

KANKAVATI


15859

સુરેશ હ. જોશી · રૂમિકો કારા · ગુન્નર એકલ્યોફ · ચન્દ્રકાન્ત ટોપીવાળા · રતિલાલ 'અનિલ' · શ્યામ સાધુ · કિસન સોસા · મલ્લિકા બક્ષી · વશિષ્ટ આચાર્ય · અજિત ઠાકોર · આઇઝેક આસિમોવ · ડી. એચ. લોરેન્સ–કિરણ શાસ્ત્રી · એડગર એલન પો · ક્રિસ્ટિયાના એ આયટૂ · આલ્બર્ટ બેલ્સ–વિજય શાસ્ત્રી · હેલ્પર ક્રિસ્ટી · પ્રભાકર માચવે–પવનકુમાર જૈન.



☐ વાચકોને—

તમારા હાથમાં ચાર માસના અંતરે 'કંકાવટી'નો અંક આવે છે. એ વિલંબ માટે તમે લાગણીભરી પૂછપરછ કરી છે, રાહ જોઈ છે. પણ પ્રેસ અને બીજી કેટલીક મુશ્કેલીને કારણે એ વિલંબ અનિવાર્ય બન્યો. એ બદલ દિલગીરી સહિત ક્ષમા પ્રાર્થીએ છીએ.

જાહેર ખબર વિનાનો ડેમી ૮૦ પાનાંનો વ્હાઈટ પ્રિન્ટીંગ પેપર પર પ્રગટ થતો 'કંકાવટી'નો સવા રૂપિયે પડતો અંક, એંસી પૈસે, તેત્રીસથી ચાળીસ ટકા એજન્ટ-કમિશન જતાં, વાચકોને આપવાનું સાહસ કર્યું, પણ સાડા ત્રણ હજાર ગ્રાહકો ન થાય ત્યાં સુધી જમા-ઉધાર પાસાં સરભર થઈ ન શકે, એ તો ગુજરાતમાં સાહિત્ય-માસિક માટે અશક્ય જ, એટલે 'કંકાવટીનું' હાલનું સ્વરૂપ નક્કી કર્યું છે.

વાર્ષિક ગ્રાહકોને પૂરાં બાર અંક મળશે, આ અંકથી ગ્રાહક થનારને વર્ષ દરમ્યાન રૂ. ત્રણની કિંમતનું પુસ્તક ભેટ અપાશે અને પાનાં વધારવાનો પ્રયત્ન પણ રહેશે.

'રેખા'થી 'ક્ષિતિજ' સુધીનો સાહિત્ય-માસિકોનો ઇતિહાસ જાણીતો છે. છતાં એવાં સાહસો થયાં ને થતાં રહેશે, એને 'શ્રદ્ધા' કે નિષ્ઠા, ન કહો તો યે તે તેજ છે. ગુજરાતમાં પાંચ-પાંચ યુનિવર્સિટીઓ છે, ઉચ્ચ શિક્ષણ વધ્યું છે, પણ ઉચ્ચ સાહિત્યનીરૂચિ એ ધોરણે કેમ વધતી નહીં હોય એ ભણાવનારાઓએ, કૃતક શિક્ષણ વિશે પણ, વિચારવાનું રહે છે. સામગ્રી વિશે વાચકોનાં સૂચનોને આવકારીએ છીએ, હવેનો અંક સમયસર પ્રગટ થશે.

'કંકાવટી'ને સહકાર આપતા આવેલા સાહિત્યકારોને આ તકે કૃતજ્ઞતાપૂર્વક સંભારતા આનંદ અનુભવીએ છીએ.

—સં.

સાહિત્ય-સર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

કંકાવટી દર મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

ઑક્ટોબર : '૭૨

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦-૦૦

વિદેશ શિલિંગ ૩૦

છૂટક નકલ ૦૦-૮૦ પૈસા

લવાજમ બાર અંકોનું ગણાશે, ગ્રાહકોને યોગ્ય વળતર મળી રહે એ માટે વરસમાં એક ભેટ પુસ્તક અપાશે.

**જાહેરખબરના દર**

| | |
|---|---|
| આખું પાનું રૂ. | ૫૦ |
| અડધું પાનું રૂ. | ૨૫ |
| પા પાનું રૂ. | ૧૫ |
| છેલ્લું કવરપેજ રૂ. | ૭૫ |
| અંદરનું કવરપેજ રૂ. | ૬૦ |

પુસ્તક-પ્રકાશકો અને વાર્ષિક કોન્ટ્રાક્ટ કરનારને ખાસ વળતર અપાશે.

**લેખકોને**

કંકાવટી કવિતા, નવલિકા, નિબંધિકા, વિનોદિકા, વિવેચન, શબ્દ-ચિત્ર આદિ સાહિત્યિક ધોરણની કૃતિઓને આવકારે છે. કૃતિ સાથે પોતાના સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. એક માસમાં નિર્ણયની જાણ કરવામાં આવે છે. કૃતિ પ્રગટ થયે અંક, ઑફ્-પ્રિન્ટસ્ મોકલી અપાય છે. કૃતિ : સંપાદક કંકાવટી, C/o રતિલાલ 'અનિલ,' આનંદનગર સોસાયટી, સગરામપુરા, સુરત-૨ સરનામે મોકલવી.

☐

તંત્રી : મુદ્રક : પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

☐

: મુદ્રણસ્થાન :

[illegible] ગોપીપરા, સુરત-[illegible]

☐

: પ્રકાશન-સ્થાન :

નાની [illegible], અંબાજી [illegible],

[illegible] સુરત-૧.



# કંકાવટી

વર્ષ ૧૩ મું : અંક ૧૬૦ [illegible] : મૂલ્ય [illegible] પૈસા

# અનુક્રમ : ઑક્ટોબર ૧૯૭૨

# □ 'અધપડ્યો બોલ'નો કવિ રાવજી

## □ સુરેશ હ. જોશી

'હજી ભાષા પરત્વે સાહસ કરવાની વૃત્તિ દેખાતી નથી,' આ સાંભળીને એને તથા ચિનુ મોદીને લાગેલું કે, હું નવા કવિઓને અન્યાય કરી રહ્યો છું. પણ ભાષાને એના વ્યાકરણ-શાસિત શિષ્ટતાના સકંજામાંથી છોડાવવાનો રાવજીએ પ્રયત્ન કર્યો છે તે કોઈ પણ જોઈ શકશે. રાવજીએ પોતે એક સ્થળે પોતાને કૃપિકવિ કહ્યો. એની કવિતા એણે પોતે જ કહ્યું તેમ 'શાંત ચિત્કારોનું વન' છે.

ખેતરની, ગ્રામસૃષ્ટિની એને માયા હતી એની ના નહીં. નગરજીવનથી એ અકળાયો હતો. એનું મોત એને ત્યાં જ ભેટી ગયું તે આપણે જાણીએ છીએ. ઘણી વાર એ સાવ બાળક જેવા અકૈતવથી બોલી ઊઠે છે, 'માણસને ઘણી વાર કેવું કેવું થાય છે!' એના જીવનના આ બે ભાગ હતા, જેને એ જોડી નહીં શક્યો. 'પગને ખેડેલું ખેતર અડક્યું', પગને મોટરનું વ્હીલ અડક્યું,' એની કીકીમાં 'કશુંક લીલું લીલું' ફરક્યા કરે છે. રાવજીની ઇન્દ્રિયોમાં ઘ્રાણેન્દ્રિય સૌથી સતેજ છે. ફરી ફરી એ સૂંઘવાની વાતો કરતો હોય છે. ગ્રામસૃષ્ટિને માટેનો એનો હર્ષોદ્રેક એ પ્રાકૃત રીતિએ જ વ્યક્ત કરે છે;

'હું દોડ્યો. ખળળ ખળળ વહી જતા ભીના ભીના ગાડાની આગળ જઈ મેં બળદની નાથ ઝાલી (એને) ખૂબ ખૂબ બચીઓ ભરી. મને ભાન પણ ન રહ્યું કે એ તો બળદ હતો કે લીલું સરી જતું ઘાસ! અને હું પથારીમાં આવીને ડૂસકે ડૂસકે રડી પડ્યો.'

આ વેદના, આ હિઝરાવું કેટલીક વાર પોતાના જીવન વિશે કંઈક હતાશાપૂર્વક વિચારવા પ્રેરે છે.

'ભીત પર હલ્યા કરતાં પડછાયા જેવો ઘરમાં વસું' એના કરતાં મંદિરનો ઘટ હોત તોય સારું, કેટલાયે કાનને હું જગાડત......'

—પણ, એ તો સમયની મશ્કરી સુદ્ધાં કરી ગયો. માંદગીના દિવસોમાં, આસન્ન મૃત્યુના પડછાયામાં આ વર્તમાન જીવન ઓસરી જતાં જાણે એ પહેલાંનો બીજો ભવ જોઈ રહે છે, ને ત્યારે આ કૃષિકવિને સૌથી પહેલો અનુભવ તો એવો જ થાય છે: 'શ્વાસમાં ઓરાતો હોઉં એવો એવું થાય! પણ એનો વિલાપ શા માટે છે? ધીરે ધીરે શ્વાસ ક્યાંક છોડવાની જેમ ઊગે! તો ય, પગ મૂકવાની ઓસરી જયાં નથી એક, સૂંઘવાની નથી એકે આખ્ય, બચબચ હાલરડું પીવાની નથી કોઈ તક' એવી અવસ્થામાં પણ જાણે 'સમયની ગાંસડી તડાતડ તૂટતી હોય છે' ત્યારે પણ એને જે યાદ રહે છે તે તો આજ ચિત્ર:

'ઘસ પાણી જેવું' બંને કાંઠે વહી જાય છે. અને આગળ ધકેલી પૂંઠે રહી ગયું—માણસના મન જેવું પહોળું ઘાસ. ઘાસ હાથી હતું, ઘાસ ઘેટું હતું, વિસ્તરેલું વન હતું ઝીણી ઝીણી ધન્તઓનું! મને કશું નહીં ભાન! આજ અચાનક સીમ ખેતરનાં દેવસ્થાન ફરકે છે કીકીઓમાં એટલું જ યાદ.'

ભૂતકાળને એ વેદનાથી સંભારે છે. દ્વારિકા ખોદી નાખી અને 'હું કૃષ્ણ હવે ડાહ્યું'. આજે મનુષ્યનું કુળ પાયમાલીની પાછળ પૈસો વેરે છે. એ પોતાના જ દાદાને સંભારીને કહે છે: 'મારા લબાડ દાદે ગંજીપામાં ઘસી પીધો જન્મારો, જીવન ચુંગીના ધુમાડા જેવું પહોળું. એ પોતે ભૂમિના સદીઓ જૂના ઇતિહાસ સાથે એકતા અનુભવે છે. એ ઢેફાની રૈયામાં સૂર્ય બની લહેર્યો છે: એણે પોચી પોચી ગરમીને પાંદડીઓથી પીધી છે. એ આ એકતાની વાત કરતા કહે છે: 'મારી ત્વચા નીચે ખેતર, વ્હેણો ને ઘાસ, માછલાં, હલબલતો અંધાર અને કાવ્ય લખ્યની પળો મને સાંભરતી. ઇજિપ્તના કોઈ પિરામિડમાં વૈભવ વચ્ચે લયભંગ થયો તે સાંભરતું'. કદીક એને અણજાણ્યુ કબરની ભીતરમાં ગંધાવાનો પણ અનુભવ થાય છે. આવા મિજાજ સાથે એ કહી પણ નાખે છે: 'કાવ્ય એટલે રતિક્રિડા, એ ક્ષણ મળતાં જ હું બકો

રાજા.' પોતાને વિશે એ કહી પણ નાખે છે, 'મારા ભેદ આઠસે પચ્ચા.' પોતાને હાસ્યનું સાધન બનાવીને એ ખડખડ હસી શકે છે.

રાવજીનું આ વિલક્ષણ હાસ્ય આપણા કાવ્ય-સાહિત્યને એની આગવી દેન છે. એ હસતાં હસતાં કહે છે: 'હું ભગવાનનો આવો મોટો કવિકલંકી ફિલોસોફીની બિલ્ડીંગ બાંધીને ત્રીજે માળે સૂતો' આમાં કટાક્ષ છે. પણ કટાક્ષનું તીર એ પોતે ઝીલી લે એટલી બધી એનામાં અનુકંપા છે એને નામની કશી પડી નથી. એ કોઇ વાર નિર્વેદથી કહી પણ દે છે: મારું નામ મને આરોગે, મને નામથી કોઈ બચાવો.' આ જમાનો તો એવો છે કે, એની પાસે કીર્તિ માગવાનું મન થતું નથી. 'આ જમાનો તો ગધેડા ભરીને આપે દયા.' વળી કોઇ વાર તિરસ્કારથી એ બોલી ઊઠે છે: 'ઇતિહાસ એંઠો થતો બંધ કરો બાયલાઓ' કંટાળીને કદીક કહી દે છે: 'બહુ ચાલ્યો પપેટ શો!' એ હતાશાની વાતો બહુ વાગોળતો નથી, પણ જ્યારે એની વાત કરવાની આવે છે ત્યારે એનું લાક્ષણિક હાસ્ય એમાં ભળ્યું જ હોય છે. 'હરિનો મારગ છે શૂરાનો'ની વિડંબના કરી એ કહે છે:

**હેડન્યૂસના ફેંટા બાંધી**
**ચ્યંડજી બેઠા તીરે જોને,**
**રામઅમલમાં રાતામાતા**
**દાઝણહારા ડૂબે જોને!**

આ જ હાસ્યરસ સ્વ 'હુંશીલાલની યાદમાં'ના મરશિયામાં પણ છન્નકાય છે. જીવનાનંદદાસની જેમ એ પણ દૂરના ધુમ્મસમાં ઢંકાયેલી પ્રાગૈતિહાસિક દુનિયાના વાતાવરણમાં જઇને સમયના થર પર બાઝેલા વિષાદને સ્પર્શી આવે છે. ગુજરાતી કવિતામાં એવું કરનારો માત્ર રાવજી જ છે. પણ એણે પોતાને માટે કહ્યું હતું. 'હું સાવરણીના રૂંછા જેવી ભવિષ્યરેખા' છતાં બાળકની જેમ એ બોલી ઊઠે છે, 'લોકો મને કવિ કહે છે એ જરા આનંદની વાત નહીં?' 

# □ રૂમિકો કોરા

( જાપાની કવિયિત્રી. જન્મ ૧૯૩૨. શિક્ષણ કર્યો યુનિવર્સિટીમાં. ૧૯૩૬માં જાપાનનો મુખ્ય કવિતા પુરસ્કાર મળ્યો. જાપાની લેખક યાસુહીકો તાકેઉચીની પત્ની ).



## મોટા હાથ

હવે મોટા હાથ મારી આંખો કાઢી લેવા લંબાય છે,
ત્યારે વાસ્તવમાં કોઈ છે, જેને થોડી રાહત મળે છે
જ્યારે મોટા હાથ મારું મોઢું તોડી લેવા માટે લંબાય છે,
ત્યારે વાસ્તવમાં કોઇ છે, જેને થોડી રાહત થાય છે
જ્યારે મોટા હાથ મારું ગળું ઘૂંટવા માટે લંબાય છે,
ત્યારે વાસ્તવમાં કોઈ છે, જેને થોડી રાહત મળે છે
જ્યારે મોટા હાથ મારા મારા હાથ થઈ જાય છે,
ત્યારે વાસ્તવમાં પહેલી વાર કોઈ હોય છે
જેને પૂરેપૂરી રાહત મળે છે.



## વૃક્ષ

એક વૃક્ષની ભીતરમાં એક અનસ્તિત્વનું વૃક્ષ પણ હોય છે
એની શાખા હવે હવામાં કંપે છે.
નીલ આકાશની ચાદર નીચે એક અનસ્તિત્વની ચાદર પણ હોય છે
એની ક્ષિતિજોને હવે એક ચકલી ચીરતી જાય છે
સ્ત્રીના શરીરની અંદર, એક અનસ્તિત્વનું શરીર પણ હોય છે
એના મંદિરમાં હવે તાજું લોહી ભેગું થાય છે
એક શહેરની અંદર એક અનસ્તિત્વનું શહેર પણ હોય છે
એનો ચોક પોતાના માર્ગમાં ડગમગે છે.

## સાગરની ગર્જના

જ્યારે મારાં બંને સ્તનો ધીરેથી કશું ઉભારે છે
ત્યારે હું દૂર સાગરની આછી ગર્જના સાંભળું છું
ચન્દ્રના આકર્ષણમાં સાગર ધરતીની પીઠ પરથી ઊભરે છે
મારા કિનારાની રેતીના પટ પર મોજાંઓ પછડાય છે
એ રીતે હું હમેશાં પ્રતીક્ષા કરતી રહું છું કે
ક્યારે મારા પતિ ને બાળકો દોડતાં આવે
અને સંસારનાં સ્વપ્નોના સાગરકિનારે ક્રિડારત થાય □

## નિયતિ □ ગુનર એકલ્યોફ

કોઈ કોઈ વાર હું મને
તારા અજબ જેવા અરીસામાં નિરખું છું :
એ જ જિદ્દી છોકરવાદ, ઉમ્મીદોની ભીડ
વક્ર વાસ્તવની પૃષ્ઠભૂમિમાં લખેલી
એ જ બાંકી એકલતા.
મારો આ સંઘર્ષ
તારી જ નિયતિનું પ્રતિરૂપ છે :
તણાયેલા તંગ દોરડા પર ઊભા રહેવું
ચીંથરેહાલ
ચપટા પગ અને હાથમાં લાંબો વાંસ
રંગીન ટોપી અને પાતળી મૂછ
મારા આત્મામાં આ બધું વિદ્યમાન છે
દોરડા પર ચાલતો વિદૂષક :
જે આપણા સૌની નિયતિ છે.

□

# તુર્કી કવિ : ઓરહાન વેલી ☐

૩૬ વર્ષની વયે, ૧૯૫૦માં મૃત્યુ પામનાર તુર્કી કવિ ઓરહાન વેલી તુર્કી કવિતાનો મહત્ત્વનો આધુનિક છે. આઠમી સદીથી ચાલી આવેલી કવિતાની પરંપરાને તોડી, આકૃતિ અને વિષય વસ્તુમાં જ નહિ, પણ તુર્કી કવિતાના કાર્યમાં પણ એણે ક્રાંતિકારી પલટો આણ્યો છે. વાસી છંદ, કૃત્રિમ અલંકારો, રુઢ રૂપકો અને શૈલીઓની સામે ઓરહાન વેલીએ દરરોજની જિંદગીને સીધી સંજ્ઞાઓમાં વ્યક્ત કરી, મુક્ત છંદનો ઉપયોગ કરી તુર્કી કવિતાનું ફ્રેન્ચ કવિતાના આધુનિકો સાથે અનુસંધાન કર્યું. ટૂંકમાં, રોજિંદી તુર્કી ભાષાની એણે પ્રતિષ્ઠા કરી. રોજિંદું તળપદાપણું, વિહાસ અને સચોટ નર્મ : એની કવિતાનાં પ્રધાન લક્ષણો છે.

( તલત સૈત હલમાનનાં વિવેચન તેમજ અનુવાદને આધારે )



## ઓરહાન વેલીની રચનાઓ ☐ અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાલા

૧

દરિયાકાંઠાની નજીકની મારી ઓરડીમાં
બારી પાસે ગયા વગર હું કહી શકું કે
બહાર જે વહાણો જઈ રહ્યાં છે
તે તરબૂચ ભરીને જઈ રહ્યાં છે.

હું ટેવાઈ ગયો છું
દરિયાને મારી ઓરડીની છત પર
એનો અરીસો ધરી રાખવાનું ગમે છે
મને ગુસ્સે કરવાનું ગમે છે.

દરિયાઈ વેલાઓની ગંધ
અને માછલી પકડવાનાં સ્થળોએ ખૂંપેલાં
કિનારા પર ખેંચી લેવાયેલા ખૂંટાઓ
યાદ આપે છે :
ન–કશાના કાંઠે વસતાં બાળકોની.

૨

હમણાં ખીલી ઊઠનારી કળીઓ
આવનાર સુખદ દિવસોનો અણસાર આપે છે.
અને કોઈ સુંદરી
શહેર બહાર ઘાસમાં ઊંધી પડી
સૂર્યની નીચે
સ્તનો અને નાભિમાં કોઈ વસંતનો અનુભવ કરે છે.

૩

આ મસ્ત મોસમે જ મારું સત્યનાશ વાળ્યું છે.
આવી જ કોઈ મોસમમાં
મેં પાયસ ફાઉન્ડેશન્સ એજન્સીમાંથી રાજીનામું આપેલું.
આવી જ મોસમમાં મને સીગારેટ ફૂંકવાનું ગમતું
અને આવી જ મોસમમાં હું પ્રેમમાં પડેલો.
આવી જ કોઈ મોસમ હતી ને
હું ઘેર રોટી અને મસાલો લઈ આવવાનું ભૂલેલો.
થોડોક સમય
પાછી આવી જ કોઈ મોસમ
મારો કવિતા લખવાનો રોગ પાછો ઊભર્યો છે.
આ મસ્ત મોસમે જ મારું સત્યાનાશ વાળ્યું છે.

આંખો મીંચી અધીરાઈથી હું ઈસ્તામ્બુલને સાંભળું છું.
આ આવ્યો આછો પવન
અને ઝાડવાનાં પાંદડાં સહેજ ઝૂલ્યાં.
ત્યાં દૂર... પણે
પાણીવાહકોની ઘુઘરીઓ વણથંભ ધમક્યા કરે છે.
આંખો મીંચી અધીરાઈથી હું ઈસ્તામ્બુલને સાંભળું છું.

પછી ઓચિંતાં પંખીઓ ઊડ્યાં
પંખીઓનાં ટોળાં ઊંચે...શિકાર ઝડપ...ઘુમરાણ...
માછલી પકડવાનાં સ્થળોમાં જાળ પથરાઈ ચૂકી
અને કોઈ સ્ત્રીએ પાણીમાં પગ નાંખી છલછબિયાં શરૂ કર્યાં.
આંખો મીંચી અધીરાઈથી હું ઈસ્તામ્બુલને સાંભળું છું.

મોટું બજાર શાંત અને ઠુંઠું છે,...
બજાર અંદરના ભાગમાં બૂમાબૂમ છે,
મસીદના બધા ચોક કબૂતરોથી ખીચોખીચ છે,
બંદરગાહોમાં હથોડા ઝીંકાય છે, ટીપાય છે...
વસંતનો પવન પરસેવાની બૂ વહે છે.
આંખો મીંચી અધીરાઈથી હું ઈસ્તામ્બુલને સાંભળું છું.

વીતી ગયેલી મ્હેફિલોના ભણકારા હજી.
અંધારિયા બોટ હાઉસવાળું દરિયાકાંઠે ઊભેલું મકાન ઘેરી ઊંઘમાં
દક્ષિણના પવનોના કોલાહલ વચ્ચે ઊભું છે.
આંખો મીંચી અધીરાઈથી હું ઈસ્તામ્બુલને સાંભળું છું.

કોઈ સરસ છોકરી ફૂટપાથ પર જઈ રહી છે.
ગાળ... વ્હીસલ... ઈશ્કી ગીત... ગંદી ટીખળ...
ક્યારેય એના હાથમાંથી પડી જાય છે:
ગુલાબ, હું કલ્પું છું.
આંખો મીંચી અધીરાઈથી હું ઈસ્તામ્બુલને સાંભળું છું.

તારા ઘેર ફરતે પંખી ફફડે છે.
તારી ભ્રમરો પર પરસેવાનું બુન્દ છે? નથી? જાણું છું.
તારા હોઠ ભીના છે? નથી? હું જાણું છું.
પાઇનનાં ઝાડવાંઓની પાછળ રૂપેરી ચાંદ ગેળે છે.
આ બધું તારા ધડકતા દિલમાં પામું છું.
આંખો મીંચી અધીરાઈથી હું ઇસ્તામ્બુલને સાંભળું છું.

૫

હું ઓરહાન વેલી છું.
'સુલેમાન ઇફેન્ડીને મરવું પડ્યું એ દયાજનક છે'
જેવી વિખ્યાત પંક્તિનો હું સર્જક છું.
મારી ખાનગી જિંદગી વિશે
મેં સાંભળ્યું છે, તમે ઘણી કલ્પનાઓ કરો છો.
વારુ, હું જ તમને કહું છું.
પહેલાં તો, હું આદમી છું. સરકસનો જાનવર નથી,
મારે એક નાક છે, અને બે કાન છે.
અલબત્ત રૂપાળાં નથી.
હું મકાનમાં રહું છું.
મારે નોકરી છે.
વાદળોને અડતું મારું માથું નથી.
'તમારાથી વધીને કોઈ પાક નથી'
એવો હરદમ મિજાજ રાખું છું.
ઇંગ્લેન્ડના બાદશાહ જેવો હું નમ્ર પણ નથી,
તેમ જ આપણા માજી વજીરના ઘોડારના
માજી પાલક જેવો હું ઉમરાવ પણ નથી.
બાફેલાં શાકભાજીનો શોખીન છું.

ગરમ રોટીની ખુશ્બો જેવી કોઈ ખુશી નથી.
પૈસા કે માલમિલકતની મને ક્યારે ય પરવાહ નથી.
ખુદાના સોગંદ ખાઈને કહું છું કે પરવાહ નથી.
ઓકતે રિફ્‌ત અને મેલિહ કેવડેત મારા જિગરજાન દોસ્ત છે.
મેં એક સુંદર છોકરી રાખેલી છે, ખાનદાન છે.
ને તેથી એનું નામ હું આપી શકતો નથી.
મને લાગે છે કે સાહિત્યના ઇતિહાસકારોને એ શોધી કાઢવાનું રહેશે.
નકામી બાબતોમાં હું ઘણો સમય ગાળું છું.
જ્યારે હું લખવાના કામ સિવાયનું કોઈ કામ કરું છું
તે નકામું હોય છે.
મને ખબર નથી પણ ઘણાં કામ
મેં એમ ને એમ રાખ્યાં છે.
એક પછી એક એમની યાદી કરવાની અહીં શી જરૂર છે!
એવાં કોઈ એ નમૂનેદાર નથી.



## શ્રાવણ

વાદળની પેલે પાર કંઈ ઝાંખો ઉજાસ છે,
સૂરજના માત્ર ભાસથી શ્રાવણ ઉદાસ છે.
ભીના વસનનો આભમાં પરદો કરી દીધો,
શ્રાવણ નથી, આ સૂર્યનો એકાન્તવાસ છે.

રતિલાલ 'અનિલ'

## લઘુ કાવ્યો ☐ શ્યામ સાધુ

(૧)

બરુના વનમાં
ભૂલા પડેલા પોપટને
પૂછોઃ તરતની નાહેલી કન્યા ક્યાં છે !

(૨)

કદાચ
છોકરીઓ શરમાય શીળું શીળું
કદાચ
છોકરીઓ સાધુ સાધુ કહે
કારણ કે
અંતે તો
પ્રેમ એ જ સત્ય છે.

(૩)

ગઈ કાલે એક સ્વપ્ન આવ્યું હતું
પેલા
મકાઈના ખેતરમાં
પતંગિયાંઓ તને મેંદી મૂકવાનું
શિખવતાં હતાં [એવું.]

## હું – □ રતિલાલ 'અનિલ'

ધરતી યે જવાની ને આકાશ ન મળવાનું,
પીંછાંઓ વિખેરીને ગમતું નથી ઉડવાનું.

અંધારે મજલ કાપું તો હું જ નથી હોતો,
પડછાયો લઈ સાથે તડકામાં વિહરવાનું.

એક વૃક્ષ કિનારે છે તે પરનું પાંદડું હું,
ડાળેથી ખરી અંતે પાણી પરે તરવાનું.

તડકામાં રખડનારો પડછાયો થશે ગાયબ,
એને જ કહે છે આ દુનિયા યે શું મરવાનું!

અંધાર રૂપે મળશું, અંધાર રૂપે રહીશું,
ભડકા રૂપે ઊઠીને થઈ રાખ વિખરવાનું.

હું શબ્દ થઈ આવ્યો પડઘાયો દિવાલો પર,
ને મૌન થઈ અંતે આકાશે વિરમવાનું.

હું બિંબ રૂપે ચાલુ, પડછાયો થઈ મહાલું,
ને કૈંક અરીસા પર તસવીરે સરકવાનું.

આ ઈન્દ્રધનુ-માર્ગે આવે તો કોઈ સારું;
અસ્તિત્વ કહો છો તે એક ફૂલ છે ધરવાનું.

## મુંબઈ ૧૧-૩-'૭૨ ☐ કિસન સોસા

કબૂતરખાનામાં ખખડી ઊઠ્યું
આસ્ફાલ્ટ પર રંભાસંભા કરતું નીકળ્યું
ક્ષણાર્ધમાં
રક્તિમ ટોરપીડો થઇ વીંઝાયું
જંગલમાં, શિકારની ચારેબાજુ
સોટી વીંઝતા
વર્તુળાકારે ઘૂમતા ગોરિલાની ચિચિયારીઓના
અવાજોના તળિયે પડખાં ઘસતો રહ્યો.
આખી રાત લમણા પરથી પસાર થતું રહ્યું
અસંખ્ય પગોવાળું
એક પ્ર-લંબ પ્રાણી
વહેલી સવારે
ટ્રેનમાં બેસી નીકળ્યો ત્યારે મેં જોયું
તો તે-સ્પષ્ટ સૂર્યપ્રકાશમાં-
તેના રેલ્વેના પાટા નજીક
ગંદી વસાહતની આ બાજુ
ઉઘાડે છોગ શુરુશંકા કરતું બેઠું હતું.

## ટ્રેનમાં મળેલાં બે વિજાતીય પાત્રો વિશે □ કિસન સોસા

તેઓ બે હતાં.
અમે પણ બે હતાં.
તેઓ પૂર્ણ 'આધુનિક' હતાં.
અમે અર્ધ 'ગામડિયા.'
તેઓ અંગ્રેજીમાં વાત કરતાં હતાં.
અમે કાઠિયાવાડીમાં.
તેઓનો વાન બાસમતી ચોખા જેવો હતો
અમારો.
પી. એલ. ૪૮૦-ના ઘઉં જેવો.
તેઓની પાતળી આંગળીઓમાં
હીરાજડેલી સોનાની અંગૂઠીઓ હતી
અમારી ય આંગળી પાતળી હતી, પણ...
તેઓ વિજાતીય હતાં અને 'વિલ્સ' પીતાં હતાં.
અમે 'બર્કલે.'

તેઓના હોઠ કાળા પડી ગયા હતા
અમારા પણ.
તેઓ અંગ્રેજીમાં ગાતાં હતાં :
હાઉ વૂડયુ લાઇક ટુ કિસ યુ ઇન ધ મુનલાઇટ

અમે કાઠિયાવાડીમાં :
ડુંગરે ડુંગરે કાદુ તારા ડાયરા...
તેઓ અમારી સામે બેઠાં હતાં.
અમે પણ તેઓની સામે બેઠા હતા.
તેઓની ટ્રેન ચાલતી હતી
અમારી ટ્રેન પણ ચાલતી હતી.
અમારી વચ્ચે કાંઇ સામ્ય નહોતું.
અમારી વચ્ચે કશો વિરોધ નહોતો.
અમારી આંખ તેઓ લઇ ગયાં
તેઓની આંખ અમારી પાસે રહી.
તેઓ ઉદવાડામાં ઊતરી ગયાં.
અમે ટ્રેનમાં બેસી રહ્યા.
તેઓ બે હતાં
અમે પણ બે હતા.
અમારી વચ્ચે કશું સામ્ય નહોતું....
અમારી વચ્ચે કશો વિરોધ નહોતો.

## સૂરજને શું? સૂર્યવંશીને શું? ☐ મલ્લિકા બક્ષી

સૂરજને શું? સૂર્યવંશીને શું?
તરડાતો જાય મારી મહેંદીનો રંગ એવી છેટા રહી વરસાવે લૂ

છાતીમાં એનઘેન દીવા બળે ને
ઘોર અંધારાં આંગણાં ને મેડી,
આવે ને જાય મ્હોર આવે ને જાય
એની પડી ગઈ પાંપણોમાં ટેડી.
ખાલી વંટોળ સમા વાગે ભણકાર એમાં વીંધાતાં અવસર ને હું.
સૂરજને શું? સૂર્યવંશીને શું?

રુંવે રુંવે ઝળહળતી ખાલી બપ્પોર
અને આંખોમાં મેશ વળી જાય,
અધરાતે તડકાઓ એવા તપે કે મારું
ઝાંખું મોંસૂઝણું સૂકાય,
દીધેલો સાદ એમ વિખરાતો જાય જેમ વાયરામાં વિખરાતું રૂ.
સૂરજને શું? સૂર્યવંશીને શું?

## હું–મારી બહાર ☐ રતિલાલ અનિલ

મારાં કેટલાંયે આકર્ષણો ગુરુત્વાકર્ષણની સીમાની બહાર છે–આ પૃથ્વીને પેલે પાર લાખ લાખ સાંઢણીઓનાં પગલાંની ગતિની બહાર આવેલા તારાઓ અને ગ્રહોને મારાં પગલાં ઝંખે છે, અને એની યે પેલે પાર રહેલા અપરંપાર બ્રહ્માંડનું આકર્ષણ તો સત્ય અને મિથ્યાત્વાદની મથામણમાં મને વલોવી નાખે છે.

મારા કેટલાયે સ્પર્શો મારી ત્વચાની બહાર છે. પેલાં વાદળાંની અલસતા મને સ્પર્શી ગઈ છે, અને એ વાદળાને ઊલટાવ્યા કે તેને પેલે પાર ગયા વિના પણ તેની તે બાજુની ભૂરી ઝાંય ઝીલતી અલસતાને હું સ્પર્શ્યો છું. ઈન્દ્રિયાતીત, અણદીઠી અને અતાગ એવી કેટકેટલી મધુરતાએ મને સ્પર્શી સ્પર્શીને ક્યારેક લયલીન ને ક્યારેક ધુમ્મસમાં ઊડતા ધોળી ચળકતી પાંખવાળા પક્ષીની પાંખની જેમ વીંઝી નાખ્યો છે, અને ત્યારે મારા આંગળાં અને હોઠ સ્પર્શવિહાણાં હતાં.

મારા કેટલા યે સાદ કે ધ્વનિઓ મારી ભાષા અને જીભની યે બહાર છે. પવનની લહેરે ધીરે ધીરે ગાતું સરુવન, અતે સાગરમોજાંનો પ્રલંબ નાદ, મંદિરના શિખરે ફરફરતી ધજા, શિખર પરથી ખીણમાં અનાયાસ ફેંકાઈ ગયેલી શીલા, અને દવમાં બળતાં ઊડતાં ઊડતાં ખાક થતાં પહેલાં લીલાં પાંદડાંએ કરેલો તરડાટ—એ મારી વાણીના વેરવિખેર છૂટાછવાયા ધ્વનિઓ અને શબ્દો છે.

મારાં કેટલાંયે પ્રયાણો અને પ્રવાસો મારા પગની બહાર છે. સૂર્ય થોભી ગયો છે અને તેનાં કિરણો લાખોના લાખો જોજનનું અંતર

કાપીને મારી પાસે આવી ગયાં છે, તેમ મારા પગ સ્થિર રહ્યા છે અને એવા કેટલા યે સૂર્ય સુધી હું ચિત્ત દ્વારા પહોંચી ગયો છું. આ હું અહીં ઊભો છું અને મારા પગમાંથી માર્ગો નીકળી નીકળીને મારા જ પગલાં લઈને અગોચર સુધી પહોંચી ગયા છે અને એ રમ્ય પ્રદેશોને બ્રહ્માંડના કોઈ નકશામાં આંગળી ચીંધીને હું નિર્દેશી શકું એમ નથી. મારા ઉચ્છ્‌વાસ વહેતા પવનને સોંપી હું દૂર દૂર ગયો છું અને શ્વાસ દ્વારા હું મારામાં પાછો પણ ફર્યો છું.

મારા કેટલા યે શબ્દો મારી વાણીની બહાર છે. રણમાં પડેલાં પગલાં એ શું મારા શબ્દો નથી? અને એ પગલાને ભૂંસી નાખતો પવન, એ શું મારો એકધારો વાક્‌પ્રવાહ નથી? મૂંગું આકાશ એ મારો કેવો મોટો શબ્દ છે! કિનારે ઝૂકેલા વૃક્ષ પરથી જળાશયમાં પડેલા પાંદડાનો 'ડબ્‌' સાદ એ શું કોઈ બળતી બપોરે નિર્વેદની ક્ષણે સરી પડેલો મારો એક શબ્દ નથી? અને તૂટક તૂટક શબ્દો જેવા, સાગરમાં આવેલા છુટક છુટક ટાપુઓ—એ શું મારા શબ્દો નથી?

મારા કેટલા યે અર્થો મારા શબ્દોની બહાર છે કાળી રાત્રીએ સરી જતા ધૂમકેતુનું. અતિ ચંચળ જળસપાટીએ ક્ષણાર્ધ ઝીલેલું પ્રતિબિમ્બ, રાની પશુએ શિંગડાંની અણીએ જમીન ખોદી ખોદીને કોઈ પુષ્પવૃક્ષના ખુલ્લા કરેલાં, પોપણરહિત કરેલાં કેટલાંક મૂળ, સાંજટાણે નીડમાં પાછા ફરવા વેગથી ઊડતું અનાયાસ વીંધાઈને જમીન પર આવેલું પક્ષી—ઘાયલ અસહાય પ્રાણીની ચારે બાજુ જોયા કરતી વ્યાકૂળ આંખ, અનાયાસ પાંખ જૂઠી પડતાં સાગરને તળિયે શબ થઈ પહોંચેલી માછલી—આવા તો કેટકેટલા મારા અર્થો છે.

મારા કેટલાયે વિચારો મારા મગજની બહાર છે. આ મૂગું આકાશ એ મારો વિચાર છે, ભભૂકી ઊઠેલો જવાળામુખી એ મારો વિચાર છે, ભૂગર્ભમાં ઊંડે ઊંડે તૂટી પડતી શીલાઓ એ અણધારી અણકલ્પી વિચારધારા છે. પેલું હવામાં ધીરે ધીરે આમતેમ નમતું ઝૂલતું ફૂલ

એ મારા જ કોઈ પ્રસન્નકર વિચારનો લયલોલ છે, પેલું એક પ્રાણી પેલા વૃક્ષના થડ સાથે એનું માથું ખણે છે તે, અને વંટોળના ચકરડે ફેરફુદડી ફરતાં ને સાદ કરતાં સૂકાં પાંદડાં—મારા વિચારો નથી તો શું છે?

મારી કેટકેટલી નિદ્રા મારી તંદ્રાવસ્થાની બહાર છે! હું શ્વાસ ઉચ્છ્વાસ છોડતો પ્રકાશની દુનિયામાં ફર્યો છતાં મને બધું અપરિચિત રહ્યું—એ શું મારી ગાઢ નિદ્રા ન હતી? મારી એવી કેટલી યે રાત્રીએ સૂર્ય બરાબર ઊગેલો હતો.

મારો કેટલો યે સમય મારા સમયની બહાર છે. મારાં સ્વપ્નો દ્વારા હું અનાગતમાં જીવ્યો છું અને આ આગત ગત થઈ ગયો છે અને એનાગત એ જ મારે માટે આગત હતો. ગુરુત્વાકર્ષણની પરિધિમાં ચાલતી ઘડિયાળના સમયને અને ગુરુત્વાકર્ષણની પરિધિની બહારના બ્રહ્માના સમયને મેં એક સાથે ભોગવ્યો છે. અને કેટલી યે વાર તો માત્ર સમય જ હતો–હું નહોતો, અને એક ક્ષણની બહાર મારો કેટલો બધો સમય હતો!

મારું કેટલું યે અસ્તિત્વ મારા અસ્તિત્વની બહાર છે. મારું અસીમ જીવન આ સીમિત જીવનની બહાર છે. હું ઓછામાં ઓછો મારામાં અને વધારેમાં વધારે મારી બહાર છું.

કિનારે ફેંકાયેલું પાણીનું ટીપું કહે છે કે, હું મહાસાગર છું અને મારી બહાર જ વધારેમાં વધારે છું. ટીપું મટી જાય છે પણ મહાસાગર મટતો નથી. મારી તમામ ઈન્દ્રિયો મરી જશે ત્યારે હું ઈન્દ્રિયાતીત થઈને જીવીશ.

હું અસીમ આ સીમિતની બહાર છું હું–શાશ્વત આ નશ્વરની બહાર છું.



## બે આંસુનું ગદ્ય ☐ વશિષ્ટ આચાર્ય

જાણું છું, એનું ઉદ્‌ગમસ્થાન હું જાણું છું. ક્યારેક, હમણાંથી હરરોજ. ઊંડે ઊંડે, વેંત એક છેટે, કોઈક અણદીઠા પેટાળમાં કોઈક સમંદર વિક્ષુબ્ધ થઈ જાય છે. મારું સમગ્ર માનસ દરિયાઈ ઘૂઘવાટથી છલકાઈ જાય છે, ઊંચાં-ઉન્નત મોજાંઓ કિનારાના અણિયાળા ખડકો પર, પ્રિયતમ ખોઈ બેઠેલી વિહ્‌વળ સાપણની જેમ, માથું પછાડે છે. એની છાલકથી ઊડેલાં વિચ્છિન્ન ટીપાંઓમાંથી બે'ક આવીને આંજી જાય છે, મારી પાંપણની શુષ્કતાને.

જાણું છું, એનું ઉદ્‌ગમસ્થાન હું જાણું છું. દૂર...દૂર વેંતક છેટે અંધારપિછોડો ઓઢી સૂતેલા અવાવરુ ભેજિયા વગડામાં ઝંઝાનીલ સૂસવાય છે. જંગલી વરસાદ અનરાધારે તૂટી પડે છે. સુક્કાં પર્ણો પર ટપકતું પાણી અજાણ્યું ગીત ગાયા કરે છે. ત્યારે મને જાણ પણ ન થાય એ રીતે, બે'ક ટીપાં, પેલા વગડાના કોઈક વૃક્ષના પાંદડા પરથી લસરતાં આવી જાય છે મારી આંખોમાં.

મારામાં આવું થયા કરે છે. આ મારી વાત છે. તમને ય એવું થાય છે તેની ખરેખર મને ખબર નં'તી. મારી પાસે બે ટીપાં હતાં. મારા પોતાનાં. તડકાને હંમેશ પોતાનું પ્રતિબિંબ નિહાળવાની અભિપ્સા રહેતી અને તે મારી આંખમાં ડોકાઈ ક્યાંય સુધી પોતાનું પ્રતિબિંબ નીરખ્યા કરતો. આ ટીપાંનું દર્પણ લઈ, હું સમ્બન્ધોનાં ટોળામાં, એકાન્તોની ભીડમાં, ખૂબ ભટક્યો છું. શું તમે ય આ પૃથ્વી નામના ગ્રહ પર સાવ અટૂલાં છો? આ તમારી આંખોમાં ટીંગાતાં ટીપાંના દર્પણમાં, મારા દર્પણની જેમ, શું કોઇ સુગંધે પોતાનું પ્રતિબિંબ નીરખ્યું નથી? કોઈ ખમ્માનો હાથ તમારા વાંસા પર...ઠીક થયું,

આખર જેની જુસ્તજુ હતી તે મળ્યું ખરું. પણ ઊભાં રહો. સાંભળો ખરી મજાની વાત તો એ છે કે અહીં જ, મારા બધા જ રસ્તા સમેટતા આ સ્થાન પર જ, લીલીછમ બે પાંદડી પર આ ચકળવકળ ગોળમટોળ મોતી જેવા એક નહીં બે ટીપાં મારી આંખ પર ઝળૂંબતાં નિહાળું છું. મને જાણ પણ ન થાય એ રીતે મારો આગતનો પંથ ટૂંકાઈ ગયો છે. બળેલી સિંદરીની જેમ ઊડી ગયો છે એ રાખ થઈને, પંથ પહેલા કેડી બન્યો, પછી ચીલો, પછી ઝાડીઝાંખરાથી ભરેલી એક અભેદ્ય દીવાલ. આ ક્ષણે, મારી મુઠ્ઠીમાં થોડાક શ્વાસ, મારી આંખોમાં થોડુંક ધૂમ્મસ...બસ, બીજું કશુંય નથી શેષ. આખા રસ્તે સૂની આંખે મેં શોધ્યા કર્યું હતું ત્યારે મળી ગયું હોત આ બે ટીપાંનું ઐશ્વર્ય તો કદાચ મારો પંથ લંબાયો પણ હોત. હવે તો આ ટીપાં, જેની બે પાંદડીમાં ડબડબી રહ્યાં છે તે વૃક્ષને એટલું જ કહીશ: તારાં પર્ણોમાંથી પેલું લીલા પ્રકાશનું અલૌકિક ગીત વહેવા દે! સૂર પીતાં પીતાં જ હું નીંદરવા માંડું છું. એ સૂરના સ્પર્શે જ અસ્તિત્વમાં બંધાયલાં નમકનાં અગરો ઓગળી જશે. અહીંથી ચાલી નીકળીશ ત્યારે હળવોફૂલ હોઈશ. મૃત્યુ પછીના માર્ગમાં સંગીતનાં વૃક્ષો હારબંધ ખડાં હશે. ત્યાંના એકાકીપણાને ભુલાવતી મારી પાસે હશે આ, અંતપણે મારી આંખો પર ઝળૂંબતાં બે ટીપાંની ભીની ભીની સ્મૃતિ...... □

## ગઝલ □ અજિત ઠાકોર

હાથ ઊંચા થાય તેથી શું વળે,
ટેકરી મેદાનમાં જઈ ઓગળે.

ભીંત નતમસ્તક થઈ ઊભી રહે–
સૌ છબીઓ ધીરે ધીરે ઊતરે.

હું જઉં ઘરમાં પહેરણ પ્હેરવા–
સીમ ઉંબરમાં ઊભી રૈ ખાંભરે.

લોકટોળામાં ફરું અફવા સમો–
સંશયોનું ટોળું મારામાં ફરે.

## ☐ સમય અને જીવન ☐ આઇઝેક આસિમોવ

સમયની સાપેક્ષતાનું એક અનોખું અને પરેશાન કરનારું પાસું પણ છે, જેનો ઉલ્લેખ ભૌતિક વિજ્ઞાનના પાઠ્ય પુસ્તકોમાં નહીં જોવા મળે. તે આપણને સૌને લાગુ પડે છે; કેમકે ઉંમરના વધવા સાથે સાથે સમય વધારે તીવ્રતાથી વીતે છે. આ સાવ ચોક્કસ વાત છે, સર્વથા સર્વસંમત.

આપણે એક કાળે બાળક હતા. આપણને સૌને યાદ છે કે, બાળપણમાં તહેવારો અને રજાઓની વચ્ચેનો સમય આપણને અત્યંત લાંબો, રણ જેવો લાગતો હતો. દરેક દિવસ બહુ લાંબો, દરેક અઠવાડિયું અનંત.

હવે પ્રૌઢાવસ્થામાં આપણે ઝડપથી ભાગતી વખતે સ્તબ્ધ થઈ ને જોતા અને બડબડતા રહી જઈએ છીએ–'બધો સમય ક્યાં ચાલ્યો ગયો !' એક તહેવારની પાછળ બીજો તહેવાર ચાલ્યો આવે છે. અને વર્ષ એવી રીતે આવે છે અને ચાલ્યું જાય છે કે, એક–બે દશકા પહેલાં મહિના આવીને ચાલ્યા જતા હતા એમ !

આમાં ખરેખર તો આશ્ચર્યની કોઈ વાત નથી. પોતાની ચેતનામાં સમયને આપણે કોઈ નિરપેક્ષ પ્રમાણમાં માપતા નથી, બલકે પોતે મેળવેલા અનુભવો સાથે જોડીને એને માપીએ છીએ. દસ વર્ષના બાળકને માટે એક વર્ષ એના જીવનકાળના દસ ટકા છે, પણ ૫૦ વર્ષના માણસને માટે એના જીવનકાળના માત્ર બે ટકા જ.

સમય વીતવાનો અહેસાસ મુખ્યત્વે નવીનતાઓની સ્મૃતિ છે. જે કાળમાં ખાસ કશું બનતું નથી, તેની કોઈ ખાસ વાત યાદ રહેતી નથી, અને તે સમય જલદી વીતી જાય છે. દસ વરસના બાળકને માટે

લગભગ દરેક ચીજ નવી હોય છે; એનો દરેક દિવસ ઉત્તેજિત કરનારી ઘટનાઓથી ભરેલો હોય છે. જે સ્મૃતિમાં ઊભરીને અંકિત થાય છે અને એ અનુભૂતિને તીવ્રતર બનાવે છે કે ઘણો સમય વીતી ગયો છે. પચાસ વર્ષના આદમીને માટે બહુ ઓછી ચીજો નવી રહી જાય છે; એને માટે શિખરોની ઊંચાઈ ઓછી થતી જાય છે. એટલે સમય ઓગળીને આપણા મનમાંથી ચુપચાપ ગળી જાય છે.

આનો ઇલાજ? ચોક્કસ જ આપણે, આપણી ઉમર ઘટાડીને નાના બની શકીએ નહીં, પણ પોતાને ચીજોમાં વધારે દિલચસ્પી લેવાની ફરજ તો પાડી શકીએ. જીવનની વિવિધ ક્ષણોનો આનંદ ઉઠાવતા શીખીએ; એમાંથી કયું કૌતુક અને નવીનતા પામી કે તારવી શકાય એ શોધતા શીખીએ. એથી જીવન લંબાય તો નહીં, છતાં એ વધારે દીર્ઘ લાગશે. અને એ પણ તો એટલી જ સારી વાત છે. □

## વૈભવ □ ડી. એચ. લોરેન્સ

જ્યારે હું અમીર થવાની ઇચ્છા કરું છું ત્યારે
હું માંદો પડ્યો હોઉં એમ લાગે છે.
કારણ કે ખરું પૂછો તો, હું જેવો છું તેવો સારો છું
તેથી જ્યારે મારી જાતને એમ વિચારતા પકડું છું :
આહ જો હું અમીર હોત તો......!
ત્યારે હું મારી જાતને કહું છું :
હલો ! હું સારો નથી. મારી શક્તિ ઓછી થઈ ગઈ છે.

□ અનુ. કિરણ શાસ્ત્રી

□ 'Riches' નો અનુવાદ.

હું એ ડોસાને ચાહતો હતો. જો કે એમાં મારો કશો જ સ્વાર્થ કે હેતુ નહોતો. એણે મારું કાંઈ અહિત કર્યું નહોતું. તો યે, હું રાત દિવસ પરેશાન રહેતો હતો. એ કદાચ એની આંખને કારણે હતું. એની એક આંખ ગીધ જેવી હતી–ભૂરી પીળાશ પડતી. જ્યારે યે એ આંખ મારી સામે મંડાતી, મારું લોહી ઠરી જતું. મેં એ ડોસાની હત્યા કરવાનો નિશ્ચય કર્યો. એ આંખથી હંમેશાંને માટે મુક્ત થવા માટે.

એની હત્યા પહેલાં હું એક સપ્તાહ સુધી જેટલો દયાળુ રહ્યો એટલો કદી રહ્યો નહોતો. દરરોજ મધરાતના સમયે હું ધીરેથી બારણું ઉઘાડતો. ડોકિયું કરવા જેટલો અવકાશ થતો ત્યારે એક ઢાંકેલું ફાનસ લઈને અંદર ડોકું કરી એને જોયા કરતો. સાત સાત રાત મેં આ રીતે એને જોવામાં પસાર કરી. એની એ ગીધ જેવી આંખ દરેક વખતે મીંચેલી જ હોય. હું કંઈ કરી શક્યો નહીં, દરરોજ સવારે એની પાસે જતો અને એના ક્ષેમકુશળ પૂછતો.

આઠમી રાતે મેં વધારે સાવધાનીથી બારણું ખોલ્યું. એને મારા ઇરાદાનો અણસાર પણ નહોતો. હું મારા ઈરાદા પર હસી પડ્યો. કદાચ એણે મારું હસવું સાંભળી લીધું હતું, કેમ કે એણે પડખું ફેરવ્યું હતું. તો યે, એ મને જોઇ શકતો નહોતો. ઓરડામાં ગાઢ અંધકાર હતો. હું ફાનસ ખોલવાનો હતો ત્યાં મારો અંગૂઠો સરકી ગયો. એ આંચકાભેર બેઠો થઈ ગયો અને ઘાંટો પાડ્યો, કોણ ?

હું પૂરો એક કલાક ખામોશ ઊભો રહ્યો. એ દરમ્યાન એના ફરી સૂઈ જવાનો અણસાર ન મળ્યો. મને ખબર હતી એ ડોસો ડરેલો હતો. મને એના પર દયા આવી.

હું ઘણો સમય ધીરજપૂર્વક ઊભો રહ્યો. પછી મેં જરાક બારણું ખોલ્યું અને ફાનસ પરની આડશ જરા હટાવી. પ્રકાશની પાતળી

રેખા એની ગીધ જેવી આંખ પર પડી. એ ખુલ્લી હતી, ડોસાનો અંતિમ સમય નજીક આવી ગયો હતો. મેં ઓરડામાં છલાંગ મારી. મેં એને મારીને જમીનમાં દાટી દીધો. ખૂનના તમામ ચિહ્નો દૂર કર્યાં.

ચાર વાગી ગયા હતા. બારણે ટકોરા પડતા હતા. મેં બારણું ખોલ્યું. સામે પોલીસ અધિકારી ઊભા હતા. એમણે કહ્યું કે, રાતે પાડોશીઓએ અહીંથી આવતી ચીસ સાંભળી હતી.

મેં એમને કહ્યું કે, હું એક ભયાનક સ્વપ્નું જોઈને ચીસ પાડી ઊઠ્યો હતો. મેં એમને આખું ઘર બતાવ્યું અને કહ્યું કે ડોસો બહાર ગયો છે.

જો કે, મારા વર્તનથી એમને સંતોષ આપ્યો હતો, તો પણ મારો ચહેરો પીળો પડી ગયો હતો. □

## સ્ત્રીઓને

જે લાગણીઓ મારી પાસે નથી તે મારી પાસે નથી.
જે લાગણીઓ મારામાં નથી, હું એમ નહિ કહીશ કે મારામાં છે.
જે લાગણીઓ તમે કહો છો તમારી પાસે છે, તમારામાં નથી.
જે લાગણીઓ તમે આપણા બંનેમાં હોય એમ ઇચ્છો છો
તે આપણા બેમાંથી કોઈ પાસે નથી:
જે લાગણીઓ લોકો પાસે હોવી જોઈએ તે તેમની પાસે કદી હોતી નથી.
જો લોકો કહે કે તેઓ પાસે લાગણી છે તો
તમારે ચોક્કસ માનવું તેઓ પાસે તે નથી.
તેથી જો તમે આપણે બંને થોડી પણ લાગણી અનુભવીએ એમ ઇચ્છતા હો તો તમે
લાગણીઓ વિશે વિચારવાનું સંપૂર્ણ બંધ કરજો.

□ ડી. એચ. લોરેન્સ □ અનુ. કિરણ શાસ્ત્રી

'To women, as far as I'm concerned'નો અનુવાદ.

## ધંધો

□ ક્રિસ્ટિયાના એ. આયડૂ

□

*
ખોવાયેલી
છોકરીને
શોધવા
ગયો,
મળી
એક
સ્ત્રી
*

'પછી થયું એવું કે, મેં ખૂબ ખૂબ શોધ કરી તો યે મને મારી બૅગ મળી નહીં. થાકીને લોથપોથ થઈને, નીચી નજરે હું ધીરે ધીરે આગળ વધ્યો. એ વખતે રસ્તા પર સેંકડો મોટરો આવ-જા કરતી હતી. હું આંખ ઊંચી કરવાનો પ્રયત્ન કરતો ત્યારે એ કારોની બત્તીના પ્રકાશ મારી આંખોને મૂંઝવી નાખતા, નજરને ધૂંધળી કરી મૂકતા અને માથું ચકરાવા લાગતું. મોટરની એ ભીડથી ગભરાઈને હું ક્યાં સુધી સર્કલની પાસે ઊભો રહ્યો. છેવટે એક ટ્રકવાળાએ મને બેસાડ્યો અને હું સ્ટેશને પહોંચ્યો. નજીકમાં જ પ્રોબી જતી બસોનો ડ્રાઈવર ઘાંટા પાડી પાડીને ઉતારુઓને બોલાવતો હતો.

લગભગ અઢી વાગ્યે હું પહોંચ્યો હોઈશ. બારણું ખખડાવ્યા પછી કોઈએ ઘણીવાર પછી બારણું ખોલ્યું. કદાચ દુઆયાવ બપોરની ઊંઘ કાઢતો હશે, બહાર ઊભો હું વિચારતો હતો. ઘણીવારે બારણું ખૂલ્યું ત્યારે દુઆયાવ મારી સામે હતો. મને જોતાં ઘાંટો પાડી મને આવકાર્યો.

△
△ △
△ △ △

દુઆયાવે સરસ લાઈફ બનાવી છે. એની મા બહુ નસીબદાર છે. વારુ એવું કેમ થાય છે કે, કેટલાક લોકો સ્કૂલ-કોલેજમાં જઈને બહુ ભણે છે, તો કેટલાક લોકો આગળ વધી શકતા જ નથી? હવે જુઓને, મનસા પણ આપણા ગામની સ્કૂલમાં દુઆયાવની સાથે ભણતી હતી, પણ એણે સ્કૂલ કેમ છોડી દીધી?

ખેર, જવા દો. હું કહેતો હતો કે, દુઆયાવ સરસ રીતે જિંદગી જીવે છે. એના નાના ઓરડામાં પુષ્કળ ફર્નિચર ઠાંસ્યું છે. મેં એને પૂછ્યું કે, આવડા નાના ઘરમાં કેમ રહે છે, તો એણે કહ્યું કે આટલું ઘર મળવું પણ શહેરમાં મુશ્કેલ છે.

સામાન્ય વાતો પછી દુઆયાવે મને પૂછ્યું કે, શહેરમાં કેમ આવવું થયું ? એટલે મેં વાત કરી...કેવી એની સાથે ભણતી મનસાએ ત્રીજી ચોપડી પછી સ્કૂલે જવાની ના પાડી, એને મારી માએ જબરદસ્તીથી સ્કૂલે મોકલવાના કેટલા પ્રયત્નો કર્યા...

હવે તું મને વચમાં રોક નહીં, મા ! અહીં હાજર છે તે બધા જાણે છે કે, તેં એને સ્કૂલમાં મોકલવા માટે કેટલી જીદ કરી હતી.

હા, તો મેં એને કહ્યું કે, મનસાએ છેલ્લે જ્યારે સ્કૂલે જવાની ના પાડી દીધી, ત્યારે આપણે મનસાને ઘરનું કામકાજ અને સિવણ-મશીન ચલાવતાં શીખવવાનું કહેતી પેલી સ્ત્રી પાસે લઈ ગયાં હતાં અને પછી એ કેવી પહેલી ક્રિસ્મસ પર તો ત્યાંથી પાછી ફરી, પણ હવે છેલ્લાં બાર વર્ષથી તો એનો કોઈ પત્તો જ નથી.

એણે પૂછ્યું કે, ત્યારે તું તારી બહેનને શોધવા આવ્યો છે ?

મેં હા પાડી.

એ સાંભળીને હસવા લાગ્યો. કહે તારું મગજ તો ફરી નથી ગયું ને ? અહીં એક સ્ત્રીને શોધી કાઢવી એ શું મામૂલી વાત છે ? તને તો એની ખબર પણ નથી કે, એ પરણી ગઈ છે કે એકલી છે ! માની લે કે એ કોઈને પરણી ગઈ હોય, અને શહેરથી દસ માઈલ દૂર બંગલામાં રહેતી હોય, તો તું એને ક્યાં શોધશે ?

ચોંક નહીં, મા ! એના લગ્નની વાતથી આશ્ચર્ય પામવાની કશી જરૂર નથી. મેં જ્યારે પહેલી વાર સાંભળ્યું ત્યારે મને પણ આઘાત લાગ્યો હતો. પણ વિચાર તો ખરી, છોકરીઓને મોટી થતાં વળી કેટલો સમય લાગે છે ! અને તેં તો વળી એને બાર વર્ષ પહેલાં જોઈ હતી, એ દસ વર્ષની છોકરી હતી ત્યારે.

દુઆયાવે મને કહ્યું કે મનસા હવે એટલી મોટી થઈ ગઈ હશે કે એ લગ્ન તો શું, ચાહે તે કરી શકે.

એટલે, તું શું કહેવા માંગે છે...હું ફરી ચોંકયો, ક્યાંક તને ખબર તો નથી ને કે એ ક્યાં છે? શું બાળકો ય થઈ ગયાં છે?

બાળકો? દુઆયાવ જોરથી બોલ્યો અને મોટેથી હસવા લાગ્યો. એ મને કહે કે હું તને સૂચવવા માગું છું કે મનસાને શોધી કાઢવી એ સહેલું કામ નથી.

મેં કહ્યું કે એથી કશો ફરક પડતો નથી. મનસા જો મરી પણ ગઈ હશે તો ઓછામાં ઓછું એના આત્માને એટલી ખબર તો પડશે જ કે આપણે એને શોધવા અજાણ્યા શહેરમાં ભટકયા હતા. બલકે ઘેર પાછી લઈ જવા માટે જીવજાનથી પ્રયત્નો કર્યા હતા.

હવે તું નાહક શું કામ આંસુ સારે છે, મા? મેં ક્યાં તને મનસા મરી ગઈ છે એવું કહ્યું છે?

દુઆયાવ અને હું મનસાને શોધવાની યોજના કરતા હતા. પછી એણે નાહવા માટે પાણી આપ્યું અને રસોઈ કરી, જમતી વખતે એ મને આપણા ઘરની નવાજૂની પૂછતો રહ્યો. મેં કહ્યું કે માએ બીજાં લગ્ન કર્યાં છે, અને કોઈ રીતે 'જકાત્સે'ને કારણે કોકોની ફસલ ગયે વર્ષે ખરાબ થઈ ગઈ. જમ્યા પછી મારી આંખ મીંચાવા લાગી અને હું ત્યાં જ પગ લંબાવીને ઊંઘી ગયો. ઊઠ્યો ત્યારે બહાર અંધારું હતું. મેં ધ્યાનપૂર્વક જોયું તો દુઆયાવની સાથે કોઈ સ્ત્રી હતી.

એ મારી મિત્ર છે–એણે એ સ્ત્રીનો મને પરિચય કરાવ્યો પણ મારી ધારણા પ્રમાણે ઘરના માણસની મરજી વિરુદ્ધ જેની સાથે દુઆયાવ પરણવા માગતો હતો એ છોકરી હતી.

અમે ત્રણે સાથે જમ્યાં,

ચોંકો નહીં, કાકા! શહેરમાં એવું જ થાય છે. સ્ત્રી, પુરુષ માટે રસોઈ કરે છે અને એની સાથે બેસીને જમે છે. એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે?

જમવામાં મને ઘણી તકલીફ થઈ. આમ તો એ વાનગી મકાઈના લોટની જ બનેલી હતી, તો ય એનો સ્વાદ ઘણો જુદો હતો. ગમે તેમ કરી થોડું જમીને હું ઊઠ્યો ત્યારે દુઆયાવે મને કહ્યું કે આપણે બહાર જઈએ છીએ. મને મારી બેગ સાંભરી. મેં એને કહ્યું કે મારી પાસે બદલવાનાં કપડાં નથી ત્યારે એણે જવાબ આપ્યો કે શહેરમાં આવ્યા પછી શનિવારની રાત ઘર બહાર ન ગુજારવા જેટલી બેવકૂફી બીજી કોઈ નથી. એટલે તું છે તે કપડાંમાં જ ચાલ, કશો વાંધો નહીં.

મને એક ગ્લાસ પાણી આપો, મારું ગળું સુકાય છે.

હા, તો અમે લોકો ઘરથી બહાર નીકળ્યાં, રસ્તે આવ્યા. આખો રસ્તો વીજળીની રોશનીથી ઝળહળતો હતો.

કેટલાયે લત્તા પસાર કર્યા પછી અમે એક મોટી ઇમારતની સામે પહોંચ્યાં. એમાં બૅન્ડ વાગતું હતું. દુઆયાવ ત્રણ જણની ટિકિટ લેવા ગયો. મારે મારે એ બધું સાવ નવું હતું. બહારથી એ ઇમારત મોટી લાગી, પણ અંદર ગયાં ત્યારે એમની ભીડ ઇમારત કરતાં વધારે લાગી. ત્યાં સેંકડો લોકો હતાં અને કાઉન્ટર પર શરાબ ખરીદતાં હતાં, નાચતાં હતાં.

કેટલાંક લોકો લોખંડના મેજની આસપાસ ખુરશીઓ પર બેઠાં હતાં. દુઆયાવના કહેવાથી અમારે માટે મેજ અને ખુરશીઓ આવી. અમે બેઠા કે પૂછવામાં આવ્યું, તમે શું પીશો ? મેં 'લામલાલે' લાવવા કહ્યું પણ પેલી સ્ત્રી ઘણી બેપરવાહીથી બોલી 'બીર.'

દુઆયાવ તરત શરાબ લઈ આવ્યો, પણ હું ક્યાં સુધી સ્તબ્ધ દશામાં બેસી રહ્યો. મારી સામે જ પેલી સ્ત્રી બીજા માણસોની જેમ બીર પીતી હતી. એવામાં બૅન્ડ વાગતું બંધ પડ્યું. દુઆયાવ એ સ્ત્રીની સાથે ફર્યો. મેં દુઆયાવને કહ્યું કે, મને ઠંડી લાગે છે. એ હસીને બોલ્યો–ઠંડી તો લાગશે જ, તું આ સ્ત્રીઓ માટેનો મીઠો શરાબ પીએ છે ને ?

શું એનાથી ઠંડી લાગે છે ?–મેં પૂછ્યું.

હા, તારે તો બીર પીવો જોઈએ !

'હું પણ એમ જ માનું છું,' કહ્યું, અને બીર આવ્યો.

અડધોક બીર મેં પીધો હશે ત્યાં એ બોલ્યો, 'તું થોડો નાચે તો ગરમી આવી જશે.'

પણ મને તો તમારી પેઠે નાચતાં નથી આવડતું ! તમે તો ગોરા લોકોની જેમ નાચો છો ! હું નાચીશ તો લોકો હસશે !

એ સાંભળી દુઆયાવ ખડખડાટ હસી પડ્યો. એથી પેલી સ્ત્રીએ પૂછ્યું કે શું છે ? દુઆયાવે એને ગોરાઓની ભાષામાં કંઈક કહ્યું–એ પછી બંને હસ્યાં. મારી સામે જોઈ ને દુઆયાવ બોલ્યો, નાચતી વખતે લોકો પોતાનામાં જ એટલાં મસ્ત હોય છે કે, બીજાંઓને જોવાની એમને ફુરસદ જ હોતી નથી.

હા, કાકા છેવટે હું નાચ્યો.

અમે નાચવાની વાત કરતાં હતાં ત્યારે દુઆયાવે પાછળ ફરીને નજર કરી. ત્યાં ચાર સ્ત્રીઓ સાથે બેઠી હતી. એમને જોઈને એણે અજબ જેવું મોઢું કર્યું, પછી મને કહે, 'તારી ઇચ્છા હોય તો પેલી ચારમાંની ગમે તે એકની સાથે તું નાચી શકે છે.'

હું તો સાંભળી સડક જ થઈ ગયો ! 'અજાણી છોકરી મારી સાથે નાચવાને રાજી થશે ?' મેં પૂછ્યું.

'હા, કેમ નહીં" દુઆયાવ બોલ્યો. મેં મેજ પાસે બેઠેલી એ ચાર સ્ત્રીઓ સામે જોયું. એ એકલી જ હતી. હું ઊભો થયો.

તમે મારી વાત સમજો છો ને ? ખાત્રીથી કહું છું કે, ત્યારે હું પાંદડાની જેમ ધ્રૂજતો હતો.

મને જોતાં જ ચારમાંની એક ઊભી થઈ ગઈ અને ગોરાઓની ભાષામાં મને કંઈક પૂછ્યું. મેં માત્ર માથું હલાવ્યું, એટલે મારી ભાષામાં જ એણે પૂછ્યું, 'શું તમે મારી સાથે નાચવા ચાહો છો ?'

'હા—' મેં ઉત્તર આપ્યો.

મારી ભોળી બ્હેન, તું જાણવા ઇચ્છે છે કે મને મનસા મળી કે નહીં ? ઉતાવળ ન કર, એ જ હું તને કહું છું.

હું એ છોકરીની સાથે નાચવા લાગ્યો. મારું મોટા ભાગનું ધ્યાન એના ચહેરા પર હતું—એ કારણે હું વારંવાર એના પગ પર પગ મૂકી દેતો હતો. એ આપણા જેવી જ કાળી હતી, પણ એના વાળ ગોરી સ્ત્રીની જેમ છૂટા, વાંસે વિખેરાયેલા હતા. મેં સ્પર્શ તો નહોતો કર્યો, પણ એ બહુ મુલાયમ લાગતા હતા. એના હોઠ પર તાજા ઘા જેવો લાલ રંગ લગાડેલો હતો. એનો પોશાક ભયંકર કહી શકાય એટલે ચુસ્ત, તસતસતો હતો. ઠીક સમય સુધી હું એની સાથે નાચતો રહ્યો. સંગીત પૂરું થતાં હું મારી જગ્યાએ પાછો ફર્યો. પેલી છોકરીએ એની સહિયરોને શું કહ્યું એ તો હું નથી જાણતો, પણ એ બધી એક સાથે હસવા લાગી. ત્યારે મને એકાએક ભાન થયું કે એ બધી શહેરની બદચલન સ્ત્રીઓ છે. દુઆયાવે કહેલું કે નાચવાથી ગરમી આવશે પણ, હું તો પહેલાં કરતાં વધારે ઠંડો પડી ગયો હતો. પેલી સ્ત્રીઓનો વિચાર આવતાં અફસોસ થયો. શું એમનું કોઈ ઘર નથી ? શું એમની માતાઓ એમને વહાલ નહીં કરતી હોય ? આ કેવો ધંધો છે ? મારી બ્હેન વિશે વિચાર કરતાં મને થોડી રાહત થઈ, કેમ કે એને શોધી શક્યો નહોતો તો યે, હું માનવા લાગ્યો હતો કે એનાં લગ્ન કોઈ મોટા માણસ સાથે થઈ ગયાં હશે.

ફરી બૅન્ડ વાગવા લાગ્યું, ત્યારે બીજા ટેબલ સુધી જઈને ફરી પેલી સ્ત્રીને નાચવા માટે આમંત્રણ આપવાની ઇચ્છા થઈ, પણ એ તો કોઈ બીજા સાથે નાચવા ચાલી ગઈ હતી. બે જ સ્ત્રી બેઠી હતી. એમને મેં પૂછ્યું તો એક મારી સાથે નાચવા માટે તૈયાર થઈ ગઈ નાચતાં નાચતાં એણે મને પૂછ્યું કે, 'શું તમે ફંતે જાતિના છો ?'

'હા—'મેં કહ્યું, એ પછી ક્યાં સુધી એની સાથે કશી વાત ન થઈ. બૅન્ડ વાગતું બંધ પડ્યું ત્યારે એણે મને કાઉન્ટર પરથી બીર

અને સિગારેટ લાવવા કહ્યું. મને થયું કે મારી પાસે એટલા પૈસા યે હશે કે કેમ? અમે પ્રકાશમાં આવ્યાં ત્યારે ખબર નહીં, હું એના ચહેરા સામે એકધ્યાને જોઈ જ રહ્યો. હૃદયમાં કંઈક તણાતું લાગ્યું.

'તું અહીં જ કામ કરે છે?' મેં પૂછ્યું.

'કયું કામ?'

'તને કામની યે ખબર નથી?' મેં ફરી પૂછયું.

એ નારાજ થઈ ગઈ. 'એ પૂછનારા તમે કોણ છો? તમને ખબર હોવી જોઈએ કે કોઈ પણ જાતનું કામ, કામ જ હોય છે! અણઘડ, ગામડિયો!' એણે ઘાંટો પાડ્યો.

હું ગભરાઈ ગયો. બધા લોકો અમારી સામે જોવા લાગ્યા. એને શાંત કરવા માટે એના ખભા પર હાથ મૂકવા ગયો પણ એણે મારો હાથ ઝટકી નાખ્યો.

'મનસા...મનસા! હું બોલ્યો તેં મને ઓળખ્યો નહીં?'

એ ક્યાં સુધી મારા ચહેરા સામે જોતી રહી, પછી હસવા લાગી. એનું હાસ્ય પેટમાંથી નહીં, ક્યાંક બીજેથી આવતું હતું, જાણે એ ખૂબ જ ભૂખી ન હોય.

'હું માનું છું કે તું મારો ભાઈ છે!' છેવટે એ બોલી.

ઓહ! મા, કાકી, બહેન—તમે બધાં રડો છો કેમ? એમા રડવા જેવું શું છે? મને એક ખોવાયેલી નાની છોકરીને શોધવા મોકલ્યો હતો, પણ મેં એક સ્ત્રીને મેળવી. એમાં આંસુ વહાવવા જેવું શું છે? મને બીજો એક ગ્લાસ પાણી આપો.

ધંધો કોઈ પણ જાતનો હોય, એને કામ જ કહી શકાય, મનસાએ જ્યારે એમ મને કહ્યું હતું ત્યારે મને લાગતું હતું કે એના હોઠ પર લોહી જામી ગયું છે. કામ ગમે તેવું હોય...

રડ નહીં! મા! આ વખતે ક્રિસમસ પર મનસા જરૂર ઘેર આવશે.



# યુદ્ધ : એક મજાક

આલ્બર્ટ બેલ્સ · અં. અનુ. કારેન કઓડીકયા · ગુ. અનુ. વિજય શાસ્ત્રી

જે ઘડીએ કૂકડાઓની ડોક કપાઈ તે જ ઘડીથી, પેલા છોકરાને મન તો યુદ્ધની શરૂઆત થઈ ચૂકી હતી. ખળા પાસે જ તેમાંના સાત તો લોહીઝરતી ગરદને પડ્યા હતા. એમાંનો એક તો હજુય થોડી થોડી પાંખો ફફડાવતો અને પગ હલાવતો તરફડતો હતો. છોકરો તો આ જોઈને આભો જ બની ગયો હતો. એને મન આ દ્રશ્ય ખૂબ જ જુગુપ્સા અને ભય પ્રેરનારું હતું. માથાં વગરના કુકડાઓ બિચારા ક્યાં ભાગી જઈ શકે તેમ હતું ?

છોકરો જાણતો હતો કે આ કુકડાઓને હવે પેલા ઘંટીવાળાને ત્યાં લઈ જવાશે, તો જ, તે ઘઉં દળી આપશે. કૂકડાઓને તેને ત્યાં લઈ ગયા વગર તે દળી આપે એમ નહોતું, કારણ યુદ્ધ ક્યારનું ય શરૂ થઈ ગયું હતું.

એ ૧૯૪૩નું વર્ષ હતું, જ્યારે છોકરાએ રીગાનો પ્રદેશ છોડી, ગામડામાં, તેની મા સાથે કાકાને ત્યાં રહેવાનું શરૂ કર્યું.

એને એના બાપનું સ્મરણ હજીય તીવ્ર રીતે હતું. ઊંચો અને પડછંદ, જાડા, ગુચ્છાદાર વાળ અને ગરમ હથેળીઓ; એ, હાલમાં કોઈ દૂરના પ્રદેશમાં લશ્કરમાં ફરજ પર હતો. ક્યાં હતો તેની માહિતી છોકરાને તેની માએ આપી નહોતી,

૧૯૪૩ની પાનખરમાં જર્મન સૈનિકોએ છોકરાના કાકાના રહેઠાણમાં જ અડ્ડો નાખ્યો. છોકરો આંગણામાં રમ્યા કરતો. જર્મનો ધરાઈ ધરાઈને મુરબ્બાવાળી મીઠાઈ ખાતા. કોઈ કોઈ વાર તેઓ છોકરાને મીઠાઈ અને ચોકલેટ આપતા. તેઓ આમ તો સીધા અને ભલા લાગતા પણ કાકાએ કહ્યું કે તેઓ તો ગંદા કુક્કરો છે અને તરત જ નીકળી જશે.

એક સવારે દૂરથી મેઘગર્જના થતી હોય એવો ધડાકો સંભળાયો. કાકાએ. જરૂરિયાતની સામગ્રીઓ બધી ગાડામાં ઠાંસી દીધી અને જંગલ ભણી અમને હંકારી ગયા.

થોડા દિવસ પછી તેઓ પાછા ફર્યા ત્યારે રશિયન સૈનિકોએ તેમનાં
ામાં પડાવ નાખ્યો હતો. આ રશિયનો પાસે ચૉકલેટ નહોતી. માત્ર
'ા બાફેલા બટાકા જ ખાતા હતા. તેઓએ પેલાં છોકરાને પણ
માંથી થોડાક આપ્યા અને તરત પેલા છોકરાએ રસોડામાં જઈ તેમને
મદદ કરવા માંડી.

એક સૈનિકે તો પેલા છોકરા ચમકતા હાથાવાળું, વિવિધરંગી પ્લાસ્ટીકનું બનેલું, ખંજર પણ આપ્યું. છોકરો એનાથી વાંદાઓને વીંધી નાખતો, રસોડાની ભીંતો પર સરકતા વંદાઓ તો છોકરાને મન વાઘ જેવા હતા.

કાકાનું મકાન ઘવાયેલાઓની સારવાર માટે લઈ લેવાયું. અને પેલા છોકરો અને તેની માને વાડામાં ચાલી જવું પડ્યું.

છોકરો, ઘવાયેલાઓના કણસાટ સાંભળતો અને તેમના સફેદ પાટાઓને લોહીયાળ બની જતા જોયા કરતો. ભારે અને તીવ્ર હૉસ્પિટલની હવામાં છોકરો હવે શ્વાસ લેવા લાગ્યો.

એક દિવસ, કોઠારના મકાન પાસે થઈને ગામ તરફ જતી સડક ઉપર એક ઍમ્બ્યુલન્સ વળાંક લેતી એક જર્મન સૈનિકની નજરે પડી. તે તરત તેને ઓળખી ગયો અને લાગલો જ જમીનસરસો ઊંધે માથે સૂઈ રહ્યો. ઍમ્બ્યુલન્સે એક બૉમ્બ નાખ્યો, જે ઊછળીને લીંબોઈના વૃક્ષોની ટોચ પર થઈને, વિનાશક ઝંઝાવાતની જેમ ફૂટ્યો.

ધડાકાએ ઍમ્બ્યુલન્સને પણ ઊંધી વાળી નાખી. તરત જ તબીબી સારવાર આપનારા માણસો સ્ટ્રેચર લઈને બહાર ધસી આવ્યા, સાથે જ સૈનિકો અને બીજા અધિકારીઓ પણ. છોકરો પણ એ બધાની પાછળ દોડ્યો.

ઊંધી વળી ગયેલી ઍમ્બ્યુલન્સમાંથી લોહીથી ભીંજાયેલા જાળીદાર પાટાઓમાં લપેટાયેલા હાથ-પગ બહાર નીકળી આવ્યા હતા. છોકરો આ જોઈ ભડકીને બે ડગલાં પાછળ હટી ગયો અને કોઈકના બૂટ સાથે

અથડાયો. એક સૈનિક છોકરાની પાછળ ઊભો હતો અને ઍમ્બ્યુલન્સમાંથી ઘવાયેલાઓને બહાર કાઢી સ્ટ્રેચર પર સુવડાવતા તબીબી માણસોને ૫ ભીડીને જોયા કરતો હતો. છોકરાએ પેલા સૈનિકનો હાથ સખતપણે પકડી લીધો. હાથ ગરમ હતો અને એમાંથી બંદૂકના દારૂની ગંધ આવતી હતી. અંગૂઠા ઉપરની ચામડી સખત અને ચળકતી હતી. છોકરો, ઉષ્માભર્યા હાથની વધુ નજીક સર્યો.

'ગભરાતો નહિ, (આનાથી યે) ભયંકર દુર્ઘટનાઓ થાય છે.'

–પણ આ વાક્ય, પેલા છોકરા કરતાં સૈનિકે પોતાની જાતને જ ઉદ્દેશીને વધુ કહ્યું હતું.

બીજે દિવસે, અનિદ્રાને કારણે સૂઝી ગયેલી આંખોવાળો એક તબીબી અધિકારી આવ્યો. તેની પાસે, ગંદાં ચીથરાંમાં લપેટેલો એક આદમીનો કપાયેલો પગ હતો. તેને તેણે કોઠારની પાછળ દાટી દીધો.

'માણસ વગરનો પગ? અશક્ય!' પેલા છોકરાના મનમાં લાંબે સુધી આ વિચાર ઘોળાતો રહ્યો. પેલો કપાયેલો પગ છોકરાને, જમીનમાંથી બહાર નીકળી આ પ્રદેશ છોડીને ક્યાંક દૂર ચાલી જતો કલ્પનામાં દેખાયો. કોઠારમાં રચાયેલી તાત્કાલિક હૉસ્પિટલ ખસેડી લેવાઇ. ત્યારબાદ પણ ઘણા લાંબા સમય સુધી આ દશ્યે છોકરાના મનનો કબજો છોડ્યો નહિ.

એ પગ હજુ ય તેના ખંડમાં એકલો પ્રવેશતો.

'પગ, તારે શું જોઈએ છે?'

'હું જેનું અંગ હતો, તે માણસની શોધ કરું છું!'

'એ તો હૉસ્પિટલની સાથે જ (ક્યાંક) ચાલી ગયો!'

'જુઠ્ઠું!' પગ જવાબ આપતો. 'એ જંગલોમાં સંતાતો ફરે છે. એ ક્યાં છે, મને કહે.'

પગ તેની નજીક ને નજીક આવવા લાગ્યો. છોકરો જાગી ઊઠતો અને ડરનો માર્યો ચીસ પાડી ઊઠતો. એની મા એને પોતાની સાથે સુવાડી દેતી.

પણ, તેમ છતાં છોકરો જાણતો હતો કે આ યુદ્ધ તો માત્ર એક ત છે ! છાપરા નીચેના કાતરિયામાંથી તેને જડેલી ચીજ વસ્તુઓ રફ નજર નાખી. રાસાયણિક દ્રવ્યો ભરવાની સીલબંધ બોટલો, તે દ્રવ્યો માટેની સોયો અને પિચકારીઓ કેટલી–સરસ વસ્તુઓ ! એક દિવસ એના કાકા ખુલ્લી ચોપડી પર, જલતી પાઈપ મૂકીને રસોડામાંથી બહાર ગયા. છોકરાએ પેલી પિચકારી વડે પાઈપમાં પાણી પૂર્યું અને પાઈપ હોલવાઈ ગઈ.

કાકાને કશી સમજ પડી નહિ કે કોણે તમાકુ ભીંજાવી દીધી, પણ તરત જ તે પામી ગયા કે આ કારસ્તાન પેલા શેતાનના બચ્ચાનું જ હોવું જોઈએ.

નાનકડો, શેતાનનો બચ્ચો તો મજેથી આ બધી ચીજવસ્તુઓ સાથે ખેલ્યા કરતો હતો, અને વિચારતો હતો કે જો લડાઈ ન થાત તો આવી બધી સામગ્રીઓ એને ક્યાંથી મળી શકતે ?

દાખલા તરીકે કારતૂસો હવે તો ઠેર ઠેરથી મળી આવતા. છોકરો, કોઠારની પાછળ કલાકો સુધી આ બધી ચીજો લઈ રમ્યા કરતો. કારતૂસમાંથી ગોળીઓ બહાર કાઢતો, તળિયે થોડોક દારૂ ચોંટી રહેતો, એ આખી કારતૂસમાં નાખતો અને એને માથે થોડેક દારૂ ભભરાવતો, કારતૂસને જમીન પર આકાશ ભણી માથું કરી મૂકતો, અને પછી દીવાસળી ચાંપતો, ધડાક ! અને ગોળી આછા ધસરકા સાથે છૂટતી.

ચકલીઓ મારવા માટે આજુબાજુમાં ક્યાંય નાનકડી બંદૂક તેને મળી નહોતી તેથી તે બેચેન હતો. પણ આ ખોટ દૂર કરવા તેણે એક પાટિયાના ટુકડામાંથી મશીનગન બનાવી કાઢી અને વાડામાં જ્યાં ત્યાં ગોળીનાં કાણાં પાડતો ટહેલ્યા કરતો.

એક દિવસ ટપાલી, એક ભૂખરા કવરવાળો પત્ર લાવ્યો. તેની માતાએ તેને ઝટ ઝટ ફોડ્યું. અને કાગળના ટુકડા પર ટાઈપ કરેલું લખાણ વાંચ્યું.

'અક્ષરો છાપેલા કેમ છે?' છોકરાએ આશ્ચર્યથી પૂછ્યું, 'શું, પપ્પા, ચોપડાં છાપવાનું કામ કરે છે ત્યાં?'

તેની માએ તેને કશો જવાબ આપ્યો નહિ.

'મારે વાંચતાં શીખવું છે. મારે પપ્પાનો કાગળ જાતે વાંચવો છે.'

'હવે તારા ગપ્પાનો એકકેય કાગળ નહિ આવે!' તેની માતાએ કહ્યું 'લડાઈ ખતમ થઈ ગઈ છે.'

'પણ પપ્પા છે ક્યાં?'

'તેમણે જ લડાઇ જીતી છે.'

—અને એકાએક છોકરાની મા રડવા માંડી–છોકરો ઊંડા વિચારમાં પડી આંગણામાં આમથી તેમ આંટા મારવા લાગ્યો. □

## શૂન્યતા □ હેલ્પર ક્રિસ્ટી

શાંત દરનું રૂપ લઈ આવી મળે છે શૂન્યતા,
રક્તનાં ટીપાં મહીં ધીમે બળે છે શૂન્યતા.

કોઈના યે શબ્દથી હલચલ કશી યે થાય ના,
કોઈ ટહુકાથી યે ક્યાં સહેજે ચળે છે શૂન્યતા.

સૂર્યનાં આછાં કિરણ આકળ ઉપર એવાં પડ્યાં,
દૂર થઈ શકતી નથી, બસ ટળવળે છે શૂન્યતા.

પાંખ ફફડાવીને પંખી ક્યાંક ઊડી જાય તો,
પાંદડાંની ધૂળ પર શી સળવળે છે શૂન્યતા!

હું મને પણ ના જડું નિઃસ્તબ્ધ શા એકાંતમાં,
કોણ જાણે કેટલી ત્યાં ખળભળે છે શૂન્યતા!

તેજનું ટપકું બની અંધારમાં ડૂબી જઈશ,
જ્યાં ન ચારે પાસ કોઈ ખળભળે છે શૂન્યતા.

# સન્યાસી અને સફરજન

□ પ્રભાકર ખવે □ અનુ. પવનકુમાર જૈન

એક નાના કસ્બામાં પ્રવેશતાં, અને ત્યાંની ગુજરીમાંથી પસાર થતાં, એક સન્યાસીને બહુ બધા લોકોને ખરીદતા અને વેચતા જોઇને રમૂજ થઈ. એ ગુજરીના અંત સુધી પહોંચ્યો, ત્યાં એણે એક સફરજન વેચનારને જોયો. એની નાની હાટમાં સુંદર, તાજાં અને ગોળ ગોળ સરફરજન સુઘડ રીતે એક મોટા ટોપલામાં ગોઠવ્યાં હતાં. સન્યાસીને લાગ્યું કે કદાચ એ ભૂખ્યો થયો હતો, અને કદાચ એણે એકાદું સફરજન ખરીદવું જોઇતું હતું. એટલે વેચનારા પાસે જઇને, હાથમાં એક સુંદર ફળ લઇને એણે સુંઘ્યું, જેથી એની તાજપની એને ખાતરી થઈ. પછી એણે કોમળતાથી ભાવ પૂછ્યો. અને વેચનારાએ એને ભાવ કહ્યો. સન્યાસીએ એના મોટા ઝબ્બાના મોટા ખિસ્સામાં ફંફોસ્યું. અને એની પાસે જે એક માત્ર સિક્કો હતો તે કાઢ્યો. સફરજનનો ભાવ ઘણા સિક્કા જેટલો હતો. એક સિક્કાથી એ સફરજન ખરીદવાનું અશક્ય હતું. આથી એણે ટાઢાશથી એ ફળને ટોપલામાં રાખી દીધું અને પોતાનું ચાલવાનું ફરી શરૂ કર્યું.

સફરજનને સન્યાસીના હાથમાં એ હતું ત્યારે ઘણી ખુશી થતી હતી. અને એને વિચાર આવ્યો હતો કે આખરે ભગવાને એની પ્રાર્થનાઓ સાંભળી હતી; તથા હવે એ નિયત ઘડી નજીક આવી પહોંચી હતી જ્યારે એને સદાને માટે આકારમાંથી મુક્તિ મળવાની હતી. પણ, જ્યારે સન્યાસીએ ફળને પાછું એની જગ્યાએ મૂકી દીધું ત્યારે ફળને ઘોર નિરાશા થઈ. પણ, પછી એણે નિર્ધાર કર્યો કે એ આવી વિરલ ઘડીને જતી નહીં કરે. એ ઘડી કે જે હાથવેંતમાં જ હતી, અને

એ ધરીને જતી કરવાનો અર્થ હતો કે એણે આખી જિંદગી દુઃખ ભોગવવું. તેથી મનમાં ગાંઠ વાળીને ફૂળ ટોપલામાંથી કૂદી પડ્યું, અને સન્યાસીની પાછળ પાછળ જવા લાગ્યું. સન્યાસીને નાનકડા ફૂળની દશાની કંઈ જ ખબર ન હતી એ તો ફૂળવાળો હતો જેને ફાળ પડી હતી. એટલે એ ફૂળને પકડવા એની પાછળ દોડ્યો પણ, એને બીજાં ફૂળો અને એનો હાટ સાંભર્યાં. તેથી એ વાતને છોડીને એ પોતાને કામે પાછો આવ્યો

એકાદ બે કલાક સુધી ચાલ્યા પછી એ સન્યાસી કસ્બાની બહાર અને લોકથી દૂર ચાલ્યો ગયો હતો એ એક સીધા રસ્તા પર ચાલતો જ રહ્યો. એ રસ્તો નિર્જન અને સૂનો હતો. ઉપર જાજવલ્યમાન સૂર્ય ચમકતો હતો. અને ઝાડો નીચે પડતા પડછાયા સૂચવતા હતા કે બપોર થઈ હતી. સન્યાસી થોડો થાક્યો હતો, અને એ ઝાડ નીચે થોડો આરામ કરવાનો વિચાર કરતો હતો. આથી એ એક ઝાડ પાસે થોભ્યો. અને એને એ જોઇને ખુશી થઈ કે એ ઝાડ પાસે થઇને એક નાનું ઝરણું વહેતું હતું. સન્યાસીએ શીતળ પાણીથી પોતાનાં હાથ–પગ અને મોઢું ધોયાં, અને એણે ઝરણાનું તાજું પાણી પીધું. એને સારું લાગ્યું. પછી એ એક ઝાડ નીચે થોડી પળો માટે વિસામો ખાવા બેઠો. જેવો એ બેસવા જતો હતો તેવું એને પેલું સફરજન દેખાયું, જેની એને ઝંખના હતી. એ સફરજનને ત્યાં જોઈ ને એને બહુ નવાઈ લાગી. એણે ઉતાવળથી એ ફૂળને ઉઠાવી લીધું અને ખુશીથી એની તાજી ગંધને ફરીથી સૂંઘી.

એ ફૂળ એના હાથમાં હતું. સન્યાસીએ ભગવાનનો એની આ દયા માટે આભાર માન્યો. અને એ પ્રાર્થના કરી રહ્યો હતો ત્યારે પહેલી જ વાર એને ફૂળના આકારનો ખ્યાલ આવ્યો. એ એટલું લીસું હતું, એટલું ભરપૂર હતું, એટલું રંગસભર હતું, અને એટલું જીવનથી ભરેલું હતું, એ એવું તો તો સ્વર્ગીય સુંદરતાવાળું હતું, કે એ આ પૂર્ણ સૌંદર્યને કેવી રીતે નષ્ટ કરી શકે? આ ફૂળના રૂપમાં છતા થયેલા સૌંદર્યનો એ કેવી રીતે અંત લાવી શકે? માત્ર એની જરા જેટલી

ભૂખને સંતોષવા ખાતર—ભૂખ જે અનંત છે. આમ વિચારીને એણે ફળને પોતાની સામે મૂક્યું; અને એના રૂપને એ મનોમન વખાણતો રહ્યો. પછી એને ધ્યાનમાં આવ્યું કે જો એ ફળને નહીં ખાય તો એની ભૂખનું શું? અને કાળે કરીને આજકાલમાં તો એ ફળ નાશ જ પામવાનું હતું. સન્યાસી મૂંઝવણમાં પડી ગયો; અને ચૂપચાપ એ ફળ વિશે વિચારવા લાગ્યો.

પોતાના વિચારોમાં લીન, અને જેવો થાક્યો-પાક્યો એ હતો, એને ઊંઘ આવી ગઈ, અને એ બિચારું ફળ એકલું રહી ગયું. એણે વિચાર્યું કે એ આવા જ્ઞાની આત્માની આટલું નજીક છું છતાં મુક્તિની એ પળ કેમ ન હતી આવતી! સન્યાસીના આવા વિચિત્ર વર્તનથી ફળ તો ખરેખર ખૂબ ગુંચવાઈ ગયું હતું. એ વિચારતું અને વિચારતું જ ગયું, અને એણે કંઈક કરવાનું નક્કી કર્યું. ફળને થયું કે પોતે કદાચ શુદ્ધ ન હતું, તેથી એ ઝરણા પાસે ગયું અને એના તાજા પાણીમાં એ ફળ સુખી હતું. પાણી રમતિયાળ અને ચપળ હતું; એ ફળને વળગ્યું, અને એણે ફળને સાફ કર્યું. ફળ પોતાની જાતને ભૂલી ગયું અને એ નાના તોફાની ઝરણાના પાણીમાં દૂર તણાઈ ગયું. સફરજન ઝરણાના પાણીમાં તણાતું જતુ હતું ત્યારે, પાસેના ઝાડ પરથી એક વાંદરાએ એને જોયું; એ તરત જ પાણી તરફ કૂદ્યો; એણે ફળને પોતાનાં પંજામાં પકડી લીધું, અને એ ખુશીથી એને આરોગી ગયો.

ઝાડ નીચે સન્યાસી ઊઠ્યો ત્યારે રાત પડી ગઈ હતી. પશ્ચિમના આકાશમાં રૂપાળો આખો ચાંદ ઊગ્યો હતો. સફરજન ગાયબ થયેલું જોઈને સન્યાસીને નવાઈ લાગી. એ આશ્ચર્ય કરતો જ રહ્યો, કે એ ક્યાં ગયું હશે—એ ભવ્ય સૌંદર્ય! ચંદ્ર તરફ જોતાં એને ભગવાનના તોફાનથી રમૂજ થઈ. ઝાડ નીચેથી એ ઊઠ્યો અને એને ફરીથી ચાલવાનું શરૂ કર્યું. એ આકાશ તરફ જોતો હતો અને શીતળ, તાજા ચંદ્રની સુંદરતાના મનોમન વખાણ કરતો હતો. એ ચાલતો જ રહ્યો. એની સામે એ જ સીધો રસ્તો હતો. □

# છેલ્લો તાર □ તાહિર અહમદ

અમને વસ્તીના મહેમાનઘરમાં ઉતારો અપાયો. એ લાકડાની કોટડી હતી. અમે એ ખીણની સુંદરતા અને લોકોની સહૃદયતાથી એટલા આકર્ષાયા કે એમની સાથે તરત ભળી ગયા–ખાસ તો અમારા ઘરડા મીજબાન સાથે

એક દિવસ ચન્દ્ર જ્યારે ગુલમહોરની ડાળખીઓ ઉપર આવી ગયો હતો ત્યારે એ ડોસાએ બરબત તંતુવાદ્ય ઉપાડ્યું, અને એ વગાડતાં એ ડોસો એકાએક ગંભીર થઈ ગયો. 'કેમ ચાચા ઉદાસ થઈ ગયા?' અમે પૂછ્યું. એણે ઝૂકેલી ગરદન ઊંચી કરી અને દુ:ખભર્યા સાદે બોલ્યો, 'બચ્ચાઓ, હવે બરબતમાં એક જ તાર બાકી રહી ગયો છે, એ તાર તૂટી જશે કે મારી જિંદગીની ફરજ પણ પૂરી થઈ જશે.'

અમને કંઇ એમાં સમજ ન પડી, એટલે અમે ત્રણે એમની નજીક ગયા અને વિનંતિ કરી કે, 'ચાચા, તમે તમારી દાસ્તાન અમને કહો.'

ડોસાએ કરુણ સાદે કહ્યું, 'બચ્ચાઓ, હું તમને પહેલાં કહી દઉં કે, આ ખીણનું નામ ઓશો કેમ પડ્યું. સાંભળો, ઓશો મારી દીકરીનું નામ હતું. ઓશાને એક પરદેશી સાથે પ્રેમ થઈ ગયો.

અહીં પ્રેમ કરવો એ ગુન્હો ગણાતો. પ્રેમ કરનારને તેની પ્રેમિકા સાથે દોરડે બાંધીને પહાડની ઊંચી ટેકરી પરથી નીચે હડસેલી દેવામાં આવતો. આ બાબતમાં હું અહીંના બાદશાહ સાથે અથડામણમાં આવ્યો. હું એની પાસે પ્રેમની રજા લેવો ગયો હતો. પણ મારી વાત સાંભળતા

જ બાદશાહ ગુસ્સે થઈ ગયો. થોડી વાર પછી આ ખીણમાં કાટ ખાધેલો ઘંટ ધણીધણી ઊઠ્યો.

હું પાગલ જેવો થઇ ગયો. હું ચીસો પાડતો હતો. મારા અવાજ ચીડ વૃક્ષોના જંગલમાં ગુંજી ગુંજીને શમી જતો, અને સૂર્યોદય પહેલાં ઓશો અને જમાત શિખર પરથી ફેંકાઇ ને ઊંડી ખીણમાં જઇ પડ્યાં'

ડોસાની આંખોમાંથી આંસુ ઝરતાં હતાં. અમે જાણે સંમોહનની અસરમાં હતા. ડોસાએ બરબત પર આંગળી મૂકી અને બોલ્યો, 'એ પછી આ ખીણનું નામ લોકોએ 'ઓશો' રાખ્યું.

તે દિવસે પણ એવું જ થયું. મારા દીકરા બખ્તિયાર અને રેહાનાના પ્રેમની વાત આખી ખીણમાં ફેલાઈ ગઇ બાદશાહના મહેલ સુધી ફેલાઈ ગઈ. લોકોને થઈ ગયું હતું કે, પ્રેમ કરવો એ ઇન્સાનનો એક હક છે, અને કોઇ પણ નિર્દય બાદશાહ એને રોકી શકે નહીં. અને બાદશાહ આ વાતથી ગુસ્સે થઇ ને ફરી પેલો કાટ ખાધેલો ઘંટ વગડાવવાનો હતો ત્યારે મેં એક યોજના ઘડી અને એના ખ્યાલ માત્રથી આજે મારી છાતી ફૂલે છે. મેં ઓશો અને જમાતના પ્રેમીની હત્યા કરનારાઓનો બદલો લેવાનું નક્કી કર્યું. મેં માત્ર એટલું જ કર્યું કે, રાતના અંધકારમાં ખીણના ગુપ્ત માર્ગેથી બખ્તિયાર અને રેહાનાને ફરાર કરી દીધાં. અને સવાર થાય એ પહેલાં હું મારા એક મિત્રને બધી વાત કરીને ખીણની એક સૌથી સુમસામ અને અંધારી ગુફામાં જઇને છુપાયો.

થોડાંક અઠવાડિયા પછી એક રાતે હું મારું આ બરતબ વગાડતો હતો ત્યારે મેં એક મશાલ સળગતી જોઇ. મશાલ લઇ ઊભેલા માણસે બૂમ મારી, 'ખાન બાબા, મુબારક હો. હવે તમે શા માટે સંતાઈ રહો છો? બહાર આવો. હવે આપણે આઝાદ થઈ ગયા છીએ!

હું બહાર આવ્યો. એ જ પેલો મારો દોસ્ત હતો. અમે એકબીજાને ભેટ્યા. એણે કહ્યું કે, એક દિવસ સવારે બાદશાહના મહેલનો કાટ ખાધેલો

ઘંટ ઘણઘણી ઊઠ્યો. લોકો કંપી ગયા. બધા દોડતા બહાર આવ્યા. પણ એમણે જોયું કે ઘંટ વગાડનારો જુવાન છે અને તેની સાથે ઘણા જુવાનો સળગતી મશાલ લઈને ઊભા છે, ત્યારે એમની ખુશીનો પાર રહ્યો નહીં. અજાણ્યા જુવાને પોતાના હાથમાં ઝાલેલી મશાલ ઊંચી કરીને કહ્યું, ભાઈઓ, મેં અને મારા સહૃદય સાથીઓએ તમારી સૌની ગુલામીની જંજીર તોડી નાખી છે. મેં બાદશાહ અને શાહજાદાને ગિરફતાર કરીને આ ખીણની બહાર હાંકી કાઢ્યા છે. હવે તમારાં ગીતો, તમારી ધૂન, તમારી જિંદગી—બધું જ આઝાદ છે!

ખીણમાં ઉત્સવ ઊજવવામાં આવ્યો.'

ડોસો બહાર અંધારામાં જોતો હતો. અમે બધા ખુશીથી, આકર્ષાઈને ડોસાને જોઈ રહ્યા હતા. એ હાથમાં બરતબ લઈને એનો તાર હલાવતો હતો.

સવારે અમે જાગ્યા ત્યારે તડકો અમારી કોટડીમાં આવી ગયો હતો. અમે બહાર આવ્યા.

અમને એકાએક રાતની વાત યાદ આવી. અમે દૂર દૂર સુધી સફરજનનાં વૃક્ષોમાં ખાન ડોસાને શોધતા રહ્યા—પણ ક્યાંય એ દેખાયા નહીં.

એક ઝરણાના કાંઠે ખાન ડોસાનું બરબત પડેલું દેખાયું, અમે નમીને ઉપાડી લીધું અને શ્રદ્ધાથી ચૂમ્યું. પણ બરબતનો છેલ્લો તાર પણ તૂટી ગયો હતો. કદાચ ખાન ડોસો જમાત અને ઓશોની શોધમાં પોતે જ ચાલ્યો ગયો હતો. □

## સાભાર સ્વીકાર

**નાના થૈને રે!** [ઝવેરચંદ મેઘાણીનાં બાલગીતો] પ્રકાશક: લોકમિલાપ ટ્રસ્ટ, ભાવનગર, મૂલ્ય: ૧૦ પૈસા

## □ મીંડા બદલ આભાર !

કાશી હિન્દુ વિશ્વવિદ્યાલય માટે મદનમોહન માલવિયા એક ગર્ભ-શ્રીમંત પાસે દાન લેવા ગયા. પેલા શ્રીમંતે માલવિયાજીને રૂ ૪૦,૦૦૦ નો ચેક આપ્યો. એ વખતે માલવિયાજીએ ચેકની રકમ ધ્યાનપૂર્વક વાંચી નહીં. એમણે તો આભાર માનીને ચેક ગજવામાં મૂકી દીધો.

માલવિયાજી ઘેર ગયા, અને ચેક જોયો, માત્ર ૪૦,૦૦૦ ની રકમ એમને બહુ ઓછી લાગી. એમણે એ ચેક એક ચિઠ્ઠી સાથે પરત કર્યો. ચિઠ્ઠીમાં લખ્યું હતું હું તમારી પાસે મોટી આશા લઈને આવ્યો હતો.

નોકર એ ચેક લઈને દાન આપનાર ગર્ભશ્રીમંત પાસે ગયો. ચેક સાથે ચિઠ્ઠી આપી. દાતાએ ચિઠ્ઠી વાંચીને ચેકમાં એક મીંડું ઉમેરીને ચેક પાછો મોકલાવ્યો.

માલવિયાજીએ વળતો આભાર મળ્યો : 'મીંડા બદલ આભાર !'

## □ દરજીને અભિનંદન !

વિખ્યાત અભિનેતા વૉલ્ટર વિઝનની ઘરડી કાકીને એ અભિનેતા થયો એ જરા યે ગમતું નહોતું. એ તો એના ભત્રીજાને વારંવાર કહેતી કે, 'આવા બદનામ ધંધાને છોડીને કોઈ ઇજ્જતવાળી નોકરી કર.'

એક દિવસ વિઝનની કાકીએ અખબારમાં વાંચ્યું, 'અમેરિકાનાં વોત્તમ પોશાક પહેરનારા દસ માણસોમાં અભિનેતા વિઝન બીજે રે આવે છે.'

કાકીએ તરત ભત્રીજાને પત્ર લખ્યો :

'તારું નામ અમેરિકાના દસ સન્માન્ય ગૃહસ્થોમાં છપાયેલું જોઈને આનંદ થયો. તારા દરજીને મારાં અભિનંદન પહોંચાડજે !'

# નવાં પ્રકાશનો

મેસર્સ આર. આર. શેઠની કું. મુંબઈ અને અમદાવાદ તરફથી નીચેનાં પુસ્તકો પ્રગટ થયાં છે.

૧. **મારા નામને દરવાજે** : કાવ્યસંગ્રહ : લેખક : શ્રી લાભશંકર ઠાકર.

મેસર્સ સાહિત્ય સંગમ, સૂરત–૨, તરફથી નીચે મુજબ પુસ્તકો પ્રગટ થયાં છે.

૧. **હનીમૂન** : નવલકથા : લેખક : શ્રી ચંદ્રકાન્ત બક્ષી.

૨. **ઓહ ઈન્ડિયા !** : નવલકથા : લેખક : શ્રી નાનુભાઈ નાયક.

મેસર્સ ગુટાલા એન્ડ કું. વડોદરા, તરફથી

**નવોન્મેષ** : નવી કવિતાનું સંપાદન (સંપાદકના વિસ્તૃત અભ્યાસનિબંધ સહિત) : સંપાદક : શ્રી સુરેશ, હ. જોશી.

સુરતની શ્રેયસ સાહિત્ય સંસ્થા તરફથી,

**કવિમેળો** : (સોળ કવિઓની કવિતાનો સંગ્રહ) કિંમત માત્ર ૭૫ પૈસા, પ્રાપ્તિસ્થાન શ્રી રતિલાલ અનિલ, આનંદનગર સોસાયટી, સગરામપુરા, સુરત નં. ૨. (તેવું પૈસાની ટિકિટ મોકલનારને આ કાવ્ય–સંગ્રહ પોસ્ટથી મોકલી આપવામાં આવશે.)

મેસર્સ સુવાસિત સાહિત્ય પ્રકાશન સુરત–૧ તરફથી નીચે મુજબ પુસ્તકો પ્રગટ થયાં છે :

**ધૂપસુગંધ** : (ભાગ ૧ અને ૨) : લેખિકા : શ્રી જ્યોત્સ્નાબહેન શુક્લ, કિંમત દરેક ભાગની રૂપિયા ચાર (કુલ સુમાલીસ વ્યક્તિઓની જીવન-ઝરમર રજૂ કરવામાં આવી છે.)

**યુદ્ધ એ જ કલ્યાણ** : યુદ્ધકથાઓ : લેખક શ્રી હરીશ નાયક.

**નગરનંદિની** : (નાટક) : લેખક : શ્રી વજુભાઈ ટાંક.

એ જ સંસ્થા તરફથી નીચે મુજબ પુસ્તકો તરતમાં જ પ્રગટ થશે.

૧. **મીણની પૂતળી** : વાર્તાસંગ્રહ : લેખક શ્રી નવીનચંદ્ર પંડ્યા,

૨. **અમીર નગરીનો ફકીર આદમી : શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક** : લેખક શ્રી હરીશ નાયક.

# શિષ્ટ, હંનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| નાઈટમૅર ( નવલકથા ) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસમુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું ( નવલકથા ) | વિજય શાસ્ત્રી | ૩-૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી ( નવલકથા ) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| મેઘશ્યામ | હરિસિંહ દોડિયા | ૪–૦૦ |
| સરજત ( વાર્તાસંગ્રહ ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| નગરનંદિની | વજુભાઈ ટાંક | ૩–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ ( ભાગ ૧–૨ ) | જ્યોત્સ્ના શુક્લ | ૪–૦૦ ( દરેક ભાગના ) |
| ધુમ્મવાટ ( વાર્તાસંગ્રહ ) | નગીન મોદી | ૫–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| સાંસારિકા | સરોજ પાઠક | ૬–૦૦ |
| મારો અસબાબ, મારો રાગ | સરોજ પાઠક | ૪–૦૦ |
| મીણની પૂતળી | નવીનચંદ્ર પંડ્યા | ૬–૦૦ |
| સ્વર્ગ અને નરક ( વાર્તાસંગ્રહ ) | હરીશ નાયક | ૪–૦૦ |
| રેલના રણઝરાઓ | શાંતિ દામકાકર | ૧–૦૦ |
| ભારતદર્શન ( પ્રવાસકથા ) | અમૃતલાલ શાહ | ૮–૦૦ |
| ચાર દીવાલો, એક હેંગર | જ્યોતિષ જાની | ૪–૦૦ |
| મહેક મળી ગઈ | ભગવતીકુમાર હ. શર્મા | ૩–૮૦ |
| અભિષેક ( વાર્તા સંગ્રહ ) | મધુસુદન પાઠક | ૩–૫૦ |
| રસ્તો ( ગઝલસંગ્રહ ) | રતિલાલ 'અનિલ' | ૪–૦૦ |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત–૧**

# ખેડૂતભાઈઓ માટે અમૂલ્ય તક



સંકર-૪ કપાસ તથા અન્ય પાકો પર થતી જીવાતોથી પાકનું રક્ષણ કરવા માટે સેન્ડોઝ કંપનીની જંતુનાશક દવાઓ, જેવી કે, સેલ્વીરેક્સ, ઈકાટાક્સ, ૫૦-પ્રવાહી ડસ્ટ, ઈકાટાક્સ પ્લસ ડસ્ટ, એન્થિયો, ઈકાટીન, ઈકાડીન વગેરે વાપરી પાકનું વધુ ઉત્પાદન મેળવો.



મળો યા લખો

**ટી રમેશ એન્ડ કું.**



ડિસ્ટ્રીબ્યુટર્સ

સેન્ડોઝ ઇન્ડિયા લિમિટેડ
૭/૪૦૯૯, ઊનાપાણી રોડ
સત્કાર હોટલની પાછળ

સૂરત-૨.

# શિષ્ટ, ઇનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| નાઈટમૅર ( નવલકથા ) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસમુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું ( નવલકથા ) | વિજય શાસ્ત્રી | ૩-૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી ( નવલકથા ) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| મેઘશ્યામ | હરિસિંહ દોડિયા | ૪–૦૦ |
| સરજત ( વાર્તાસંગ્રહ ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| નગરનંદિની | વજુભાઈ ટાંક | ૩–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ ( ભાગ ૧–૨ ) | જ્યોત્સ્ના શુકલ | ૪–૦૦<br>( દરેક ભાગના ) |
| ધુધવાટ ( વાર્તાસંગ્રહ ) | નગીન મોદી | ૫–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| સાંસારિકા | સરોજ પાઠક | ૬–૦૦ |
| મારો અસબાબ, મારો રાગ | સરોજ પાઠક | ૪–૦૦ |
| મીણની પૂતળી | નવીનચંદ્ર પંડ્યા | ૬–૦૦ |
| સ્વર્ગ અને નરક ( વાર્તાસંગ્રહ ) | હરીશ નાયક | ૪–૦૦ |
| રેલના રણુશરાઓ | શાંતિ દામકાકર | ૧–૦૦ |
| ભારતદર્શન ( પ્રવાસકથા ) | અમૃતલાલ શાહ | ૮–૦૦ |
| ચાર દીવાલો, એક હેંગર | જ્યોતિષ જાની | ૪–૦૦ |
| મહેક મળી ગઈ | ભગવતીકુમાર હ. શર્મા | ૩–૮૦ |
| અભિષેક ( વાર્તા સંગ્રહ ) | મધુસુદન પાઠક | ૩–૫૦ |
| રસ્તો ( ગઝલસંગ્રહ ) | રતિલાલ 'અનિલ' | ૪–૦૦ |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત–૧**

# કંકાવટી

૧૯૭૨

સુરેશ હ. જોશી · મનહર ચરાડવા · રમેશ પારેખ · જયંત પાઠક · ઉશનસ્ · રતિલાલ 'અનિલ' · રાજેન્દ્ર શુક્લ · કિસન સોસા · હેલ્પર ક્રિસ્ટી · અજિત ઠાકોર · સુમન શાહ · જ્યોતિષ જાની · આલ્બર્તો મોરાવિયા · સતીશ વ્યાસ · દ્રાગિશા ત્સેસારિચ · વિજય શાસ્ત્રી · પાબ્લો નેરુદા · સોનલ દેસાઈ · વલ્લભ સિદ્ધાર્થ ·



મૂલ્ય

૮૦ પૈસા





તમારો કોઈ પુત્ર કે પુત્રી

શું

## એસ. એસ. સી. માં ભણે છે ?

તો

**સ્ટડી સેન્ટર, સુરતની**

એસ. એસ. સી. ના વિદ્યાર્થીઓને ચોક્કસ

પાસ થવાની ગેરંટી આપતી

## બાવીસ સકસેસ બુકો

અપાવો

મૂલ્ય : પ્રત્યેકનો એક રૂપિયો

દરેક બુકસેલરો વેચે છે



સ્ટડી સેન્ટર

લીમડીકૂઈ, ગોપીપરા,

સૂરત-૨.

ઓફિસ ઉપયોગી સાધનો માટે
ગુજરાતભરનું જાણીતું નામ

# વ્યાપયંત્ર ટ્રેડર્સ

૩૦, ન્યુ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, એલિસબ્રિજ
અમદાવાદ-૬. ટે. નં. ૮૫૨૦૧



* પ્રેસ્ટોસાઇન-પ્રેસ્ટોગ્રાફ ઇન્ટરચેન્જેબલ ડીસ્પ્લે બોર્ડ્ઝ.
* એવાર સ્ટેનસીલ ડુપ્લીકેટર્સ તથા સાયકલોસ્ટાઇલીંગ મશીન્સ.
* બીમકો વુડન ફર્નિચર.
* વીનાર સ્લોટેડ એન્ગલ્સ તથા લાયબ્રેરી રેક્સ.
પી. એન્ડ ટી. એડ્રેસ પ્રિન્ટીંગ મશીન.
* એસ. એસ. આઇ. ફાઇલ્સ તથા ફાઇલીંગ સીસ્ટમ્સ.
* ઉષા પંખા તથા વોટર કુલર્સ.
* રોટેસ ડેસ્ક સાઇન બ્લોક્સ.

તદુપરાંત : ફોટો કોપીઅર્સ, વીઝ્યુઅલાઇઝર તથા લુઝ લીફ લેજર બુક્સ, ઇલેક્ટ્રીક ફીક્ષચર્સ, ઇમ્પ્રીન્ટર્સ ચેક પર્સનલાઇઝર્સ, ડીક્ટાફોન તથા અન્ય વ્યાપાર યંત્રો તથા પ્રસાધનો.



બીજે બધે માલ વેચાય છે, અમે કમાલ વેચીએ છીએ.
ખરીદો અને અનુભવો.

With Best Compliments From



A well-wisher

નૂતન વર્ષાભિનંદન!

એ-વન તેના માનીતા ગ્રાહકોને પાઠવે છે

નવા વર્ષની શુભેચ્છા!

દર વર્ષની જેમ આ વર્ષે પણ સહકારની અપેક્ષા.
ટેરીન, ટેરીવુલ, ટેરીકોટનમાં અવનવી વેરાયટીઓ માટે

કટપીસ સમ્રાટ

'એ-વન'

ખપાટિયા ચકલા, યમુનાબાગ સામે,

સૂરત

ઓફિસ ઉપયોગી સાધનો માટે

ગૂજરાતભરનું જાણીતું નામ

# વ્યાપયંત્ર ટ્રેડર્સ

૩૦, ન્યુ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, એલિસબ્રિજ

અમદાવાદ-૬. ટે. નં. ૮૫૨૦૧



* પ્રેસ્ટોસાઇન-પ્રેસ્ટોથાફ ઇન્ટરચેન્જેબલ ડીસ્પ્લે બોર્ડઝ.
* એવાટ સ્ટેનસીલ ડુપ્લીકેટર્સ તથા સાયક્લોસ્ટાઇલીંગ મશીન્સ.
* બીમકો વુડન ફર્નિચર.
* વીનાર સ્લોટેડ એન્ગલ્સ તથા લાયબ્રેરી રેક્સ.
  પી. એન્ડ ટી. એડ્રેસ પ્રિન્ટીંગ મશીન.
* એસ. એસ. આઇ. ફાઇલ્સ તથા ફાઇલીંગ સીસ્ટમ્સ.
* ઉષા પંખા તથા વોટર કુલર્સ.
* રેટેક્સ ડેસ્ક સાઇન બ્લોક્સ.

તદુપરાંત : ફોટો કોપીઅર્સ, વીઝ્યુઅલાઇઝર તથા લુઝ લીફ લેજર બુક્સ, ઇલેક્ટ્રીક ફીક્ષચર્સ, ઇમ્પ્રીન્ટર્સ ચેક પર્સનલાઇઝર્સ, ડીકોડર્સ તથા અન્ય વ્યાપાર યંત્રો તથા પ્રસાધનો.



બીજે બધે માલ વેચાય છે, અમે કમાલ વેચીએ છીએ,

ખરીદો અને અનુભવો.




મશીનોથી બનાવેલી
બ્રાઉન-ચીકણા..

કાગળની
થેલીઓ
પ્લેઇન તથા ફોલ્ડીંગ
દરેક સાઈઝમાં

સધર્ન ગુજરાત પેપર-બેગ ઇન્ડસ્ટ્રી
રોડ નં. ૪ ઉદ્યોગનગર, ઉધના (સુરત) ફોન ૮૮૨૫૬



## નૂતન વર્ષાભિનંદન



**દેશને હાલ ખડતલ અને કામગરાઓની જરૂર છે !**

આ સંજોગોમાં સ્વાસ્થ્યના રક્ષણ માટે **આસ્ફા** નાં

અપૂર્વ ઔષધો–વાપરો.

* **સુવર્ણ વસંત માલતી** (બૃહત્) * **મકરધ્વજ વટી**
* **ચ્યવન પ્રાશાવલેહ** (અષ્ટવર્ગ યુક્ત) * **છાગલાદિ ઘૃત**
* **કેશરી જીવનામૃત** * **ધાત્રીરસાયણ સ્પે.** અને
* **વસંતકુસુમાકર રસ** (બૃહત્) વિ. નિર્દોષ ઔષધોનું સેવન કરો.

ખરીદી પર પાંચ ટકા વળતર મેળવો. દવા ખરીદી વાપરી ગુણફાયદાની ખાત્રી કરો



પ્રત્યેક વનસ્પતિની પિછાન, પ્રાપ્તિસ્થાન, રાસાયણિક પૃથક્કરણ, ગુણદોષો, વિ. ઉપયોગ માટે : વસાવો.

**નિઘંટુ આદર્શ** : (બે ભાગમાં) લેખક : **બાપાલાલ ગ. વૈદ્ય**

કિં. : **રૂ. ૩૫–૦૦** પરંતુ ખાસ કન્સેશન કિં. : **રૂ. ૨૫–૦૦**

પોસ્ટેજ, પેકીંગ ખર્ચ અલગ



**શ્રી સ્વામી આત્માનંદ સરસ્વતી આયુર્વેદિક**

**સહકારી ફાર્મસી લિમિટેડ**

| | | | |
|---|---|---|---|
| ચૌટાપુલ<br>**સુરત–૧** | લલ્લુભાઈ ચકલા<br>**ભરૂચ** | શતાબ્દી માર્કેટ<br>**વલસાડ** | રીલીફ રોડ<br>**અમદાવાદ** |

## સાહિત્ય-સર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

કંકાવટી દર મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

નવેંબર : '૭૨

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦-૦૦

વિદેશ શિલિંગ ૩૦

છૂટક નકલ ૦૦-૮૦ પૈસા

લવાજમ બાર અંકોનું ગણાશે, ગ્રાહકોને યોગ્ય વળતર મળી રહે એ માટે વરસમાં એક ભેટ પુસ્તક અપાશે.

**જાહેરખબરના દર**

| | |
|---|---|
| આખું પાનું રૂ. | ૫૦ |
| અડધું પાનું રૂ. | ૨૫ |
| પા પાનું રૂ. | ૧૫ |
| છેલ્લું કવરપેજ રૂ. | ૭૫ |
| અંદરનું કવરપેજ રૂ. | ૬૦ |

પુસ્તક-પ્રકાશકો અને વાર્ષિક કોન્ટ્રાક્ટ કરનારને ખાસ વળતર અપાશે.

# કંકાવટી

**લેખકોને**

કંકાવટી કવિતા, નવલિકા, નિબંધિકા, વિનોદિકા, વિવેચન, શબ્દ-ચિત્ર આદિ સાહિત્યિક ધોરણની કૃતિઓને આવકારે છે. કૃતિ સાથે પોતાના સરનામા – ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. એક માસમાં નિર્ણયની જાણ કરવામાં આવે છે. કૃતિ પ્રગટ થયે અંક, ઓફ્-પ્રિન્ટસ્ મોકલી અપાય છે. કૃતિ : સંપાદક, કંકાવટી, C/o રતિલાલ 'અનિલ,' આનંદનગર સોસાયટી, સગરામપુરા, સુરત-૨ સરનામે મોકલવી.



તંત્રી : મુદ્રક : પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**



: મુદ્રણસ્થાન :

જનક પ્રિન્ટરી, બાવાસીદી ગોપીપરા, સુરત-૨.



: પ્રકાશન-સ્થાન :

નાની છીપવાડ, અંબાજી રોડ, સુરત-૧.

વર્ષ ૧૩ મું : અંક ૧૬૪ : મૂલ્ય : ૮૦ પૈસા

# અનુક્રમ : નવેમ્બર, ૧૯૭૨



□

# કાવ્યગોષ્ઠિ [ જૂન અંકથી ચાલુ ]



સુરેશ હ. જોષી

△
આ
વિષાદમાં
જ
પ્રેમ
હર્ષની
રૂપેરી
ટીપકીઓની
ગૂંથણી
છે
△

**આ** જીવનની સુન્દરતાને આપણે બિરદાવીએ, પણ આખરે તો બધું કણ કણ થઈને છૂટું પડી જાય છે. જેનાં મૂળ નથી, ધરતીએ જ જેની મમતા છોડી દીધી છે તેનો આશ્રય પવન, તેનો આશ્રય આકાશ; એટલે કે એ નિરાશ્રય. પણ કણ કણ થઈને વેરાઈ જાય છતાં એમાં અનુસ્યૂત થઈને રહેલી ચેતના તો અવિશ્રાન્ત યાતના સહ્યાં જ કરે. આથી જ આપઘાત કરીને યાતનામાંથી છટકવાનું ઇચ્છનારા મૂરખા ! તમારું બાહ્યરૂપ બદલાય, યાતના તો એની એ.

એથી જ તો આ દુઃખ જ આપણે માટે બ્રહ્મ. એમાં જ આપણે વસીએ, એના વડે જીવીએ. જીવન ધારણ કરનાર સૌ કોઈની પ્રબળ વાસના એક જ: શૂન્યમાં લુપ્ત થઈ જવાની. સ્વપ્નહીન અનન્ત નિદ્રામાં ભૂંસાઈ જવાની...પણ થીજી ગયેલા મરણની પેલે પાર પણ યાતનાના ધબકારાથી આપણે જીવતા હોઈએ છીએ.

△
△ △
△ △ △

આથી જ તો મરણ છે જ નહીં. આપણે વૃથા મરણને ઝંખીએ છીએ. હતાશ થયેલા જીવની એ મિથ્યા ઝંખના છે. આપણી આ યાતનાને અવિચલિત થઈને જોઈ રહેનાર આપણને એક લોકમાંથી બીજા લોકમાં હાંકે છે. આપણને જરાય વિશ્રાન્તિ નથી. આપણે વિરામની

એક ક્ષણ માટે ઘૂંટણિયે પડીને પ્રાર્થના કરીએ છીએ અને ત્યાં અન્ધકારમાં પડછાયા ગાજે છે: આગળ વધો!

જીવન ખરેખર એક અનિષ્ટ છે, અન્તહીન અનિષ્ટ!

સર્જક ઈશ્વર પોતે એક બીજા ભયંકર ઈશ્વરનું સર્જન છે. એ ઈશ્વરનું નામ છે દુઃખ, એ અમર શનિ કદી ધરબાતો નથી. સૂર્યોને ઊછેરનારો આ અવકાશ એ એક વિરાટ કારાગાર છે, એ વાસ્તવમાં તો નિઃસંતાન છે. એમાં વસે છે કેવળ મરણહીન જીવો જે શાશ્વત યન્ત્રણા સહે છે.

હે અન્તહીન શનિ, ક્યાંક તો આ બધાંનો અન્ત લાવી દે, આ સર્જાઈ ચૂકેલા જીવોને ભરખી જા. પણ અમે તો અમર છીએ, માટે પછીયે હમેશાં અમને વાગોળ્યા કરજે, અમે તારા જ છીએ, સદાને માટે તારા; પણ જેઓ નથી જન્મ્યા તેમની પ્રત્યે તો દયા રાખ. તારી સંધુક્ષિત ક્ષુધાજવાળાનો ભોગ એઓ પણ બનશે?

હે ઈશ્વર, શૂન્યની તો દયા રાખ! તું તૃપ્ત થા જેથી આ માનવજાતિના બીજને ઊછેરનારું શાશ્વત ગર્ભાશય વન્ધ્ય બને અને જીવનમાત્રનો અન્ત આવે...પછી ભલેને આ જગત મૃત ગ્રહની જેમ તરંગહીન શૂન્યના સાગરમાં ઘૂમ્યા કરે...

કવિ નાજેરાનો આ વિષાદ આખરે તો સ્તોત્ર બની જાય છે. સ્તોત્રનો પાયો નક્કર હોવો જોઈએ કારણ કે એણે ભગવાનનું વજન ઝીલવાનું હોય છે. આથી જ આ કાવ્યમાં જે વેદના છે તે વ્યક્તિગત વેદના નથી. કિર્કેગાર્ડે કહ્યું હતું તેમ આ વિષાદ જ માનવીનું વ્યાવર્તક લક્ષણ છે. આ ચેતનાની અતિમાત્રા જ આપણો શાપ છે, પણ એમાંથી આપણે મુક્ત થઈ શકીએ નહીં. છતાં મુક્ત થવા માટેથી પ્રાર્થના તો કરવી જ રહી. એ પ્રાર્થના જ આખરે તો નિષ્ઠુર નિયતિ સામેનું આપણું તહોમતનામું બની રહે છે!

મરણ પછી સ્મરણ, કેવું છે માનવજીવન! ચાહવું, ચાહીને ખોવું, એ બધું યાદ કરવું, ક્ષમા આપવી, ચાહી શક્યા–એક ક્ષણ પૂરતા પણ સુખી થઈ શક્યા, અરે સુખી છીએ એવી ભ્રાન્તિમાં રહી શક્યા તેથી સન્તોષ માનવો, અને આખરે આ બધાથી થાકીને અજ્ઞાતના હિમઠંડા ખભે માથું મૂકીને પોઢી જવું!

યૌવનમાં આપણા વક્ષઃસ્થળમાં કેવી કોમળતા ધબકતી હોય છે! ત્યારે જ કોઈ સુન્દરી નવયૌવનાના આગમનની જેમ જો સદ્ભાગ્ય આપણા ઉમ્બર પર પગ મૂકે તો તેને આવકારવા આપણે લલચાઈ જઈએ છીએ, પણ જેને અત્યન્ત ચાહીએ તે સદા આપણાથી ગુપ્ત છતાં આપણા હોઠ પર સ્મિતભરી ક્ષમા. આખરે, હે પૃથ્વી અમે નિદ્રાની અજેય અલસતાને વશ થઈને તારે ખોળે ઢળી જઈએ.

જે કાંઈ દૃષ્ટિગોચર છે તેની ક્ષણભંગુરતાનું ચિન્તન કરનારના ભાગ્યમાં આમ જ જીવવાનું લખાયું છે. દૃષ્ટિ સમક્ષ વિસ્તરેલા મિથ્યાના અન્તહીન સાગરનાં મોજાંની થપાટો એ સહ્યે જાય છે. પુષ્પો છે ત્યાં સુધી તો એ કુસુમચમનમાં રાચે છે, ગુલાબને ય એના કાંટા માટે એ ક્ષમા કરે છે...હવા ધુમ્મસઘેરી હોય, ટોળે મળેલા વિષાદનાં કાળાં પતંગિયાં થોકેથોક ઊમટ્યાં હોય ત્યારે ય–

એ ચાહે છે અને ક્ષમા કરી જાણે છે, અન્યાયની સામે એ ધીરજથી ઝૂઝે છે; હીણા અને કાયરની સામે ય એ ઝૂઝે છે...આ સન્ધ્યા વિષાદધૂસર અને વિચારમગ્ન નિઃશબ્દપણે ઢળે છે તે કેવું સુન્દર લાગે છે!

જ્યારે વિષાદનો ઘેઘૂર પડછાયો મારા પરે ઝળુંબે છે; ત્યારે હું ગિરિશૃંગો પર છવાયેલાં પ્રકાશ અને નિઃસ્તબ્ધતાને ઝંખું છું. ત્યારે મારા આત્માના થીજી ગયેલાં શૃંગો પર અન્તહીન અનુકમ્પાનો ઉદય થાય છે.

તાજેતરનાં આ કાવ્યોમાં વિષાદની રેખાઓ સાથે વિશ્વની રેખાઓ ભળી જતી લાગે છે. આથી જ એવા વિશાળ ફલકની પડછે માનવીના

વિષાદની વિરાટતા ઊપસી આવે છે. આ વિષાદમાં જ માનવીનાં પ્રેમ, હર્ષની રૂપેરી ટપકીઓની ગૂંથણી છે. એ બધું વિષાદની પડછે જ ઓપે છે. પણ આખરે તો માનવીની બારાખડીના બધા અક્ષરોને વ્યાપીને વિષાદ જ રહ્યો છે.

દક્ષિણ અમેરિકાના મહાનદ એમેઝોનના પ્રચંડ ઘૂઘવાટ જેવો નાદ નાજેરાના કાવ્યમાંથી સંભળાય છે. એનાં જળ કાળમીંઢ કરાડો જોડે પછડાઈને ચિત્કાર કરે છે. એના ઘૂર્ણીચક્રમાં બધાં ગ્રહનક્ષત્રો કૂદડી ફરે છે. એથી જ તો વિષાદમાં અહીં ભૂમાનો સ્વાદ ભળેલો અનુભવાય છે.



## નિર્વેદ ☐ જયંત પાઠક

આ થીજેલો બરફ ઓગળે ના તો સારું;
મારું એસ્કિમોનું ઘર
સૂરજને સંઘરે ના તો સારું.
આ દખ્ખણનો વાયરો નીકળે ના તો સારું;
સ્થિતિની પલાંઠી ચળે ના તો સારું.
ઓગળવું એટલે હળવું-ભળવું
તણાવું તરવું-
દખણાદો પવન એટલે ખૂલવું ખીલવું
ફૂલવું ફળવું-
ઊંચા બે કાંઠાઓ વચ્ચે વ્હેણ
એને નહીં કોઈનું કહેણ
એને નહીં કોઈને મળવું
થીજેલું એ હવે ઓગળે ના તો સારું;
ગુફાના આ ઘરમાં ટપ ટપ ટપકે અંધારું;
આ થીજેલો બરફ હવે ઓગળે ના તો સારું.

## કાર્તિક તો... □ મનહર ચરાડવા

કાર્તિક તો
આ નવા વર્ષના મોઢા આગળ
એક દિવસમાં આજ ને આજ વસી ગયેલું
સોને મઢ્યું ભૂરું પૂરું ભર્યુંભાદર્યું ગામ.

કાર્તિક તો
ઘર ઘરની ભીંતે ઈંટે ચૂલે ફળિયે અંદર બા'ર બધે યે
નભકુંવરીનું મહક મહકતું અમી ભરેલું
થનગન થનગન થયા જ કરતું ગુલાબ ઝરતું ગાન.

કાર્તિક તો
જોવું—ના કાળાછમ દોરામાં ઝૂલી ઊઠ્યાં
હર્યાંભર્યાં વન વનની છાંયા કેરા પૂરે
તરવર તરતી તેજ ભરેલી નવી જડેલી કેડી.

કાર્તિક તો
છાતીના કાંઠે વહી ઊઠેલાં માનસરોને ઊભે તીરે
ઊતર ઊતર કર્યાં જ કરતી
ભાત ભાતના રંગ રંગના હંસો કેરી હાર.

કાર્તિક તો
ડૂબેલાં મારાં વ્હાણ વ્હાણને સીધે મારગ દોરી જાતું
ફૂંફવતું વેગીલું મીઠું 'ફીણફિણાતું';
રોમ રોમમાં છલી ઊઠેલા દરિયાઓનું પાણી.

કાર્તક તો
ઘર કરી ગયેલા જોગરોગના ગાડે રણકી
નવેસરથી ધીંગેરા ધોરીની નરવી
ઝૂલ ઓપતી જૂતી અજોડ જોડ.

કાર્તક તો
સરવાળાને ખંખેરી ઊભાં થોક લોકને
હાથજોડની વિધિ સીધી કરાવતો ઈ
નવોસવો આવેલો ગોર.

કાર્તક તો
સાવ નકોર કોરા મનભાવેલા
સોંધામોંઘા પચરંગી વાધે વાઘામાં
ઓટાયેલા કૈંક કળાયલ મોર.

કાર્તક તો
તુલસીના કુંડે કોડ કોડથી કલકલકોળી
કુંવારી ઇચ્છા ઇચ્છાથી રંગાયેલું
સીંચાતું સીંચાતું ધબકયા કરતું નિર્મળ જળ.

કાર્તક તો
અંતરમાં ઊંડે શ્રવણ્યુ ભાગવતનું કરતો રે
શ્વેત શ્વેત મૂછાળો કાળો કોડ કોડ જીભાળો મંજર
અણદીઠો કામળિયો નાગ.

કાર્તક તો
ત્યાં જીવ જીવનાં દીવે દીવે જલી જલીને ધૂપ્યા કરતું
સમયની મુઠ્ઠીમાં મરતું રહી રહીને;
ખાછું એવું જાગ્યા કરતું નહિ પાડેલું નામ.

કાર્તિક તો
લ્યો, નવો હિમાળો પાસે જાણે;–
પ્હોર પ્હોરથી પુષ્ટ થઈને એક બનેલો
સામે ઊભો ઊંચેરો બસ; મોટો પ્હોર !

કાર્તિક તો
શબ્દોના આભે અંધારું હડસેલી મૂકી
લાખ અશ્વ જોડેલા રથમાં બેસીને ફરવા નીકળેલું
અર્થભાવતું ભોર !

કાર્તિક તો
આ કવિતાની યે નસ નસ વહેતા લોહી ભીતરે
લૂમઝુમતાં ગુલમોર'નાં રંગગંધની ગંગ લાવતું
હરતું ફરતું જોર !

# મા વારતાજીની ગરબી □ રમેશ પારેખ

ઘૂંટી ઘૂંટીને ભર્યા વાડકા હોજી
વાટી ને ઘૂંટી મારી વારતા હોજી
કોની હથેળીયુંમાં મેલું રે મા,
ભાંગી ને તૂટી મારી વારતા હોજી

વારતાજી, હું તારી ખાંભી હે મા,
તને મારી માનતાઉં આંબી હે મા,
ગામની વચાળ મારું થાનક રે મા,
પાદરમાં ખૂટી મારી વારતા હોજી

કાગળમાં કોડિયાં શગે રે બળે
થાક્યાં પાક્યાં રે મારાં ટેરવાં ઢળે
અંધારું હોય તો તો બૂઝું રે મા,
ખાલી રે મૂઠી મારી વારતા હોજી

લોચનને તીર તારી દેરી હોજી
પાંચ પાંચ દીવડીએ ઘેરી હોજી
અધરી મધરીક મને ઊઘડી ન ત્યાં—
કોણે રે ચૂંટી મારી વારતા હોજી

પાદર બૂઠું ને બૂઠી વડલાની ડાળ
જંગલ જૂઠું ને જૂઠી સરવરની પાળ
હું રે બૂઠો ને તમે બૂઠાં રે મા,
જૂઠી રે જૂઠી મારી વારતા હોજી

કોની હથેળીયુંમાં મેલું રે મા,
વાટી ને ઘૂંટી મારી વારતા હોજી



## અજગર □ ઉશનસ્

જન્મ્યો ત્યારથી જ
એમ થતું'તું કે
હું કોઈ સાપ ગળી ગયો છું.
હું જે ખાઉં છું, પીઉં છું,
ચૂસું છું, સૂંઘું છું, ઊંઘું છે,
તે બધું જ એને જ જાય છે !
અને એ હવે વકર્યો છે :
મ્હોંફાડ વકાસીને શ્વસે છે.
ને ક્ષણો ખેંચાઈ આવી ઓરાઇ જાય છે,
કણો હવે અજગર થઈ ગયો છે.
મોટો ભીડ અજગર !
મારા છિદ્રે છિદ્રે જેનાં દીવેલાશ્યાં
કાબરચીતરાં ચાઠાં બહાર
દેખાતાં થયાં છે તે અજગર !
હવે હું આખો જ
એના મોટા ભીડ ફૂલેલા
ટાઢા હિમ જેવા પેટમાં છું,
પચી રહ્યો છું.



## ૦. ૧૨-૧૦-૧૯૭૧ □ રાજેન્દ્ર શુક્લ

વેદપુરુષના મનમાંથી
જન્મેલા,
કે સમુદ્રમંથન વેળાએ
દેવોને પ્રાપ્ત થયેલા
આ ચન્દ્ર-એ તો
આપણી સાંભરણ સાંભરણમાં જ
એના ક્ષયો,
એની વૃદ્ધિઓ,
અને એના ગ્રહણો સમેત
સકલ ભચક્રને
ત્રણસો અડતાલીસ વેળા ભોગવ્યું;
સત્તાવીશે સુંદરીઓના મંડલને
જોત જોતામાં કૈંક
કેટલી યે વેળા તો
સસત્ત્વ કર્યું એણે.
તો હે મારા અજ્ઞાતસંભવ મન,
ત્રણસો પંચોતેર બસોથી આવૃત્ત
આપણા નગરના
આ ક્રાંતિવૃત્ત પર
તાળી ન પડી શકે કદાચ,
કિન્તુ ચપટી તો વાગી શકે ને ?

□

# ફોડી હથેળી □ કિસન સોસા

ફોડી હથેળી...ઊગી તાળી
હરણીની જેમ કોઈ ઠેક્યું ને આમ જુઓ, વિસ્તરતી જાય હરિયાળી...

કેસરિયો છોડ એક ધમ્મર ઘૂમ્યો ને
રાતી કળીઓથી ભરચક રુમાલ,
કુમકુમના વાયરા–શું વીંઝાયું ઉપવન, ને
શ્વાસોમાં બાઝયો ગુલાલ.

તાળીઓના રવ કેરા રંગભીના પતંગિયે ઊડતી રે રાત રઢિયાળી...
હરણીની જેમ કોઈ ઠેક્યું ને આમ જુઓ, વિસ્તરતી જાય હરિયાળી...

પાની ફોડીને વહ્યાં રૂપેરી ઝરણાનું
વહેવું તે ઘર લગી આવ્યું,
હિમાળુ સૌરભે ઊભરાયો ઓરડો, જ્યાં
માટલેથી ઢાંકણુ ઉઠાવ્યું.

લમણામાં લીલીછમ તાળીઓની લચકાતી લુંબઝૂંબ ડાળ એક ભાળી...
હરણીની જેમ કોઇ ઠેક્યું ને આમ જુઓ વિસ્તરતી જાય હરિયાળી...

ઝળહળતો એક અહીં સૂરજ ને દૂજો,
હું ઝળહળતો જોઉં એનો ચહેરો,
સોનાની રજકણ–શું ઝરશે હો મીત !
મારા શ્વાસોને શ્વાસોથી વહેરો.

મારી હથેળિયુંમાં ઊગે સૂરજ, મને આપી દયો એક એવી તાળી...
હરણીની જેમ કોઈ ઠેક્યું ને આમ જુઓ, વિસ્તરતી જાય હરિયાળી...



## ૦. ૧૨-૧૦-૧૯૭૧ □ રાજેન્દ્ર શુક્લ

વેદપુરુષના મનમાંથી
જન્મેલા,
કે સમુદ્રમંથન વેળાએ
દેવોને પ્રાપ્ત થયેલા
આ ચન્દ્ર-એ તો
આપણી સાંભરણ સાંભરણમાં જ
એના ક્ષયો,
એની વૃદ્ધિઓ,
અને એના ગ્રહણો સમેત
સકલ ભચક્રને
ત્રણસો અડતાલીસ વેળા ભોગવ્યું;
સત્તાવીશે સુંદરીઓના મંડલને
જોત જોતામાં કૈંક
કેટલી યે વેળા તો
સસત્વ કર્યું એણે.
તો હે મારા અજ્ઞાતસંભવ મન,
ત્રણસો પંચોતેર બસોથી આવૃત્ત
આપણા નગરના
આ ક્રાંતિવૃત્ત પર
તાળી ન પડી શકે કદાચ,
કિન્તુ ચપટી તો વાગી શકે ને !



# દાદરા

□ સુમન શાહ

□

△

એ
દાદરને
છેલ્લું
પગથિયું
નથી...

△

△
△ △
△ △ △

**શ્રી**કાન્ત, એ દાદર હવે તું ન ચઢીશ—કેમકે એને કોઈ છેલ્લું પગથિયું નથી; એ અન્નતમાં ખોવાતો જતો દાદર છે ને તારા પગ તો માટીના છે. મારા અવાજની સ્નિગ્ધતા પણ હવે તો ખૂટવા આવી છે, પણ તારાં ચરણ રુકતાં નથી. મારા સાદમાં ભળતી જતી લાકડાશ એના રણકારને શોષી લે છે દિન પ્રતિ દિન. ધોધ ધોધ વરસાદમાં પલળેલા ઉબાયેલા લાકડાની જેમ પોચટતાભર્યો એ માર્ગ છે—મારા મ્હોંથી ગળામાં થઈ એ પગોમાંથી પસાર થાય છે શ્રીકાન્ત! પણ પ્રત્યેક ચરણને ઝાંઝરનો એક ઝણકાર હોય છે. મારે પણ હતો. જો કે હવે તો દાદરા પર એ નથી ઝમકતો, ત્યાંથી તો ઊઠે છે માત્ર ધણોધણ બહેરાશ. ને બહેરાશનાં મોટાં મોટાં સૂપડાં જેવાં ફૂલ.

કૂણા, કાચા ખાઈ જવાય એવા રતુંબડા કાનમાં ફૂલની પહેરનારી એ હતી. તું જાણે છે તેમ વર્ષો—યુગો—થઈ ગયા એ વાતને, આથી વિશેષની મને કશી સ્મૃતિ નથી—આંખ ભૂતકાળને ઘસીને આથી વિશેષ કશું જ ચમકાવતી નથી. આંખ નાક હોઠ કશાની કશી રેખા નથી એને. અવકાશથી લેપાયેલ એ ચહેરા પર બસ કાન છે ને ફૂલ છે, ને હું—માત્ર 'હું' જ સૂંઘી શકું એટલી ગન્ધ છે. આ પછીની કથામાં કડવી લાસ તાવની દવા જેવું દર્દ છે ને એવા જ દર્દનો સ્વાદ છે. એ સ્ત્રી હતી. ન પકડી શકાય એવી કશીક ભૂરકી હતી એનામાં, અને માટે જ એનામાં ભૂરકાઈને પકડાઈ જવાનું હતું. શ્રીકાન્ત, એ સ્ત્રી હતી. પણ મને નથી

ને કૂળીની વેલ ઝૂકી જાય નૈં,
ને પરિચયની કૂળી ડોકાય નૈં.

કાઢતું આવ્યું પગેરું બાળપણ–
પણ સમયનો ઉંબરો ઠેકાય નૈં,

ભીંત પરથી કો'. ઉતારી લો મને,
ઉંમરોનો ભાર તો ટોકાય નૈં.

નીકળી પડવું હતું ખેતર ભણી,
રક્તધુમ્મસ તો કદી વિખરાય નૈં.

પાતળી કેડી ઊભી રૈ ભાંભરે,
મુઠ્ઠીઓની બહાર પણ નીકળાય નૈં.

આવ! મારા ઘર તને ચૂંટી ખણું,
ખાલી હાથે તો કદી નીકળાય નૈં.

અજિત ઠાકોર

## બે
## મૃત્યુગઝલ





ટેકરીઓ મૌનની ખોદાઈ ગૈ,
શબ્દની ચપટી હવા ફેલાઈ ગૈ.

ઉંબરો ખોદી રહ્યો કાળો સમય–
નવસેંનવ્વાણું નદી સુકાઈ ગૈ.

આપનાના હાથ ફેલાતા રહ્યા,
ઓરડાની શૂન્યતા ભીંસાઈ ગૈ.

ટોડલે રામણ રડે મધરાતથી,
ટેકરી સીંદુરીયા તરડાઈ ગૈ.

બંધ ઘરમાં ભીંત સૌ વાતે વળી,
ને છબીને વાત કૈં સમજાઈ ગૈ.

# દાદરા

□ સુમન શાહ

□

△

એ
દાદરને
છેલ્લું
પગથિયું
નથી...

△

શ્રીકાન્ત, એ દાદર હવે તું ન ચઢીશ–કેમકે એને કોઈ છેલ્લું પગથિયું નથી; એ અનન્તમાં ખોવાતો જતો દાદર છે ને તારા પગ તો માટીના છે. મારા અવાજની સ્નિગ્ધતા પણ હવે તો ખૂટવા આવી છે, પણ તારાં ચરણ રુકતાં નથી. મારા સાદમાં ભળતી જતી લાકડાશ એના રણકારને શોષી લે છે દિન પ્રતિ દિન. ધોધધોધ વરસાદમાં પલળેલા ઉભાયેલા લાકડાની જેમ પોચટતાભર્યો એ માર્ગ છે–મારા મ્હોંથી ગળામાં થઈ એ પગોમાંથી પસાર થાય છે શ્રીકાન્ત! પણ પ્રત્યેક ચરણને ઝાંઝરનો એક ઝણકાર હોય છે. મારે પણ હતો. જો કે હવે તો દાદરા પર એ નથી ઝમકતો, ત્યાંથી તો ઊઠે છે માત્ર ધખોધખ બહેરાશ. ને બહેરાશનાં મોટાં મોટાં સૂપડાં જેવાં ફૂલ.

△

△ △

△ △ △

કૂણા, કાચા ખાઈ જવાય એવા રતુંબડા કાનમાં ફૂલની પહેરનારી એ હતી. તું જાણે છે તેમ વર્ષો–યુગો–થઈ ગયા એ વાતને, આથી વિશેષની મને કશી સ્મૃતિ નથી–આંખ ભૂતકાળને ઘસીને આથી વિશેષ કશું જ ચમકાવતી નથી. આંખ નાક હોઠ કશાની કશી રેખા નથી એને. અવકાશથી લેપાયેલ એ ચહેરા પર બસ કાન છે ને ફૂલ છે, ને હું–માત્ર 'હું' જ સૂંઘી શકું એટલી ગન્ધ છે. આ પછીની કથામાં કડવી લાલ તાવની દવા જેવું દર્દ છે ને એવા જ દર્દનો સ્વાદ છે. એ સ્ત્રી હતી. ન પકડી શકાય એવી કશીક ભૂરકી હતી એનામાં, અને માટે જ એનામાં ભૂરકાઈને પકડાઈ જવાતું હતું. શ્રીકાન્ત, એ સ્ત્રી હતી. પણ મને નથી

ખબર કે કોણ એ સ્ત્રી હતી. દૂર દૂરથી કશો જવાબ આવતો હતો. પણ હવે બહેરાબટ્ટ માર્ગોમાં નથી ઊઠતો એ અવાજ.

રંગ વિનાની બારસાખે અઢેલી ઊભેલો એ ચહેરો કરમાતો જતો વૃદ્ધ બની ગયો.

ને અમારા બેયની દૃષ્ટિની વચ્ચે, તોફાન પછીના સાગરમાં હડસેલાતા તૂટેલા તૂટેલા હડસેલાતા વહાણના કોઈ ભીના પાટિયા જેવાં વર્ષો તરતાં હતાં ત્યારે, તને બરાબર યાદ હશે, મેં અમારી ઘરડી માને પૂછેલું, કોણ હતી એ સ્ત્રી? એ સ્ત્રી કોણ હતી? મેં અમારી ઘરડી-ઠચ્ચ માને પૂછ્યું.

ઘેરા કથ્થાઈ રંગનો સાલ્લો ઓઢી લીધો હતો એણે; એની ગૌર વિધવા આગળીઓથી ઘરની પાટ પર બેઠી બેઠી એ પાન બનાવી રહી હતી. પાનનું બીડું ગલોફામાં ઠબાવતાં સોપારીનો કટકો મને આપતાં બાએ કહેલું, બેટા એ તો તારી ફોઈ છે મેં જે સ્ત્રીને વિશે પૂછેલું તે આધેડ વયની લાગતી હતી અને શેરીમાં આવા વેશે ઘણી સ્ત્રીઓ મેં જોઈ છે. બ્લાઉઝ વિના ઉઘાડી પીઠે જર્જરિત સાડી વીંટાળી લૅટ્રિન જવા જતી સ્ત્રીઓનો વેશ ત્યારે તો સાચ્ચે જ ચીતરી ચઢે એવો હતો. શું જુગુપ્સક આ સ્ત્રી મારી ફોઈ હતી? પ્રશ્ન લઈને હું એની પાછળ પાછળ ખેંચાયો. સોપારીના લાકડાનો કટકો મારા મ્હોંમાં ત્યારે તો ખૂબ ખૂબ પોચો થઈ ગયો હતો. જૂની રસમનું મોટું અસારું લીંપણની ફરસવાળું ઘર હતું. ઓરડા પાછળ ઓરડો ને પરસાળ ને ખડકી ને ગરગડીવાળો કૂવો ને ખડકીનો ભારેખમ બાર. ચોખંડીમાંથી ઊંચે જોઈએ તો જુદી જુદી દિશાની મેડીઓ પર બારીઓ વીંધી આડુંઅવળું કપાયું હોય તેવું, નીલું પતરું જડ્યું હોય તેવું દેખાતું સ્વચ્છ આકાશ હોય. ઓરડાઓમાં દીવાલોને અઢેલી ઊભી રાખેલી કોઠીઓ ને વચ્ચે વચ્ચે જાડાંભમ્મ પાટિયાંના હીંચકા–જે સદાયે કીચૂડ કીચૂડ બોલ્યા કરે ને જેની પીત્તળની સાંકળોમાં મેલની ડિઝાઈનો હોય. હીંચકા રાત પછીના

સૂમસામ અન્ધકારમાં ડાઘાડમરા બેઠા હોય ત્યારે એના પર હમણાં જ કોઈ પિશાચિની ઝૂલવાની હશે કે શું એવી આશંકા મનમાં અચાનક જ ટપકી પડે. એમ બધે લાકડું જ લાકડું, ઓરડા–પરસાળની વચ્ચેના ઉંબર ને ઉંબર પર મૂકેલા કોડિયાં આમ રોજ રાતે દીવાલો પર લાંબા લાંબા જાડા જાડા પડછાયા ચમકાવે. દિવસે એ કોડિયાંની દિવાળી મને બપોરે યાદ આવતી શ્રીકાન્ત, ને ત્યારે હું શરીરે હાથ પસવારી તપાસી લેતો કે હું કોઈ પડછાયો કે પિશાચ તો નથી બની ગયો ને! આજે પણ દિવાળી હોવી જોઈએ.

એ સ્ત્રી કોણ હતી?

લેટ્રિન જતી વખતે કોઈ આવો રેશમી સાળુ તે પહેરે? આછા પોપટી ચમકતા સાળુ સાથે માથે ઘેરા ગુલાબી રંગનો સસ્તી જરી ભરેલો બહુરૂપીનો હોય તેવો મુગુટ શા માટે? મુગુટ પણ કીંમતી કેમ નહિ? પૂંઠાનો હોય તેવો કેમ? ને તે ય લેટ્રિન જતી વખતે? હું એની પાછળ ખેંચાયો. મારા મ્હોં પર પ્રત્યેક ડગલે એક બીકાળવી જિજ્ઞાસા ઝબકતી હતી–પ્રસ્વેદનાં બિન્દુ બની ઝમતી ટપકતી હતી. હું પાછળ પાછળ ખેંચાયો. લાકડાના દાદરા. મારી જેટલી જ ઊંચાઈની ભમરીઓવાળા કઠેરા પર મારો જમણો હાથ ઝડપથી સરકતો હતો. લપસતા હાથથી જાણી શકાતું હતું કે હું એક પછી એક દાદરા ઊતરી રહ્યો છું. દાદરા, અનન્તમાં ઊતરતા જતા દાદરા. મને બરાબર યાદ છે કે

ચડ્ડી પછી પાયજામો પહેરવાની શરુઆત કરી તે જ આ પહેલો, સવાબેવાર સેનોમાંથી બનાવરાવેલો પાયજામો મેં પહેર્યો છે. સૂકવતી વખતે કાળજી ન લેવાઈ હોય તેમ સંખ્યાબંધ કરચલીઓમાં મને એ ટૂંકો ટૂંકો લાગે છે. મારો જમણો હાથ ભમરીઓવાળા કઠેરા પરથી સરે છે ને ડાબો હાથ કરચલીઓ સાફ કરે છે–સાફ કરવાની વેતરણમાં પડે છે. દરમ્યાનમાં પેલી સ્ત્રી અલોપ થઇ જાય છે. હું એક પછી એક દાદરા ઝડપથી વટાવું છું, લાકડાના ભારેખમ દાદરા મારા જેવા કિશોરના કૂદકૂદા કરવા છતાં, પછી તો ધબોધબ સિવાય બીજો કશો

અમવાજ કરી શકતા જ નથી. થાક મારો બધો પછી તો એક સૂની બહેરાશમાં શમી જાય છે. ઘસાઇ ગયેલા પગથિયે બેઠેલો હું ક્ષિતિજ પર એક ભૂંસાઇ જતું કોડિયું જોઉં છું. અને દેખાય છે એ જ સ્ત્રી જેને મેં રાતભર ઢૂંઢી હતી.

શ્રીકાન્ત હું તને પૂછું છું કોણ છે એ સ્ત્રી? શું એ મારી ફોઇ છે? એણે મુગુટ કેમ પહેર્યો છે? બા એકવાર કહેતી હતી તેમ શું એ બાળવિધવા છે? ને બા એકવાર કહેતી હતી તેમ શું એ અત્યંત ઘમંડી અને લુચ્ચી બાઇ છે? શું ચોથે માળ એના કબાટમાં મા એકવાર કહેતી હતી તે એની પાસે, ઝવેરાતથી ભરેલો દાગીનાનો દાબડો છે? કોણ હતી એ સ્ત્રી! શું એ સ્ત્રી કોઇ જીવતી ડાકણ છે? હાંફતો હાંફતો હું દાદરા વટાવી રહ્યો ત્યારે એક એક લાંબા ઓરડાને સામે છેડે ડાબા ખૂણામાં એક પાટ જેવા પલંગ પર પેલી સ્ત્રી બેઠી બેઠી પાન ચાવતી હતી. પલંગની બાજુની દીવાલમાંનું કબાટ અધખૂલું હતું ને સ્ત્રી પલંગમાં ચોપાટ પાથરી બેઠી હતી.

ઊંચા મકાનના ચોથા માળની બારીએથી શેરીનો જે વિશિષ્ટ ઠંડો પવન આવે તેમાં તે દિવસે તપેલી ધરતીના ઊંચા ઊંચા બપોરી તડકાનો સ્વાદ હતો. સ્ત્રીને જોઇને મને રાક્ષસની વારતામાંની વાસના-લોલુપ—જાણે કે હમણાં જ સોડમાં શોષી લેશે—એવી, કોઈ ક્રૂર દુત્તી રાણીની યાદ આવી ગઈ. એ રાહ જોતી હતી એમ સોગઠાં ગોઠવી રહેલી એની ગૌર જાડી નખ વધાર્યા વિનાની આંગળીઓ પરથી, સ્પષ્ટ લાગતું હતું.

એ રાહ જોતી હતી, બરાબર એ જ બારસાખે અઢેલા ઢળેલા ચહેરાવાળી કાનમાં ફૂલોની પહેરનારીની માફક.

ઠંડી ગંધવાળી ચોખંડી પાસેના હીંચકા ઉપર, તે બપોરે, ફૂલોની પહેરનારીના કર્ણમૂળમાં મેં અચાનક ચુમ્બન ચ્હોડી દીધું હતું—એણે મારા ઘેલા ગાલ પર તમાચ ચ્હોડી દીધી હતી. પછી તો રોજ બપોરે માત્ર ચુમ્બનનો જ ક્રમ બચેલો. વિવાહની રાતે પહેલી બપોર યાદ કરીને

રતુંબડા ગાલવાળી એ લાલ આંખો કરી રડી હતી. પણ પછી આંસુના એ ખારોખાટો સ્વાદ મધુરતામાં જ ફલવાતો ગયો વરસો વરસ, દિવસો દિવસ. હા શ્રીકાન્ત, એ જ હીંચકા પરથી બોડા માથાવાળી સ્ત્રીએ- જે કોણ છે તે હું હજીયે જાણતો નથી–દાગીનાનો દાબડો કાનમાં ફૂલોની પહેરનારીના નાજુક પગોમાં પછાડ્યો હતો પણ તે દિવસે મળેલા અમારા એકાન્તમાં રુદન નહોતું. એક સ્તબ્ધતા હતી. એક બહેરાશ હતી. એવી બહેરાશ જેમાં ઝાંઝરનો ઝમકાર નથી ઝમતોરણકતો, પણ માત્ર છુટ્ટા ધબૂકાર જ જન્મી શકે છે.

મેં કોડીઓ નાખી ત્યારે રાણી સહેજ મરકી. મારા દાવમાં કશો માલ નહોતો. એણે કોડીઓ નાંખી. હું હારતો ગયો. એ ખીખીયારા કરતી, મારી પહેલો પાયજામો પહેરેલી જાંઘ પર થાપટો મારતી, હું હારતો એ ખીખીયારા કરતી એ થાપટો મારતી હું હારતો. મેં જોયું કે ચોપાટમાં હું એને જીતી શકું એમ નથી હું પૂરો હારી ગયો. સાંજ નમી ને મેં પલગે પડ્યા પડ્યા આંખો ખોલી ત્યારે ત્યાં કોઈ નહોતું. મારો પાયજામો અમુક જગ્યાએથી પલળેલો હતો.

રંગ વિનાની બારસાખે અઢેલી ઊભેલો ચહેરો મારા સ્મૃતિપટ પર પછી તો છેક, કરમાઈને વૃદ્ધ બની ગયો. પણ દરમ્યાનમાં એને પણ પાન ખાવાની ટેવ પડી હતી. સોપારી મમળાવ્યા કરીને જાણે એ પોતાના ખાલીપણાની પકડને દૂર ને દૂર હડસેલતી હતી. દૂર હડસેલાતા ખાલીપણાને મેં આજલગી મારા ખિસ્સામાં મુઠ્ઠીમાં બંધ રાખ્યા કર્યું છે એ દરમ્યાનમાં બે દશ્યો બહુ સૂચક બની ગયાં છે મારી બાબતમાં. પાણીમાં તરતી ચીકાશની જેમ એ ટુકડાય છે, જોડાય છે. શરદપૂનમ પછીના બે દિવસમાંના કોઈકની સાંજ હશે. મારા મ્હોંમાં પાન સાથે હું શેરીમાંના અમારા એ ઘરમાં પ્રવેશ્યો'તો. બીજું પાન મારા ખિસ્સામાં મેં સાચવી રાખેલું. હજી અમારા એ ઘરમાં કે અમારી એ શેરીમાં દીવા થયા નહોતા. આવી ઘડીએ મને કદી ઘરમાં પ્રવેશવું ગમતું નહિ–છતાં હું પહોંચી ગયેલો. હું દાખલ થયો ત્યારે એક પછી એક ઓરડા વટાવ્યા,

ચોખંડી પાસેના હીંચકા પર કશીક ગૂપચૂપ ચાલતી હતી. કાનમાં ફૂલોની પહેરનારી એ ત્યારે ઘરમાં હાજર નહિ હોય. અને પ્રત્યેક ગેરહાજરીના ટાણે એ પોતાનું સ્ત્રીત્વ કશેક ગોખલામાં મૂકી જતી. ગોખલો આજે ખાલી હતો—સાપ વિનાના કરંડિયા જેવો. ખુલ્લા બરડાવાળી બોડા માથાવાળીની આસપાસ ઘરનાં બધાં જ વીંટળાયાં હતાં, અને મૂંગી ફિલ્મમાં દેખાય તેમ શબ્દ વિનાનો ફફડાટ લહેકા ક્રોધના ચાળા બધું હું જોઈ રહ્યો. મારું બીજું ચરણ આગળ ઢળી શક્યું નહિ, ઘર આખામાં કોઇ મહાન કાવતરાનો ભૂખરો રંગ છવરાઇ ગયો હતો જાણે–રસોડાના ધૂંવાડિયાને હું એથી જ શ્રીકાન્ત, આજે પણ સ્મરું છું.

તે મધરાતે હીંચકે બોડા માથાવાળી મોડે સુધી ફીસુડાયા કરી અને શેરીની નળિયાંસૂતી રાતને વધારે ગમમીન બનાવતી રહી. એ ચહેરાની પાસમાં સૂતેલો હું સવાર થતાં સુધી જાગ્યો. મેં કોડિયું બુઝાતું જોયું–એની પાંપણ પર સંસાર આખાનો ભાર હતો. ફરીથી મારા મનમાં એ જ ચિરંજીવ પ્રશ્ન ઊઠ્યો, કોણ હતી એ સ્ત્રી. અને સાચે જ, એ સ્ત્રી કોણ હતી?–જે ગરગડીવાળા કૂવામાં હમેશને માટે પૂરાઇ ગઈ પછી...? એવી જ બીજી સાંજ હતી. હું પાન લઇને આવેલો. ઘરમાં કોઇ નહોતુ. દીવા પણ નહોતા, પેલી પણ હતી નહીં, સ્વજનો પણ નહોતા એક વિચિત્ર રંગનો અન્ધકાર ઓરડો પરસાળ ચોખંડી ગરગડી હીંચકો બનીને ચિત્રાઈ ગયો હતો. મારી બૂમોનો કોઈ ઉત્તર ન મળ્યો. મારો અવાજ લાકડાતો ગયો. એની સ્નિગ્ધતા તરડાતી ગઈ ને મેં કૂવામાં જોયું. કોઇ એક સાંજ આકાશ બનીને ડૂબી ગઇ હતી કશાક અસ્પષ્ટ ઉદ્દગારો આવ્યા ને પછી ઘોર શાન્તિ... હજીપણ એ શાન્તિ મારી પાસે અકબંધ છે મારા ખિસ્સામાં, મારી મુઠ્ઠીમાં.

ને અમારા બેયની દૃષ્ટિની વચ્ચે તોફાન પછીના સાગરમાં હડસેલાતા તૂટેલા તૂટેલા હડસેલાતા વહાણના કોઈ ભીના પાટિયાં જેવાં વર્ષો તરતાં હતાં ત્યારે, તને યાદ હશે શ્રીકાન્ત, મેં અમારી ઘરડી માને પૂછેલું, કોણ હતી એ સ્ત્રી? પણ એના ઉત્તરમાં હવે તો છે એક જર્જરિત શેરી.

એમાં ખંડેર એવું અમારું ઘર એના મુખ્ય બારણે લટકતું તાળું. છેલ્લા છાપરાનો મોભ પાસેથી ખીલો નીકળી ગયા પછીનું પોલાણ—ત્યાં દેખાતા દાદરાને પાણીની ભીનાશ વિનાનો કૂવો, સ્થિર, કટાઈ ગયેલી ગરગડી. આંગળીથી પ્રશ્નાર્થ દોરી શકાય એટલી બધી રજથી છવાઈ ગયેલો ચોખંડી પાસેનો, એ જ જાડાભમ્મ પાટિયાનો હીંચકો. રોજ રાતે છાપરે ઘૂકતા ઘુવડની દંતકથાની આમતેમ કબૂતર પેઠે ભમતી પંક્તિઓ. હા, હું ઉપરથી એ દાદરા ઊતરવા કરું છું પણ મને એ નીચે નીચેથી કૂવામાં કૂવામાંથી તળિયે ને એનીયે નીચે સદાયે ઊતાર્યા જ કરે છે. ત્યાંથી હું તને જોઉં છું શ્રીકાન્ત, ત્યારે તને આમ જ કહેવાનું ગમે છે :

એ દાદર હવે તું ન ચઢીશ—કેમ કે એને કોઈ છેલ્લું પગથિયું નથી; એ અનન્તમાં ખોવાતો જતો દાદર છે ને આપણા પગ તો માટીના છે. કાન ફૂલ ને હું જ સૂંઘી શકું એટલી ગન્ધવાળો એ ચહેરો આ બહેરા માર્ગોમાં ક્યાંક હશે જ એવી શ્રદ્ધાથી હું બોલું છું આ બધું શ્રીકાન્ત, પણ મારા સાદમાં ભળતી જતી લાકડાશ અવાજના એ રણકારને શોષી લે છે. ને ત્યારે મારી દૃષ્ટિની દશે દિશાઓમાં ફૂલપાખડીઓ જેવા ખીલી ઊઠે દશ દશ દાદરા. એકેય હું ચઢી શકતો નથી કે એકેયને હું ભૂંસી શકતો નથી. □

● આકાશવાણીના સૌજન્યથી



આશા ન હોત તો ભૂલોનું પુનરાવર્તન પણ થતે નહીં !
માછલી મૂગી છે, એટલે જ વધારે ચંચળ હશે.
સાગરનું પાણી એ જ માછલી માટેનું આઇડ્રોપ્સ છે !
પગ ઊંધો પડે એ કરતાં જોડા વધારે ઊંધા પડે છે.
આંકની પાસે રહેલું શૂન્ય પોતાને સદ્ભાગી સમજે છે !
કિલ્લાની જાડી ભીંતને વળી લીલના પડનીયે જરૂર પડે છે !



## ભીંતમાં □ રતિલાલ 'અનિલ'

ચમકે છે વીજળી હવે કાજળની ભીંતમાં,
પડછાયા પ્રજવળી ઊઠ્યા વાદળની ભીંતમાં.

જ્યોતિએ અંધકારને આકાર કંઈ દીધા,
પડછાયા શોધતો રહ્યો વાદળની ભીંતમાં.

અસ્પષ્ટ એકરૂપમાં વૈવિધ્ય એટલું–
થોડાંક બિન્દુઓ હતાં ઝાકળની ભીંતમાં.

દિવસો પછી યે આજ એ વાંચ્યા કરું છું હું,
અક્ષર લખી દીધા હતા એક પળની ભીંતમાં.

સ્મરણે મધુર નામની યાદી હું જોઉં છું,
શાં મૃત પતંગિયાં જડ્યાં કાગળની ભીંતમાં!

અસ્પષ્ટ ભીની આંખ એમ સ્થિર થઈ ગઈ,
થીજી ગઇ છે માછલી કંઇ જળની ભીંતમાં.

મૃત્યુ પછી તો કોણ જાણે શું મને મળે,
સૂનકાર પણ જડાયો હો આગળની ભીંતમાં.

શયતાનને તો મોકળું મેદાન સાંપડ્યું,
ઇશ્વર આ કેદ થઇ ગયો મંગળની ભીંતમાં!

ધ્રૂજે છે તરફડાટથી કંઇ એમના અનિલ,
હરણાંઓ કેદ થઈ ગયાં મૃગજળની ભીંતમાં.

□

# કાકલિયા

□ જ્યોતિષ જાની □



△
કાકિલા
છળી
મરીને
ગળે
ફાંસો
ખાય
તો ?
△

△ △ △

કાશીપુરાસરારના પ્લેટફૉર્મ વગરના સ્ટેશને પહેલવહેલી વાર ટૂંકી હિટલરીયા મૂછોવાળા કાકાના ખભા ઉપર અક્કડ બેસીને દોઢ ગાઉ દૂર આવેલા ગામમાં જવા એકાદ ગ્રીષ્મની ભરબપોરે જંગલી હોલાના ઘૂઘુઘૂ ઘુઘકારાને સાંભળતાં પોચી-પાતળી લાંબી આંગળીઓથી ગીલોલ ખેંચીને એણે નિશાન તાકેલું કે એ મોટો થશે ત્યારે આજુબાજુ સૌ અણગમતા માણસોને એવા બીવડાવશે કે એનો અવાજ કાને પડતા અણગમતા સૌ થરથર કંપે અને સીમ વટાવી ઊંડી વાવના થાળામાં પોરો ખાવા બેઠેલા કાકાની નજર ચૂકવી ખોટા હોંકારા પાડી ગજવામાં કાચાંખાટાં બોર ભરી અંતે લીંપેલાગૂંપેલા ઘરની પરસાળમાં આવ્યો ત્યારે કશું જ બોલ્યા સિવાય 'સખણો બેસ' કહેતાં એના કાનની બૂટ આમળીને રાતીચોળ આંખ કરતા કાકાના સતત ખેંચાયેલા રહેતા હિટલરીયા મૂછોવાળા ચહેરાની સાક્ષીએ એક એક કાચાલીલાખાટા બોરને ગિલોલથી ચારે બાજુએ ફંગોળતાં ફંગોળતા એણે સૌ અણગમતા માણસોને જીવતે જીવત દીવાલમાં જીવતાં ચણી દેવાનો નિર્ધાર કર્યો ત્યારથી જ અણગમતા

માણસોની એક વિસ્તૃત યાદી એણે બનાવવા માંડી છે જેમાં વર્ષેવર્ષે ભીડ જમાવીને બેઠેલા અણગમતા માણસોમાં છેલ્લાં બાવીસ વર્ષથી એની પત્ની કોકી-લાનું નામ સૌથી મોખરે રહ્યું છે અને કોકીકોકીકોકી જેવો એકના એક નામનો કક્કો ઘૂંટાય એમ વર્ષોવર્ષ કોકીકોકીકોકી ઘૂંટાતું રહ્યું છે એ વાતનું હવે એને જેટલું આશ્ચર્ય નથી રહ્યું એટલું કાશીપુરાસરારના પ્લેટફોર્મ વગરના સ્ટેશને પહેલવહેલી વાર ટૂંકી હિટલરીયા મૂછોવાળા કાકાના ખભા ઉપર અક્કડ બેસીને વહુનું નામ પિલુડી પાડવાનું એ આટલાં વર્ષોથી કેમ સાવ ભૂલી ગયેલો એ વાતે આશ્ચર્ય થયું ત્યારે ફરી એક વાર કોકી-લા ઘૂંટી જાત પ્રત્યે સંપૂર્ણ વફાદાર રહેતાં એને એટલી સમજ આવી કે યાદીમાં નામ ઉમેરતાં પહેલાં અથવા એક નામ વારંવાર ઘૂંટતાં પહેલાં અણગમતું માણસ વધારે અને વધારે અણગમતું બની શકે તો અણગમતું માણસ ગમતું બની શકે એવી એક શ્રદ્ધા સાથે પીડબલ્યુડીના ઓવરસિયર તરીકે એકધારી ફરજ બજાવતાં બજાવતાં એણે એક વાત સતત વિચાર્યે રાખી કે ગમાઅણગમા એ જન્મથી મળેલી કોઈ ચપટી નાક જેવી સ્થાયી અને જિન્દગી સાથે જડાયેલી વસ્તુ નથી કે અણગમતા માણસોની યાદીમાં ઉમેરાયેલું કોઈ નામ છેકી નાંખવું ના પડે, જેમ કે...

....કઈ કેટલાં વર્ષો પહેલાં વડોદરાની લહેરીપુરાની પોળમાં રહેલો ત્યારે પાડોશની છોકરી રુક્ષ્મણિનું નામ એણે જેટલી વફાદારીથી અણગમતા માણસોની યાદીમાં મૂકેલું એટલી જ જાત પ્રત્યેની વફાદારીથી એ નામ વર્ષાઋતુની એક વહેલી સવારે કુમળી દાઢી બનાવતાં બનાવતાં અરીસા આગળથી વફાદાર તેથી સુંદર ચહેરાને અધવચ્ચે દૂર કરી જાત પ્રત્યે સંપૂર્ણ વફાદાર રહેવાની પ્રતિજ્ઞા ફરી એકવાર લઇ એણે છેકી નાંખેલું એ વાત એણે પૂરાં પચીસ વર્ષ સતત અકબંધ જાળવી રાખી છે કે અણગમતાં માણસો પણ ક્યારેક સમજાય એવાં કારણોસર અથવા ન સમજાય એવાં કારણોસર કે પછી સાવ અચાનક એકાદ સવારે સૂર્યનાં કિરણોની ટશર ફૂટતી હોય એવી ક્ષણોમાં ગમતા બની જાય

છે ત્યારે આનંદના ચિત્કાર સાથે એણે અણગમતા માણસોની યાદીમાં રુક્ષ્મણિનું નામ છેંકીને ભોંયમાં ભેદી રીતે ઊગી નીકળેલી છઠ્ઠી આંગળી ધરાવતા ગોરટિયા લાલચુ ઋષિકુમારનું નામ કોઈ દેખીતાં કારણો સિવાય ઉમેર્યા પછી ચહેરા સાથે જડાઈ ગયેલા ચપટા નાક નીચે આવેલી દાઢી કરતાં કરતાં એવી શ્રદ્ધા બાવીસ વર્ષોથી સતત સેવ્યા કરી કે અણગમતું માણસ અચાનક ગમતું બની શકે છે એટલે છેલ્લાં બાવીસ વર્ષોથી જાત સાથે સંપૂર્ણ વફાદારી રાખીને જે એક નામ પીડબલ્યુડીના ઑવરસિયરની ફરજ બજાવતાં બજાવતાં ઘૂંટવું પડે છે એનો ખટકો એને રહી ગયો છે...

...અને બીજો ખટકો અણગમતા માણસના અવસાનના સમાચાર આવે જેમ કે કાશીપુરાસરારના પ્લેટફૉર્મ વગરના સ્ટેશને પહેલવહેલી વાર ટૂંકી હિટલરિયા મૂછોવાળા જે કાકાના ખભા ઉપર અક્કડ બેસીને દોઢ ગાઉ દૂર આવેલા ગામમાં ગયેલો એ કાકાનું નામ અણગમતા માણસોની યાદીમાં મોખરે હોવા છતાં જૂનાગઢ એની બદલી અને બઢતી થઈ એ દિવસે જ કાકાના ફાંગી આંખવાળા જ્યેષ્ઠ પુત્ર જીવણનો તાર આવેલો કે ભગવાનને ગમ્યું એ ખરું છતાં કાકા હયાત નથી રહ્યા ત્યારે એમનું નામ અણગમતા માણસોની યાદીમાંથી નવ વર્ષ વીતી ગયા છતાં છેકી શક્યો નથી એમાં જાત સાથે સંપૂર્ણ વફાદારી રહેવાની પ્રતિજ્ઞા આડે આવી હશે કે પછી ભગવાનને જે ગમે એ ખરું પણ ભગવાન જેવો ભગવાન સુદ્ધાં એની જેમ ગમતા અને અણગમતા માણસોની યાદી બનાવવાનો હોય તો, ભગવાનની પ્રેરણાથી જ એ યાદી બનાવતો હોય તો ભગવાનને ભગવાનભાઈ જેવું નામ આપીને એમનું નામ પણ અણગમતા માણસોની યાદીમાં જો એક વાર મૂકી દીધું હોય તો ભગવાન એની કસોટી કરે એ પહેલાં ભગવાનની કસોટી થવાનો પૂરો સંભવ છે કારણ કે કોકિલાને ઘડનાર કોકિલાની બાબતમાં શું કરે એનું કુતૂહલ જેટલું નથી એટલું કુતૂહલ ભગવાનની યાદીમાં એનું નામ રખેને હોય એવો પૂરો સંભવ છે કેમકે બાવીસ બાવીસ વર્ષથી એકધારાં સતત અણગમતી રહેલી કોકિલા સાથે એનું જીવન ભગવાન જો નવરો બેઠો જોડતો હોય

તો જોઉં નહીં કેમકે હવે બેતાળીસમા વર્ષે છેક આવો બાલિશ વિચાર નથી આવતો છતાં અણગમતાં માણસોની યાદીમાંથી છેકતાં છેકતાં હજુ અકબંધ રહેલાં સત્તાવન નામોમાંથી સૌથી પહેલું નામ કોકિલાનું આવે છે એ વાત રાતદિવસ એને મૂંઝવે છે અને આજ સુધી એણે જે યાદી બનાવી છે એ માત્ર અણગમતા માણસોનાં નામ પૂરતી મર્યાદિત છે એ સારી વાત છે નહી તો અત્યારે જેવો વિચાર આવે છે એવો વિચાર આરંભથી એણે અમલમાં મૂક્યો હોત તો કોકિલા નથી ગમતી કારણ કે બસ નથી ગમતી એ સિવાય બાવીસ બાવીસ વર્ષમાં એણે શું શું ચીતર્યું હોત એ વિચારે કમકમાં આવવા છતાં એણે નિશ્ચય કર્યો કે હવે એકવાર તો એવી એક યાદીને બનાવીને જ જંપવું જેથી જાત સાથે સંપૂર્ણ વફાદાર રહીને કોઇ ને કહી શકાય કે રતનબાળા કોકલિયા નથી ગમતાં એનું કારણ એ તો નહીં જ કે...

કોકિલા રાતે સૂતાં પહેલાં દૂધના પ્યાલામાં ઓવેલ્ટીન નાંખીને આપતી હોય છે ત્યારે મોંફાડ બગાસું ખાતી ખાતી પથારીમાં પડતાંવેંત બીજી ક્ષણે પરમકૃપાળુ પરમેશ્વર જેવાં નસકોરાં બોલાવે છે કે કોકિલાને બ્લાઉઝ સાડીનું મેચીંગ ક્યારેય કેમેય તે કેમ કરીને આવડતું નથી કે કોકિલાને રોજ સવારે એના કરતાં અડધા કલાક વહેલા ઊઠી જવાનું કહ્યું છે ત્યારે પથારીમાં એ બેઠો થઈ ને કોકિલા સામે જોતો હોય ત્યારે કોકિલા પહોળા કઢંગા પગ કરીને ચોળાયેલા બ્લાઉઝ સુધી આવેલી મોંઢાની લાળને વિચિત્ર નિઃશ્વાસથી સૂકવતી ઊંઘ્યા કરતી હોય છે કે કોકિલા ચાલે છે ત્યારે પગની ચંપલ જમીન સાથે કાટખુણો કરીને ઘસડાઈ ઘસડાઈ ને ચાલે છે કે કોકિલા અવારનવાર પાપડ સારેવડાં તળીતળીને કિચુડૂડુ કિચુડૂડુ અવાજ સાથે ખાયાં કરે છે કે કોકિલાની દંતપંક્તિના આગળના બે દાંત વચ્ચેનું પોલાણ એ હસે છે ત્યારે સડેલાં દાંતને ખેંચી કાઢતા દંતચિકિત્સક બની જવાની ચળ આવે છે કે કોકિલાનો ભઈ કહેતાં એનો સાળો ગામથી આવે છે ત્યારે વાળનાં મૂળિયાં ખરી પડે એવી દાળ પાંગુંચાં કે મૂઠિયાં બનાવતી બનાવતી ઘોઘરા અવાજે ગરબા કે ગીતો ગણગણે છે કે કોકિલા નવરાત્રિના દિવસોમાં કોડીલી કોડામણી નારની જેમ ગરબાની ટોળીમાં ઘૂમે છે ત્યારે સૌ તાળીઓ

સાથે એની તાળી બે સેકન્ડ મોડી પડવાને કારણે શેરીનાં બૈરાંઓ પાછ-
ળથી ખીખીખી કરીને હસે છે કે ઘરમાં મોટા અવાજે ગરબો ગાતી
કોકિલાને શેરીનાં બૈરાંઓ ગરબો ગવડાવવાનું કહે છે ત્યારે શરમાવાનો
એનો અભિનય જોઈ ને ગરબા સાંભળવાને બહાને બેઠેલા જવાનિયાઓ
આઘાપાછા થઈ જાય છે કે કોકિલા અગિયારસના દિવસે સીંગના લાડુ
બનાવવાનું ક્યારેક ચૂકતી નથી કે કોકિલા રેડિયો ઉપર નવો ગરબો
આવે છે ત્યારે એની પાસે દોડી આવીને કહેતી હોય છે કે જરા આટલું
લખી દઇને મારા સમ મને આ ગરબો બહુ વહાલો લાગે છે કે કોકિલા
ફિલમ જોવા અડોઅડ થિયેટરમાં બેઠી હોય ત્યારે થિયેટરહોલની સીટ
ઉપર જાતને કેમ ગોઠવવી એની વેતરણમાં જ ત્રણ કલાક પૂરા કરે છે
કે કોકિલા બબ્બે વાર સગર્ભા થઈ ત્યારે બન્ને વખત બાથરૂમમાં પગ
લપસી પડવાને કારણે કસુવાવડી બની કે તેથી જ કોકિલા ઉદાસ રહેતાં
રહેતાં અચાનક ગેલમાં આવે છે ત્યારે નાના બાબાની જેમ એને રમાડતી
હોય એ રીતે બુચકારા બોલાવીને કે'કે એક વાર તમને ઘોડિયામાં સુવડાવી
હિંચાવવાની છું કે સૂરતથી ધૂપેલની પડી મંગાવી ધૂપેલ બનાવવા બેઠી
હોય ત્યારે છાનાં છાનાં આંસુ સારી 'મારા વ્હાલાજી શું વ્હાલપ લાગી
રે' જેવી ભજનની પંક્તિ ગણગણતી હોય કે લગન પહેલાંના બે મહિના-
ઓમાં 'મારી વહાલી કોકી' કહીને એણે એના ગામ લખેલા પચીસેક
કાગળો હજુય જૂના સાડલાની કોરમાંથી છોડીને વાંચ્યા કરતી હોય છે
કે હિસાબ લખતી વખતે 'ડ'નો અવશ્ય 'ટ' કે 'ઢ'નો અવશ્ય 'ઠ' લખે
છે કે રુક્ષ્મણિ હજુય કોઈવાર મળવા આવી ચઢે છે ત્યારે તમારા ભઈ
તમારા ભઈ તો પાણીદાર બૈરું જોઈ ને બળ્યું હીહીહીહી કરીને એના
ઑફિસેથી આવતાં પહેલાં રુકુને તગેડી મૂકે છે કે કોકિલા એની સાસુ
આવે છે ત્યારે સાસુને ચોવીસ કલાક નિષ્ક્રિય રાખવાની સૂઝબૂઝવાળી
પ્રક્રિયા અને વાસણો અથડાવવાની એક વૈજ્ઞાનિક પદ્ધતિ કોકિલા દ્વારા
સાસુને ચુપચાપ ભગાડી દે કે કોકિલા રોજ સાંજે સાતના સમયે શાણા
અને શકરાભાઈના પ્રેમમાં પડે છે કે કોકિલા ડાબી બાજુના પાડોશી
રતિભાઈની બેબી બકુલાને ચૉકલેટો ખવડાવ્યા કરે અને જમણી બાજુના

પાડોશી સેવંતીલાલના બાબા મુકેશને બોલાવી એની કૂખમાં ચૂંટીઓ ખણીને રોવરાવે છે કે કોકિલા સાડત્રીસ વર્ષની વયે એનો સાધુબાવા જેવો સંયમ આકરો પડે છે કહીને એને કૂદાંની જેમ આકર્ષવા પફપાવડરર મેશલિપસ્ટિક લગાડીને કપાળ ઉપર ગોળ મોટો લાલ ચંદરવો કરીને એને ઉશ્કેરવા સતત પ્રયાસ કરે છે કે કોકિલા બપોરે દોઢ બે કલાકથી માંડીને હવે ત્રણ ચાર કલાક ઘોર્યા પછી રસોડામાં એકસરખાં ગોઠવેલાં ડાબલા ડાબલી તપેલાં તપેલી થાળીઓ વાટકી બેડાંતગારાં ફરીફરીને માંજીમાંજીમાંજી વ્યવસ્થિત ગોઠવવામાં કલાકોના કલાકોના કલાકો વિતાવે છે કે કોકિલા શેરડીનો સાંઠો ચૂસતી વખતે અનાયાસ ખૂનસભરી આંખે એની સામે જોઈ રહે છે કે કોકિલા કાણીકૂબડી નથી કે લૂલીલંગડી નથી કે મૂંગી-મોંકાણ નથી કે ખોડી બામણી નથી...

..એ કારણે એને નથી ગમતી એવું એ હવે સ્વીકારતો ન હોવા છતાં બેતાળીસ વર્ષે કોકિલાનું નામ અણગમતા માણસોની યાદીમાં સૌથી પહેલું મૂકવુ પડે છે એ વાત જાત સાથે સંપૂર્ણ વફાદાર રહીને એને લખવી પડે છે ત્યારે કોકિલાના વાળમાંથી હંમેશાં આવતી ખોરી ધૂપેલની વાસથી અકળાઈ ઊઠીને અણગમતા માણસોને જીવતેજીવત દીવાલમાં જીવતા ચણી દેવાના નિશ્ચયને અમલમાં મૂકવા માટે સમગ્ર યાદી ઉપર એકસરખી નજર માંડીને આખરે આરંભ રૂપે બજારમાં જઈને મોંઘું પ્લાસ્ટર લઈ આવી ઢંગધડા વગરનું પોતાની પ્રતિકૃતિ જેવું પૂતળું બનાવીને ઘરના એક ખૂણામાં ગોઠવતાં ગોઠવતાં એ કાશીપુરાસરારના પ્લેટફૉર્મ વગરના સ્ટેશને ઊતરીને ગિલોલ લઈ નિશાન તાકતાં પહેલાં કોકિલાના નામની ઉપર સૌ પ્રથમ પોતાનું નામ લખી પ્લાસ્ટરના પૂતળાને દીવાલમાં ચણી દેવાનાં સાધનોની શોધ કરવા બહાર નીકળે છે ત્યારે ઓવરસિયર તરીકે બજાવેલી પ્રમાણિક ફરજના બદલામાં મળેલી ત્રણચાર સલાયુંને ઊંચકીને હાંકતાં હાંકતાં આગળ વધવાને બદલે અચાનક અટકી જાય છે...

...કે કદાચ ને ઘરના ખૂણામાં ગોઠવેલા એના અનાવરણ પ્લાસ્ટરના પૂતળાને જોઈ કોકિલા છળી મરીને ગળે ફાંસો ખાય તો...? □

# કિલ્લો

□ રતિલાલ 'અનિલ'

□

△

આકાશે
આંસુ
સારીસારીને
કેટકેટલા
કિલ્લાને
જીર્ણ
કરી
લીલું
ઘાસ
ઉગાડ્યું
છે!

△

△
△ △
△ △ △

સુજન, તમને એક વિનંતિ કરવાની છે. શું તમે નહીં સાંભળવા ટેવાયેલા શબ્દો સાંભળશો ? એની પ્રતિક્રિયા પ્રતિહિંસા ન બને એટલો ઉદાર બનશો ?

સજ્જન, તમે સજ્જનતાના કિલ્લાની બહાર આવો, ચહેરા પર કશીક બરડ ધાતુનું ચળક ચળક થતું પડ દેખાય છે એ કિલ્લામાં ઉતારીને બહાર આવો, તમારી આંખની સર્ચ-લાઈટ જેવી, ભાલાના પાના જેવી ચળકતી અને સીધી દષ્ટિને શિયાળુ સવારના પ્રથમ ફૂટેલા સૂર્યકિરણ જેવી સ્પર્શકોમલ બનાવો, તમારા સાદમાં હીરાકણી જેવું તીખું અને વીંધી નાખે એવું છે એને ઓગાળી નાખો, શારડીનું કામ ભાષાએ નથી કરવાનું કે તેજાબનાં થોડાં ટીપાં એ શબ્દો નથી એટલું સ્વીકારો અને તમારા હાથને કહો કે ઝાકળને પકડવા માટે સખ્તાપણે મૂઠી વાળવાની જરૂર નથી.

સજ્જન, તમે સજ્જતાના કિલ્લાની બહાર આવો. શબની ટાઢાશ સ્વીકારીને કોઇ જીવંત વ્યક્તિત્વ કંડારાતું નથી, અને જંતુનાશક ગંધથી તો નરી હોસ્પિટલની જ આશંકા જાગે છે, હીમડંખ પોતાનાં નિશાન મૂકી જાય છે, અને કેટલીક ગંધથી અંતર વ્યાકૂળ થઈ જાય છે, એ ગંધથી માણસ મરતો નથી, પણ ઉત્સાહ મરી જાય છે અને તેને સજીવન કરવા જ્યાં કોઈ જ કિલ્લો અને કિલ્લેદાર નથી એવા નગરસંસ્કૃતિ

બહારના અફાટ અરણ્યમાં જ્યાં કહેવાતાં હિંસક પશુઓ વસે છે, ત્યાં ચાલ્યા જવા અને સ્થાયી થવાનું મન થાય છે. અને તેમ થશે તો સજ્જન, શું તમે કિલ્લાની ભીંતોને જોયા કરશો ? અરીસામાં સર્ચલાઈટની પ્રતિપ્રકાશધારા નિરખ્યા કરશો ? બરડને બરડ સાથે ટકરાવી તેના ધ્વનિને જ તમારો પ્રતિશબ્દ માનશો ? આંગળીના નખ હથેળીમાં ખૂંપે નહી એ માટે ચામડાનાં હાથમોજાં પહેરશો ?

સજ્જન, જુઓ તમારી સજ્જતાના કિલ્લાની બહાર જે હું કે બીજો દેખાય છે, એ તમે પણ છો ! અને જ્યારે તમે હિમડંખ જેવા ટાઢ શબ્દોથી તેને સ્પર્શો છો ત્યારે તમે પણ એટલા જ કુરૂપ બનો છો, અને જો પેલું ચળકતી બરડ ધાતુનું આવરણ કાઢી નાખીને જોશો તો એ કુરૂપતા જોઈ શકશો.

સજ્જન, તમારી સજ્જતાના કિલ્લાની બહાર તો કેટલાંક સસલાં, કેટલાંક ઘેટાં, કેટલાંક વાછરડાં લીલા મસણ ઘાસની ખોજમાં ફરે છે અને કદી તમારા પર નજર પડે છે ત્યારે એમના શરીરમાંથી જાણે તરલતા અદૃશ્ય થઈ જાય છે, કોઈ ગતિશીલ લપલોલ પ્રવાહ એકાએક બરફ જેવો થીજી જાય છે, કોઈ કિલ્લાની હદની બહાર ચાલ્યું જાય છે, કોઈ ઘાસમાં મોઢું તો નાખે છે, પણ એમાં યે એને સજ્જતાનો કિલ્લો જ દેખાય છે અને મસૃણ લીલું ઘાસ નેતરની સૂકી સળી જેવું થઈ જાય છે અને કિલ્લા પાસે જઈને જે પાછું ફરે છે તે સ્તબ્ધ થઈને ન ઊંચકાતા પોતાના ભારને ઢસડતું ઢસડતું કિલ્લાની હદમાંથી બહાર નીકળે છે અને એ હદની બહાર પણ જાણે કિલ્લાની અદૃશ્ય ભીંતો આવેલી છે અને જેમ જેમ આગળ વધે છે તેમ તેમ પેલી ભીંતો યે ક્ષિતિજની જેમ આગળ વધતી જાય છે–પ્રયાણ સાથે જ કેદનો વિસ્તાર વિસ્તરતો જાય છે,

સજ્જન, તમે સજ્જતાના કિલ્લાની બહાર આવો એના કરતાં સજ્જતાના એ કિલ્લાને જ ભાંગી નાખો તો પછી કિલ્લાની સીમાથી

નાનકડું બની ગયેલું વિશ્વ તમારી પાસે આવી પહોંચશે. મસૃણ ઊંચા લચેલા ઘાસ સાથે ગેલ કરતો અલગારી પવન તમારી ત્વચાને આહ્લાદ-સભર સ્પર્શ કરશે અને પ્રથમ વાર જ સૂર્યનો પ્રકાશ એ કોઈ ઓગળેલી ધાતુનો લાલ પ્રવાહ નહીં પણ સાત રંગનું ઇન્દ્રધનુ છે એ તમારી આંખ જોશે, અને કોઈ ગભરુ હરણને તમારી પાસે આવીને નિરાંતે નિરાપદ-પણે બેસવાની ઇચ્છા થશે, અને ઊડી આવેલું. બુલબુલ એના મસ્ત ટહુકાથી તમારું ભાવજગત, પ્રસ્તરખંડો નીચે દબાઇને પડેલું છે, તેને બહાર આણશે. બુલબુલના ટહુકાથી ઉપરનાં તમામ થરો દૂર થઇ જશે. જંતુનાશક દ્રાવણની ગંધને બદલે ભીની માટીની સુવાસ આવવા માંડશે અને તમને લાગશે કે આ પૃથ્વીનો કણેકણ સૌન્દર્ય, સુવાસ અને જીવનથી સુસજ્જ છે.

સજ્જન, સજ્જતાનો કિલ્લો ભાંગી નાખો અને આ વિશ્વને તેની તમામ સજ્જતાથી તમારામાં પ્રવેશવા દો, અને તમારા વ્યક્તિત્વને વિરાટમાં ઓગળવા દો, વિરાટમય બનવા દો.

વિરાટ આકાશે કેટકેટલા કિલ્લા ચણાતા, જીર્ણ થતા અને ભાંગતા જોયા છે, એના પર આંસુ સારી સારીને. એણે સૌને જીર્ણ કર્યા છે અને એના પર લીલું ઘાસ ઉગાડીને સજ્જતાની ઈંટને માટીનો મૂળ સ્વભાવ સંપડાવ્યો છે એ ભૂલશો નહીં. □



બે એકાંત એકબીજાનો વિચાર કરે એ સંવાદ.
બે અલગતા એકસરખો ઘોંઘાટ કરે એ સમજૂતી.
કશું ન કરતો ડાબો હાથ જમણા હાથના કામને ટેકો આપે છે!
ઊપડવામાં વિલંબ કરતી હોડી કદાચ પાછી ફરવાની નહીં હોય!
નજીક આવેલા ટાપુઓની નાળિયેરી એકબીજાને જોયા કરે છે.
ભીંતમાં ચણાયેલી ઈંટની માટી મેદાનમાંથી જ આવી હતી!



# સ્ટ્રોબેરીનાં નિશાન □ આલ્બેર્તો મોરાવિયા

□

△
સ્ટ્રોબેરીનાં
નિશાન
સાથે
એના
ચહેરાને
વિકૃત
બનાવનારાં
નિશાન
હતાં
△

જ્યાં સુધી મારા બનેવી રેમોંદોનો સંબંધ છે ત્યાં સુધી વાત એ જ રીતે સમાપ્ત થતે. મને મારી બહેનનો ઘણો અફસોસ છે, પણ એમાં મારો કસૂર નથી. ઉનાળાના પહેલાં જ દિવસે મેં મારું બેધિંગ કૉસ્ટચ્યૂમ અને ટુવાલ બાંધ્યાં અને મારી સાયકલની કૅરિયર પર મૂક્યાં પછી કાંધે સાયકલ મૂકી છાનામાના જવાને માટે મૂગોમૂગો દાદર તરફ ગયો. પરંતુ દુર્ભાગ્યે ઉપર જ કોઈ મળી ગયું. રેમોંદો, ઘરમાં રહેનારાં તમામ લોકોમાંથી ખુદ રેમોંદો! એણે મારી પોટલી જોઈને તરત પૂછ્યું, 'ક્યાં જાય છે!'

'આંસ્તિયા.'

'કંઈ કામ છે?'

'......'

'બેવકૂફી?' ન કર! આંસ્તિયા તો સોમવારે પણ જઈ શકાય ...અત્યારે આપણે દુકાને જઈશું.'

△
△ △
△ △ △

ટૂંકમાં રેમોંદો મજબૂત બાંધાનો ઊંચો જુવાન છે, હું સાવ દુબળો-પાતળો છું. એણે જબરદસ્તીથી મારી સાયકલ છીનવી લીધી. ભીંતમાં બનાવેલી આલમારીમાં મૂકી દીધી, અને 'ચાલ, મોડું થઈ ગયું.' કહીને મને સાથે ખેંચ્યો. મેં કહ્યું, 'મોડું થયું એમ કેમ કહે છે? આપણને કામ શું છે?' એણે કંઈ જ ન કહ્યું, પણ એના ચહેરા પરથી લાગતું હતું કે એના મર્મને કશુંક સ્પર્શી ગયું છે. મારી

બહેનના પૈસાથી એણે હેરકટિંગ સેલૂન ખોલ્યું હતું, પણ દુકાન બરાબર ચાલતી નહોતી. વાસ્તવમાં બહુ ખરાબ ચાલતી હતી. દુકાનમાં એ અને હું–બે જ માણસ હતા. પણ જે ગ્રાહક ન આવતા ને અમે બંને પાઓલિનો છોકરાને, લોકો અસ્તરા અને બ્રશ ચોરી ન જાય તેની તકેદારી રાખવાની તાકીદ સાથે દુકાન સોંપીને ફરવા ચાલ્યા જતા.

દઝાડતા તડકામાં અમે બંને ચુપચાપ ચાલ્યા. દુકાન વિયા દેલ સેમિનારિયોમાં રોમના પ્રાચીન ભાગમાં ઘરથી થોડેક દૂર આવેલી હતી, અને એ પહેલી ભૂલ હતી, કેમ કે એ માર્ગે કોઈ ખાસ આવતું–જતું નહીં. અહીં ઑફિસો અને ગંરીઓ સિવાય બીજું કોઈ નથી. અને પહોંચ્યા એટલે રેમોંદોએ બારણું ખોલ્યું. જૅકેટ ઉતાર્યું અને એપ્રન પહેરી લીધું, મેં પણ એમ જ કર્યું. પાઓલિનો પણ આવી પહોંચ્યો. રેમોંદોએ તરત એના હાથમાં સાવરણી પકડાવી અને સાચવીને ફર્શ વાળવા કહ્યું. કેમ કે, એના કહેવા પ્રમાણે હજામની દુકાનની પહેલી જરૂરિયાત ચોખ્ખાઈ સફાઈ છે. ઠીક છે. ફર્શની સારી સફાઈ કરવાથી માટી સોતું તો નહીં થઈ જાય, કેમ કે માત્ર રસ્તાની પસંદગી જ ખોટી નહોતી, દુકાનની હાલત પણ સારી નહોતી. એક તો એ નાની હતી અને ભીંતે ઊંચે સુધી આરસપહાણ જેવો રંગ કરેલો હતો. સસ્તા લાકડાની ખુરશીઓ, આલમારીઓ ભૂરી ઝાંયના પીળા રંગે રંગેલી હતી, અને એમાં ધાબાં દેખાતાં હતાં. બીજી દુકાનેથી આણેલાં જૂનાં તૂટેલાં ચીનીનાં વાસણ હતાં, અને કપડાં તથા ટુવાલની કિનારે લેસ ટાંકી બહેને હાથભરત કરેલું હતું. તે દૂરથી જોનાર પણ કહી દે કે આ ઘરનાં કપડાં છે.

તો, પાઓલિનોએ ભૂરાં ટાઈલ્સ મઢેલી અતિ શાલીન પ્રકારની ફર્શની સફાઈ કરી. એ દરમ્યાન રેમોંદોએ ખુરસી પર બેસીને પહેલી સિગરેટ પીધી. સફાઈ પત્યા પછી રેમોંદોએ શાહી તોરથી પચ્ચીસ લિરા આપીને પાઓલિના પાસે અખબાર મંગાવ્યું. અને એ આવ્યું ત્યારે એ રમત-ગમતના સમાચારોના વાંચનમાં ડૂબી ગયો.

એ રીતે રેમોંદો ખુરશીએ બેસીને છાપું વાંચતો ને સિગરેટ પીતો, પાઓલિનો ઊંબરે બેસી બિલાડીની પૂછડી ખેંચી દિલ બહલાવતો અને હું નિષ્ક્રિય બેઠો દુકાનની બહાર જોતો હતો–એ રીતે દિવસની શરૂઆત થઈ. હું કહી ચૂક્યો છું તેમ, રસ્તો સૂનો હતો. એક કલાકમાં માંડ દસ માણસોની આવ-જા જોઈ, તેમાં યે મોટા ભાગની સ્ત્રીઓ, બજારે કરેલી ખરીદીથી થેલીઓ ભરીને પાછી ફરતી. છેવટે છતોની પાછળનો તડકો રસ્તા પર આવી ગયો. ત્યારે હું દુકાનમાં જઈને ખુરશી પર બેસી ગયો. એમ બીજો અડધો કલાક વહી ગયો. એકે ગ્રાહક દેખાયો નહીં. રેમોંદોએ છાપું ફેંક્યું, પહોળો થઈ ને આળસ મરડી અને બોલ્યો, 'આવ સેરાફિયો... ગ્રાહકો તો આવતા નથી, તું જ મારી હજામત બનાવ!' મને એ કંઈ પોતાની હજામત કરવાનું પ્રથમ વાર જ કહેતો નહોતો, પણ તે દિવસે આસ્તિયાં જતાં એણે મને રોક્યો હોવાનો વિચાર એ વખતે મારા મગજમાં ઘોળાતો હતો એટલે મને એના કહેવાથી ચીઢ ચઢી કશું યે કહ્યા વિના મેં ટુવાલ લીધો અને અડબાંગપણે એની દાઢી નીચે ખોસ્યો. બીજો કોઈ હોત તો તરત સમજી જતે. અરીસામાં ચહેરો જોવા માટે એ પોતાની દાઢી પર આંગળીઓ ફેરવતો રોફથી આગળ ઝૂક્યો હતો.

પાઓલિનોએ તરત મારા હાથમાં લાકડાનું સાબુદાન આપ્યું. બ્રશથી ફીણ કરીને ઈંડાને વલોવતો હોઉં એમ હું રેમોંદોના ચહેરે બ્રશ ફેરવવા લાગ્યો. થોડી વારમાં એના ગાલ પર સાબુના બે ફુગ્ગા થઈ ગયા. મેં અસ્તરો ઉપાડ્યો અને ઝડપી ઝટકે અસ્તરો નીચે ઉતાર્યો– જાણે એનું ખૂન કરવા ન જતો હોઉં! એ ડરી ગયો. બોલ્યો, 'જરા ધીરે...તને શું થઈ ગયું છે!' મેં કશો જવાબ આપ્યો નહીં, પણ એનું માથું પાછળ કરી ગળેથી તે દાઢી સુધી અસ્તરાના એક હાથથી સાબુ સાફ કરી નાખ્યો. એ એક શબ્દ પણ ન બોલ્યો. હું જાણતો હતો કે એ ઉકળતો હતો. મેં એ જ રીતે એના વાળના કિનારની હજામત કરી અને તે પછી એણે પાણીના તાંસળા પર ઝૂકીને પોતાનો ચહેરો ધોયો. એને સૂકવવા માટે ગાલ થાબડ્યા. મારું ચાલતે

તો તમાચા જ મારતે. પછી મેં એના ગાલે પાવડર છાંટયો. મને થયું કે કામ પૂરું થયું, પણ ખુરસી પર સરખો થઈને એણે કહ્યું, 'હવે વાળ...!'

મેં કહ્યું, 'પણ તારા વાળ તો મેં તે જ દિવસે કાપ્યા હતા...!'

એણે શાંતિપૂર્વક ઉત્તર આપ્યો, 'હા ઠીક છે, કાપ્યા હતા...પણ ધાર સરખી કરી નાખ, વાળ વધી ગયા છે.'

ફરી એકવાર મારે મારી જ ખીજ સહન કરવી પડી, અને ટુવાલ ઝટકી મેં ફરી એની દાઢી નીચે ખોસી દીધો. એ તો માનવું જ પડશે કે રેમોંદોના ગીચ, કાળા, ચમકદાર વાળની શાન છે, અને પ્રશ કરતાં ઠેઠ ગરદન સુધી પહોંચે છે. પણ તે દિવસે એના ઉમદા વાળ પ્રત્યે મને ઘૃણા છૂટી મને તે દિવસે એના નીચ સ્વભાવનાં તમામ આળસ અને અહંકાર એનામાં ભેગાં થઈ ગયેલા લાગ્યાં. 'જરા સાચવીને' એણે મને ચેતવણી આપી, 'થોડીક કાંટછાંટ બસ થશે, વાળ નાના ન કરી નાખતો,' અને મેં દાંત ભીસીને કહ્યું, 'વારુ...'

હવે એના વાળને લગભગ અદશ્ય નાની રૂંવાટી બનાવી દેતો હતો ત્યારે હું આંસ્તિયા વિશે વિચારવા લાગ્યો અને એના ચમકદાર વાળની એક લાંબી લટ કાપી નાખવાની પ્રબળ ઈચ્છા થઈ. પણ બહેનના ખ્યાલે મેં આવું ન કર્યું. એણે ફરી છાપું ઉપાડયું અને મારી કાતરના કચર કચર ધ્વનિનો આનંદ એ એવો માણતો હતો કે જાણે કેનેરી ચકલીનું ગીત ન સાંભળતો હોય. એક ક્ષણ અરીસામાં નજર નાખતા એ બોલ્યો, 'તને ખબર છે! તારામાં બહુ સારા હજામ બનવાના ગુણ છે.' મને જવાબ આપવાનું મન થયું અને તારામાં એવા આદમીના ગુણ છે, જે સ્ત્રીઓની અનૈતિક કમાણીનો બહુ સારો ઉપયોગ કરે છે! પણ હું ન બોલ્યો. એના વાળના છેડા છાંટયા અને મારા હાથમાં અરીસો લઈને વાળ કેવા છાંટયા છે એ પૂછ્યું. અને કહ્યું, હવે શેમ્પુ કે ચંપી? હું મજાક કરતો હતો પણ એણે ભાવહીન મોઢે કહ્યું,

'ચમ્પી !' હવે મારાથી કહ્યા વિના રહેવાયું નહીં, 'પણ રેમોંદો, આપણી પાસે બધું મળીને માત્ર ૭ જ શીશીઓ છે, એને તારી ચંપીમાં બરબાદ કરવા માગે છે ?'

એણે પોતાના ખભા હલાવીને કહ્યું, 'તારું કામ કર...આ તારા પૈસા નથી, સમજ્યો ?'

હું જવાબ દેવા માગતો હતો, 'એ તારા કરતાં યે મારા વધારે છે–' પણ હું કાંઇ ન બોલ્યો, પછી મારી બહેન જે એની પાછળ મરે છે. એને કારણે એનો હુકમ માન્યો. રેમોંદોએ બેશરમીથી એવો આગ્રહ કર્યો કે, મને ફલાણું સેન્ટ ગમે છે તે જ લગાડ. એને વાયોલેટ પસંદ કર્યું અને નીચેથી ઉપર ખોપરી સુધી આંગળાં લઇ જઇને ચંપી કરવા સૂચવ્યું. હું માલીશ કરી રહ્યો હતો ત્યારે હું કોઇ ગ્રાહક આવી જાય એ આશાએ બારણાની દિશામાં જોતો હતો, પણ કોઇ દેખાયું નહીં.

માલીશ પછી એણે મને ફ્રેન્ચ ડબ્બીમાંથી થોડું બ્રિલિયન્ટાઇન લગાડવા સૂચવ્યું. છેવટે એણે મારા હાથમાંથી કાંસકી લઇને એવી રીતે વાળ હોળ્યા કે, જેનું વર્ણન હું નહીં કરું. ખુરસીમાંથી ઊઠતા એ બોલ્યો, 'હવે ઠીક લાગું છું.'

મેં ઘડિયાળમાં જોયું. લગભગ એક વાગ્યો હતો. મેં એને કહ્યું, 'રેમોંદો...મેં તારી હજામત કરી, વાળ કાપ્યા, ચંપી કરી...હવે મને સાગરે જવા દે, હજી પણ વખત છે.' પણ પોતાનું એપ્રન ઉતારતાં એણે એટલું જ કહ્યું, 'હવે હું ઘેર જમવા જાઉં છું...તું યે ચાલ્યો જશે તો દુકાન કોણ સંભાળશે...હું કહું છું કે, તું સોમવારે ઑસ્તિયા જઇ શકે છે.' એણે જેકેટ ચઢાવ્યું, મારી તરફ જોઇ માથું હલાવ્યું અને પાઓલિનો સાથે ચાલ્યો ગયો. એને મારે માટે ઘેરથી ભાણું લાવવાનું હતું.

એકલા પડ્યા પછી મને ખુરસીઓને લાત મારવાની ઇચ્છા થઇ... એમ થયું કે, બ્રશ અને અસ્તરા રસ્તા પર ફેંકી દઉં ! પણ પછી

મનમાં આવ્યું કે આ બધું તો મારી બહેનનું છે...હું ગુસ્સો પી ગયો અને ખુરસીમાં પડીને રાહ જોવા લાગ્યો. રસ્તા પર કશી જ આવ-જા નહોતી, રસ્તાના પથ્થર તડકાથી ચમકતા હતા. દુકાનના બધા અરીસામાં મારો કરચળીવાળો ચહેરો વારાફરતી જોયો કંઈક ભૂખને કારણે અને કંઈક અરીસાને કારણે મારું મગજ ચકરાવા લાગ્યું. સદ્ભાગ્યે નેપકીનથી ઢાંકેલી પ્લેટ લઈને પાઓલિઓ આવ્યો. મેં એને પણ ઘેર જવા કહ્યું, અને દુકાનના પાછલા ભાગમાં, પરદા પાછળ નાનકડી ખોઈમાં આરામથી જમવા ચાલ્યો ગયો.

ઘર પર અત્યારે રેમોંદો ઉમદા વાનગીઓનો સ્વાદ કરતો હશે. મારી બહેને હોંશથી એને માટે બનાવી હશે. પણ જ્યારે મેં નેપકીન દૂર કર્યું ત્યારે તો થોડી ઠંડી સેવ, રોટી અને શરાબની નાની બાટલી સિવાય કંઈ નહોતું, વખત કાઢવાને માટે હું ધીરે ધીરે ખાવા લાગ્યો અને વિચારવા લાગ્યો કે રેમોંદો ઘેર મોજથી ટેસ કરતો હશે. મારી બહેને એને પસંદ કર્યો એ ઘણી શરમની વાત છે. મેં જમવાનું પતાવ્યું અને એક સાદથી હું ચોંક્યોઃ 'હું આવી શકું કે?'

હું ખોઈમાંથી બહાર આવ્યો. એ સામેના મકાનમાં રહેતા દરવાનની દીકરી સાન્તિના હતી. એ સાંવરી અને નાની હતી. પણ એનું શરીર સારું હતું. નાનકડો ચહેરો નીચેની તરફ જરા પહોળો હતો અને કાળી આંખો ઘણી ચંચળ હતી. એ કંઈ ને કંઈ બહાનું કાઢીને દુકાનમાં ચાલી આવતી અને હું એની સરળતા પરથી માની લેતો કે એ મારે માટે આવી છે. આ ક્ષણે એ આવી એટલે મને ખુશી થઈ. મેં એને બેસવા કહ્યું અને એ હજામની એક ખુરશી પર બેસી ગઈ. એ એટલી બટકી હતી કે એના પગ જમીને પહોંચતા નહોતા. અમે વાત કરવા માંડી અને વાત ચાલુ રહે એ માટે મેં કહ્યું કે, 'સાગરકિનારે જવા માટે આજે સરસ દિવસ છે!' એણે ઠંડો શ્વાસ લઈને કહ્યું કે, 'મને જવાનું બહુ જ ગમતે પણ ખેદની વાત છે કે, નમતા પહોરે મારે છત

પર કપડાં સૂકવવા નાખવાનાં છે.' મેં કહ્યું કે, 'હું મદદ કરું ?' ત્યારે એ બોલી : 'મારી સાથે છત પર આવશો ! મારું તે શું મગજ બગડી ગયું છું કે, હું તમને એમ કરવા દઉં...એમ કરું તો મારી મા મારી પાછળ પડી જાય...'

કંઈક કહેવા માટે ચારે તરફ જોવા લાગી અને છેવટે બોલી, 'તમારે ત્યાં ખાસ ગ્રાહક નથી આવતા ને ?'

'ઘણા ?' હું બોલ્યો– 'કોઈ પણ નહીં.'

એ કહે : 'તમે સ્ત્રીઓ માટે હેરડ્રેસરની દુકાન ખોલો. હું અને મારી સહિયરો લહેરિયા વાળ બનાવવા આવીશું.'

એના કૃપાપાત્ર બનવા મેં કહ્યું, 'મને એ આવડતું નથી. પણ તારી ઇચ્છા હોય તો, મારી પાસે સેંટ-સ્પ્રે છે.

એ તરત તરત નખરા સાથે બોલી, 'ખરેખર ? કયું સેંટ છે ?'

'બહુ સરસ!' મેં બાટલી ઉપાડી અને મજાકમાં હું એના પર આમતેમ ફુવારો છોડવા માંડ્યો...એણે ચીસ પાડી કે, 'મારી આંખ બળે છે.' અને પોતાના બચાવમાં બંને હાથ લંબાવ્યા ત્યાં રેમોંદો આવી પહોંચ્યો.

'વાહ ! કેવી મઝા થાય છે !' એણે કર્કશતાથી અમારી સામે જોયા વિના કહ્યું. સાન્તિના મારી માગતી ઊઠી ગઈ, મેં સેંટની બાટલી આલમારીમાં મૂકી દીધી, રેમોંદો બોલ્યો, 'તને ખબર છે, સ્ત્રીઓ દુકાનમાં આવે એ મને પસંદ નથી ? અને સ્પ્રે ગ્રાહકોને માટે છે.'

સાન્તિનાએ બનાવટી રોષથી કહ્યું, 'સિન્યોર રેમોંદો, હું કશું નુકશાન કરતી નહોતી–' અને ઝડપભેર ચાલી ગઈ.

રેમોંદોએ એના પર લુબ્ધ નજર નાખી એ જોઈને હું ચિઢાઈ ગયો. મેં જોયું કે, સાન્તિનાએ એને લોભાવ્યો છે. અને જે રીતે એણે ગુસ્સો પ્રગટ કર્યો હતો એ પરથી એકાએક મને સ્ફૂર્યું કે, રેમોંદોએ

પણ એને આકર્ષી છે. હું તણાઈ ને બોલ્યો, 'તારે માટે વાયોલેટની ચંપી...એ તો ઠીક છે...અને જે છોકરી મહેરબાની કરીને ઓછામાં ઓછું થોડી વાર મારું દિલ બહેલાવતી હતી એને માટે સેંટની એક ફુવારા-છાંટ....ના...એની છૂટ નહીં...આ શું છે?'

રેમોંદો કંઈ જ બોલ્યો નહીં અને દુકાનમાં પાછલા ભાગમા જેકેટ ઉતારવા ચાલ્યો ગયો, અને એમ ત્રીજો પહોર શરૂ થયો.

ગરમી અને ચૂપકીદીમાં કેટલાક કલાક વહી ગયા. પહેલાં તો રેમોંદો લગભગ કલાક ઊંઘ્યો, પાછળ માથું નાખી, લાલ ચહેરો, ખુલ્લું મોઢું અને સુવ્વરની જેમ નસ્કોરાં બોલાવતો. એ જાગ્યા પછી કાતર લઈ અડધો કલાક સુધી કાનનાકના વાળ કાતરતો અડધો કલાક સુધી દિલ બહેલાવતો રહ્યો. છેવટે શું કરી શકાય એની મથામણમાં મારી હજામત કરવા તૈયાર થયો. એની હજામત કરવા પછી જો મને સૌથી વધારે ચીઢ હોય તો એની પાસે હજામત કરાવવાની હું એનો મદદનીશ હતો અને એની હજામત કરું એ તો જાણે ઠીક, પણ માલિક થઈને એ મારી હજામત કરે ત્યારે એનો અર્થ એ જ થયો કે, કૂતરો સુદ્ધાં અમારી સેવા લેવા માટે તૈયાર નથી. અમે નિષ્ફળ માણસો હતા. પણ કશું જ કામ ન હોવાથી હું અકળાયો હતો એટલે મેં પણ એની વાત માની લીધી. એણે મારા ચહેરા પરનો એક બાજુનો સાબુ સાફ કર્યો અને બીજી બાજુ વળતો હતો ત્યા એકાએક ફરી સાન્તિનાનો સાદ આવ્યો, 'હું અંદર આવી શકું કે?'

અમે બંનેએ મોઢાં ફેરવ્યાં. મારા અડધા ચહેરે સાબુ હતો અને રેમોંદોના હાથમાં અસ્તરો. એ નીચોવેલાં કપડાંથી ભરેલી બાસ્કેટ સાથળ પર મૂકી એક પગ પગથિયે મૂકી મને છેડતી હસતી હતી. 'માફ કરજો, હું જાણુતી હતી કે અત્યારે તમારે ત્યાં કોઈ ગ્રાહક નહીં હોય, મેં વિચાર્યું કે સિન્યોર રેમોંદો ખાસ્સા તગડા છે. તે આ ધોયેલાં કપડાંની બાસ્કેટ ઉપર લઈ જવામાં મને મદદ કરશે... માફ કરજો...'

રેમોંદોની હાલત જોવા જેવી હતી. એણે અસ્તરો મૂકી દીધો અને મને કહ્યું, 'સેરાફિનો, જાતે દાઢી કરી લે.' અને પોતાનું એપ્રન ફેંકીને સાન્તિનાની સાથે રૉકેટની ગતિએ ચાલ્યો ગયો. હું હોશમાં આવું તે પહેલાં એ લોકો હસતાં ટીખળ કરતાં સામેના મકાનના બારણામાંથી અદૃશ્ય થઈ ગયાં હતાં.

મેં ધીરજથી દાઢી કરી, કેમ કે જાણતો હતો કે વખત છે. મેં મારો ચહેરો ધોઈને સૂકવ્યો અને પાઓલિનોને કહ્યું, 'ઘરે જા અને મારી બહેન જિઉસેપ્પિનાને તરત તેડી લાવ...જા, ભાગ'

ભયની મારી જિઉસેપ્પિના તરત આવી પહોંચી. એના ગાલ પર સ્ટ્રૉબેરીનાં નિશાનની સાથે ચહેર પર વિકૃત અને કુરૂપ બનાવનારાં નિશાન પણ હતાં, જે એના પૈસાથી આ દુકાન ખૂલવાની આખી વાત કહેતાં હતાં. મને એના પર દયા આવી. થયું કે એને કંઈ જ ન કહું. પણ એ સમય વહી ગયો હતો અને વળી હું રેમોંદોનો બદલો યે લેવા માગતો હતો એટલે મેં એને કહ્યું, 'ગભરા નહીં', એવી ખાસ કશી વાત નથી...વાત એટલી જ છે કે, રેમોંદો દરવાનની છોકરીનાં ધોયેલાં કપડાં સૂકવવા નાખવા એને મદદ કરવા છત પર ગયો છે.'

'ભગવાન બચાવે!' એ બોલી, 'હવે મુસીબત આવવાની છે.' કહેતી એ સીધી રસ્તો ઓળંગી સામેના મકાનને બારણે પહોંચી ગઈ. મેં એપ્રન ઉતારી જૅકેટ પહેર્યું અને દુકાન બંધ કરી દીધી, પણ જવા પહેલાં પાસેની દુકાનમાંથી ઉધાર લીધું હતું તે બૉર્ડ ટાંગી દીધું, કૌટુમ્બિક શોકને કારણે દુકાન બંધ છે.' □

## સાભાર સ્વીકાર

**પ્રીત અને કાંટા** : નવલકથા : ભાગ ૧–૨ : લે. એચ. એન. કેશવાણી : આમુખ : ડૉ. જયંત પાઠક : મૂલ્ય : બંને ભાગનું રૂા. ૨૦–૦૦.

થોડું ગયાં પછીથી પાછાં વાળ્યાં હતાં,
કોણે કહ્યું કે પ્રેમે પહોંચી ગયાં હતાં !

બાવળ-વનો વીંધીને આવી તી વેદના,
સંબંધ લોહીભીના એથી થયા હતા !

સાંજે ગગન લઈને પાછો ફર્યો જિહાં,
માળામાં ચાર પીંછાં છૂટાં મળ્યાં હતાં.

લીલા દુકાળને હું ભેટી પડ્યો હતો,
ગાત્રો સડી સડીને વણસી ગયાં હતાં.

સઘળી દિશાએ ફેલ્યાં સૂનકારનાં વનો,
કલરવનાં ભાન કંઠે અટકી ગયાં હતાં.

## બે ગઝલ □ સતીશ વ્યાસ

શબ્દોની સાથ રમીએ ચાલો જુગાર પણ,
હારી જવાય જેથી છેલ્લો વિચાર પણ !

ચોપાસ શોધતા જે દિલનો કરાર પણ,
જોતી રહે છે એનાં પગલાં બજાર પણ ?

એવા નિવાસથી તો મુક્તિ મળે નહીં,
ભીંતોથી દૂર વસવા મથતાં ન દ્વાર પણ.

માણસની વાત એના ભીતરને પૂછીએ,
અંદર છે એટલો તો નથી યે બહાર પણ !

રડવાનું હોય ત્યારે હસતું રહે વદન !
મળતા રહે છે દિલને એવા પ્રહાર પણ !

## ત્રણ કાવ્યો □ દાબ્રિશા ત્સેસારિચ □ અનુ. વિજય શાસ્ત્રી

[ યુગોસ્લાવ કવિતા ]

[ ૧ ]

દિવસ આખો વેદનાનો જે આવેગ હતો
તે હવે માત્ર શાંત સ્વરોમાં પરિણમ્યો છે.
પરન્તુ જ્યારે રાત્રિ ઊતરી અને પથરાય છે,
અચાનક ગીતોના લયમાં કણસી ઊઠું છું.

મારી વેદનાઓને પૃથિવી પરે પ્રસરાવી
ચતુર્દિશે તેના શોધું છું પ્રતિધ્વનિઓ
એમ મારી સઘળી યાતનાઓને
અજાણ્યા, દૂરસ્થ સમભાગીઓમાં વહેંચી દઉં છું.

ચકરાઈ રહી છે મારી વ્યથાઓ વળ ખાઈ–ખાઇને
કયા હૃદયમાં અને ક્યારે કણસશે એવી વેદના !
આ વેદના, –કોણ માનશે શ્રદ્ધાપૂર્વક-
કે ઊપજી છે, કેટલીયે બેચેન અને
ઉન્નિદ્ર રાત્રિઓમાં ?

□

નાનકડું કૉફી હાઉસ
ચમકતો સૂર્ય,
ખૂણામાં ટેબલ–માત્ર બે જણ માટેનું.
—તો તમે મને ચાહો છો,
સાચેસાચ.
પ્રિય ! મારા એકમાત્ર પ્રિય !
મહિનાઓથી મારો પ્રેમ વધી રહ્યો છે
પણ છતાં કોઇનેય તે જણાવવાની
મને થઈ નથી ઇચ્છા
હું એકલો રહ્યો–ઉત્કણ્ઠામાં, છતાં–
સુખ–શાન્તિની કેટલી સમીપ !
ઉન્નિદ્ર રાત્રિના બોજથી પીતવર્ણ બનેલ
સવારની સંવેદનાઓ મને સ્પર્શતી હતી
કે તું જ્યારે એકાકીપણામાં સ્વપ્નસ્થ હશે
ત્યારે
થોડોક સીસકતો સ્વર કાઢી
કંઈક કહીશ.
હૃદયમાં જે હંમેશ માટે સ્વર્ગિય બની
રહેશે તે સવારે
બોજાઓને રોમાંચમાં પલટી નાખતા
બે હૂંફાળા અને આતુર હાથોનું
મિલન થશે.



[ ૩ ]

સંધ્યાકાળે
શહેરને માથે
એકાએક ઊંડાણમાંથી
ઊગી, ચમક્યું
એક વાદળ
—કોઈનીય નજરે પડ્યા વગર !
ઉપલાણે વ્હેતો વાયુ
તેને કમ્પાવી ગયો
તો વીજને ઝબકારી ઊઠ્યું
તે વાદળ.
પણ ત્યારેય લોકો તો કેવળ
—દુન્યવી પદાર્થોમાં જ હતા લીન :
પ્રત્યેક પોતાના માર્ગ પર મૂકતા દોટ
સત્તા, ધન અને અનાજ ખાતર
તેમ છતાં
તે વાદળ
તો પોતાની રક્તિમ સુંદરતા વિખેરતું જાય
નભ પર.
—જાય ચડતું ઊંચે, હજી ઊંચે
જાણે પ્હોંચવું ન હોય ઈશ્વરપર્યન્ત !
ઉપલાણે વ્હેતો વાયુ તેને કમ્પાવી ગયો,
તો
ઉપલાણે વ્હેતા વાયુએ જ તેના
ટુકડે ટુકડા પણ કરી નાખ્યા,



# હું ફરી પાછો આવીશ

## પાબ્લો નેરુદા ☐ અનુ. સોનલ દેસાઈ

કોઈ વાર, પછી, પુરુષ અથવા સ્ત્રી, મુસાફર
જ્યારે હું જીવિત નહીં રહીશ.
અહીં જોવું, મને અહીં શોધવો.
પથ્થરોની વચ્ચે, સમુદ્રમાં,
ફીણમાં,
ઊછળતા પ્રકાશમાં
અહીં જોવું, મને અહીં શોધવો.
હું કંઈ પણ બોલ્યા વિના,
વિના અવાજ, વિના મુખ
શુદ્ધ રૂપ અહીં આવીશ.
અહીં હું ફરી બનીશ જલની-
-એના ઉદ્દામ હૃદયની-
ગતિ.
અહીં હું ખોવાઈશ, પણ
હોઈશ અહીં જ ઉપલબ્ધ
અહીં હું કદાચ
પથ્થર પણ હોઈશ
અને મૌન પણ

'Stones of Chhille'-માંથી



## ઓરડો ખાલી નહોતો

□

વાલ્ડો ફ્રેન્ક

□

△
'એ
છોકરીને
જરા યે
સૂઝ
નથી!'
△

△
△ △
△ △ △

ઉનાળાની એ રાત ગરમ શરાબ જેવી હતી. એ નાના રેલ્વે સ્ટેશને ગાડી થોભી અને એ ઊતરી પડ્યો. મોટર બસનો છોકરો બહાર મુસાફરોને હાંક મારતો હતો, પણ એણે માથું ધુણાવી ના પાડી દીધી. એ બસ અહીંથી ચાર માઇલ દૂર સાગરકિનારે, હૉટલ સુધી જતી હતી, પણ એણે કહ્યું કે હું ચાલતો જ જઇશ. એ પોતાને માટે ખુલ્લી રાત ચાહતો હતો. ચાહતો હતો કે, રાતની સાથે સાથે ચાલતો રહું, અને હૉટલના સૂના ઓરડામાં પહોંચું ત્યારે ખરતાં પાંદડાંનો સાદ સાંભળું અને પછી ધીરે ધીરે નીંદમાં ખોવાઇ જાઉં.

જૂનની એવી રાત અને ઊંઘ! એ જંગલની વચ્ચેથી પાંદડાંનો મમરધ્વનિ સાંભળતો ચાલ્યો જતો હતો. આગિયા તારા હોય એવા લાગતા હતા અને તારા આગિયા હોય એવા લાગતા હતા.

જ્યારે એ દેવદારનાં વૃક્ષો વચ્ચે હોટલમાં દેખાયો ત્યારે એણે અનુમાન કર્યું કે, મારું એક કલાકનું પ્રયાણ હવે અટકવા આવ્યું છે અને લાગ્યું કે, દેવદારનું વૃક્ષ મને રોકી રહ્યું છે. એ કહે છે કે, આવો, અમારી વચ્ચે જ ઊંઘી જાઓ! એણે આકર્ષણ અનુભવ્યું. એ કોઇ વૃક્ષની નીચે લતા–પત્રનો તકિયો કરીને ઊંઘી શકતો હતો. સૂતો સૂતો એ તારાઓને અને સાગરને જોઇ શકતો હતો. એની આંખોની સામે વિશ્વ–બ્રહ્માંડનું સ્પન્દન હોત. એ પોતાની આંખ મીંચીને અને બે બંધ પાંપણની અંદર નાનકડા વિશ્વ-બ્રહ્માંડનાં સ્વપ્નાં નર્તન કરતે, આવતે અને એની ચેતનાને પોતાની સાથે લઇ જતે.

પણ એ પોત્તાના પર જ આશ્ચર્ય કરે કે રાતના સૌન્દર્યને માટે રોકાયો કેમ નહીં, ત્યાં સુધીમાં તો એ હૉટલના પોર્ચમાં પહોંચી ગયો હતો, અને બારણું ખોલી ચૂક્યો હતો, એ સ્થાન એને સૂનું લાગ્યું. ત્યાં એ લૉબીમાં કોઈ જ નહોતું. શેડથી ઢંકાયેલા બે સળગતા લૅમ્પનો પ્રકાશ ટેબલ પરનાં સામયિકો પર પડતો હતો. સન્નાટો. જાણે એ ઓરડામાં રાત સમેટાઈ આવી હતી અને રાતનો સંગીતભર્યો ગણગણાટ બહાર જ ભાંગીને વિખેરાઈ ગયો હતો. અહીં રાત જાણે નશીલો શરાબ હતી. મનમાં આવ્યું કે, અહીંથી ચાલી નીકળું. એના મનમાં બહારની ઠંડકની તરસ હતી, એને આ હૉટલ પણ પસંદ ન આવી. એ ચાલ્યો જશે અહીંથી વૃક્ષોની વચ્ચે......

'મિસ્ટર, તમે કોને શોધો છો?'

અને ત્યારે અપરાધીની જેમ એની આંખો એ અવાજની દિશામાં વળી. લૅમ્પની પાસે, ડેકની પાછળ, એક તરુણી ઊભી હતી. એણે ખંચકાટ અનુભવ્યો. ખુલ્લા દ્વારમાંથી દેવદાર અને સાગરના શ્વાસનો સાદ આવતો હતો. પણ એણે એ ફરી ન સાંભળ્યો. એણે દ્વાર બંધ કરી દીધાં અને એ તરુણીની નજીક જવા આગળ વધ્યો.

એણે કહ્યું, 'માફ કરજો, હું એક ઓરડો ઇચ્છું છું.'

'ઓહ, લાગે છે કે, તમે બસ ચૂકી ગયા છો. ઘણા ખેદની વાત છે. તમારે ચાલવું પડ્યું...'

'અફસોસની વાત નથી. હું ચાલવા માંગતો હતો'

એની આંખોમાં હવા અને વૃક્ષોની આછી કલ્પનાની છાયા જાણે ઘનીભૂત થઈ ઊઠી હતી. એ જાણે એ તરુણીની તરફ બરાબર જોઇ શકતો યે નહોતો. પણ એવો અનુભવ કરતો હતો કે, એ એને જોઇ રહી છે.

એ જલદી જલદી કહી ગયો, 'માફ કરજો, તમને અડચણ થઇ. મારો ખ્યાલ એવો છે કે, મોડું થઇ ચૂક્યું છે. પરંતુ ઓરડો તો મળી શકશે ને?'

પણ એ ચુપ રહી.

તરુણીએ એની એ જ વાત કરી. 'ખેદની વાત છે, તમે બસ ચૂકી ગયા.'

એને એ તરુણી કોઈ ગમાર છોકરી જેવી લાગી, જેને માત્ર શહેરી ફેશન અને મોટરોમાં જ દિલચસ્પી હોય છે.

'કોઈ ઓરડો અહીં ખાલી હશે?' એ ત્યાંથી ચાલ્યો જવા માગતો હતો. ચાલ્યા જવું જ ઠીક છે. જરૂરી છે.

તરુણીએ કહ્યું, 'મને ખેદ છે ઘણા અફસોસની વાત છે. કોઇપણ ઓરડો ખાલી નથી.'

ત્યારે પ્રથમ વાર એણે તરુણી તરફ જોયું. એના ચહેરા પર અખરોટની પેઠે કેશની લટો છવાયેલી હતી. એનો ઠંડો પોશાક ચૂસ્ત હતો–તે એના સુડોળ ઉરપ્રદેશ સાથે ચસોચસ બીડેલો હતો. હાથ ખુલ્લા હતા.

'તો કોઈ પણ ઓરડો નથી?'

'બસમાં આજે ચાર અતિથિ આવી ગયા, અને અમારી પાસે ચાર જ ઓરડા છે. ઘણા દુઃખની વાત છે. શું કરું. તમે જો બસ પકડી લીધી હોત તો...'

એ ડેસ્કની અડોઅડ આવી ગયો હતો. એણે પોતાનો જમણો હાથ ડેસ્ક પર મૂક્યો. 'ઘણી મુસીબત છે!' એ ભૂલી ગયો હતો કે વૃક્ષ મને પોકારી રહ્યાં છે. એ માત્ર એટલું જ જાણતો હતો કે, જે ડેસ્ક પર મેં હાથ મૂક્યો છે એ જ ડેસ્ક પર તરુણીનો હાથ પણ છે. પણ એ તરુણીનો હાથ ચંચળ હતો. એથી મનમાં શાંતિના તરંગો ઊઠતા હતા.

'તો, અહીં મારે માટે કોઇ જ જગ્યા નથી?'

'ના મહાશય! મને અફસોસ છે!'

'આસપાસ કોઇ બીજી હોટલ નથી?'

તરુણી એની સામે જોતી બોલી, 'સ્ટેશનની પાસે જ એક હોટલ છે. ત્યાંની માલિકણ જાગતી હશે તો જરૂર ઓરડો આપશે.'

'તો હું ફોન કરું ?'

'પણ એ તો બહેરી છે, સાવ બહેરી ! ઊંઘી ગઈ હશે તો કોઈ રીતેય નહીં જાગે !'

'ઓહ !' એ ડેસ્ક પર આંગળીઓ નચાવવા લાગ્યો. તરુણીએ ડેસ્ક પરથી પોતાનો હાથ ઊંચકી લીધો. એણે પણ ઊંચકી લીધો.

'તો હું મારો સામાન અહીં રાખીને પાછો ફરું, હોટલ અહીંથી કેટલી દૂર હશે ?'

તરુણીએ કહ્યું. 'જંગલના રસ્તે જાવ તો ચાર માઈલ, સાગરને કાંઠે કાંઠે જાવ તો છ માઈલ થાય. પણ રસ્તો ઘણો સુંદર છે.'

ત્યાર સુધીમાં બંને ટેલિફોનની વાત ભૂલી ચૂક્યાં હતાં. એ તરુણ. પેલાં સાદ કરતાં વૃક્ષોનાં આમંત્રણ સાવ ભૂલી ગયો હતો, ત્યાં શાંતિ હતી. એને લાગ્યું કે હું જાણે શેતરંજ ખેલી રહ્યો છું. હવે મારી ચાલ છે. ત્યારે એણે ફરી જોયું...એકલી છે...તરુણીના હોઠ પર સ્મિત... હાસ્ય...એ વિનીત પણ છે. એ પોતાને સાદ કરતાં વૃક્ષોને ભૂલી ગયો. ભૂલી ગયો કે, આ ઓરડાની બહાર પણ દુનિયા છે. એ ઓરડો એના હૃદયની નજીક હતો-નિકટ હતો, જીવંત હતો.

કહેવા લાગ્યો, 'મારે માટે કોઈ ખૂણો ય નથી ?'

'અફસોસ છે—' તરુણીએ કહ્યું—'ક્યાંય કોઈ જગ્યા નથી.'

'અને તમારા તમામ મહેમાન ઊંઘી ગયા ?'

'મહાશય, અમે જલદી ઊંઘી જઈએ છીએ રાતની ગાડી જ છેલ્લી ગાડી છે. એ પછી કંઈ નહીં. મેલ-ટ્રેન તો સવારે આવે છે.'

ત્યારે એણે જમણા હાથે પોતાની હેટ ઉપાડી, પછી ડેસ્ક પર હાથ મૂક્યો અને આંગળીઓ નચાવવા લાગ્યો. એની આંગળીઓ ડેસ્ક પર વારાફરતી પડવાથી ટેલિગ્રાફથી સંદેશ મોકલાતો હોય એવો સાદ થતો હતો. એ જાણતો હતો કે, ડેસ્ક પર મારા હાથ સિવાય કશું જ નથી. એણે જોયું, તરુણીનો હાથ ડેસ્કની કોરે છે. એણે અનુભવ્યું તરુણીના હાથમાંથી કશુંક કડવું-મીઠું ખેંચાણ જેવું...

એણે લુખ્ખા વિલાયેલા સાદે કહ્યું, 'તમે દયાળુ હોત તો મને છ માઇલ દૂર જવાની ફરજ ન પાડતે. તે પણ એક બહેરી માલિકણના બારણે...'

એનું મોઢું સુકાઈ ગયું હતું.

'તમે મને અંદર લઈ જઈ શકો. શરીર લંબાવવા જેટલી જગ્યા તો મળી જ રહે...' એને લાગ્યું કે, અમારી સાથે ઓરડો પણ શ્વાસ લઈ રહ્યો છે. એનો અવાજ સ્પષ્ટ હતો અને એને તે સારો લાગ્યો.

'તમને એક ઓરડો જોઈએ ?'

એવું લાગ્યું કે જાણે આંખો આંખોમાં જ કંઈ કહ્યું હોય. ત્યારે, એના હોઠે આવેલા શબ્દો આપોઆપ જ અટકી ગયા.

તરુણીએ મોઢું ફેરવીને દાદર તરફ જોયું. બોલી, 'ઉપર જઇને રાહ જુઓ.'

તરુણીએ કેવળ દાદર તરફ જ સંકેત કર્યો. એના ચહેરે કોઇ ભાવ સ્પષ્ટ નહોતો. જાણે ખાસ કશી જ વાત નહોતી.

એણે પોતાની હેટ ઉઠાવી. પોતાનો સામાન ત્યાં જ મૂક્યો અને ઉપરની દિશામાં ગયો. ત્યાં કોઈ પણ અતિથિ નહોતો. દાદર કંઈક વળી ગયો હતો અને ઉપર સાવ સઘન અંધકાર હતો. એ ઉપર શાંત ચુપચાપ અટક્યો, રાહ જોતો રહ્યો.

એના મગજમાં કશું જ નહોતું. એ ચુપચાપ રાહ જોતો હતો. એને ભય હતો કે કશી હિલચાલથી કોઈ કદાચ જાગી જાય. એ ભાવહીન, ચુપચાપ રાહ જોતો રહ્યો.

અને એને ઘણીવાર સુધી રાહ જોવી પડી.

ત્યાં પાછળથી પદરવ સંભળાયો. એને લાગ્યું કે, જાણે બહુ દૂરથી કશો ઇશારો થયો છે. એણે અનુભવ્યું કે, એ આવી રહી છે. ત્યારે, હળવેકથી તરુણીનો સ્કંધ એના સ્કંધને સ્પર્શ્યો. એ અંધકારમાં તરુણીની પાછળ પાછળ ચાલવા લાગ્યો. એને લાગ્યું કે, મારા પાછળ

પાછળ ચાલવાથી તરુણીની ચાલમાં સ્ફૂર્તિ આવી ગઈ છે. જાણે તરુણીની પ્રકૃતિ એને સ્પર્શી ગઈ છે.

...ત્યારે ઓરડાનાં બારણાં બંધ થઈ ગયાં. એણે તાળું વાસવાનો અવાજ સાંભળ્યો.

બેખબર ઊંઘે એને સવારની પાસે પહોંચાડી દીધો, જાણે એની ચેતના જાગી. એણે માથું ફેરવ્યું, આંખ ખોલી. તરુણી સૂતી હતી. બનાવટી ઊંઘમાં એના કેશ વિખેરાયેલા હતા. બંધ આંખોની પાંપણ કોઈ કોઈવાર બળવો કરી ઊઠતી હતી. એનો એક હાથ ચાદરની બહાર લંબાયેલો હતો.

એ ચુપચાપ કશો અવાજ કર્યા વિના, કશા વિચાર વિના ઊઠી ગયો. પોતાનાં કપડાં પહેરી એ બહાર નીકળી ગયો.

એ સાગરકિનારે પહોંચ્યો ત્યારે કપડાં ઉતારીને એ તરતો રહ્યો. સાગરે જાણે એનો સ્વીકાર કરી લીધો હોય એવું લાગતું હતું. પોતાના મોજાંથી સાગર એને થાબડતો હતો

નવ વાગ્યે સૂર્ય દેવદારનાં વૃક્ષોની ઉપર આવ્યો. એને લાગ્યું કે, હવે મારે હોટલે જવું જોઇએ. એણે વિચાર કર્યો કે હવે શું કરવું? એવું કહું કે, મારે ફરી અહીં આવવું પડ્યું છે? એ વિચારથી એને સંતોષ થયો.

એ હોટલની લોબીમાં પહોંચ્યો. એ લોબીમા રાત કરતાં અત્યારે ઘણો ફેર પડી ગયો હતો, અને પુરુષોની હાજરી હતી. એ બધા જાણે પોતાનાં રૂપ અને પોશાકનું પ્રદર્શન કરતા હતા.

જૂની ફેશનના એ ડેસ્ક પર એક જાડી સ્ત્રી બેઠી હતી. એ હોટલની માલિકણ હતી. એણે હસીને કહ્યું, 'ગુડ મોર્નિંગ!'

એ સ્ત્રી એની સામે જોવા લાગી કે આ કોણ છે? અહીં કેમ આવ્યો? અત્યારે તો કોઈ ટ્રેન કે બસનો સમય નથી.

એણે પોતાનાં સામાન પ્રત્યે ઇશારો કર્યો અને જ્યાં ઊભો હતો ત્યાં જ ઉભો રહ્યો.

# ઇન્ટેલેક્ચ્યુઅલ



વલ્લભ સિદ્ધાર્થ



એકાએક 'પ્ર' ને પાન ખાવાની ઇચ્છા થઈ. રસ્તામાં એમ તો ઘણી પાનની દુકાન હતી. પણ ત્યાં ઊભા રહીને મોટેથી હસતા અજબ જેવા ચહેરાવાળા લોકોને જોઈ ને એને પાન ખાવાનું સૂઝ્યું નહોતું. એણે ઊભા રહીને લીમડા નીચે આવેલી પાનની દુકાન જોઈ. એપ્રિલની શરૂઆતની હવામાં લીમડાની ડાળીઓ ડોલતી હતી. દુકાન પર લાગેલા જુવાન સ્ત્રીઓ અને અભિનેત્રીઓના ઉત્તેજક મુદ્રાઓવાળાં કેલેન્ડરો હવામાં ધીરે ધીરે ડોલતાં હતાં. માર્ગના પ્રકાશમાં તાકિયાને અઢેલીને બેઠેલો પાનવાળો બેફિકરાઈથી કોઈ સચિત્ર પુસ્તક જોતો હતો 'પ્ર'એ થોભીને ચશ્મા ઠીક કર્યા, પછી પૉલિશ કરેલા જોડા અને પાટલૂનની ક્રિઝ તપાસ્યાં. એને લાગ્યું કે ખમીસ જરા ગંદું થઈ ગયું છે. એણે કોટનાં ત્રણ બટન બીડ્યાં અને ટાઈ બહાર કાઢી.

દુકાનની સામે પહોંચી કાળા ચશ્માંમાંથી દુકાનદારને ઝાંખતો એ 'સાવધ.ન'ની મુદ્રામાં ઊભો રહ્યો. ચહેરા પરથી પાનવાળો કરડા સ્વભાવનો લાગતો હતો. પાનવાળાએ ઝભ્ભાનાં બટન ખોલી નાખ્યાં હતાં. ગળામાં રેશમી રૂમાલ લપેટેલો હતો. એણે માથાના વાળમાં જરૂરથી વધારે ઉગ્ર સુવાસવાળું તેલ નાખેલું હતું. ચમકતા વાળની એક મોટી લટ કપાળ પર લટકતી હતી. એણે ગરદન ખંજવાળી અને હાથ ઊંચો કર્યો. ત્યારે જાડા રૂંવાડાંવાળો હાથ અને ગળામાં રેશમી દોરીમાં ઝૂલતું તાવીજ

જોઈને પ્ર.એ નિષ્કર્ષ કાઢ્યો કે, આ પાનવાળો પહેલવાની કરતો માણસ છે. તે સાથે જ એની નજર દુકાનની વચ્ચોવચ ટાંગેલી હનુમાનની છબી પર પડી. એણે નિષ્કર્ષ કાઢ્યો કે પાનવાળો કોઈ ગુંડા ટીસમનો માણસ છે–અને એ ડરી ગયો. કેમ કે, એનો ખ્યાલ એવો હતો કે, એવા લોકો બાંગડ અને લફંગા હોય છે. એ લોકો રસ્તા પરથી પસાર થતી છોકરીઓને જોઈને સીટી મારે છે, અને શરીફ છોકરીઓને બેઇજ્જત કરવામાં ગર્વ અનુભવે છે, અને દરેક સમસ્યાનો ઉકેલ કમ-રમાં છુપાવેલા લાંબા પાનાવાળા ચપ્પુથી જ લાવવાનો પ્રયત્ન કરે છે. પ્ર.ને ગુસ્સો આવ્યો કે હું અહીં શા માટે આવ્યો. એને સરકાર અને શહેરના પોલીસ ખાતા પર ગુસ્સો આવ્યો. આવા લોકોને જેલના સળિ-યાની પાછળ ધકેલી દેવા માટે પોલીસ કશાં જ કાયદેસરનાં પગલાં ભરતી નથી. એવા લોકો વળી બજારમાં આંટા માર્યા કરે છે ને નકામી હેરાનગતિ ઊભી કરે છે.

પાનવાળાએ એની સામે જોયું ત્યારે એણે અનુભવ્યું કે, હું નિશસ્ત્ર છું અને અસ્તિત્વને માટે લડી રહ્યો છું. જો કે પ્ર. એ જાણતો હતો કે, બીજાઓની હરકતોનો હું કારગર રૂપે પ્રતિકાર કરી શકતો નથી. એને અહેસાસ થયો કે, હું બીજાઓના અહેસાન પર જીવું છું. એથી એને દરેક વખતે ખોટું લાગ્યું છે અને એ અહેસાસની સામે કદી ખતમ ન થનારું યુદ્ધ એ લડતો આવ્યો છે. પોતાના પ્રત્યેક વર્તન–વ્હેવારમાં એ પોતાની નબળાઈને ઢાંકવાની કોશિશ કરતો. કોઈના પ્રત્યે એ દયાવાન કે આક્રમક થતો ત્યારે પણ. કેમ કે એનું પ્રત્યેક વર્તન એની સ્વાભાવિક પ્રતિક્રિયા હોવાને બદલે એક મુદ્રા અથવા કવચ હોય–એની પાછળ પોતાના અત્યંત કમજોર અને લોહીલુહાણ સ્વયંને છુપાવવાની કોશિશ કરતો. એ વિચાર આવતો ત્યારે એને દર વખતે આશ્ચર્ય થતું કે, આટલી બધી વાર આપઘાત કરવા વિશે ગંભીરતાપૂર્વક વિચાર કરવા પછી પણ પોતે માત્ર પોતાની આસપાસ સંતાયેલા ભય વિશે જ વિચારતો હતો. હવે એકાંતમાં એ માત્ર કાવતરાં વિશે જ વિચારતો. જે બીજાઓ

એને માટે વિચારી શકતા હતા અથવા એ પોતે જેની રચના પોતાને જીવતો રાખવા માટે કરતો હતો એવાં કાવતરાં વિશે. એ ગંભીરપણે અનુભવતો કે, દરેક માણસની જિંદગી એની આસપાસના બીજા લોકોની વિરૂદ્ધનું એક કાવતરું જ છે.

'એક પાન આપો !' પ્ર.એ બને એટલી શિષ્ટતાથી કહ્યું. વાસ્તવમાં તો એ કહેવા માટે એ બીજા શબ્દો શોધતો હતો, પણ સૂઝ્યો નહીં. એને પોતાનો અવાજ ઘણો દયાજનક અને ધ્રુજરો લાગ્યો. પોતે જાણે દુકાનદાર પાસે પાન નહીં પણ ક્ષમા માગી છે ! અને હંમેશની પેઠે એને અહીં પણ અફસોસ થયો : મારે શરૂથી જ આક્રમક થવું જોઈતું હતું । 'સાદું ખાશો કે મસાલાવાળું ?' દુકાનદારે હોઠ વાંકા કરીને કહ્યું. પ્ર ને એ અવાજમાં હિંસાની ગંધ આવી.

'તમાકુવાળું !' એ કોઈક રીતે બોલ્યો અને એક પગે ઊભો દુકાને ટાંગેલી સ્ત્રીઓની તસ્વીરોનું અવલોકન કરવા લાગ્યો.

પાનવાળો હાથ ચલાવતો ચલાવતો એના કાળા ચશ્મા સામે જોતો હતો, અને એને એ હાસ્યાસ્પદ સમજવા લાગ્યો હતો. પ્ર. હમેશાં પોતાના કાળા ચશ્માને કારણે પરેશાનીમાં પડી જાય છે. પણ એ કાળા ચશ્મા જાણે એના શરીરનો એક હિસ્સો થઈ ગયા છે, અને એની પાછળ એ પોતાને કવચ પહેર્યા જેટલો સુરક્ષિત અનુભવે છે. એ હવે પોતાની ખુલ્લી આંખો, કોઈને તો શું, ખુદ પોતાની પત્નીને પણ બતાવી શકે એમ નથી. ખબર નહીં કે, શા રીતે એણે એવી ધારણા બાંધી લીધી કે, દુનિયાની દરેક વ્યક્તિ એની સાથે માત્ર અસંમત જ થઈ શકે છે, અને એ જે કંઈ કરશે અને કહેશે, તે માટે એને કોઈ પ્રમાણિકતા અથવા જસ્ટીફિકેશનની જરૂર પડશે. દરેક ઠેકાણે ખોટા સાબિત થવું એની નિયતિ છે. એને લાગે છે કે, કોઈ પણ વાત પોતે ખોટી કે સાચી નથી હોતી. મૂળ વાત એ છે કે, વાતની પાછળ વ્યક્તિત્વ કેવું છે.

પ્ર.ને લગભગ ચોક્કસ લાગે છે કે, એ એક દિવસ ડી. ફીલ થઈને સૌને બતાવી દેશે. જો કે ખુદ એને પોતાને નથી સમજાતું કે, એ શી રીતે શકય બનશે. ઘર, કુટુંબ અને નોકરીની વ્યસ્તતા જ એટલી બધી છે કે એને લાયબ્રેરીમાં જઈને નોટ્સ લેવાની ફુરસદ જ મળતી નથી. તો પણ એણે પોતાનું નામ રજિસ્ટર કરાવી દીધું છે, અને પોતાની મજાક કરનારાઓની વચ્ચે આત્મવિશ્વાસથી એ કહે છે કે હું થીસીસ લખું છું.

પ્ર.ને વિશ્વાસ હતો કે, ક્રાન્ત જ હવે કોઈ ચમત્કાર બતાવી શકે એમ છે, જો કે ક્રાન્તિનો કોઈ સ્પષ્ટ નકશો એની સામે નહોતો, તો પણ એ વર્તમાન રાજકીય ભ્રષ્ટાચાર અને કુશાસનના વિકલ્પ રૂપે ક્રાન્તિની ચર્ચા વિશ્વાસપૂર્વક કરતો હતો.

પાનવાળો નીચા મોઢે પાન પર ચૂનો–કાથો ચોપડતો હતો. એની સામે જોતાં સહસા પ્ર ને વિચાર આવ્યો કે, ક્રાન્તિમાં આવા ખતરનાક લોકોની ભૂમિકા શી હોઇ શકે ? પ્રથમ તો એણે પાનવાળાને બુર્ઝ્વા લોકોમાં મૂક્યો, ક્રાન્તિના પ્રથમ તબક્કામાં જ એમને ખતમ થઈ જવાનુ હોય છે. પછી એની ઓછી આવકને ધ્યાનમાં રાખીને એણે પાનવાળાને ક્રાન્તિસેનાની આગલી હરોળમાં સામેલ કર્યો. એ વર્ગ બુર્ઝ્વા વર્ગને ખતમ કરવા જતાં પોતે પણ ખતમ થઈ જવાનો છે. એ વિચાર આવતાં પોતે કોઈ બહુ મોટી શોધ કરી નાખી હોય એટલો આનંદ એને થયો. એણે એક પગ પર ઊભા રહી અરીસામાં પોતાનું પ્રતિબિંબ જોયું. એમાં એને 'જેન્યુઈન રેવોલ્યુશનરી'નાં દર્શન થયાં હતાં. પછી એ બીજા પગ પર ઊભો રહીને સીટી વગાડવા લાગ્યો, પાન લેતી વખતે એણે પોતાના ચહેરાને પ્રયત્નો કરીને કડક બનાવી દીધો. 'માસ્તર, થોડી સોપારી આપો.' આ વખતે એનો અવાજ ખરેખર રોફીલો હતો. એને લાગ્યું કે 'વિલ પાવર' વાસ્તવમાં અભ્યાસપ્રાપ્ત ચીજ છે.

પાનવાળો જરા નાખુશ લાગ્યો. એણે ચુપચાપ સોપારીના બે કટકા એની હથેળી પર મૂકી દીધા.

પ્ર.ને લાગ્યું કે, એ વખતે હું ઘણો આક્રમક લાગ્યો હોઈશ કેમ કે હવે પાનવાળાના ચહેરે અણગમાનો દયાભાવ દેખાતો હતો. એણે શ્વાસ લઈને પોતાની છાતી ફુલાવી, ટાઇ પર હાથ ફેરવ્યો. 'પિચ્ચ' કરી ફૂટ-પાથ પર થૂંક્યો અને ઠપકાના સાદે બોલ્યો, 'સાવ રદ્દી પાન બનાવો છો !'

પાનવાળો વિચલિત થયેલો જણાયો.

'અરે થોડી સોપારી આપો !' એને લાગ્યું કે કંજૂસ પાનવાળો ત્રાસી ઊઠ્યો છે. એનો ભય પામેલો ચહેરો જોઈ પ્ર.ને, એની સૂરત જોઈને બીજાને આનંદ થયો. એટલો આનંદ થયો. પાનવાળો ચોપડી લઈને દિવસનો હિસાબ જોવા લાગ્યો હતો.

'સાંભળ્યું નહીં શેઠ ?' પ્ર.એ પ્રશ્ન કર્યો.

'લઈ લો !' પાનવાળાએ ચોપડીમાં મોઢું રાખી સોપારીની તાસક ખસેડી. પ્ર. હથેળી પર તમાકુ મસળવા લાગ્યો હતો.

'હવે ઊભાં ઊભાં મારું મોઢું શું જુઓ છો, સોપારી લઈને ચાલવા માંડો !' પાનવાળો બબડ્યો 'કેવા કેવા ગ્રાહકો ચાલ્યા આવે છે ! ઑફિસમાં દોઢસો રૂપિયાની કારકુની કરશે પણ રોફ મારવા માટે સૂટથી ઊતરતુ કશું પહેરશે નહીં. દસ પૈસામાં ચાર આનાનો માલ માંગશે.'

પ્ર.ની નસ ફૂલવા લાગી પછી એનો વિચાર આવ્યો કે પોતાના સમયમાં હરેક વિચારક આમ જ ઉપેક્ષિત રહ્યો છે. એનો ગુસ્સો ઓછો થયો. 'તમે બહુ જૂનવાણી છો માસ્તર !' એ જરા તુટક તુટક બોલ્યો– 'મહિને કેટલું કમાવ છો ?'

'મતલબ ?' પાનવાળાએ ડરીને હાથમાંની ચોપડી પેટીમાં મૂકી દીધી, 'શું ઇન્કમટેક્ષના માણસ છો ?'

'ના રે, મેં તો એમ જ પૂછ્યું.' પ્ર.ને હસવાનું મન થયું, 'છેલ્લી ચૂંટણીમાં કોને મત આપ્યો હતો ?'

'એ તો સગા બાપને પણ નહીં કહું.' પાનવાળો એનો હેતુ

ણવાની કોશિશ કરતો હતો. 'અજબ માણસ છો! સોપારી લો અને ાસવા માંડો.' પાનવાળો કંટાળીને બોલ્યો.

પ્ર. પેન્ટના બંને ગજવાંમાં હાથ નાખીને ટટ્ટાર ઊભો હતો. પાનવાળો ખરેખર અસંસ્કારી માણસ હતો. છતાં એની તંદુરસ્તીને ખ્યાલમાં લઈ એણે વિચાર્યું, 'દરેક વાતની પાછળ ફોર્સ હોવો જોઈએ.' એણે નિષ્કર્ષ કાઢ્યો હતો કે, સારી તંદુરસ્તી માટે મૂર્ખ હોવું જરૂરી છે. ખૂબ ખાઈ-પીને મસ્ત રહેતો હોય એ જ તંદુરસ્ત રહી શકે. 'ઇન્ટેલેક્ચ્યૂઅલ' તંદુરસ્ત ન થઈ શકે.

એવામાં પાનવાળાની પાસે ત્રણ ચાર હૃષ્ટપુષ્ટ છોકરા આવીને ઊભા રહ્યા. એમણે સાંકડા મોઢાની ચૂસ્ત પેન્ટ અને રંગના મોટા ધાબાવાળાં બુશ શર્ટ પહેર્યાં હતાં. એ લોકો કોઈ સ્ટન્ટ ફિલ્મની હિરોઇન વિશે વાત કરતા હતા

'અનાજના ભાવ વધતા જાય છે અને અહીં ઉધાર ખાતે પાંચસો રૂપિયા બોલે છે.' પાનવાળો કહેતો હતો.

'યાર, પેલી ડૅન્સરનું શું નામ છે? હાય, ટ્વિસ્ટમાં તો એનો કોઇ જવાબ નથી!' એક છોકરાએ હોઠમાં સિગારેટ દબાવી ટ્વિસ્ટના અંદાજમાં કમર હલાવતાં કહ્યું.

'સાંભળ્યું છે કે અનાજની વખારો પર દરોડા પડે છે. પણ આપણને તો કંઈ જ થતું દેખાતું નથી. દરેક ચીજના ભાવ કેવા આસમાને ચઢી ગયા છે! એક વાર ભાવ વધે છે તે ઊતરવાનું નામ જ લેતાં નથી. ઘઉંનો જ દાખલો લો ને... પાનવાળો પોતાની મૂળ વાત પર આવ્યો.

પ્ર. ને પ્રથમ વાર પાનવાળા પ્રત્યે સહાનુભૂતિ ઊપજી.

'યાર પેલો શુક્લ છે ને, ગઈ વખતે સુધરાઈની ચૂંટણીમાં આપણાં વૉર્ડમાંથી ઊભો રહેલો તે? એ ઘણા સોર્સવાળો માણસ છે. એક દિવસ કહેતો હતો કે કોઈ કામ હોય તો કહેજો. એક નાયબ પ્રધાન સાથે એને ઘણો ઘરોબો છે.' બીજા છોકરાએ પાનવાળાને કહ્યું.

પાનવાળાનો ચહેરો નરમ થઈ ગયો હતો.

'મારું એક નાનું કામ કરાવી આપશે?'

'હા, હા, કહો!' છોકરાએ કમરે હાથ મૂકી ફિલ્મી અંદાજમાં કહ્યું, 'થઈ જશે!' 'નાના ભાઈ ને ટી. બી. હોવાનું ડૉક્ટરે કહ્યું છે, બે વખત હૉસ્પિટલે જઈ આવ્યો પણ દાખલ કરાવી શક્યો નહીં. આજકાલ લાગવગ વગર કંઈ જ થતું નથી.' પાનવાળો બોલ્યો, 'મારી એટલી હેસિયત નથી કે હું ખાનગી ડૉક્ટર પાસે બરાબર ઈલાજ કરાવી શકું. સાથે બીજાં બાળબચ્ચાં પણ છે, અને ટી. બી. તો ચેપી રોગ છે...'

'હા, હા, થઈ જશે કાલે જ એની સાથે વાત કરી લઈશ. આપણો જ માણસ છે. ચૂંટણીમાં આપણા જોર પર તો ચૂંટાયો છે. નહીં કેમ માને!' છોકરાએ બેફિકરાઈથી કહ્યું.

'કંઈ નહીં થાય મારા દોસ્ત.' પ્ર.એ એકાએક આગળ વધીને પાનવાળાના ખભે હાથ મૂકીને કહ્યું.

'આ કોણ છે?' એક છોકરાએ પાનવાળાને પૂછ્યું.

'એક કલાકથી માથું ખાય છે.' પાનવાળાએ ફરિયાદના સાદે કહ્યું.

'સોશિયલ જસ્ટિસ...' પ્ર. એ એક પગ પર ઊભા રહેતાં સૌને સંબોધીને કહ્યું, 'એ માટે તમારે લડવું પડશે.'

'કોઈ સિ-ઢી લાગે છે.' એક છોકરાએ પ્ર.ના કાળા ચશ્મા તરફ ઇશારો કર્યો અને વ્યંગમાં હસ્યો.

'મારા નવજુવાન દોસ્ત-' પ્ર. ને આગળ શું કહેવું તે સૂઝ્યું નહીં.

'અરે ચાલવા માંડે છે કે નહીં? ક્યારનો બકબક કર્યા કરે છે.' પાનાવાળાની ધીરજ ખૂટી ગઈ હતી. એણે ઝભ્ભાની બાંય ચઢાવી અને નીચે ઊતરવા લાગ્યો.

પ્ર. ને લાગ્યું કે ચશ્માના કાચમાં તરાડ પડી ગઈ છે, અને રોડના અજવાળામાં ચમકતો એનો ચહેરો કણીની માફક ખૂંચે છે.

એ ઝડપથી ફરી ગયો અને રસ્તા પર એકદમ દોડવા લાગ્યો. પાછળથી પાનવાળા અને છોકરાઓના હસવાના અવાજો આવતા હતા. સડક પર પડતા પોતાના જોડાનાં પગલાંનો અવાજ પોતાની પાછળ પડ્યો હોય એવું લાગ્યું. એની આંખ પરના ચશ્મા પડી ગયા. દુકાનો, રેસ્ટોરાંમાં અને ફૂટપાથ પર ઊભેલા લોકો એને આશ્ચર્યથી જોતા હતા અને એ જીવ લઈને ભાગતો હતો. □



## બે નવાં કવિતા–સામયિકો

**સ્મૃતિ** : તંત્રી: શ્રીમતી નિરંજના શાહ, સંપાદકો: મહેન્દ્ર ગોહિલ 'ઉલ્કા' અને દિલેરબાબુ, વાર્ષિક લવાજમ: ત્રણ રૂપિયા; સ્મૃતિ પ્રકાશન, ૧૭/મ્યુનિસિપલ બિલ્ડીંગ, ઘોઘા ગેઇટ, ભાવનગર.

ક્ષણિક : વ્યવસ્થા અને પ્રાપ્તિસ્થાન : હેમંત હિ. શાહ, ૧૫૮, લુહારચાલ, બીજે માળે, મુંબઇ–૨, પત્ર લખ્યાથી અંક મોકલાય છે, ત્રીજા અંકથી વાર્ષિક લવાજમ ત્રણ રૂપિયા.

'સ્મૃતિ' માત્ર ગઝલોનું માસિક છે, 'ક્ષણિક'માં અછાંદસ કવિતા અપાઈ છે.



**ઊહાપોહ** : તંત્રીઓ : સૌ ઉષા જોષી, રસિક શાહ, જયંત પારેખ, વાર્ષિક લવાજમ: રૂ. ૫–૦૦, ક્યૂ/૪, અધ્યાપકકુટીર, પ્રતાપગંજ, વડોદરા-૨.

સાહિત્યવિચાર અને વિવેચનનું આ જાણીતું માસિક ચોથા વર્ષમાં પ્રવેશ્યું છે. સુરતમાં એનું લવાજમ રતિલાલ અનિલ, આનંદનગર સોસાયટી, સગરામપરા, સુરત–૨ સરનામે ભરી શકાય છે.



## કૂવાથી રસોડા સુધી □ જેકબ બરશિંગ

આ દુનિયાની તસ્વીર સુદ્ધાં આપણી પાસે નથી!
જ્ઞાનબિન્દુઓને આપણે એ લોટામાં સંચિત કરીએ છીએ
જેના જાડા તળિયામાં એક અદૃશ્ય છેદ છે.
હજી કાલ સુધી આપણે
ભૌતિક વિજ્ઞાન સુદ્ધાંથી અપરિચિત હતા
'દાસ કેપિટલ' આપણને માટે રહસ્ય હતું
અને 'કાંટ' એક એવો વ્યોમપ્રસાર હતો
જેના છેડા અજ્ઞાતમાં હતા.
અસ્તિત્વના ર્વૃદ્ધિકરણની પ્રક્રિયામાં
આપણે જે બિન્દુઓ સમેટ્યાં
કૂવાથી રસોડા સુધી આવતાં આવતાં
બધાં માર્ગમાં જ ગળી ગયાં.
હવે કશો ફાયદો નથી
જ્ઞાનની આ ઘણાં પડવાળી
ફર્શની નીચે દબાઈ રહેવામાં.
હવે આ રિક્ત મગજ ભરાવું જોઈએ
ભૂરી સાંજોના ગાઢ દૂધથી
જેથી આ વખતે તળિયે કંઇ શેષ રહે,
કૂવાથી રસોડા સુધી આવતાં આવતાં.

# ACCAIRE

**Window-Typeroom, Air-Conditioners**

**designed for elegance**

**and**

**Engineered for Quiet operation**

**AW-106-2950 K. Cal/hour,**

**AW-131-3900 K. Cal/hour,**

**AW-154-4400 K. Cal/hour.**

**Economy plus beauty and comfort.**



*Contact*

## JAY CORPORATION

**1326, Nanavat,**

**SURAT-1.**

## શિષ્ટ, ઇનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| નાઇટમૅર ( નવલકથા ) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસસુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું ( નવલકથા ) | વિજય શાસ્ત્રી | ૩–૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી ( નવલકથા ) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| મેઘશ્યામ | હરિસિંહ દોડિયા | ૪–૦૦ |
| સરજત ( વાર્તાસંગ્રહ ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| નગરનંદિની | વજુભાઈ ટાંક | ૩–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ ( ભાગ ૧–૨ ) | જ્યોત્સ્ના શુકલ | ૪–૦૦ ( દરેક ભાગના ) |
| ધુમ્રવાટ ( વાર્તાસંગ્રહ ) | નગીન મોદી | ૫–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| સાંસારિકા | સરોજ પાઠક | ૬–૦૦ |
| મારો અસબાબ, મારો રાગ | સરોજ પાઠક | ૪–૦૦ |
| મીણની પૂતળી | નવીનચંદ્ર પંડ્યા | ૬–૦૦ |
| સ્વર્ગ અને નરક ( વાર્તાસંગ્રહ ) | હરીશ નાયક | ૪–૦૦ |
| રેલના રણશૂરાઓ | શાંતિ દામકાકર | ૧–૦૦ |
| ભારતદર્શન ( પ્રવાસકથા ) | અમૃતલાલ શાહ | ૮–૦૦ |
| ચાર દીવાલો, એક હેંગર | જ્યોતિષ જાની | ૪–૦૦ |
| મહેક મળી ગઈ | ભગવતીકુમાર હ. શર્મા | ૩–૦૦ |
| અભિષેક ( વાર્તા સંગ્રહ ) | મધુસુદન પાઠક | ૩–૫૦ |
| રસ્તો ( ગઝલસંગ્રહ ) | રતિલાલ 'અનિલ' | ૪–૦૦ |

સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત–૧

# બિટકો

## કાળો

## ટુથ પાઉડર

હમેશાં વાપરવાથી
દાંત મોતી જેવા સફેદ અને
ચકચકિત થાય છે.



બિટકો કેમિકલ ઇન્ડસ્ટ્રીઝ
નાસિક રોડ



એજન્ટ

કે. સી. વાંકાવાલા,
નાનપુરા બજાર,
સૂરત—૧.

# ખેડૂતભાઇઓ માટે
# અમૂલ્ય તક



શંકર-૪ કપાસ તથા અન્ય પાકો પર થતી જીવાતોથી પાકનું રક્ષણ કરવા માટે સેન્ડોઝ કંપનીની જંતુનાશક દવાઓ જેવી કે એકાલકસ ઇકાટોકસ, પ્રવાહી ડસ્ટ, ઇકાટોકસ પ્લસ ડસ્ટ, એન્થિયો, ઇકાટીન, ઇકાટ્રીન, વગેરે વાપરી પાકનું વધુ ઉત્પાદન મેળવો.



મળો યા લખો

## રમેશ એન્ડ કું.



ડિસ્ટ્રીબ્યુટર્સ

સેન્ડોઝ [ઇન્ડિયા] લિમિટેડ

૭/૪૭૯૯, ઊનાં પાણી રોડ,
સત્કાર હોટલની સામે,
સૂરત-૨.

તમારો કોઈ પુત્ર કે પુત્રી

શું

## એસ. એસ. સી. માં ભણે છે ?

તો

સ્ટડી સેન્ટર, સુરતની

એસ. એસ. સી. ના વિદ્યાર્થીઓને ચોક્કસ

પાસ થવાની ગેરંટી આપતી

## બાવીસ સક્સેસ બુક્સ

અપાવો

મૂલ્ય : પ્રત્યેકનો એક રૂપિયો

દરેક બુકસેલરો વેચે છે



સ્ટડી સેન્ટર

લીમડીકૂઈ, ગોપીપરા,

સુરત-૨.

ડિસેમ્બર

૧૯૭૨

# કંકાવટી

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી · સુરેશ હ. જોશી · રાજેન્દ્ર શુક્લ · રાધેશ્યામ શર્મા · વાસ્કો પોપા · સુમન શાહ · ક્રિસન સોસા · અમૃત ઘાયલ · અજિત ઠાકોર · હેલ્પર ક્રિસ્ટી · લલિત ત્રિવેદી · ગ્યુન્ટર ગ્રાસ · એઝરા પાઉન્ડ · વિજય શાસ્ત્રી · મંગળ રાઠોડ · ગુજરાતી · આકાર્દો આફ્રેનોવ · ઝ્યાબ્ની ગોરેશી · પો. ચી. ઈ. · કનુ જોષી · વિલિયમ એલિન્ગન્સ · માત્સુઓ બાસો · ડોસન કોઈજલ · રતિલાલ 'અનિલ' · કૃઝેલવાં શાયદા ·



મૂલ્ય

૮૦ પૈસા





સૌની ઘણી જરૂરિયાતો

એક જ જગ્યાએ અને

વ્યાજબી ભાવે મળવાનું

વર્ષોજૂનું મથક

## ઝીણાભાઈ હરકીશનદાસ લોખંડવાળા

લીમડાચોક

સૂરત



લોખંડ, સિમેન્ટ, એરાવેરાઈટીઝ,

હાર્ડવેર, ગ્લાસવેર, સેનેટરીવેર,

પ્લાસ્ટિકવેર વિ. વિ.ની તમારી

જરૂરિયાતો માટે અમને મળશો

તો ફાયદો જ થશે



મુશાયરા શોખીન ગુજરાતીઓ માટે ગઝલ,
મૌક્તિકો અને કાવ્યોનાં અનેરાં સંગ્રહો

ગુજરાતની શાળા, મહાશાળાઓ, નગરપાલિકાઓ, રોટરી ક્લબો, લાયન્સ ક્લબો તથા અન્ય સંસ્થાઓના સભ્યોની વારંવારની માંગણીને સંતોષવા નવી આવૃત્તિઓ ટૂંકમાં જ પ્રગટ થશે.

**મસ્તીની પળોમાં**
(મૌક્તિક સંગ્રહ)

**ડમરો અને તુલસી**
(ગઝલ સંગ્રહ)

**રસ્તો**
(કાવ્ય સંગ્રહ)

□

રચયિતા : શ્રી રતિલાલ 'અનિલ'

તમારો ઓર્ડર મોકલો : વધુ નકલો લેનારને ખાસ લાભ

૧૯૭૩ નાં કેટલાંક નવાં પ્રકાશનો

**અર્વાચીના** □ **અભિનિવેશ**
સરોજ પાઠક — જ્યોતિષ જાની

**કોલાહલ** □ □ **મિતવા**
અભેસિંહ પરમાર — હરિસિંહ દોડિયા

**બે ચોકલેટ** □ **એક+શૂન્ય=૦**
સ્નેહસેતુ — જશવંત મહેતા

ઉપરાંત બીજાં વિવિધ વિષયોનાં પુસ્તકો તુરતમાં પ્રગટ થશે.

સવાસિત સાહિત્ય પ્રકાશન મોટી દેશાઈ પોળ, સુરત–૧

દક્ષિણ ગુજરાતની શાળા-મહાશાળાઓ તથા
પુસ્તકાલયોને અદ્યતન ઢબે સેવા આપતી
એક માત્ર વિક્રેતા સંસ્થા

# ઉજ્જવળ પુસ્તકાલય

સેઇફ ડિપોઝીટ પાછળ, ચૌટાપૂલ, સૂરત-૧.

△ પુસ્તક પસંદગી કરવા માટે સેંકડો ગ્રંથો તમે માંગો ત્યાં પહોંચાડવામાં આવે છે, ને તમારા બજેટ પ્રમાણે તૂટક તૂટક ઓર્ડરો પણ નોંધવામાં આવે છે. નવા પ્રગટ થતાં પુસ્તકો દર મહિને પૂરાં પાડવામાં આવે છે, અને એ રીતે આખા વરસમાં અનેક વખત ખરીદી કરવાની સરળતા મળી રહે છે.

△ શાળા-કોલેજોનાં મેગેઝીનો, નોટબૂકો, રજીસ્ટરો, પરીક્ષાપત્રો વગેરે છાપકામનું કામ પણ કરી આપવામાં આવે છે.

△ ભારતભરનાં પ્રકાશકોનાં હિંદી, અંગ્રેજી, ગુજરાતી પુસ્તકો મંગાવી આપીએ છીએ.

તમારી શાળા કે લાયબ્રેરીમાં એક જ સામટાં પુસ્તકો
ન ખરીદો ! દર મહિને નવાં પ્રગટ થતાં પુસ્તકોની
માહિતી અમે પૂરી પાડીએ છીએ

# અનુક્રમ : ડિસેમ્બર, ૧૯૭૨



□

# કળાનિષ્ઠ સારસ્વત

છેલ્લા બે દાયકા તો ચોખ્ખા જેમની સાહિત્ય-પ્રવૃત્તિના સાક્ષી છે તે ડૉ. સુરેશ જોષીનો 'કંકાવટી'ના જ પાછલા એક અંકમાં પ્રગટ થયેલો 'અધપડ્યા બોલનો કવિ : રાવજી પટેલ' લેખ કોઈ પણ પ્રકારની ચાટુક્તિ વગરની પ્રસ્તાવના વગર સીધો જ મુખ્ય વિષયની વાત શરૂ કરે છે. રાવજીની 'કવિતા' તરફ સમુચિત રીતે જ ધ્યાન દોરનારા શ્રી. સુરેશભાઈ જ કદાચ છે. અદ્યતન કવિતાના ઢગલેબંધ ઉન્મેષોમાંથી કવિતાની સચ્ચાઈને રાવજીમાં તેમણે પારખી ને બિરદાવી ન હોત તો કદાચ એક સાચો કવિ ઉપેક્ષિત કર્યાનું પાતક આપણે વહોરવું પડત. તેવી જ રીતે વિવેચન, નવલકથા અને ટૂંકી વાર્તાનાં ક્ષેત્રમાં કૃતકતાને પણ તેમણે તારવી આપી છે અને સાચી કવિતાનો ઉદ્ધાર કરવા જેટલું જ, બલકે તેથી વિશેષ મહત્ત્વનું કામ તે આ કૃતક વિવેચન, નવલકથા, નવલિકાઓને અને તેમના 'લહિયાઓને' તારવી આપવાનું છે. આપણા આદ્ય વિવેચક નવલરામભાઈના શબ્દોમાં કહીએ તો સારું હોય તેને વખાણવું અને નરસું હોય તેને વખોડવું એ વિવેચકનો ધર્મ છે જે સુરેશભાઈએ એકાગ્ર રીતે બજાવ્યો છે.

વર્ષો પહેલાંના 'અખંડ-આનંદ'ના એક અંકમાં નાનકડા ચોકઠામાં સુરેશભાઈએ કરેલો કોઈક નાનકડો અનુવાદ જોવા મળશે ત્યારથી માંડીને આજ પર્યન્ત તેમનો સાહિત્ય-યજ્ઞ પ્રજ્વલિત રહ્યો છે. તેની શિખા ક્યારેય મંદતેજ થઈ નથી. ટૂંકી વાર્તાના ક્ષેત્રે 'ગૃહપ્રવેશ'થી તેમણે પ્રવેશ કર્યો તે વખતે ગુજરાતીમાં બહુધા ઘટનાપ્રધાન અને 'ચોટદાર' અંતની બોલબાલાવાળી સામાજિક-સાંસ્કૃતિક વાર્તાઓની બોલબાલા હતી. સુરેશભાઈએ ઘટનાના વજન ઉપર ભાર આપ્યા વગર કલાગત રહસ્યને માટે વાર્તાઓ લખી. તેથી એમ પણ બન્યું કે માત્ર પ્રસંગો જ વાંચવાને ટેવાયેલી સરેરાશરુચિ એને પોતાની નિર્વંચિંતાને કારણે ઓળખી શકી

નહિ પણ તેણે ટૂંકી વાર્તાની કલામાં એક નવું પરિમાણ તો જરૂર ઊભું કર્યું. જો કે, તેમ છતાં 'વિદુલા' જેવી તેમની સુદીર્ઘ વાર્તા એક ખાસ પ્રકારના બૌદ્ધિક સ્તર પર રચાતી આવે છે તેથી તેમાં 'ગદ્‌ગદ્' કરી નાખવાની ક્ષમતા જણાતી નથી !! વાર્તારચના પરત્વેનો તેમનો આ નવો સાચો અભિગમ પશ્ચિમની કેટલીક શ્રેષ્ઠ વાર્તાઓના તેમણે કરેલા અનુભાવન પરથી પણ પ્રાપ્ત થયો હોય. 'નવી શૈલીની નવલિકા' એમાં 'ઈશુનું પાપ' (બેઅલ), 'ડંખ' (લૂઈજી પિરાન્દેલો) કે 'મહેમાન' (આલ્બેર કામૂ)ની વાર્તાઓના કલારહસ્ય તરફ તેમણે જે અંગુલિનિર્દેશ કર્યો છે તે તેમની કલાવિભાવના સમજવા માટે પૂરતો છે.

'આકૃતિ' કે 'રૂપ' ને કલાનું પ્રાણભૂત તત્ત્વ ગણવાની તેમની આગ્રહભરી શરતનું મૂળ પશ્ચિમના એરિસ્ટોટલ ઓર્તેગા જેવાના વિવેચન કરતાં યે ટાગોરના 'સંચય'ના તેમણે કરેલા અનુવાદમાં રહેલું જોવા મળશે 'જનાન્તિકે'ના ગદ્યની ઈમારતમાં ટાગોરના 'સંચય'નો અનલ્પ ફાળો રહેલો છે. રિલ્કે અને ટાગોર 'જનાન્તિકે'ની ગદ્યસમૃદ્ધિનાં રહસ્યો ગણી શકાય. 'જનાન્તિકે'ની કવિતા, મુગ્ધતા, અષાઢના શ્યામલ મેઘ અને વર્ષાભરી રાત્રિનો અંધકાર આટલાં બધાં સુદૃઢ છે તેનું કારણ ટાગોર–અર્પિત ભાવદૃષ્ટિ યે હોય. સુરેશભાઈના વક્તવ્યોમાં પ્રગલ્ભ રીતે પ્રગટતી નિયમોના જડ ચોકઠા સામેની આક્રોશભરી વાણી, વ્યવસ્થાના નકશાઓ પાછળ જ રહેલા પેલા અનામીને પામવાની વ્યાકુળતા, સૃષ્ટિના ચાલનની સાથે વ્યષ્ટિની સંવાદિતા, 'કથોપકથન'માંના 'નવલકથા વિશે'ના લેખમાં આપણી નવલોમાં વરતાતા 'વાસ્તવ' કે 'યથાર્થ'ની દૂષિત વિભાવના પરત્વેની સાફસૂફી તેમ જ તેની નવી વ્યાખ્યાઓ આપવાનાં સૂઝભર્યાં વલણો અને સાહિત્ય કલાના 'શબ્દ'ની સંકેતબહુલતા વગેરેમાં સ્વકીયતાની છાપથી અનુપ્રાણિત એવાં ટાગોરના દૃષ્ટિકોણો અછતા રહેતા નથી.'

વિવેચક તરીકેની સુરેશભાઈની મુદ્રા અનુગ્ર સત્યશોધકની છે. આપણા ગુજરાતી વિવેચનના પાયાની કેટલીક મર્યાદાઓ તેમણે પકડી બતાવી છે.

ગુજરાતી વિવેચનકૃત્ય બિનસાહિત્યિક ધોરણે, મિત્રો, સંબંધીઓની કૃતિઓ વિશે સમુદાર, 'આંગળી ચીંધ્યાનું પુણ્ય' કમાવાની વૃત્તિ ધરાવનાર ખરું તેનાથી અલબત્ત, વ્યવહાર સંબંધો સુધર્યા પણ સાહિત્ય બગડ્યું. 'સાહિત્ય'ને કોરીખાતાં પાઠ્યપુસ્તકો, વિદ્યાપીઠો, પ્રશ્નપત્રો, યુનિ.ના હોદ્દાઓ, ચંદ્રકો, પરિષદો, પાકાપૂઠાંનાં પુસ્તકો, ફોટાઓ, અને ષષ્ટીપૂર્તિઓની જીવાતનું નિદાન 'શ્રુણ્વન્તુ'નાં તદ્‌વિષયક લખાણોમાં થયેલું છે. .

કોઈપણ સાચા સાહિત્યકારને પોતાના સામયિક વગર ચાલ્યું નથી. મહાત્મા ગાંધીજીએ જે આશયથી દ. આફ્રિકામાં 'ઇન્ડિયન ઓપિનયન' શરૂ કરેલું તે જ આશય સ્વરૂપાંતરે આજ સુધી 'રેખા' અને 'ગતિ' (જયંતી દલાલ) 'અભ્યાસ' (માવલંકર) 'હરિજનબંધુ' (મશરૂવાળા) 'વિશ્વમાનવ' (ભોગીલાલ ગાંધી)થી 'મનીષા,' 'ક્ષિતિજ' અને છેલ્લે 'ઊહાપોહ' દ્વારા શ્રી સુરેશભાઇમાં પણ કામ કરતો જણાય છે, વિચારની સ્વતંત્રતા ધરાવતા લખાણો ખાઈબદેલાં સામયિકોનાં મૂડીવાદી મનોદશા (સાહિત્યમાં પણ) ધરાવતાં તંત્રી-સંપાદકોની કૃપા યાચીને પ્રગટ કરાવવાં એ કોઈ પણ સ્વમાની વિચારકને પરવડ્યું નથી. આવાં સામયિકોની તુમાખીભરી સરમુખત્યારી સહન કરવા કરતાં ઓછા ખર્ચે, ઓછા ગ્રાહકે (પણ સાચા ગ્રાહકે) સામયિકો ઘરના ખર્ચે ચલાવવાં તેમને વધુ પ્રિય હોય છે જ્યાં કૃતકતા, દમ્ભ, અન્યાયો ને ગેરવ્યાજબી નીતિ-રીતિઓના ભ્રષ્ટાચારોની સામે પડવાનું હોય ને યોગ્યની પ્રતિષ્ઠા કરવાની હોય ત્યાં વેપારી મનોદશાથી ચાલતાં સામયિકો નપુંસક જ નીવડે. આથી જ 'ઊહાપોહ'ના છેલ્લા પૂઠાનાં અવતરણોએ 'ભદ્રંભદ્ર'થી પણ વિશેષ અસરકારક કામ કર્યું છે.

રમણભાઈ નીલકંઠ, 'ભદ્રંભદ્ર'થી યાદ આવે છે. તેમના 'કવિતા અને સાહિત્ય'નાં ચાર વૉલ્યૂમોમાં પણ'સરસ્વતીચંદ્ર' વિષે અને 'આકૃતિ નિર્માણ' વિશે બહુ જ સ્પષ્ટ અને પ્રામાણિક મંતવ્યો છે. 'સરસ્વતીચંદ્ર' વિશેની તેમની પ્રામાણિક ટીકાને સુરેશભાઈએ તેમના 'નવલકથા વિશે'માં

. ાન આપ્યું છે તે પરથી સુરેશભાઈ, પરમ્પરામાં રહેલા પણ સત્યનો કેટલો સમાદર કરે છે તે સમજી શકાશે.

ડૉ. સુરેશ જોષીને એનાયત થનાર રણજિતરામ સુવર્ણચંદ્રકથી વ્યક્તિ સુરેશભાઈ કરતાં વધુ તો સુરેશભાઈમાં રહેલા તપોનિષ્ઠ, સત્યપરસ્ત, સંઘર્ષગ્રસ્ત, અનુગ્ર અને ખાસ તો કલાનિષ્ઠ સાહિત્યજીવીનું જ ગૌરવ થાય છે. તેમને અભિનંદન.

—વિજય શાસ્ત્રી

## તાટસ્થ્ય □ રાજેન્દ્ર શુકલ

શબ્દની ક્રીડાના અડકયાથી
શબ્દની વ્રીડાના અડકયાથી,
મૌનની સ્થિતિ શુષ્ક
તે ખખડે તો યે ક્રમે નથી તૂટતી.
જલને કલ કલ ભીંજયાથી
આ તટની રંત વંધ્ય
તે નથી જ છૂટતી

હું અહીં નથી ને ત્યાંય નથી,
હું કયાંય નથી જ કદાચ;
અથવા તટ ને પ્રવાહની
વચ્ચે છું કયાંક.

ઊંચા ઊંચા ખડકો
ઊભા છે અંતર્હીન ઘેરીને મૌન,
આ બાજુ વ્હેતું,
ઘુમરી ખાતું,
અંધારું ઊંડાણ ગર્જતું,
ને કોક સમે
ઘનઘોર આભ તરડાતું કેવળ...

# શ્રી ચન્દ્રવદન મહેતા □ વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી □

બહુશ્રુત અને ખ્યાતનામ નાટ્યકાર, નાટ્યવિદ્, કવિ અને વિવેચક શ્રી ચન્દ્રવદન મહેતાનું સુરતનગરી સન્માન કરે એ પ્રસંગ રમણીય છે, અને સ્મરણીય રહેશે. એમનું ગૌરવ કરવામાં આપણે આપણી ગુણજ્ઞતા, રસિકતા અને કૃતજ્ઞતાનું કૈંક અંશે દર્શન કરીએ છીએ. એક સારી પ્રણાલિકાનું અનુસરણ કરીએ છીએ. તથા ચન્દ્રવદન મહેતાની આપણી રંગભૂમિ વિશે જે અભિલાષા છે તેનું હૃદયથી અનુમોદન કરીએ છીએ.

ભાઈ ચન્દ્રવદન વિદગ્ધ, અવિદગ્ધ સર્વ વર્ગમાં આટલા લોકપ્રિય કેમ છે? તરત ઉત્તર મળશે: તેમના વ્યક્તિત્વની અનોખી છટાથી. એ વાતમાં એમની સર્વત્તોભદ્ર પ્રતિભાનો પણ સમાવેશ થાય છે. પ્રતિભા એટલે જ નવા નવા સંદર્ભો જોવાની, નવું નવું વિભાવવાની, નવું નવું રચવાની નૈસર્ગિક શક્તિ. એનો જ વિધવિધ વિલાસ એમની કવિતામાં, વિવેચનમાં, નિબંધોમાં અને સૌથી લાક્ષણિક રીતે નાટકમાં જણાય છે.

બુદ્ધિ અને હૃદય વિના, ભિન્ન ભિન્ન પરિસ્થિતિઓનું અને ઘટનાઓનું રહસ્યદર્શન કે વિવિધ માણસોનું લક્ષણદર્શન થઈ શકે નહીં. અને કળાની ઉચ્ચ સમજ વિના, ભાષાના અસાધારણ પ્રભુત્વ વિના એ પદાર્થો નાટક, વાર્તા કે કવિતામાં ઊતરી શકે નહીં. કવિ, નાટકકાર, નિબંધકાર, વિવેચક, પ્રવાસલેખક તરીકે શ્રી મહેતાએ અનેક પુરોગામીઓના સંસ્કારો ઝીલ્યા પછી અને ઝીલ્યા છતાં, સ્વકીય કળારીતિ અને ભાષાશૈલી નિપજાવી છે.

પણ એમની લોકપ્રિયતાનું આ એક જ કારણ નથી. એમનું એ વિષયમાં નિઃસ્પૃહીપણું પણ એક કારણ છે! પણ વધારે મોટું કારણ છે એમનો ગુજરાતાનુરાગ. ગુજરાતની ભૂગોળ, ગુજરાતનો ઇતિહાસ, ગુજરાતની રહેણીકરણી, એનાં સાહિત્ય અને કળા, વિચારણા અને પરંપરા,

.. મહાપુરુષો અને એનો જનસામાન્ય. એ સૌને પોતાના હૃદયમાં .મીને એ ફરે છે. જ્યાં કંઇ નવું દેખે ત્યાં તેમને ગુજરાત સાંભરે છે. એમના સર્વ કાર્યમાં ગુજરાતનો કાયમ સંદર્ભ હોય છે—જાણે સકલ લોકના પણ સદા ગુજરાતી.

આવા કૌતુકરાગી સાહિત્યકારના વ્યક્તિત્વની ઝાંખી એની કૃતિઓમાં થાય ખરી, એમનાં નાટકોમાં એમની વિનોદપ્રિયતા—જેનો જશ કદાચ સૂરતને મળે, એમના વિવેચનમાં એમની અભિરૂચિ, એમના પ્રવાસવર્ણનમાં એમની સહૃદયતા અને કળાવિદગ્ધતા સહેજે પરખાશે. સર્વત્ર એક મનમોજી સ્ફૂર્તિ, ચાતુર્ય, પ્રગલ્ભતા, વેગ અને સ્વજનની માયા દેખાશે. એમની ગદ્યશૈલી આગવી, અરૂઢ પણ ઘડાયેલી છે. નરસિંહરાવ, બળવંતરાય, નાનાલાલ આદિના એનામાં સંસ્કાર છે, છતાં એમાં મિત્રગોષ્ઠિની હૃદયતા અને ઋજુતા વ્યાપી રહે છે.

આમ છતાં આટલું અને આવું દર્શન ભાઈ ચન્દ્રવદનની પ્રતિભા વા વ્યક્તિત્વનું આંશિક દર્શન જ છે. એમ તો હરેક સર્જકનો પરિચય અત્યંત અપૂર્ણ જ રહેવાનો, પણ ભાઇ ચન્દ્રવદન મહેતાના સંબંધમાં મને લાગે છે કે રૂચિ અને પરિસ્થિતિની કશી ખાસ ખોટને લીધે વિનોદને પંટતરે નિભૃત એમનું ગંભીર જીવનદર્શન આપણે પામતા નથી. સર્જનાત્મક કૃતિમાં હાસ્યના જેટલી જ રમણીય અને વેધક, નિતાન્ત કરૂણની કે ભવ્ય શોકની નિર્મિતિ તેઓ આપી શકે. એમની પ્રતિભાનો કુદરતી અને ઉત્તમ વિલાસપ્રદેશ નાટક છે, એટલે આપણી શુભેચ્છા અને પ્રાર્થના હજી એ ભૂમિકા પર રહીને ઉચ્ચારીએ ભાઇ ચન્દ્રવદન મહેતાની મંગળ કામના અનુસાર ગુજરાતની નાટ્યાભિરૂચિ વિકસો, નગરે નગરે સુસજ્જ રંગભૂમિ રચાઓ, અને એમાં અવતરે એવી હજી વધારે રમણીય નાટ્યકૃતિઓ તેઓ આપે, □

□ ગઈ ૧૨ મી જૂને, સૂરતમાં મહાનગરપાલિકા અને નર્મદ સાહિત્યસભાના સંયુક્ત ઉપક્રમે શ્રી. ઉ. જોશીના પ્રમુખપદે યોજાયલા, શ્રી ચન્દ્રવદન મહેતાના સન્માન સમારંભ પ્રસંગે એમની પ્રતિભાને બિરદાવતો અને બિરદાતોં પાઠવેલો સંદેશો.



## રખડુ

ધરતી ઊગી રહી છે એનામાં
એની કમર ભણી એના ગળા ભણી
જ્યારે એણે પ્રકાશ જોયો

જાતને એ ઢસળે છે આગળ પોતાના પેટથી
આંચકી લે છે સૂર્યકિરણો

પ્રત્યેક સૂર્યકિરણો પર પોતાની જાતને લટકાવે છે એ
અને પ્રત્યેક ભાંગી પડે છે
આગળ ઢસળે છે એ પોતાને

વણી કાઢવા મથી રહ્યો છે જે એ
સૂર્યકિરણમાંથી

સોનાની એક નિસરણી
અથવા એક પવિત્ર ક્રાંસો
અથવા બસ એક ઝૂલો

વણવાને ઉતાવળો થઈ રહ્યો છે જે એ
રાત એને પકડી પાડે એ પહેલાં.

## નાનું બૉકસ

નાના બૉકસને ફૂટે છે એના દૂધિયા દાંત
અને નાની એની લંબાઈ વધે છે
નાની એની પહોળાઈ નાનું એનું ખાલીપણું
અને બધું એનું જે કાંઈ
નાનું બૉકસ વધે છે ને વધે છે
અને હવે એમાં છે કબાટ
જે પહેલાં હતું એમાં

અને વધે છે એ વધે છે ને બસ વધે છે
ને એમાં હવે છે રૂમ
ને મકાન ને ગામ ને જમીન
ને જગત જે પહેલાં હતાં એમાં

નાનું બૉકસ સંભારે છે એનું બચપણ
અને ભારે મોટી ઝંખનાથી
ફરી પાછું બને છે નાનું એક બૉકસ

હવે નાના બૉકસની અંદર
જગત છે એક આખું ઝીણકુડું મજાનું
તમે આરામથી એને સેરવી શકો ખિસ્સામાં તમારા
આરામથી ચોરી એને જવાય
આરામથી ગુમાવી એને દેવાય

સંભાળ રાખો નાના બૉકસની

તમારી સાથે આંખ મેળવીને
હેતભીના હાથોને શું થયું તે
છૂટા પડી રહ્યા તમારા ચરણે.
ઊનું હુંફાળું રક્ત ઊડી ક્યાં ગયું ?
હથેળીની ગણાય તેટલી રેખાઓના
અગણિત વનમાં નગરના વાદળી
દીવાઓ તારકોના ભાતીગળ ભ્રમ રચે છે.
ફરી વાર નેત્રપલ્લવી રચાતાં
તાર પહોંચાડતા વાયરો બસૂરા બની
તૂટી ગયા, એ ધ્વનિ આપણી ઉભય
પાંપણોના પલકારમાંથી જ ખર્યો હતો.
શૂન્યતાને ઘડવા પાંપણને એક ખાસ
આકાર કોઈ કે દીધો છે એમ તમે
હસીને બોલ્યા અને સૂકાં પાંદડાંના
ખડખડાટ અટ્ટહાસ્યથી હું ભડક્યો.
એક વૃક્ષને બાળપણના સંભારણામાં
કલ્પવૃક્ષ કલ્પીને વાવવાની નફટાઈ
મેં કરેલી
તમે ?
તમે તો કશું કહેતા નથી
હે નરાકાર નિરાકાર !
તમારા પેલા છદ્મ હાસ્યને
ગાયની જેમ ચગળતો હું
ભોંઠપ એટલા માટે અનુભવું છું કે
બાગમાં ફરવા આવીને ખડા રહી
ગયેલા પૂજ્યનાં પૂતળાંમાંના તમે છો
જેની નીચે જાદુગરની ખોપરી પર
લાલ ઓઢણી અને દોડતી કીડીઓ પંખી
હું આંખો મીંચી દઉં છું.

## નવવધૂને પગલે ☐ કિસન સોસા

તળાવટેકરી મા'દેવ દે'રી અત્તાપત્તા પાદર વડલો ભેરુબંધ રે છૂ...
ગુલાલ–ફૂલને દોથે દોથે અરસપરસનું ફળિયું રંગતાં ઊડીએ હું ને તું,
અજાણીયો કાંઇ દાંડી પીટે, ઢોલ ઢબૂકતો ધુમ્મક...ધુમ્મક...ધૂં,
કંકુવરણી પાની સંગે પે'લું વે'લું ઘર પ્રવેશે મારામાં ને ઘરમાં હું...

દુઃખણાં લેતાં દાદીમાને મન ઊતરી ઘરને માથે રામદે'જીની મે'ર,
જુગ પછીથી જાણે એનો ખોવાઇ ગયેલો ઉડાઉ દીકરો આવ્યો ઘેર,
ઊંબર વટતાં રણકઝણકતો મોતીની ડાળીએ બેઠો પોપટ બોલિયો,
છેક છેવટના ઓરડે વીરા, ગ્હેકગૂંથેલા ઓશિકાનો ઢાળ્યો ઢોલિયો.

પાનેતરની પૂનમ–રાતમાં ઝરઝર ઝરતાં પારિજાતક ખુશ...ખુશ...ખુશબૂ,
કંકુવરણી પાની સંગે પે'લું વે'લું ઘર પ્રવેશે મારામાં ને ઘરમાં હું....
કમળ–ફૂલની લાલિમાએ જીવ ઊઘડતો પ્હેલો વ્હેલો કેટલો વ્હેલો જાગ્યો,
ઊભો રૌં તો થંભ સમો ને આડે પડખે જોતાં ઘરના મોભ સમો હું લાગ્યો.

અત્તાપત્તા તળાવ–પાણી ચલમ ફૂંકતી ગુંદી-ડાળી કડડડ તૂટતી ભાળું,
પીહિયાળા પડખાની ઓથે મનોમંન હું દેતો મારા હર બંધાણને તાળું,
મીઠી, તારે શ્વાસ છૂટતી છાતી પર આ હરતી ફરતી વ્હાલી, લાગે લૂ,
ગુલાલ–ફૂલને દોથે દોથે અરસપરસનું ફળિયું રંગતાં ઊડીએ હું ને તું.



## કદાચ–તું ☐ કિસન સોસા

મારી કને કવચ હતું કેવળ કદાચતું,
સમરાંગણે ઝૂઝી રહ્યું'તું બળ કદાચતું.

રેતીમાં ડોક ખૂંપવી ઊભા હતા સંબંધ,
રણનો પ્રવાસ ને હતું મૃગજળ કદાચતું.

સુક્કો ખજૂરીને અઢેલી રાહ જોઉં છું,
પસવારે પીઠ ટેરવું પાછળ કદાચતું.

સંશયની ગોફણેથી છૂટે વાયરો સતત,
અકબંધ એમનેમ છે વાદળ કદાચતું.

ભમણામાં લૂ ફૂંકાય ને નિષ્પર્ણ હાથ–પગ,
અણદીઠી ડાળ છે ને છે એક ફળ કદાચતું.

સંભાવનાની પોળ સૂની, બંધ શક્યતા;
તાકી રહ્યું છે બારીએથી જળ કદાચતું.

નળિયાંનાં છિદ્રથી જુઓ, દેખાય છે મયંક,
એ હોય પણ કદાચ મુખમંડળ કદાચતું.

સૂર્યો હજાર સામટા સળગી ઊઠ્યા છતાં–
દર્ભાંકુરે ઝગી રહ્યું ઝાકળ કદાચતું.

છે કાચતું કદાચ કંઈ નિશ્ચિંતતા નથી,
તૂટી ન જાય ક્યાંક જોજે છળ કદાચતું.

મારા હરેક શ્વાસ ને ક્ષણ ગિરવે ગયાં,
છે ફક્ત રિક્ત હાથમાં મીંડળ કદાચતું.

મારા ખભે જ માથું ઢાળીને ઢળી ગયો,
કોઈ અરે, કાઢી ગયું કાસળ કદાચતું.

# ગઝલ □ અમૃત ઘાયલ

ચાંદડી મધ્યે રંગ જન્મે છે,
પળ મહીંથી પ્રસંગ જન્મે છે;
સ્પર્શ બક્ષે છે ટેરવાને ગતિ,
અંશમાંથી જ અંગ જન્મે છે.



જે વિચારી ન તો વિસારી ગઈ.
વાત એ પણ ગળે ઉતારી ગઈ.

ચોકડીની જ છાપ મારી ગઈ,
મોતની માંગ પણ નકારી ગઈ.

રાખ સુદ્ધાં ન એની ઠારી ગઈ,
ફૂલમાં એવી રાખ ભારી ગઈ.

કોણ જાણે એ કુંજમાં શું હતું ?
કલ્પનાઓ ય વારી વારી ગઈ.

એમ સાન્નિધ્યમાં ઢળી આંખો,
આરતી જાણે કે ઉતારી ગઈ.

આજ સાચે જ નમ્રતા એની,
આંખનાં ઝેર પણ ઉતારી ગઈ

કેટલા પ્રાણ છોડી દેહ ગયા,
તોય ના આ મરણપથારી ગઈ.

જાણભેદુઓ પણ કહી ન શક્યા.
કઈ તરફ શ્વાસની સવારી ગઈ.

આજ સોનાની થાળીમાં ઘાયલ,
પાછી લોઢાની મેખ મારી ગઈ.

## બપોર □ અજિત ઠાકોર

સમ્મરિયા કૂવામાં
સ ર કે
સાપ...
જળની અધખૂલી આંખોમાં
લીલીછમ્મ ટેકરી
હળવે હાથ ઝબોળે
લીલનાં ફૂલ ફણાળાં
આછા ભીના અંધકારમાં
મ્હોરે ..મ્હેકે...
પાળ પર
પીપળ સૂસવે તડકીત તડકીત
ચાળ પર સૂનકારની
કેટકેટલી ખોડસી
ખીલખીલ હસતી...ફરતી...
( તડકીત પાનીઓથી
દબાય પડખું ! )
ટચાક્ ટચાક પાદરટોચે બપોર
——પાદર
હાંફે...
પડખું બદલે...

## શક્યતા



હેસ્પર ક્રિસ્ટી

આયનામાં કોઈ ડૂબી જાય તો–
કાચનું આકાશ તૂટી જાય તો–
રાહમાં તો આવવાનાં જંગલો,
ક્યાંક લીલો વાંસ ફૂટી જાય તો...
તો ખજૂરી સાવ લીલી થૈ જશે,
ઝાંઝવાં ભ્રમણાનાં એ પી જાય તો.
નામ તારું ભીંત પર હું કોતરું,
પણ સમયનો હાથ ભૂંસી જાય તો...
બસ, હવે બેસીએ લીલા ઘાસમાં,
માર્ગ વચ્ચે શ્વાસ ખૂટી જાય તો...
શોધતાં અસ્તિત્વ મારું ત્યાં જડે,
શબ્દના પોલાણે ફૂટી જાય તો.



## છતાં



લલિત ત્રિવેદી

દિવસરાત હું ઝળહળું છું છતાં,
તિમિરને જરા ક્યાં અડું છું છતાં.
અરે લોહી થીજીને દર્પણ થયું,
સમયને કરું છું હું પ્રશ્નો છતાં.
તમે અર્થ રૂપે રહો છો સતત,
અને શબ્દમાં હું સરું છું છતાં.
અહીં શૂન્યતામાં ન જડતો મને,
કદી શક્યતા થૈ રહું છું છતાં
હજી રેતનું વિશ્વ છે ચોતરફ,
ખજૂરી બની પાંગરું છું છતાં.
હવે આંખમાં આભ લઈને ફરું,
ભલે સૂર્યથી હું ડરું છું છતાં.



# કૃતક કળાકાર

□ સુરેશ હ. જોષી



△

કળા
અભિનિવેશો
અને
કૃતવાઓથી
દૂર
રહેવી
જોઈએ





**આ**પણે જે જમાનામાં જીવીએ છીએ તેની સાથે અનેક રીતે મેળ પાડવાનું કઠણ થઇ પડે છે. આથી જ સર્જકોને આશ્વાસન-રૂપે હમેશાં એમ જ કહેવાતું હોય છે કે, પ્રતિકૂળતાનો શ્વાસ લઈને જ સાચો સર્જક જીવી શકે છે. પણ મોટા ભાગની પ્રજા કળા કે સાહિત્ય પ્રત્યે ઉદાસીન હોય છે. જે વર્ગ સાહિત્ય કે કળાનાં ઉત્તેજન સંવર્ધનનો કાર ભાર લઈને બેઠો હોય છે તે ભારે સોગિયા વૃત્તિ ધરાવતો હોય છે. અભિવ્યક્તિની અનેક રીતિઓમાંથી અમુકના પર જ એ પોતાની સંમતિની મહોર મારે છે. વાસ્તવમાં એ વર્ગ જ સર્જનને માટે અપેક્ષિત પ્રગલ્ભતાથી ચમકતો હોય છે. સામાજિક હિતને નામે એ પોતાની વગ વાપરીને અનેક પ્રકારના અંકુશો લાવતો હોય છે.

સાહિત્ય અને કળા પ્રજાની ચેતનાને વધારે સૂક્ષ્મ અને તીવ્ર બનાવે છે. પણ આ સૂક્ષ્મતા અને તીવ્રતાને જ ભયજનક ગણનારો વર્ગ સમાજમાં વર્ચસ્ ધરાવતો હોય છે. બધા મુખ્ય સ્થાનોનો કબજો એણે લીધો હોય છે. અભિપ્રાયો એ ઉચ્ચારે છે પણ શાસકની જેમ; એના પૂર્વગ્રહોને એ અધિકૃત નિર્ણયોરૂપ રજુ કરે છે.

જે સર્જકોએ આવા વાતાવરણ વચ્ચે પોતાની સર્જક તરીકેની પુખ્તતા પામવાની રહી હોય તેની કેવી દશા થતી હશે ! બધી જાતની

શુદ્ધિનો એમનો આગ્રહ, પણ કળા કે કવિતા શુદ્ધ હોવી જોઇએ એવું એઓ સ્વીકારે નહીં. સામાજિક હિતને નામે એ આ કે તે પક્ષપાતી વલણના પ્રચારનું કામ કરે એવી એમની અભિલાષા. કેવળ સર્જનના ક્ષેત્રમાં જ જે સ્વતંત્રતા ભોગવી શકાય તેને પણ અનેક બહાને ઝૂંટવી લેવાનું આ વર્ગનું વલણ હોય છે. કશી સંકુલતાને આ વર્ગ ચલાવી-લેતો નથી. આથી ગમે તે રીતે એ બધું સરળ કરી નાખે છે. 'આ, અથવા આ, એ સિવાય બીજું કશું નહીં' એમનું વલણ આવી જોહુ-કમીથી ભરેલું હોય છે.

આને પરિણામે એક નવો કૃતક વિદ્રોહી વર્ગ ઊભો થયો છે. એ ઉપર ઉપરથી અંતિમવાદી લાગે છે, પણ આ અંતિમવાદનાં સૂત્રોના ઘોંઘાટની પાછળ એ અનેક પ્રકારની કાયરતાને ઢાંકતો હોય છે. નર્યો અણગમો, નર્યો તિરસ્કાર કે સમજ વગરનો વિરોધ બાલિશતા છે. એ વાસ્તવમાં તો ઠાલા ઊર્મિવેડા જ છે. કળાને જ એનું નિર્ણાયક તત્ત્વ ગણનારા બીજા અંતિમે જઇ ને 'એન્ટી-આર્ટ'ની વાતો જોરશોરથી કરતા દેખાય છે. એને એઓ કળાની અવેજીમાં મૂકે છે. પણ કળા આવા અભિનિવેશો અને ફતવાઓથી દૂર રહેવી જોઇએ. 'ઑબ્ઝર્ડ આર્ટ' કે 'કેમ્પબેલ-સૂપ'ના ડબ્બા તરફ આપણું પણ ધ્યાન ખેંચવામાં આવ્યું છે. આ બધામાં એક નવા પ્રકારની સાંપ્રદાયિકતા દેખાય છે દરેક સંપ્રદાયની જેમ એમાં પણ કટ્ટર ઝનૂન અને ગાળાગાળીનાં તત્ત્વો રહેલાં છે. જેઓ ધૂમધડાકા અને ગુલશોરથી જ અંજાઈ જાય છે તેઓ આ આ બધામાં તરત રસ લેતા થઈ જાય છે. કવિતા માત્ર કવિતા રહી નથી, 'કૉન્ક્રીટ પોએટ્રી' 'સાઉન્ડ પોએટ્રી' 'પ્રોજેક્ટિવ વર્સ' આવા અનેક પ્રકારો દેખાવા લાગ્યા છે. એમાં બીજા અનેક ઉમેરી શકાય, પણ તે સાચા કાવ્યત્વને ભોગે નહીં. જે આગંતુક તત્ત્વો છે તેને વધારે પડતું મહત્ત્વ આપી દેવાય છે. આમ કરવાથી વિવેકબુદ્ધિ ડહોળાઈ જાય છે. આ પ્રકારનો વિક્ષોભ યેનકેન પ્રકારેણ ચાલુ રાખવો એવી એમની ગણ-તરી હોય છે. આ વિક્ષોભમાંથી જ ઊંચી કળા જન્મે છે એવું રોમેન્ટિક

વલણ પણ એમાંના ઘણા ધરાવતા હોય છે. સામાજિક ન્યાય પ્રવર્તે, ગરીબની યાતનાનો અંત આવે, બહુમતીનો જ આદર થાય એવી એની વૃત્તિ છે. એવી એ જાહેરાત કરે છે. આ આશયો તો ઉદાત્ત છે જ. એ પરત્વેતો કોઈ ને વિરોધ હોઈ શકે નહીં. પણ આ ઉદાત્ત આશયોની ઘોષણા કરનારાઓ કોણ છે તે તરફ દૃષ્ટિપાત કરીએ ત્યારે આપણા મનમાં સંદેહ જાગે છે.

એમની ઉત્તેજના, એમના અભિનિવેશ એવા પ્રકારના છે કે, કળા જે લય, સંગતિ રચી આપે છે, તેની સાથે એમનો મેળ ખાતો નથી. જીવનની અરાજકતા કે વિધ્વંસકતાનું કળામાં પ્રતિબિમ્બ પડવું જ જોઈએ એવો એમનો આગ્રહ છે. હા, એ વાત સાચી કે, કેટલાક પ્રકારની કળાકૃતિઓમાં સુઘડતા છે, શિષ્ટતા છે, સાફ સુથરાપણું છે, પણ પ્રાણ નથી. સ્પેનિશ કવિ લોર્કા જેને 'ડ્યુએન્ડો' કહેતો તેવું આદિમ બળ નથી. પણ આ બળ કશાનાં પ્રતિબિમ્બ બનવામાંથી આવતું નથી. એવો બળવો કે વિદ્રોહ સપાટી પરના છીછરા વિક્ષોભમાંથી જન્મતા નથી. આથી જ તો આપણને વહેમ જાય છે કે, આ બળવો કે વિદ્રોહ, એને નામે ગજાવવામાં આવતાં સૂત્રો એ એક પ્રકારની પ્રદર્શનવૃત્તિનું પરિણામ છે, જે સાચી અરાજકતા અને વિસંવાદિતા છે તેનો જો એમને પ્રત્યક્ષ પરિચય થાય તો એઓ ભયથી હેબતાઈ જ જાય

આમ આ કે તે વલણનો આગ્રહ રાખનારા જ કળાના ક્ષેત્રમાં હસ્તક્ષેપ કરતા હોય છે. એના પર અમલ ચલાવવાની વૃત્તિ રાખતા હોય છે, એના પર ચોકીપહેરો ગોઠવતા હોય છે. દંડવિધાન કરતા હોય છે, વિધિનિષેધના નિયમો આ વર્ગ જ નક્કી કરે છે, પણ તે ભલા ભોળા ચોખલિયાઓની જેમ નહીં, ભારે કુશળતાથી. કળાને એ પોતાને અનુકૂળ એવી લાભદાયક દિશામા વાળવા ઇચ્છે છે. એથી મોટામાં મોટી પ્રાપ્તિ તે આત્મપ્રશંસા. આવા લોકોને કળા જેવી ગંભીર પ્રવૃત્તિ સાથે અડપલાં કરતા અટકાવવા જોઈએ. એ લોકો પોતાની રીતે બધું સરળ

સૂત્રોના ચોકઠામાં ગોઠવી દે છે. પણ કળાને એવા કશા ચોકઠામાં ગોઠવી દઈ શકાય નહીં. કળાનાં અનેક પરિમાણો છે. અને એની આ સંકુલતામાં જ એની સમૃદ્ધિ પણ રહેલી છે. એને એની આગવી સ્મૃતિ છે. પણ વિદ્રોહને તો કશી સ્મૃતિ હોતી નથી. એમાં તો વિરોધો અને પ્રતિસ્પર્ધાઓ હોય છે. એવાં કૃત્રિમ દબાણોથી કળાનું વિશ્વ સંકુચિત થવું ન જોઈએ.

કળા પરત્વેની નિષ્ઠાથી જેઓ અનુપ્રાણિત થયેલા નથી, જેઓ પોતાની અશક્તિનો પ્રમાણિકપણે એકરાર કરીને બને એટલી શક્તિ કેળવવાની શક્તિ ધરાવતા નથી તેઓના મોઢે જ આવાં સૂત્રો ગાજતાં હોય છે. એ લોકો જ કળાની સ્વતંત્રતાને ખૂંચવી લેવા માગતા હોય છે. એ લોકો જ આમ પ્રજા અને ગરીબોનું નામ લઈને કળાને પ્રચારનું ટુનટુનિયું બનાવી દેવા ઇચ્છતા હોય છે. સર્જક શક્તિ જે પડકાર ફેંકે છે તે ઝીલવાની એમની દાનત હોતી નથી.

આપણા જમાનામાં આવો કૃતક કળાકાર તારસ્વરે વિદ્રોહની ઘોષણા કરીને સનસનાટી ફેલાવવામાં પડ્યો છે. આ વાતાવરણમાંથી કળાને બચાવી લેવાની જવાબદારી થોડા સ્વસ્થ નિષ્ઠાવાન નમ્ર સર્જકોની અને ભાવકોની છે ☐

## કુટુંબની વાત ☐ ગ્યુન્ટર ગ્રાસ

આપણા સંગ્રહસ્થાનમાં–
આપણે હમેશાં રવિવારે જઈએ છીએ,
તેમણે નવો વિભાગ શરૂ કર્યો છે,
આપણાં નિષ્ફળ બાળકો,
ઝાંખાં ગંભીર ગર્ભ,
ત્યાં બિલોરી કાચની બરણીમાં બેસે છે,
અને ચિંતા કરે છે પોતાનાં માતાપિતાના ભવિષ્યની.

☐

# જળમાર્ગના વેપારીની પત્ની : એક પત્ર

## ઍઝરા પાઉણ્ડ □ અનુ. વિજય શાસ્ત્રી



[ તાજેતરમાં, ગઈ તા. ૨ ૭ નવેમ્બર, ૧૯૭૨ ના રોજ વૅનિસ ખાતે ૮૭ વર્ષની વયે અવસાન પામેલા અમેરિકી કવિ ઍઝરા પાઉણ્ડના 'The River–merchant's wife : A letter' કાવ્યનો આ અનુવાદ છે. ]

હજી મારા વાળ કપાળ પરથી સીધા જ કપાવાતા હતા,
અને હું સામે બારણે રમતી હતી.
ફૂલો ચૂંટતી હતી,
ત્યારે વાંસલાકડીનો ઘોડો કૂદાવતા તમે આવ્યા,
ભૂરા ઢોળિયે રમતા.
ચોકાન ગામે આપણે એમ જીવ્યે જતાં,
બે નાનાં બાળ,
શંકા વગર, અણગમા વગર.

વરસ ચૌદની વયે હું પરણી તમને, સ્વામી મારા !
લજ્જાકારણે મંદ સ્મિત કરતી.
નતદૃષ્ટિએ દીવાલ નીંધતી,
હજારો સાદે પાછું વળી ન જોતી.

વરસ પંદરની વયે હું થોભતી ભૂભ્રંગ કરીને,
મારી અંગરજ આપની અંગરજ ભેગી
ભેળવી દેવા આતુર
હરહંમેશ, હરહંમેશ, હરહંમેશ.
શા માટે પછી હું બીજે નજરે ય ઠેરવું ?

વરસ થોડશે, તમે ગયા
દૂર. કૂથી ગેન સુધી.
નદીનાં ભમ્મરિયાં વમળોમાં ગયા,
આજે પાંચ માસ છે થયા
તમારે ગયે.
માથે, છાપરે, વાનર
કરે શોકથી પૂર્ણ સાદ,
તમારી વિદાયટાણે બહાર
ગયાં તમારાં ચરણ પણ,
કિન્તુ હજી ય દરવાજે તો એ ઊભો.
ઊગી ગયું છે ઘાસ જાતજાતનું.
દૃઢમૂલ, ઉન્મૂલન કપરું જેનું.
પવનમાં, આ વેળા પાનખરે ખરે છે પાંદ વહેલાં,
પશ્ચિમના બગીચે
ઑગસ્ટ બેસતાંની સાથે જ
ઘાસ પરનાં પતંગિયાંની જોડી
પીતવરણી થઈ ગઈ.
વયનાં વર્ષો જાય વધતાં
ડંખે મને
જો તમે, કીઆંગ નદીના વહેણે થઇ ને
હો આવવાના,
તો જણાવજો મને આગોતરું, કરી મહેરબાની.
અને હું,
ચો-ફૂ-સા સુધી
આવીશ તમને લેવા.



## મારું નામ □ મંગળ રાઠોડ

મેં કહ્યું : આ ફૂલ ચૂંટી લીધા પછી
ક્યાંક મારી આંગળીઓનાં ટેરવાં ખરી ન પડે-
ગુલાબની પાંખડીઓની જેમ...
એમ મને લાગ્યા કરે છે.
તે મારી સામે જોઈ રહ્યો, પળભર.
વેધક નજરે.
પછી હસી પડ્યો એકાએક ખડખડાટ....
ઢોળાવ પરથી ગબડતા
તેના હાસ્યના ભારેખમ પીપ હેઠળ હું
કચડાતાં કચડાતાં રહી ગયો.
તેની આંખોની નમ્ તૃપ્ત મોગરાઇ ચમકની
મને ઈર્ષ્યા થઈ આવત-
પણ તે પહેલાં જ મેં વાત પલટાવી નાંખી.
આ ફૂલ ચૂંટયા વિના પણ, રહી શકાતું નથી-
મારાથી.
જો ફૂલ ચૂંટવા નહી મળે તો-
હું ક્યારેક મરડી નાંખીશ કોઈકની ગરદન.
એવો ભય મારી નસોમાં દોડી રહ્યો છે!
ગંતવ્ય સ્થાન સુધી પહોંચે તે પહેલાં જ
માર્ગમાં ગબડતા પીપમાંથી પ્રવાહી ઢોળાઈ જાય તેમ
તે અવાક્ બની જોઈ રહ્યો.
તેની બેબાક આંખો સામે જોવાની
મારામાં હિંમત ન રહી.
હારી ગયો.

તેની આંખો સૂરજમુખીની જેમ ઢળી પડી.
મને તેના પર દયા આવી ગઈ.
મનોમન નક્કી કર્યું કે,
હવે હું કોઇ દિવસ બાગમાં નહીં જાઉં.
જઇશ તો કોઈ અપરિચિત સાથે
ફૂલ વિષે નહિ કરું વાતચીત.
સહાનુભૂતિ સાથે
થોડીક ઔપચારિક વાતો કરી
છૂટાં પડતાં પહેલાં મેં પૂછ્યું :
તમારું નામ ?
આશ્ચર્ય...
તેનું નામ તે–
મારું જ નામ હતું !
અને હું ભાગ્યો– □

□

ઇતિહાસ એવી રીતે બદલાવો જોઈએ કે, જહાંગીરનો ઘંટ ઔરંગઝેબને મળે.

ભાડભૂંજો કહે છે કે, મારાથી આકર્ષાઇને કઢાયામાંની ધાણી મારી પાસે આવે છે !

દરેકની પાસે બીજાની ભૂલો ભૂંસી નાખનારું રબર છે !

અરીસો કોઈને રૂપ આપતો નથી અને લઈ લેતો યે નથી.

સ્વાદ અટકી જાય ત્યારે જીભ વધારે ચાલે છે.

□

# તારા બાપાને એ નહીં ગમે !





મા, વારંવાર એમ કેમ કહ્યા કરે છે કે, તારા બાપાને આ નહીં ગમે ? એમને શું ગમે છે અને શું નથી ગમતું એનું એક જાહેરનામું દીવાનખાને બ્લૅકબોર્ડ પર કેમ લખી નાખતા નથી ? અથવા નિશાળે મોકલવા પહેલાં મારે માટે એક ગણવેશ તૈયાર કરાવી, 'દીકરાની નોકરીના નિયમોનું' પાઠ્યપુસ્તક તૈયાર કરી એમના વિશ્વાસુ મહેતાજીને શિક્ષક નીમી મને એનું શિક્ષણ કેમ આપ્યું નહીં ? 'દીકરાની નોકરીના નિયમો' ચલાવી એ મને શીખવતે કે, તારા બાપાની હાજરીમાં તારે આમ વર્તવું અને બોલવું પડે તો શું બોલવું ! મોટેભાગે તો તને પૂછાય એના ઉત્તરો જ તારે આપવાના. તારાથી એમને તો પૂછાય જ નહીં. ઉત્તરો પણ ટૂંકા જ આપવાના, એ

જવાબો કેવા હોય ? તારા બાપાને ગમે એવા ! તારા બાપાને આજ્ઞાંકિતતા ગમે છે, લાભ અને નફો ગમે છે, ગાંડો ખર્ચ તો શું, ડાહ્યો ખર્ચ પણ ગમતો નથી, પણ ડાહી આવક કરતાં ગાંડી આવક વધારે ગમે છે ! તારા બાપાને શું ગમે છે, એ પ્રશ્ન બૃહદ વ્યાકરણ કે, અણુવિજ્ઞાનની વ્યાખ્યા જેવો છે. એમની એકલાની હાજરીમાં શું ગમે, બીજાની હાજરીમાં શું ગમે, વેપારીની હાજરીમાં શું ગમે અને વેવાઈની હાજરીમાં શું ગમે, દુકાને શું ગમે અને ઘરમાં શું ગમે, સવારે, બપોરે અને રાતે શું ગમે, ડાકોરની જાત્રાએ જાય ત્યારે શું ગમે અને ખાનગી મહેફિલમાં જાય ત્યારે શું ગમે અને પેલા ધોતિયું, લોંગ કોટ, કાબરચીતરી મૂછ અને કાળી ટોપીવાળા ઘેલાભાઈની હાજરીમાં શું ગમે એનું પાયાનું શિક્ષણ આપ્યું હોત તો તને આ કહેવાની અને એમને તારી મારફત કહેવડાવવાની તકલીફ તો ન લેવી પડતે ?

અને મા, તું દરેક વખતે કહ્યા કરે છે કે તારા બાપાને આ નહીં ગમે, તો કોઈ દિવસ એમને તું કહે છે ખરી કે તમારા દીકરાને આ નહીં ગમે ? મારી સામે આમ પહોળી આંખે શું જુએ છે મા ! એ ઘરમાં આવે અને બે મિત્રો સાથે અમે મુક્ત મને ચર્ચા કરતા હોઈએ તે ચાલુ રાખીએ એ એમને ન ગમે, તો એમના આવતાંની સાથે જાણે કોઈ ગુન્હો કરતાં પકડાઈ ગયા હોઈએ એમ વાત બંધ કરીને મૂગા બેસી રહીને નહીં કરેલા ગુન્હાની સજા ભોગવીએ એ શું અમને ગમે છે ? અને એ એમ કેમ માની લે છે કે અમે વિવેકી નથી ? મારા મિત્ર સાથે હું આવી ચઢું ત્યારે શું એ અમારા માનમાં વેપારીઓ સાથે વાત કરતાં અટકી જાય છે ? ઊલટા, અમે જ ખસી જઈએ છીએ !

મા, તું મને કેમ પૂછતી નથી કે, તને તારા બાપા ગમે છે કે નહીં ? મા, મારી સામે શું જુએ છે ? હું કદી નથી કહેતો કે, દીકરા તરીકે મને આ નથી ગમતું છતાં તારા બાપાને આ નહીં ગમે એમ તું કહે છે ત્યારે મારે કહેવું પડે છે.

અને હા, દીકરાનો ઓર્ડર આપતાં પહેલાં એમણે 'ઈશ્વર, મારે આવો તો જ છોકરો જોઈએ છે,' એવી ચોખ્ખી શરત કેમ ન કરી? છોકરાની જાત, ભાત, સ્વભાવ, મિજાજ, રસ-રુચિ, મગજ-આવાં જ હોવાં જોઈએ એમ જણાવી એ પ્રમાણે નહીં હોય તો માલનું પારસલ પાછું વાળું છું એમ દીકરાને પણ પાકો વાળીશ એવી નોટિસ કેમ ન આપી?

જો મા, તું સમજે છે ને કે, આ કંઈ કોઈના હાથની કે અધિકારની વાત નથી. માણસ અને માલની ઉત્પત્તિ સમાન નથી, જીવતો પદાર્થ અને જીવહીન પદાર્થ સરખા નથી, તો પછી ધંધા-વેપારના જાતે જ ઉપજાવી કાઢેલા નિયમોના ચોકઠામાં મને શા માટે ઠાંસવામાં આવે છે?

અને મા, 'તારા બાપાને આ નહીં ગમે' એમ કહે છે ત્યારે તને પૂછું છું કે, એમના ગમા-અણગમાનાં કોઈ ધોરણ છે ખરાં? ઘણી વખતે એ પેલા ઘેલાકાકાને નથી કહેતા કે, ધંધો લઈને બેઠા એટલે વખત આવ્યે નહીં ગમતું પણ કરવું પડે! પેલા ગુમાસ્તાધારાના અમલ જોનારા ઇન્સ્પેક્ટરને ઘેલાભાઈની મારફત 'રાજી કર્યો' તે શું એમને ગમેલું? પેલો રાતોરાત દુકાનમાંથી અમુક માલ ખસેડ્યો તે એમને ગમેલું? નહીં ગમતુ તો એ ઘણું બધું કરે છે, કરાવે છે. એમને ગમા-અણગમા જેવુ છે જ શું કે એમના ગમાનું આદર્શ પ્રતીક મને બનાવી દેવા માગે છે! દુકાનમાં તેલના ડબ્બા પર જોડા અને ગોળના બાંધા પર સાવરણી હોય ત્યારે ડબ્બો એમ નથી કહેતો કે જોડા મને નથી ગમતા અને બાંધો એમ નથી કહેતો કે, સાવરણી મને નથી ગમતી. અને એવી જ શિસ્ત એ મારી પાસે પળાવવા માગે છે. 'ધંધામાં તો એમ જ ચાલે' એમ કહ્યા કરે છે તે 'ઘરમાં ને જીવનમાં પણ એમ જ ચાલે' એમ કેમ માનતા નથી? જેમ ધંધો ને દુકાન ચાલે છે એમ ઘર અને જીવન પણ ચાલ્યા કરશે! 'કોઈ પણ રીતે

ધંધો ચાલવો જોઈએ' એ પ્રમાણે 'કોઈ પણ રીતે ઘર ચાલવું જોઈએ' એમ માનવામાં યે શું વાંધો છે?

બધી વાતમાં 'ચાલે છે તે ઠીક છે' એમ કહ્યા કરે છે તો 'ઘરમાં યે ચાલે છે તે ઠીક છે' એમ કેમ નથી માનતા? ઘર તો દુકાન કરતાં બહુ વધારે સારી રીતે ચાલે છે. 'ઘરની રીતે ઘર અને દુકાનની રીતે દુકાન ચાલે' એવા ભાગલા એ શું કામ પાડે છે? હું અને મારું જે ચાલે છે તે ઠીક જ છે એમ એ કેમ માનતા નથી? દીકરાને ફાટેલું ખમીશ ચાલતું હોય તો દીકરાનો ફાટેલો મિજાજ પણ ચાલવો જોઈએ!

'તારા બાપાને આ નહીં ગમે' કહ્યા પછી હેં મા, 'તારા બાપા ખિજાશે' એમ કેમ કહ્યા કરે છે? ગમે તેને પેઢી પરથી ઉતારી મૂકે છે એમ મને ઘરના ઉંબર પરથી ઉતારી મૂકશે એટલું જ ને? 'એ તો ગુસ્સામાં બધું બોલાય' કહીને પેલા સાથે ફરી વેપલો કરે છે, એમ મારી સાથે પણ સુલેહ કરવા આવશે એમ કેમ નથી કહેતી, મા?

આખી જિંદગી અને દિવસમાં દોઢસો વાર જે તડજોડ, બાંધછોડ, સમજૂતી અને એડજેસ્ટમેન્ટ કર્યા કરે છે એમના વિશે તું કહે છે મા, કે એમને આ નહીં ગમે? 'વેંગણ સારાં થયાં નથી' કહીને એની ડીંચ સુદ્ધાં ચાવી જાય એમના અણગમાની વાત તું કરે છે, મા? એમને ગમા–અણગમા જેવું કશું છે ખરું? જે નહીં ગમે તેને પણ એ વેઠી લેશે અને એનો યે ઉપયોગ કરીને સંતોષ એ મેળવે છે. 'આ રીતે ખરાબ, પણ પેલી રીતે ઠીક છે' એવા વિકલ્પો અને ગણતરી વિચારીને દુકાન અને ઘર ચલાવ્યાં છે, એમને વિશે તું એમ કહે છે કે, 'એમને આ નહીં ગમે?' વધારે નફો આપતો ખરાબ માલ પણ એમને એ રીતે ગમે છે, હું ખરાબ હોઈશ તો એમને વધારે પૈસા કમાવી આપીશ તે હું એમને સારા છોકરા કરતાં પણ વધારે ગમવાનો–એ તું કેમ સમજી નથી શકતી? હું આડો ધંધો કરીને ૧૦,૦૦૦ રૂપિયા કમાઈ લાવીશ તો 'જરા સાચવીને ધંધો કરજે' એમ કહીને એ ૧૦,૦૦૦

રૂપિયા લઈ લેશે ! ત્યારે 'દીકરા, ચારિત્ર્ય અને નીતિને ભોગે મરો તારા પૈસા નહીં જોઈએ' એમ નહીં કહે, મા ! એ વધારે નફાવાળો ખરાબ માલ પણ ખપાવી દે છે એમ ખરાબ છતાં કમાઉ દીકરાને પણ એ 'સારા દીકરા' તરીકે ખપાવી દેશે, મા !

મા, એ તો ખોટ અને નફાની ચિંતા કરે છે સારા અને ખરાબની નહીં ! એક વ્યક્તિ સાથેના બે સોદામાં એક ખોટનો અને બીજો વધારે પડતા નફાનો હોય તો સરભરને હિસાબે બંને સોદા કબૂલ કરશે. બધા જ સમ્બન્ધો એ આ સરભરને ધોરણે સાચવે છે–તો આ એક દીકરો જ કેમ એકતરફી અણગમાને લાયક બની જાય છે, મા ? અને મા, કોઈ સોદામાં કોઈને ખોટમાં નાખ્યો હોય તો એની એમને ચિંતા થતી નથી, પણ પોતાની એવી કુનેહ અને બાહોશી બદલ સંતોષ અનુભવે છે અને સામો આસામી એમને ખરાબ કહે એની ચિંતા નથી, તો એ મને ખરાબ કહેશે એની મને ચિંતા થવાની હતી ?

અને મા, તું એમ કેમ કહે છે કે, એમને હવે શું છે ? એ બધું તારા માટે જ કરે છે ને ? ઓ મા, પેલા સરકારી ઑફિસરની પેઠે મને પણ આ લાંચ જ બતાવવામાં આવે છે : તને લાંચ આપવા માટે તો હું કાયદાનો ભંગ કરું છું એમ પેલાને કહી શકે એમ, 'તને સંપત્તિની લાંચ આપવા માટે તો હું ગમા–અણગમાના નિયમોનો ભંગ કરું છું'–એમ મને પણ કહેવા માગે છે ? સમ્બન્ધો અને જીવનનું આવડું મોટું અપમાન મા, નથી સહી જતું ! ગિરવી રાખેલું ઘરેણું છેવટે મૂકનારની છોડાવવાની અશક્તિને કારણે બહુ ઓછા પૈસે માલિકીનું થઈ ગયું ને તું રાજી થઇ ગઇ, એમ હું રાજી થઈ શકું એમ નથી. મા, જિંદગી એ વ્યાજખોરે ગિરવી રાખેલું ઘરેણું નથી !



કાચની બારીઓથે રહી બગાસું ખાઈએ તો યે તે બીજા સુધી પહોંચે જ !

# પીળી રેતી ☐ આકારો આર્કનોવ

'આપણે અહીં બેસવું જોઈએ.' એ બોલી. 'ના આપણે ચાલીને બેન્ચ પર બેસવું જોઈએ.' એણે કહ્યું—'ત્યાં રેતી છે, અને મને પીળી રેતી ગમે છે.'

બંને એકબીજાની અડોઅડ બેન્ચ પર બેસી ગયાં એ પીળી રેતીમાં કશીક આકૃતિ દોરવા લાગ્યો. 'તું શું દોરે છે ?' છોકરીએ થોડી વાર સુધી ધ્યાનપૂર્વક જોઈને પૂછ્યું.

'તને !' 'પણ આ આકૃતિ મારા જેવી નથી.' 'ત્યારે શું છે ?'

એ બરાબરની આકૃતિ દોરવામાં મુશ્કેલી અનુભવતો હતો, કેમ કે સૂકી રેતી વારંવાર આમતેમ ઊડી જતી હતી.

'જંતુ લાગે છે.' એ બોલી.

'માદા જંતુ છે.'

'તેં શી રીતે જાણ્યું ?'

'કેમ કે, નર કદી આટલે નીચે ન ઊડે. અને એ જ વખતે જોરથી પવન આવ્યો અને રેતી પરની આકૃતિ ભૂંસાઈ ગઈ.

'આપણે કાલે અહીં ફરી આવીએ.' છોકરીએ કહ્યું—'તું ફરી કાલે આવશે ને ? ખાત્રી આપ !'

'હું ખાત્રી આપું છું.'

પણ બીજા દિવસે એ ન આવ્યો. અને પછી કદી આવ્યો નહીં, એ નિત્ય બેન્ચ પર આવીને બેસતી અને વિચાર્યા કરતી કે એ કેમ ન આવ્યો ? એને એની ખબર હતી, એનાં મા-બાપે એને બીજા કિંડરગાર્ડનમાં મોકલી દીધો છે. ☐

# સમાજવાદી ઉકેલ ! □ ગ્યાબની ગોરીશી

□

△

સમાજવાદી ભાવનાના પાલનથી મેયર ખુશ હતા

△

△
△ △
△ △ △

ઘણા દિવસથી મેયર અને પાદરી વચ્ચે એક સૈદ્ધાંતિક વિવાદ ચાલતો હતો, કે કસબાના લોકો માણસ છે કે, જાનવર ? એમાં જરાયે આશ્ચર્ય જેવું નહોતું કેમ કે, મેયર વહીવટી તંત્ર દ્વારા લોકોના સંપર્કમાં આવતા હતા. પાદરીને લોકોની માનસિક અશાંતિના સમયે શાંતિ અને માનવતાની શીખ આપવાની હતી. બંને પોતપોતાના વિચારોમા મક્કમ હતા.

એક દિવસ મેયર પેપોનની પાસે ગામનું પ્રતિનિધિ મંડળ પહોંચ્યું અને ફરિયાદ કરી કે, અમારાં બાળકોને સ્કૂલે જવા માટે રોજ છ માઈલ પગપાળા ચાલવું પડે છે, જ્યારે સામેના ગામના છોકરાઓને માત્ર ચાર જ ફર્લાંગ ચાલવું પડે છે. એમનું કહેવું એ હતું કે, બંને ગામના વિદ્યાર્થીઓને સમાજવાદમાં એકસરખી સગવડ મળવી જોઈએ.

'સમાજવાદ' શબ્દ મેયર પેપોનને માટે 'બ્રહ્મવાક્ય' સમાન હતો. સમાજવાદનો જપ કરતાં એ પગને બદલે બે હાથે ચાલીને ઉત્તર ધ્રુવથી તે દક્ષિણ ધ્રુવે જવા એ તૈયાર થાય એવા હતા એમણે તરત હુકમ કર્યો કે બીજા ગામના વિદ્યાર્થીઓ પણ સ્કૂલ જવા પહેલાં દરરોજ છ માઈલનો આંટો મારે. બીજા ગામના લોકોએ ઘણું યે કહ્યું કે, તમે આ હુકમ ખેંચી લો. પણ મેયર પેપોને હરગિજ માન્યું નહીં.

એ ગામના લોકો પછી પાદરી ડૉન કેમિલો પાસે ગયા. એમણે એમને પોતાની ફરિયાદની વાત કરી. ડૉને કહ્યું કે, મેયર જો પોતાનો

હુકમ પાછો નહીં ખેંચી લે તો હું તમારાં બાળકોને ચર્ચના કમ્પાઉન્ડમાં મફત ભણાવીશ.

મેયર પેપો.ને આ સમાચાર મળ્યા ત્યારે એ વ્યાકૂળ થઇ ગયા. એમણે પોતાના માણસો સાથે મસલત કરી અને બીજો હુકમ કર્યો કે હાલની સ્કૂલ તેના અત્યારના સ્થાનેથી હટાવીને બંને ગામની વચ્ચોવચ સ્થાપવામાં આવશે. બંને ગામના લોકોએ મેયરનો આ ફેંસલો સહર્ષ વધાવી લીધો.

મેયરના બીજા હુકમે એમને માટે વળી બીજી સમસ્યા ઊભી કરી, બે ગામની વચ્ચોવચ જગ્યા કઇ–એનું માપ લેવામાં આવ્યું તો તે જગ્યા પો નદી પરના પુલ પર આવી! પુલની ઉપર શી રીતે સ્કૂલ સ્થાપવી? ન જ સ્થપાય! પણ બંને ગામના લોકો તો બરાબર જીદે ભરાયા કે ના, સ્કૂલ તો બસ એ જ જગ્યાએ થવી જોઇએ. એ લોકો એ સંબંધમાં કશી બાંધછોડ કરવા માગતા નહોતા. છેવટે મેયર પેપોનને પાદરી ડૉન પાસે જવું પડ્યું.

'લોકો જાનવર છે તો પછી એમને દંડાના જોરે શા માટે ઠેકાણે લાવતા નથી?' ડૉને મેયરને ટોણો માર્યો.

'ભાઈ ડૉન, હું રાજકારણની વાત નથી કરતો. માનવતાને નામે આ બાબતમાં હું તમારી પાસે મદદ લેવા આવ્યો છું.' પેપોને લાચારીથી કહ્યું.

ડૉન કેમિલોએ ગંભીરતાપૂર્વક ઉકેલ સૂચવ્યો કે, 'સ્કૂલ ખસેડીને નદીની વચ્ચોવચ જ સ્થાપોને!

થયું પણ એમ જ!'

પો નદીમાં બે હાઉસબૉટ સાવ નકામી પડી હતી. અને એ બરાબર બંને ગામની વચ્ચોવચ પડી હતી. એટલે સ્કૂલ ખસેડીને એ હાઉસબોટમાં ચાલુ કરવામાં આવી.

મેયર પેપોન ખુશ હતા કે, ગમેતેમ પણ મેં સમાજવાદી ભાવનાનું બરાબર પાલન કર્યું છે. 

## ગાંડી કવિતા—મારાં ભત્રીજા ભત્રીજીઓને

### પો. ચી. ઇ. □ કનુ જોષી

વાંચી નહીં શકતા અભણોને દુનિયા છેતરે છે, પણ કંઇક સુખની વાત છે કે, મેં લિપિ અને કલમ પર નિપુણતા મેળવી છે.

જેમની પાસે સત્તા નથી તેમને દુનિયા છેતરે છે, પણ આનંદની વાત છે કે, મને ભારે સત્તાવાળો હોદ્દો મળ્યો છે.

ઘરડાંઓને વારંવાર માંદગી અને દુઃખ સહન કરવાં પડે છે, પણ નસીબ સંજોગે મારી સાથે કંઇ બહુ ખોટું થયું નથી.

લોકો ઘરડાં થાય છે ત્યારે તેમના માથે ઘણાં બંધનોનો બોજ આવી પડે છે, પરંતુ એવું બધું મેં લગ્નથી અને લગ્નને તાબે થઇને, પૂરું કરી નાખ્યું છે (?)

મારા મનની શાંતિને હવે કશું યે હાનિ પહોંચાડતું નથી, કોઇ પણ કામ મારા અવયવોની પ્રબળતાને ઓછી કરતું નથી

આ બધું દશ વર્ષ માટે હોવાથી (દશ વર્ષથી ચાલતું હોવાથી ?) શરીર અને આત્મા, સંન્યાસીની જેમ શાંતિથી સૂતાં છે.

અને આથી વિશેષ, છેલ્લાં સુરત વર્ષોમાં મને ભાગ્યે જ થોડી વસ્તુઓની જરૂર પડશે.

મને આખો દિવસ હૂંફ આપે એવા ઊની ધાબળાની, મને આખો દિવસ ટકાવી રાખે એવો ખોરાક.

મારું ઘર ઘણું નાનું છે એ કોઇ પ્રશ્ન નથી. કોઇ માણસ એક કરતાં વધારે ઓરડામાં સૂઇ શકતો નથી.

મારી પાસે ઘણા ઘોડા નથી એ કોઇ પ્રશ્ન નથી, કોઇ માણસ સાથે બે ઘોડે સવારી કરી શકતો નથી.

મારા જેવા નસીબદાર માણસો, શક્ય છે કે, કોઇકને દશમાંથી સાત જેટલા મળી આવે.

પણ મારા જેટલા સંતુષ્ઠ માણસો તમે ગમે તે દૃષ્ટિથી જુઓ તો પણ, સોમાંથી એકેય નહીં મળે.

બીજાઓની બાબતમાં મૂર્ખાઓ પણ બુદ્ધિમાન છે, પણ પોતાના કામમાં ડાહ્યાઓ પણ ભૂલ કરે છે.

મારા હૃદયની વાતો બીજા કોઈ આગળ ખુલ્લી કરવાની મારી હિંમત નથી, તેથી આ અસંસ્કારી શબ્દો મારાં ભત્રીજાઓ અને ભત્રીજીઓને કહું છું.



## સ્મૃતિ

### વિલિયમ એલીન્ગન્સ □ કનુ જોષી

તળાવમાં ચાર બતકો...
પેલી તરફ ઘાસથી છવાયેલો કિનારો
વસંતનું ભૂરું આકાશ...
પાંખ પર શ્વેત વાદળાં...
કેટલી નાની વસ્તુ–
વર્ષો સુધી યાદ કરવા માટે...
પણ આંસુઓ સાથે !



## નિશ્ચય

### માત્સુઓ બાસો

પૂર્વનાં દ્વાર સુધી પહોંચી ગયો હતો
નિશ્ચય કર્યો હતો કે હવે પાછો નહીં ફરું–
પરંતુ પાછો ફર્યો.
મને મારાં બાળકો યાદ આવ્યાં.
માસૂમ પત્નીનો ઉદાસ ચહેરો.



# ઇમારત

□ ડૉસન ફ્રાઈજસ



△
જાના
ને
મારી
વચ્ચે
ઈમારત
ઊભી
છે
△

ગાડીએ સ્ટેશન છોડ્યું. હજી એ પોતાની મૂળ ગતિએ પહોંચવાનો પ્રયત્ન કરતી હતી અને પેલી ઇમારત હજી દેખાતી હતી. એ અમે લોકોએ અમારા હાથે બાંધી હતી. હવે હું પાછળ જોઈ શકતો નથી, અને એ પણ જાણું છું કે, નાનકડા સ્ટેશન પર એક ઘરડો કર્મચારી છે તે ટિકિટ વેચવા સાથે નાનકડા પ્રતીક્ષાલયનો કચરો પણ કાઢે છે. હજી હમણાં એ નાનકડા સ્ટેશન પર એક ઘરડી સ્ત્રી ખતકચાલે ચાલતી ઊતરી અને ઝડપથી સ્ટેશનની બહાર જતા રસ્તે ગઈ હતી. એ નાનકડા સ્ટેશન પર જ એક સ્ત્રી ઊતરી હતી અને ગાડી પર એક જ ઉતારુ ચઢ્યો હતો અને તે હું જ હતો.

△
△ △
△ △ △

પેલી બહુ મોટી ઇમારત તરફ જોતાં કંઈક અજબ જેવું લાગ્યું, જો કે એના નિર્માણમાં મારો યે હાથ હતો. અમને તે બાંધવા માટે મોકલવામાં આવ્યા ત્યારે એની તમામ કાચી ચીજોને એક પછી એક જોઈ હતી. અને જતી વખતે એકે એક બારી, થાંભલા, ભીંતો જોઈ.....કેટલાક છોકરા તો ગઈ કાલે સાંજે જ ચાલ્યા ગયા હતા, બાકીના રાતની ગાડીએ. આજે હું એકલો જ પાછો ફરું છું. કામ ખતમ થઈ ગયું છે. ઇમારત બંધાઈ ગઈ છે. એ સાચું છે કે, મને અહીંથી જવાનું મન નથી થતું, અને આજે સવારે એ ઇમારતની નજીકના મારા ઝૂંપડે હું એકલો બેઠો હતો ત્યારે મેં નિશ્ચય કર્યો હતો કે, હું નહીં જાઉં, તો પણ હું ખોવાયેલો ખોવાયેલો હતો. મેં કેટલી યે

સિગારેટ ફૂંકી નાંખી, અને છોકરાઓ જે આલમારીઓને ખુલ્લી છોડી ગયા હતા એનાં બારણાં બંધ કરવા લાગ્યો એ કામ કરતાં યે કંટાળી ગયો ત્યારે દોડીને નાનકડા બાગમાં ગયો. ન જાણે કેમ પણ મારા મનમાં એવું થઈ ગયું હતું કે, કોઈ વૃક્ષના છાંયડામાં બેસીને જાના ટાઈપ કરતી હશે. પણ આખો બાગ સાવ ખાલી હતો. એક બાજુ કપડાનો ફાટેલો બેજ લટકતો હતો. તેના પર 'યુનિવર્સિટીના યુવાનોની ટુકડી' એવું લખેલું હતું અને લખાણ ઝાંખું પડી ગયું હતું. અને પછી સમસ્ત ભૂતકાળ, તમામ સ્મૃતિઓ મગજને ઘેરી વળ્યાં

અમે ત્યાં પહોંચ્યાં ત્યારે ચારે બાજુ બધું વેરવિખેર પડેલું હતું. ઈંટોના ઢગલા, લોખંડના સળિયા...અમારી ટુકડીના નેતાએ એ વિખરાયેલી ચીજો તરફ આંગળી ચીંધીને સંકેત કરતાં કહ્યું હતું, 'અહીં આપણે એક બહુ સરસ, કિલ્લા જેવી ઇમારત બાંધવાની છે.' અને તે પછી અમે ધરતી ખોદવા માંડી હતી. એ કામમાં એક અનોખો આનંદ હતો. દરેક છોકરો તન્મયતા અને ઉત્સાહથી કામે મંડી ગયો હતો. એ કામમાં અનોખો આનંદ આવતો હતો. હું આમતેમ જોયા વિના જમીન ખોદતો રહ્યો. કમર સીધી કરવા ઊભો રહ્યો ત્યારે મેં જોયું કે એક છોકરી મને જોઈ રહી છે. મેં એના પર કશું ધ્યાન આપ્યું નહીં, અને ફરી ખોદવા લાગ્યો ત્યારે મેં એનું હાસ્ય સાંભળ્યું. એક જ ક્ષણમાં મેં એને ઓળખી લીધી. એ જાના હતી.

'કાલે જ્યારે આ કામમાં જોડાયેલા જુવાનોના નામની યાદી જોઈ ત્યારે મેં તારું નામ પણ જોયું હતું—' જાનાએ કહ્યું, 'મને થયું કે તને મળી આવું.'

'શું તું પણ અમારી સાથે કામ કરે છે ?'

એ હસી, 'ના ! હું તો ખાતામાં છું. કામનો હિસાબ રાખું છું.'

એ પછી અમે એકબીજાને ઘેરી નજરે જોયાં અને પછી પોતપોતાના કામમાં લાગી ગયાં.

સાંજ થઈ અને આરામ કરવા માટે હું મારી ઝૂંપડીમાં પહોંચ્યો. એ અમારે માટે ઊભી કરવામાં આવી હતી. જતાંની સાથે જ હું ખાટલે આડો થયો, મારી આંખ આપોઆપ મીંચાવા લાગી તંદ્રાવસ્થામાં જ મેં બારણું ખૂલવાનો અવાજ સાંભળ્યો. પછી કોઈ મારા પર ઝૂક્યું અને ધીમા સાદે બોલ્યું, 'ઊંઘો છો ? ઠીક, ઊંઘો.'

પછી કોઈ દબાતે પગલે ઝૂંપડાની બહાર નીકળી ગયું. આજે પણ હું એ ઘટના વિશે કશો નિશ્ચય કરી શકતો નથી કે એ તે સત્ય હતું કે સપનું !

બીજો દિવસ ગરમ હતો. મારી સાથે કામ કરનારા યુવાન સાથીઓ આખો દિવસ જાનાનું નામ લઈ લઈને ચીઢવવા લાગ્યા, પણ બપોરના ભોજનની છુટ્ટીમાં યે જાના દેખાઈ નહીં. જો કે, દિવસમાં કેટલી યે વાર મને જાનાની યાદ આવી, જાના પાતળા કાઠાની, લાંબા વાળવાળી છોકરી છે અને કેટલાંક વર્ષ પર સ્કૂલમાં મારા કરતાં એક વર્ષ પાછળ હતી. વર્ષો પછી એ અહીં મળી.

અમે યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને ક્રિયાત્મક જીવનથી પરિચિત કરાવવાને માટે અહીં એક ટુકડીમાં મોકલવામાં આવ્યા હતા. હવે હું મને પુખ્ત વયનો અને જવાબદાર તથા સ્વતંત્ર અનુભવતો હતો. મારું બાળપણ મને પોતાની તરફ ખેંચી જતું હતું. તે દિવસોમાં જાના અને હું મળ્યાં કરતાં અને એ મને પોતાના ઘેર લઈ જતી. એ બધા મીઠી યાદોથી ભરેલા સરળ દિવસો......જમીન ખોદતી વખતે મને વારંવાર યાદ આવતું. જાનાનાં નાનાં નાનાં નિર્દોષ ટીખળો અને મારી જીદ યાદ આવતાં. અને હવે જ્યારે શરીર ભરાઈ ચૂક્યું છે, અવાજ પહેલાં કરતાં યે મધુર બન્યો છે અને એ મારી સામે છે.

આ દિવસોમાં શું શું નથી બન્યું ! યુજેનનો પગ તૂટી ગયો. એ સ્થાને, અમારી સાથે જે ડૉક્ટર આવ્યો હતો, એની પાસે એવા

અકસ્માતમાં સપડાયેલાઓના ઉપચાર ઉપાય કરવાનાં સાધનો નહોતાં. અમે ઝડપથી એક લાકડી વહેરી અને તે યુજેનના પગ સાથે બાંધી દીધી. એવું લાગ્યું કે, અમે બધા એક મોટા કુટુંબના માણસો છીએ અને એકનું દુઃખ તે સૌનું દુ ખ છે.

સાંજે જાના કામચલાઉ કચેરીની સામે મારી રાહ જોતી હતી. એ બોલી, 'તમને ખબર છે, જૂની અને બળી ગયેલી ફૅક્ટરીની પાછળ આવેલા ક્વાર્ટરમાં હું રહું છું. મેં મારી માને બોલાવી લીધી છે. કાલે મેં એને કહ્યું, તમે યે અહીં આવ્યા છો એની વાત કરી છે. ચાલો, આપણે મમ્મીને મળીએ. તમને ઘેર લઈ આવવાનો મેં એમને વાયદો કર્યો છે.

હું એની પાછળ પાછળ ચાલવા લાગ્યો. રસ્તે ઝાડી હતી. વચ્ચે વચ્ચે નાનકડા તળાવ જેવી જગ્યા આવતી. અમે બંને એના કાંઠે લાકડા પર બેસી ગયાં મારા પગમાં અણિયાળું ઘાસ ભોંકાતું હતું. હું નથી જાણતો કે કેમ અને ક્યારે મારો હાથ એના ખભા પર ગયો અને પછી હું ધીરે ધીરે એના નાનકડા માથા પર ફેલાયેલા વાળના જંગલમાં કાંસકી ફેરવતો હોઉં એમ આંગળી ફેરવવા લાગ્યો, અને પછી અમે બંને ખોવાઈ ગયાં, અને મને એવું લાગ્યું કે, જાણે ભૂ રું આકાશ અમારા પર ઝૂકી ગયું છે અને જમીનમાં, સમાયેલા તમામ અવાજો ગુંજવા લાગ્યા. પછી સહસા અમે બંને એકબીજાથી અલગ થયાં. જાના હરણીની જેમ છલાંગો ભરતી આગળ દોડવા લાગી અને એની પાછળ પાછળ હું. અમે અકારણ જ દોડતાં અને હસતાં હતાં. અમે હાંફી ગયાં હતાં. અમે ક્વાર્ટરની સામે આવી પહોંચ્યાં ત્યારે સામે ઊભેલી આધેડ ઉમરની સ્ત્રીને એ વળગી પડી અને કહેવા લાગી–'મમ્મી, લે હું એને તેડી લાવી. ઓળખી ગઈ ને?'

'હા...હા...હું એને ઓળખી ગઈ. કેટલો મોટો થઈ ગયો છે, ઓ મારા વહાલા દીકરા! સમય કેટલો ઝડપથી વહી જાય છે!'

ઘડિયાળની ટકટકનો અવાજ આવ્યા કર્યો. જાના અને એની મમ્મીના સાંન્નિધ્યમાં સમય વીતવાનો ખ્યાલ પણ રહ્યો નહીં, અને સાંજ ઘેરી રાતમાં પલટાઇ ગઇ. મેં વિદાય લીધી દૂર-સુધી લંબાયેલી અંધકારમાં ડૂબેલી પગદંડી સુધી મને પહોંચાડવા માટે જાના સાથે આવી, અને જ્યારે અમે જુદાં પડ્યાં ત્યારે મેં એને પૂછ્યું, 'જાના તું ક્યારે પરણવાની છે?'

'પરણીશ ત્યારે તને કહીશ.' એટલું કહીને હસતી હસતી એ પોતાના કવાર્ટરની દિશામાં ભાગી ગઇ

ઇમારત બંધાતી રહી. અમારો નેતા અમને ક્રિયાશીલ પરિશ્રમી જીવનનું રહસ્ય સમજાવતો રહ્યો લોખંડના સળિયાના મોટા મોટા માળખા સાથે સિમેન્ટના પીલરો ઊભા થતા ગયા. અને છેવટે એક દિવસ મેં મારો પાવડો ફેંકી દીધો અને સિમેન્ટના કણો હવામાં ઊડીને દૂર દૂર સુધી ફેલાઇ ગયા. મને એક અનોખો વિચાર આવ્યો. હું છેલ્લા વર્ષમાં હતો. ગ્રેજ્યુએટ થવા આડે માત્ર થોડાક મહિના જ બાકી રહ્યા હતા. હું લગ્ન કરી લઉં તો મારાં માતા-પિતા વાંધો લે એમ નહોતાં. હું આખો દિવસ બેચેન રહ્યો. સાંજ પડી કે, જાના પાસે જવાનો પ્રયત્ન કર્યો, અને જઈને મારા મનની વાત એને કહી દીધી. એ હસીને બોલી—

'અરે, તું તો ખરેખર આ મામલામાં ઘણો ગંભીર છે!'

હું ચિઢાઇ ગયો. 'જાના! શું તું મને ચાહતી નથી?'

'હા, હું તને ચાહું છું. પણ હું ડીઓને પણ ચાહું છું.'

'ડીઓ? એ શી રીતે બની શકે? શું એ તારો ભાઇ છે?'

'ના! તું નથી જાણતો કે યુદ્ધના દિવસોમાં મારાં બધાં સગાં મરી ગયાં હતાં. ડીઓની માએ મને માનો પ્રેમ અને સ્નેહ આપ્યો. એ નાનપણથી એવું સ્વપ્ન જોતી આવી છે કે, ડીઓ અને હું એક થઈએ. હું એના એ સ્વપ્નાને શી રીતે ભાંગી નાખું?

ડીઝો સેનામાં છે હું પણ એની રાહ જોઉં છું એની હવેની રજામાં અમારાં લગ્ન થઈ જશે'

'અલવિદા !' મેં કહ્યું.

'હમણાં ન જા!' એણે યાચનાના સાદે કહ્યું, પણ મેં સાંભળ્યું નહીં.

કેટલાયે દિવસ વીતી ગયા હું જાનાને મળ્યો નહીં ઇમારત બનતી રહી. એ નકશા પરથી હવે જમીન પર આવી ગઈ હતી. કામ પૂરું થઈ ગયું હતું સાથીઓ પાછા ફરવા માટે સામાન સમેટીને બાંધવા લાગ્યા. દરેક માણસ ઘાટા પાડતો હતો. બધું ભેગું થતું હતું. એ ઘોઘાટથી ત્રાસીને હું ઇમારતની પાસે જઈને ઊભો રહ્યો. અને મને લાગ્યું કે જાના ને મારી વચ્ચે આ ઇમારત ઊભી છે.

એ ધીમા સાદે બોલી જાણે પોતાની જાત સાથે વાત કરતી હતી. 'ઇમારત બંધાઇ ગઈ. તુ થોડા દિવસ રોકાઈ જા. આપણે થોડા દિવસ સાથે રહીશું. સાથે ફરીશું. હું મમ્મીને પણ થોડા દિવસ રોકી રાખીશ. સાંજે તાપણું કરીશું. જોને, હું મમ્મીનું દિલ શી રીતે તોડી શકું! થોડા દિવસ માટે રોકાઈ જા! એ પછી જે થવાનું હશે તે થશે...'

હું જાઉં છું ગાડીએ એની ઝડપ પકડી લીધી છે. હું મારી પાછળ એક બહુ મોટી ઇમારત મૂકી આવ્યો છું. મને એવું લાગે છે કે, એ ઇમારતને મેં મારા માર્ગમાં ઊભી કરી હતી. હું ખુશ નથી. ઇમારત એક ભીંત છે, અને તે કોઇ ને કોઇ ચીજથી અવશ્ય અલગ પાડે છે. અને અલગ પડનાર કોણ ખુશ થાય છે! ઇમારતની સાથે કોઇ ને કોઈ અસુખદ વાત જરૂર ઊતરી આવે છે, પણ એનો તો શો ઇલાજ કે, જીવનમાં કોઈ કોઇ વાર આપણે જ આડશો ઊભી કરીએ છીએ, પછી ભલે એ માટે પાછળથી પસ્તાવું પડે.

મેં કદાચ એ જગ્યા છોડવામાં ઉતાવળ કરી છે. હું પસ્તાઉં છું. અત્યારે મને એમ કેમ લાગે છે કે, મારી ઉંમર એક જ માસની છે. પેલી ઇમારત ઊભી કરી તે એક મહિનો. હવે તો એમ લાગે છે કે, કેટલાંયે વર્ષો વીતી જશે. પરંતુ ફરી એવો કોઈ અકસ્માત જીવનમાં બનશે, જે સંભારીને હું દુઃખી થઈ જઈશ.

ગાડી ઝડપથી આગળ વધતી હતી. કપાયેલા અંતરે પેલી ઇમારતનું દૃશ્ય ધૂંધળું કરી મૂક્યું. હવે હું એને ફરી જોઈ શકીશ કે કેમ તે હું જાણતો નથી. કદાચ આ લાઇન પર રેલ્વેપ્રવાસ કરું તો એની ઝલક જોઇ શકું ખરો. અને એવું યે બને કે, ફરી એ ઇમારતને જોઉં, મારા હાથથી સ્પર્શું, પણ હું કદી પણ એ ઇમારતને ઓળંગીને બીજી બાજુએ નહીં જઈ શકું ! □

## ગઝલ □ રતિલાલ 'અનિલ'

હેરવાના સ્પર્શથી મ્હેકી ગયો,
અણછતો ઋતુરાજ કંઇ બ્હેકી ગયો.

જંગલે કો ડાળ પર બેઠો હતો,
મોર વાદળ જોઇને ગ્હેકી ગયો.

લાલ ચ્હેરો જોઈ લીધો સૂર્યનો,
ભોરમાં વગડો બધો ચ્હેકી ગયો.

કેટલું ચેતન હતું ઉલ્લાસમાં,
મૌનનો કિલ્લો ય તે ઠેકી ગયો !

આવશે અંધાર પાછો રાત્રિએ.
સૂર્યને તો એમ, હું છેકી ગયો !



પોતે ચણેલી ભીંતો સાથે લેતો જાય એવો કોઈ માણસ જતો નથી..

*

શ્રદ્ધાને છુપાડવા આપણે સગીર વારસો શોધીએ છીએ.

*

આપણી કલ્પનાનો બોજ બીજાની પાંખ પર મૂકીએ એ વારસો !

*

વહાણમાં મુસાફરી કરતું પાણી વહેતા પાણીને સમજી શકે નહીં.

*

કેટલુંક તોડી શકીએ એ માટે આપણે ઘણું ઘણું રચીએ છીએ.

*

મંદિરના ઘંટની દોરી કોઈ એક જ હાથમાં ન હોવી જોઈએ.

*

સમય બોલાવે છે અને પહોંચીએ ત્યારે ચાલ્યો જાય છે.

*

સુંદરતાએ, સુંદરતાની શોધ કરવી જોઈએ, અરીસાની નહીં.

*

મારો દિવસ પણ સૌના સૂર્યથી જ ઊગે છે.

*

આપણી પેઠે સૂર્ય પણ ધુમ્મસની એક બાજુ જ જોઈ શકે છે.

*

ધુમ્મસ ભરીને જતું વહાણ ધુમ્મસમાં જ પ્રવાસ કરે છે.

*

દીવાદાંડીને બંદર માનતું વહાણ દીવાદાંડી સુધી યે પહોંચતું નથી.

*

સામેનું ઘર એ ક્ષિતિજ નથી કે, ત્યાં સાંજ નમે !

*

# મહેતાબ

□ ફેઝલહુકખાં શયદા

મહેતાબ બલૂચી વિસ્તારના એક ખેડૂતની છોકરી હતી, ઊંચી, ભરેલું શરીર, શ્વેત વાન, અમારા ગામના હિકમત ચાચાના રહેમત સાથે એનાં લગ્ન થયાં હતા.

જમીનદારી ધીરે ધીરે ઘસાતી જતી હતી. વરસાદ અને કરાંએ ફસલને બરબાદ કરી નાખી હતી. યુદ્ધના દિવસો હતા. ગામના જુવાનો દરરોજ લશ્કરમાં ભરતી થતા હતા. રહેમત તાજો જ પરણ્યો હતો. ગામથી છેટે જવું એને માટે અઘરું હતું. પણ જરૂરિયાત ટાળી શકાતી નથી. રહેમત પણ લશ્કરમાં ભરતી થઈ ગયો, બળદજોડી કરજના બદલામાં આપી દેવી પડી એટલે જતી વખતે એ મહેતાબને પોતાની યાદ સિવાય કશું જ આપી શક્યો નહીં.

થોડા મહિના તો મુસીબતમાં વીતી ગયા. પણ પછી દર મહિને મનીઑર્ડર આવવા લાગ્યો

એ દરરોજ સાંજે અમારે ત્યાં સમાચાર સાંભળવા આવતી, પણ યુદ્ધ પૂરું નથી થયું એવું જાણતી ત્યારે અત્યંત વ્યાકૂળ થઈ જતી.

મહેતાબના પેટે છોકરો અવતર્યો. થોડા મહિના પછી એ નાના છોકરાને લઈને અમારે ત્યાં આવતી. હજી એ બહુ નાનો હતો. અને જ્યારે એ રડવા માંડતો ત્યારે એ હાલરડાં ગાતી, તે છતાં જો એ ઊંઘતો કહીં તો છોકરાને હલીમાને સોંપીને ચાલી જતી, ઘરકામ પતાવવા,

યુદ્ધ ઘણું લાંબું ચાલ્યું. ત્રણેક વર્ષ વહી ગયાં. છેલ્લો પત્ર રંગૂનથી આવ્યો હતો. એ વાતને છ મહિના વીતી ગયા. હવે બહારથી તો મહેતાબ ખુશ દેખાતી પણ મનનું દુ:ખ છુપાતું નહીં. રહેમત તરફથી આવતો મનીઑર્ડર પણ બંધ થઇ ગયો. રેડિયો પર કેદીઓ મરેલા અને જખ્મીઓના સમાચાર વારંવાર આવતા, પણ રહેમતનો કશો પત્તો નહોતો.

પોતે ચણેલી ભીંતો સાથે લેતો જાય એવો કોઈ માણસ જતો નથી.

*

શ્રદ્ધાને છુપાડવા આપણે સગીર વારસો શોધીએ છીએ.

*

આપણી કલ્પનાનો બોજ બીજાની પાંખ પર મૂકીએ એ વારસો!

*

વહાણમાં મુસાફરી કરતું પાણી વહેતા પાણીને સમજી શકે નહીં.

*

કેટલુંક તોડી શકીએ એ માટે આપણે ઘણું ઘણું રચીએ છીએ.

*

મંદિરના ઘંટની દોરી કોઈ એક જ હાથમાં ન હોવી જોઈએ.

*

સમય બોલાવે છે અને પહોંચીએ ત્યારે ચાલ્યો જાય છે.

*

સુંદરતાએ, સુંદરતાની શોધ કરવી જોઈએ, અરીસાની નહીં.

*

મારો દિવસ પણ સૌના સૂર્યથી જ ઊગે છે.

*

આપણી પેઠે સૂર્ય પણ ધુમ્મસની એક બાજુ જ જોઈ શકે છે.

*

ધુમ્મસ ભરીને જતું વહાણ ધુમ્મસમાં જ પ્રવાસ કરે છે.

*

દીવાદાંડીને બંદર માનતું વહાણ દીવાદાંડી સુધી યે પહોંચતું નથી.

*

સામેનું ઘર એ ક્ષિતિજ નથી કે, ત્યાં સાંજ નમે!

*

# મહેતાબ

□ ફેઝલહકખાં શયદા

મહેતાબ બલૂચી વિસ્તારના એક ખેડૂતની છોકરી હતી, ઊંચી, ભરેલું શરીર, શ્વેત વાન, અમારા ગામના હિકમત ચાચાના રહેમત સાથે એનાં લગ્ન થયાં હતા.

જમીનદારી ધીરે ધીરે ઘસાતી જતી હતી. વરસાદ અને કરાંએ ફસલને બરબાદ કરી નાખી હતી. યુદ્ધના દિવસો હતા. ગામના જુવાનો દરરોજ લશ્કરમાં ભરતી થતા હતા. રહેમત તાજો જ પરણ્યો હતો. ગામથી છેટે જવું એને માટે અઘરું હતું. પણ જરૂરિયાત ટાળી શકાતી નથી. રહેમત પણ લશ્કરમાં ભરતી થઈ ગયો, બળદજોડી કરજના બદલામાં આપી દેવી પડી એટલે જતી વખતે એ મહેતાબને પોતાની યાદ સિવાય કશું જ આપી શક્યો નહીં.

થોડા મહિના તો મુસીબતમાં વીતી ગયા. પણ પછી દર મહિને મનીઑર્ડર આવવા લાગ્યો

એ દરરોજ સાંજે અમારે ત્યાં સમાચાર સાંભળવા આવતી, પણ યુદ્ધ પૂરું નથી થયું એવું જાણતી ત્યારે અત્યંત વ્યાકૂળ થઈ જતી.

મહેતાબના પેટે છોકરો અવતર્યો. થોડા મહિના પછી એ નાના છોકરાને લઇને અમારે ત્યાં આવતી. હજી એ બહુ નાનો હતો. અને જ્યારે એ રડવા માંડતો ત્યારે એ હાલરડાં ગાતી, તે છતાં જો એ ઊંઘતો કહીં તો છોકરાને હલીમાને સોંપીને ચાલી જતી, ઘરકામ પતાવવા,

યુદ્ધ ઘણું લાંબું ચાલ્યું. ત્રણેક વર્ષ વહી ગયાં. છેલ્લો પત્ર રંગૂનથી આવ્યો હતો. એ વાતને છ મહિના વીતી ગયા. હવે બહારથી તો મહેતાબ ખુશ દેખાતી પણ મનનું દુ:ખ છુપાતું નહીં. રહેમત તરફથી આવતો મનીઑર્ડર પણ બંધ થઇ ગયો. રેડિયો પર કેદીઓ મરેલા અને જખ્મીઓના સમાચાર વારંવાર આવતા, પણ રહેમતનો કશો પત્તો નહોતો.

હલીમાની અમ્માએ આ જોયું ત્યારે મહેતાબને પોતાના ઘેર લઇ આવી. મહિનાના પાંચ રૂપિયાના દરમાયાથી પોતાને ત્યાં કામે રાખી લીધી.

હવે એનું દુઃખ વહેંચાઇ ગયું. પહેલાં પેટ અને પતિ-બંનેની ચિંતા હતી, હવે માત્ર પતિનું દુઃખ જ રહ્યું. અમારો એની સાથેનો વર્તાવ ઘરના માણસ સાથે હોય એવો હેતાળ હતો. એને વિરહ સાલે નહીં તે સાથે કશો લઘુતાભાવ અનુભવે નહીં એને અમે ખ્યાલ રાખતા. પણ એના રૂપ-રંગ, બોલ-ચાલ પરથી પ્રગટ થતું હતું કે, પેટના દુઃખ કરતાં એનું પેટનું દુઃખ ભારે છે. કદી કદી ઝાડની છાયામાં બેઠી બેઠી એ કોણ જાણે શા ય વિચારમાં જમીન ખોતર્યા કરતી.

એક દિવસે અમે સવારે ઊઠ્યા ત્યારે છાસ વલોવવાનો અવાજ ન આવ્યો. અમે માન્યું કે મહેતાબ ઊંઘતી હશે. કદાચ રાતે મોડેથી સૂતી હોય. પણ એનો ખાટલો ખાલી હતો. હલીમાની અમ્મા પણ પરેશાન થઇ. મહેતાબને શોધી પણ ક્યાં યે એનો પત્તો ન લાગ્યો. કદાચ કોઇને ત્યાં ચાલી ગઇ હશે. અમે મોડેથી ચા પીધી.

બીજા દિવસે મારા નોકર હસને કહ્યું કે મહેતાબ અમુક ગામના કુદરઅલ્લાહખાંને ત્યાં નોકરીએ રહી ગઇ છે. મને ઘણો આઘાત લાગ્યો. બે રૂપિયા કંઇ મોટી વાત નહોતી. તે દિવસે મને લાગ્યું કે બે રૂપિયા જેવી નાનકડી રકમ પણ માણસનું નૈતિક સ્તર અને જીવન પ્રત્યેનું દૃષ્ટિબિન્દુ બદલી નાખે છે. લગભગ બે મહિના પછી એક દિવસ એક મેલો બુરખો ઓઢીને આવી. પહેલાં તો કોઇએ એને ઓળખી નહીં, પણ એણે મોઢેથી આવરણ દૂર કર્યું કે અમે જોયું કે એ મહેતાબ હતી. હલીમાની અમ્માએ એને ખાટલા પર પાસે બેસાડી અને ફરિયાદ કરી, પણ મહેતાબ કશું યે બોલ્યા વિના સાંભળતી રહી. એના ચહેરા પરના સ્મિત પરથી એના હૃદયના આનંદનો અણસાર મળતો હતો. એ ઉતાવળે બોલી, 'બીબી, ખુશીનો સંદેશો લાવી છું. ગઇ કાલે કલકત્તેથી એમનો કાગળ આવ્યો છે. લખે છે કે વીસમા દિવસે હું

ઘેર આવી પહોંચીશ. અલ્લાહ કરે, હવે ખેરિયતથી અહીં આવી પહોંચે. હું એના આનંદનું માપ કાઢી શક્યો નહીં.

હલીમાની અમ્માએ એને મુબારકબાદી આપી.

વીસ દિવસ વીતી ગયા. મહેતાબને માટે તો એક કે દિવસ એક વર્ષ જેવો હતો. આજે એણે વહેલી સવારે જ નાહીને ચોખ્ખાં કપડાં પહેર્યાં અને માથે કાળજીથી કાંસકી ફેરવી. અખરોટની છાલથી દાંત સ્વચ્છ કર્યા. માથે ફૂલ ખોસ્યાં. સાંજ પડી ગઇ, રહેમત ન આવ્યો.

જરા જેટલો પગરવ થતો કે એ બારણે દોડી જતી. નાના બાળકને પણ ઊંઘવા ન દીધો. અંધકાર વધતો જતો હતો. એણે સરસવના તેલનો દીવો સળગાવ્યો. પણ એનું હૃદય તો પ્રકાશની પ્રતીક્ષા કરતું હતું. એકાએક બારણે ટકોરા થયા–સાદ સંભળાયો. રહેમત બેડિંગ અને સૂટકેશ લઇ ને અંદર દાખલ થયો. એ એને વધાવી લેવા દોડી. 'અલ્લાહના શુક્ર, ખેરિયતથી આવી પહોંચ્યા!' એ આલિંગનબદ્ધ થવાને વ્યાકૂળ હતી, ત્યાં સહસા રહેમતની પાછળ એક બીજો પડછાયો દેખાયો. એ રહેમતની નવી બર્મીઝ બીબી હતી. મહેતાબ અચાનક ઢળી પડી. શુક્રિયા શબ્દ એના હોઠ પર જ કંપતો હતો.



તારુણ્યને કોઇ પણ અરીસો નજીક જ લાગે છે!

*

બજારુ ચીજોને ય છેવટે ઘરમાં રહેવાનું જ ગમે છે.

*

એક માણસની બેવડી ભૂખ બે માણસને ભૂખ્યા રાખે છે.

*

ભૂખ્યો માણસ પોતાનું અનાજ બીજાના ખેતરમાં જુએ છે.



નવીન પેન માર્ટ

C/o લક્ષ્મી ફલોરીંગ ટાઈલ્સ કું.

કણપીઠ બજાર, સુરત.



જે કદી લીક થતી નથી.

લખાણમાં સ્પષ્ટ અને સરળ છે.

## સનદીપ પેન વાપરો

**એસોરટેડ માર્બલ કલરમાં મળે છે.**

**સનદીપ સ્ટીલમાં મળે છે.**





સરળ હપ્તેથી, ગોદરેજ રેફ્રીજરેટર અને સ્ટીલ ફરનીચર ખરીદો.

પ્રેસ્ટીજ કુકર ફાટતો નથી. તે ખરીદી સાથે કિંમતી ભેટ મેળવો.

ગોદરેજ ડીલર અને પ્રેસ્ટીજ કુકરના મેઈન સ્ટોકીસ્ટ




## નાણાવટી એન્ડ કું.

સુરત નવસારી બીલીમોરા





# સાહિત્ય સમાચાર....

☐ ગુજરાતી સાહિત્ય સભા, અમદાવાદની ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીના પ્રમુખપદે મળેલી કારોબારી સમિતિએ ૧૯૭૧ના વર્ષનો રણજિતરામ સુવર્ણચન્દ્રક જાણીતા સાહિત્યકાર અને વડોદરાની એમ. એસ. યુનિવર્સિટીના અધ્યાપક ડૉ સુરેશ હ. જોશીને, તેમણે વાર્તા અને વિવેચન ક્ષેત્રે કરેલા પ્રદાન માટે આપવાનું સર્વાનુમતે ઠરાવ્યું છે.

☐ સૌ ઉષા જોશી, સર્વશ્રી રસિક શાહ અને જયંત પારેખના તંત્રીપદે વડોદરાથી પ્રગટ થતા સાહિત્ય વિચાર અને વિવેચનના જાણીતા માસિક 'ઊહાપોહ' ની વ્યવસ્થા ઑક્ટોબર માસથી, પુસ્તક પ્રકાશન સંસ્થા ખુટાલા ઍન્ડ કંપની, નરસિંહજીની પોળ સામે, મહાત્મા ગાંધી રોડ, વડોદરાએ હાથ ધરી છે અને 'ઊહાપોહ' માસિક હવેથી વિસ્તરીને અડતાળીશ પાનાનું પ્રગટ થશે અને વાર્ષિક લવાજમ રૂ. ૧૦-૦૦ રહેશે.

☐ ગુજરાતના વર્તમાન તેમ જ વિદેહ પિસ્તાળીસ હાસ્ય લેખકોની હાસ્યરસિક કૃતિઓનો સંગ્રહ 'હાસ્યધારા' નામે શ્રી વિનોદ ભટ્ટના સંપાદન હેઠળ વોરા ઍન્ડ કંપની તરફથી પ્રગટ થયો છે, અને આ પ્રકારનું એ પ્રથમ પ્રકાશન છે.

☐ સુરેશ જોષીનાં બે પુસ્તકો 'વિરતિ' (કાવ્યસંગ્રહ) અને 'મરણોત્તર' (નવલકથા) ખુટાલા દ્વારા પ્રકાશિત થવાની તૈયારીમાં છે. તેમના પ્રથમ વાર્તાસંગ્રહ 'ગૃહપ્રવેશ' પણ પુનઃમુદ્રણ થવામાં છે.

☐ શ્રી 'પરિમલ'નો નવો કાવ્યસંગ્રહ 'કુંતલ' રાષ્ટ્રભાષા પુસ્તકાલય, સૂરત તરફથી પ્રગટ થયો છે.

☐ સૂરતના ઉજ્જવળ પ્રકાશન તરફથી શ્રી કાંતાબહેન વ્યાસ લિખિત નવલકથા ડાઈવોર્સ ટૂંક સમયમાં પ્રગટ થશે.

☐ સુવાસિત સાહિત્ય પ્રકાશન, સૂરત. તરફથી આગામી પ્રકાશનો નીચે મુજબ પ્રગટ થનાર છે.

કોલાહલ (વાર્તાસંગ્રહ) : લે શ્રી અભેસિંહ પરમાર : અર્વાચીના (સાંસારિક વાર્તાઓ : શ્રી સરોજ પાઠક : એક+શૂન્ય = ૦ : (વાર્તાસંગ્રહ) :

શ્રી જશવંત મહેતા : અભિનિવેષ : (વાર્તાસંગ્રહ) : શ્રી જ્યોતિષ જાની : એ ચોકલેટ : (વાર્તાસંગ્રહ) : શ્રી સ્નેહસેતુ : મિતવા : (નવલકથા) : શ્રી હરિસિંહ દોડિયા :

☐ સૂરત સ્ટડી સેન્ટર તરફથી આગામી જૂન ૧૯૭૩ થી એસ એસ. સી. વિદ્યાર્થીઓ માટે એક પાક્ષિક પત્ર શરૂ થનાર છે.

☐ ડૉ. જયંત પાઠક લિખિત 'કાવ્યમધુ' સૂરતના સુરેશ પુસ્તકાલય તરફથી પ્રગટ થશે.

☐ ગુજરાતના જાણીતા સીને પત્રકાર, નવલકથાકાર તથા સાપ્તાહિક 'જનશાહી'ના તંત્રી શ્રી જેઠાલાલ સોમૈયાનું દુઃખદ અવસાન થયું છે

☐ શ્રી રતિલાલ અનિલના બે કાવ્ય સંગ્રહો 'મસ્તીની પળો' તથા 'ડમરો અને તુલસી'ની નવી આવૃત્તિ સૂરતના સુવાસિત સાહિત્ય પ્રકાશન તરફથી પ્રગટ થશે.


## મે. બાબુ એન્ડ કું.

**મોહન ટોકીઝની બાજુમાં ટાવર રોડ, સૂરત-૧.**

☐ દરેક જાતનાં ગંજી, મોજાં, રૂમાલ, ટુવાલ.

☐ આધુનિક સ્ટાઈલનાં તૈયાર કપડાં બાબાશૂટ, ફ્રોક.

☐ ઠંડીને માટે જેન્ટસ સ્વેટર, કાશ્મીરી કોટ, બચ્ચાંની જરસી.

☐ વરસાદને માટે રેઈનકોટ, હેટ, છત્રીઓ.

☐ શોલ્ડર બેગ, સૂટકેસ, બેડીંગ થર્મોસ પ્રેઝન્ટેશન વિગેરે.

ખરીદવા માટે અવશ્ય પધારશો.

બસો મુક્તકોનો માતબર રસભર સોહામણો સંગ્રહ

# મસ્તીની પળોમાં

### બંસીનો ઉત્તર

કેમ આશ્ચર્ય છે તને રાધા,
સૂર આવે તે શીદ મીઠા છે?
મિષ્ટ, મોહનનાં ઓષ્ઠનાં અમૃત,
મેં ધરાઈને ખૂબ પીધાં છે?



### તાજમહાલ

તાજનું શિલ્પકાવ્ય નિરખીને,
હર્ષનાં આંસુ કૈંક લૂછે છે,
દાદ આપે છે શા'જહાંને સૌ,
એના શિલ્પીને કોણ પૂછે છે?

સુવાસિત સાહિત્યનું
રળિયામણું
પ્રકાશન

### મૂર્તિના પથ્થરને-

આજ શિલ્પીના ટાંકણાં તીખાં
તારો પથ્થરનો દેહ ઘડવાના
કાલ તો તું બની જશે ઈશ્વર
લોક શ્રદ્ધાથી ફૂલ ધરવાના!



આપની લાયબ્રેરી માટે ૧૯૭૩નાં નવલાં વિશિષ્ટ પ્રકાશનો

મસ્તીની પળોમાં ○ અર્વાચીના ○ કોલાહલ

(રતિલાલ 'અનિલ') — લગ્નપ્રસંગે ભેટ આપવા માટે સુંદર પુસ્તક (સરોજ પાઠક) — (અભેસિંહ પરમાર)

અહીં તો ○ મિતવા ○ અભિનિવેશ

(વિજય શાસ્રી) — (હરિસિંહ દોડિયા) — (જ્યોતિષ જાની)

એક+શૂન્ય=૦ ○ બે ચોકલેટ ○ ડાઈવોર્સ

(જશવંત મહેતા) — (સ્નેહસેતુ) — (કાંતાબહેન વ્યાસ)

ડમરો અને તુલસી ○ શાળામાં ૩૬૬ દિવસ ○ રસ્તો

(રતિલાલ 'અનિલ') — (શિક્ષકોને ઉપયોગી પ્રકાશન) — (રતિલાલ 'અનિલ')

અમીર નગરીનો ફકીર આદમી ○ ફૂલડાં રંગરંગ

(હરીશ નાયક) — (ભીમભાઈ દેસાઈ)

સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત.

સાહિત્ય-સર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

કંકાવટી દર મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

જાન્યુઆરી : '૭૩

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦-૦૦
બે વર્ષનું ભેગું રૂ. ૧૬-૦૦
વિદેશ શિલિંગ ૩૦
છૂટક નકલ ૦૦-૮૦ પૈસા.

લવાજમ બાર અંકોનું ગણાશે, ગ્રાહકોને યોગ્ય વળતર મળી રહે એ માટે વરસમાં એક ભેટ પુસ્તક અપાશે.



ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં 'કંકાવટી'નું લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૮-૦૦, વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું.



# કંકાવટી

**લેખકોને**

કંકાવટી કવિતા, નવલિકા, નિબંધિકા, વિનોદિકા, વિવેચન, શબ્દચિત્ર આદિ સાહિત્યિક ધોરણની કૃતિઓને આવકારે છે. કૃતિ સાથે પોતાના સરનામા – ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. એક માસમાં નિર્ણયની જાણ કરવામાં આવે છે. કૃતિ પ્રગટ થયે અંક, ઓફ્પ્રિન્ટસ્ મોકલી અપાય છે. કૃતિ : સંપાદક, કંકાવટી, C/o રતિલાલ 'અનિલ,' આનંદનગર સોસાયટી, સગરામપુરા, સુરત-૨ સરનામે મોકલવી.



તંત્રી : મુદ્રક : પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**



: મુદ્રણસ્થાન :
જનક પ્રિન્ટરી, બાવાસીદી ગોપીપુરા, સુરત-૨.



: પ્રકાશન-સ્થાન :
નાની છીપવાડ, અંબાજી રોડ, સુરત-૧.

વર્ષ ૧૩ મું : અંક ૧૬૭ : મૂલ્ય : ૮૦ પૈસા

# અનુક્રમ : જાન્યુઆરી, ૧૯૭૩



□

## કવિનું આત્મરેખાંકન

□ સુરેશ હ. જોષી

કલાકારો અને કવિઓ પોતાને એક પાત્ર લેખે જોઈને આલેખતા હોય છે. દરેક પ્રખ્યાત ચિત્રકારે આત્મરેખાંકન કર્યું હોય છે. હવે કવિઓ એમની કવિતામાં પોતાને વિશે એકરાર કરતા રહે છે. આવી કવિતામાંનો 'હું' એક ઉપજાવેલું પાત્ર હોય છે. આવા એકરારોમાં એક બાજુથી આત્મરતિ, આત્મતુષ્ટિ દેખાય છે, તો બીજી બાજુથી પોતાના વિલક્ષણતાઓને તાદૃશ રીતે આલેખવાની શક્તિ પણ દેખાય છે. ઘણીવાર પૂરી નિર્મમતાથી કવિ પોતાના વ્યક્તિત્વના હાસ્યાસ્પદ અંશોને પણ બહાર લાવે છે. આત્મદયા એ સૌથી અસહ્ય લક્ષણ છે. કોઈક વાર કવિ પોતાને નિમિત્તે આપણે બધાને વિશે બોલતો હોય છે. આમ જોઈએ તો આત્મરેખાંકન જ સૌથી અઘરી વસ્તુ છે. આ વિશ્વ વિશેષ આપણી વિશૃંખલ સંવેદનાઓમાં અનુસ્યૂત થઈને એને એક સૂત્રમાં પરોવી આપે એવું કવિનું વ્યક્તિત્વ એમાંથી ઉપસી આવવું જોઈએ.

રિલ્કેનું આવું આત્મરેખાંકન આવે છે.

આંખની ઉપરના હાડકાના બંધારણમાં કોઈ ખચ્ચરની કે પોલેન્ડ-વાસીની મર્યાદિત દૃઢતા છે. આંખોમાંથી કોઈ હેબતાઈ ગયેલું ભૂરું શિશુ ઝાંખી રહ્યું છે. એ ચહેરા પર એક પ્રકારની નિર્બળતા દેખાય છે. કોઈ મૂરખમાં દેખાય એવી નહીં, પણ કંઈક અંશે સ્ત્રૈણ ચહેરો માત્ર ચહેરો છે. થોડી કઢંગી રેખાઓ અને એ આપણને કશું કરવા ફરજ પાડી શકે નહીં, કરવાની ફરજ પાડવામાં આવી હોય ત્યારે કપાળમાં અણગમાની કરચલી પડી શકતી નથી. માત્ર મૂક બનીને આંખો ઢાળીને જોયા કરવું એને ગમે છે.

આ તો થઈ 'સ્ટીલ લાઈફ'–છૂટા છૂટા ખંડો, એને ભાગ્યે જ કશું અખંડ કહી શકાય. એણે પોતે કશું ખાસ કર્યું નથી. પરાણે કે ઉત્સાહથી યાતના હોવા છતાં, આશ્વાસનો સુલભ હોવા છતાં, આ કંઈક સુદૂરની

લાગે એવી અને અવ્યવસ્થિત વિગતોમાં કશુંક પૂરી નિષ્ઠાથી પ્રગટવા મથી રહ્યું છે.

રિલ્કેની છબિ જેમણે જોઈ હશે તેમને આ વિગતો અને એમનું અર્થઘટન કંઈક અંશે સાચું લાગશે. સર્જકની કેવી અતિ સામાન્ય લાગતી ઘટના વચ્ચેથી પ્રગટી આવતી હોય છે! આપણામાં જુદા જુદા ભાગ પાડીને બધું વ્યવસ્થિત ગોઠવેલું હોતું નથી. આ મહોરાની પાછળ રહેલી પેલી સાચી મુખાકૃતિને જોવાને કેટલી સહાનુભૂતિ જોઈએ! આપણી પાસે તો એ તરત ખૂટી પડે છે. આથી જ તો આપણે કોઈ પણ વ્યક્તિ વિશે ઝટ લઈને કશા નિર્ણય ઉચ્ચારી દઈએ છીએ. પછી પેલી વ્યક્તિની સચ્ચાઈને ઓળખવાને બદલે આપણા પૂર્વગ્રહને પુષ્ટ કરવા પૂરતી જ વિગતો શોધતા રહીએ છીએ. માનવીનો ચહેરો ધારી-ધારીને જોવા જેવો છે. એની રેખાઓ ભાવ બદલાતા કેવી બદલાય છે, એની આંખ કેવી લુચ્ચાઈભરી રમત રમતી હોય છે. અને છતાં મુખ પર ક્યાંક સચ્ચાઈનું ઈંગિત ઝબકી જાય છે. કેટલી વિરોધી લાગણી-ઓનું ક્રિડાસ્થાન માનવીનું મુખ છે! કેટલીક વાર તો સામી વ્યક્તિ સભાન બની જઈને આત્મસંવરણ કરવા માંડે છે, છતાં એના મુખને જોવાનો લોભ જતો નથી કરી શકાતો. માનવીનું મુખ જોતા હોઈએ ત્યારે ઈશ્વરે રચેલું નાનું મુક્તક કે ગીત કે સોનેટ વાંચતા હોઈએ એવું લાગે છે. કેટલાક મુખ પર શિલ્પના જેવી દૃઢતા હોય છે. પણ આજનો કવિ પોતાની જોડે રમત કરે છે. જુદા જુદા અનેક કાકુઓનો ઉપયોગ કરીને એ બોલે છે. એમા એનો પોતાનો અવાજ કયા તે ઓળખવું મુશ્કેલ થઈ પડે છે. એ પોતાને ઓળખવામાં જ વ્યગ્ર કરતો જાય છે.



હમણાં જ ડાન ગબ્બર નામના કવિનું આત્મારેખાંકન નામનું કાવ્ય વાચ્યું. એમાં સામાન્યતાનો ઉપહાસ છે, અને છતાં જાણીએ છીએ કે, અસામાન્ય થવા ઈચ્છતો દરેક કેવો સામાન્ય બનીને જીવવાને

ટેવાઇ જતો હોય છે. આ કવિ કહે છે, હવે તો લોકોએ મારા વિશે કશી આશા સેવવાનું છોડી દીધું છે. મને આશાસ્પદ કહેતા હતા, પણ એ આશા હવે ફળીભૂત થવાની નથી. હવે હું મારા ગામની બૅન્કનો મૅનેજર કે, મારા પ્રાન્તનો મુખ્ય પ્રધાન થઈ શકવાનો નથી. અરે, લાકડાના વહેરના કારખાનાનો માલિક કે જુનિયર ચેમ્બર ઑફ કૉમર્સ કે રોટરીનો સામાન્ય સભ્ય થવાનું પણ નસીબમાં નથી. અખાડાબાજ કે, ફૂટબૉલનાં ખેલાડી લેખે મારા 'કલોઝ અપ' છપાશે એવું લાગતું હતું, પણું હવે 'કલોઝ અપ' આપણને પરવડે એવું લાગતું નથી. ઉનાળામાં દરિયાકાંઠે રેતીમાં ભોંયરાં ખોદ્યાં ને જાપાનીઓ આવશે એની રાહ જોતો રહ્યો પણ એ તો કદી આવ્યા નહીં. રવિવારે ગરમ પાણીએ સ્નાન કરી, સ્વચ્છ સુઘડ અસ્ત્રીબંધ ગણવેશ પહેરું એવી ઇચ્છા થઇ. પણ પાટલૂન ઘણું ટૂંકું નીકળ્યું અને આપણાથી તો દરિયો કદી ખેડી શકાયો જ નહીં. લિંડેરી અને કોટેક્ષના બૉકસની આજુબાજુ મેં દિવાસ્વપ્નો રચ્યાં, નારીઓના અનેક આશયોની કલ્પના કરી કરીને રાચ્યો અને દાકતર દર્દીની રમત રમ્યાં, અલબત્ત, એમાં દર્દી તો હમેશાં હું જ બન્યો. નવેમ્બરમાં થયેલા માવઠાની રાતે એકાએક મેં જ્ઞાનની ઠોકર ખાધી, ને જે જ્ઞાનોદય થયો તેથી ગભરાઇ ઊઠ્યો એ નારી હઠાગ્રહી નીકળી. મારી કારના વિન્ડસ્ક્રીન પર ધુમ્મસ બાઝયું-પણ અહીં ક્યાં કશાની પડી હતી તે! સત્તરમે વર્ષે યુરોપની મહાયાત્રા કરી. જરા ચમકારો આવ્યો. પુરાણાં દેવળોમાં બેસીને ગંદી મજાકિયા વાતચીત કરતાં શીખ્યો. લંડનમાં એક વેશ્યાને તોરમાં કહી દીધું કે, મારી પાસે ઇંગ્લૅન્ડ અમેરિકા વચ્ચેનો સિઝન પાસ છે. પણ ત્યાર પછી એવું કહ્યા બદલ હમેશાં પશ્ચાત્તાપ કરતો રહ્યો. ચૌદ વર્ષની વયે વ્યોમિંગના સૌથી ઊંચા પર્વતના શિખર પર જઇ ને ઊભો રહ્યો હતો. ભારે અદ્ભુત ઘટના! મારી મા તો ચિંતાતુર થઇ ગઈ હતી. ગામમાં બધાં ગૌરવ અનુભવતાં હતાં. પછી મારી એ બરફ ભાંગવાની કુહાડી અને જોડાનું એ લોકોએ લિલામ કર્યું. અને ઇજનેર થવાની મહત્ત્વાકાંક્ષા જાગી, ભૂમિતિમાં

મને પાસ કર્યો પણ જિંદગીમાં કદી સોલીડ જ્યોમેટ્રી કે ટ્રિગોનોમેટ્રી ભણાવવી નહીં એવું વચન આપ્યું. આગળથી ઊભા થયેલા આદમી તરીકે મારું નામ બોલાવા લાગ્યું. જ્યાં નજર કરું ત્યાં અસંખ્ય નવી તક અને કંટાળો! મારી જિંદગીને વ્યવસ્થિત બનાવવા માટે હું ઔપચારિક વિધિઓનો આશ્રય લઉં છું. અનુભવ તો મારી આંગળીઓ વચ્ચેથી ટપકે છે. મારી સાથેની આફતો પર હું નજર ઠેરવી શકતો નથી. છત પર છાપરું નથી, દીવાલ નથી, સીમા સરહદ કશું નથી. મારું નામ કોઈ અજનબી ચોરી ગયો છે, મને કોઈ ઘોંઘાટિયા સંગીતથી ભોળવીને ભગાડી ગયું છે. મારી પ્રશિષ્ટ ગણાતી નવલકથા પણ ભાંગીતૂટી રેખાઓમાં અડબડિયા ખાય છે. મને રહી રહીને આળસની મૂર્ચ્છા આવે છે.

તો આ હતી મારી જીવનકથા, એમાંનો આટલો ભાગ યાદ હતો તે બતાવ્યો. જુઓ, આને ઓળખ્યો? એ હું છું—માથે હેટ પહેરી છે તે અહીં હું મારી ગ્લેડસ્ટોનબેગ સાથે ઊભો છું, મોઢા પર રબરની ઢીંગલીનું હાસ્ય છે. □

## મૂઢતા □ કિશોરલાલ મશરૂવાળા

અંતર્યામિન્ જેમ કોઈ બાળક કલ્પતરુ તળે જઈ રમવાને એક ટોપલી ભરીને માટી મેળવવા ઇચ્છે છે, તેવી મારી એષણાઓ છે. જે એષણાઓનો ત્યાગ કરવાથી જ તારા પદની પ્રાપ્તિ થઈ શકે, હે પરાત્પર, તારા પદની પ્રાપ્તિ કર્યા બાદ, તેને કરણરૂપે વાપરી હું મારી સંસારની તુચ્છ વાસનાઓનો ઉપભોગ કરવા ચિંતવું છું. અપાર બ્રહ્માંડોના પતિ, તારા અદ્વિતીય પદકમળમાં સ્નેહ વડે જોડાયા બાદ આ કોડિયાએથી નાના સંસારની કીર્તિ અને સુખ તે શા લેખામાંહી એમ થવું જોઈએ. પણ સુખાંધે, ખારા પાણીમાં સુખ માનતો તુચ્છ જંતુ અમૃતસાગરનો અધિકારી ક્યાંથી થાય? (અપ્રગટ પ્રાર્થના)

## મરાઠી કાવ્યો ☐ અનુ. સતીશ ડુણાલકર

### આમને ☐ વસંત પાપળકર

આમને એ સારું છે.........
આમને એ સુખ છે કે
ચાર પગે દોડી ગયા કે અન્ન મળી જાય છે
આ લોકોને એ સુખ છે કે
સહેજ ખટર......ધૂ......કર્યું કે માદા મળી જાય છે
આમને એ રાહત છે કે
પાણીમાંથી બહાર કાઢીએ કે તરત મરી શકે છે
આમને એ સારું છે કે
આકાશમાં ઊડતાં હોય તો પણ
હૃદય તણખલાના માળામાં રાખી શકે છે
આમને એ સારું છે કે
હેતુપૂર્વક સ્તન બતાવવાં પડતાં નથી
આમને એ સારું છે કે
ભાઈબંધો સામે અભિનય કરવો પડતો નથી
આમને માટે એ સારું જ છે કે
ભૂખ્યાં સૂતાં હોય તો પણ
'વાદ'ના ઓશિકાની જરૂર પડતી નથી
આમને એ સારું છે કે
એકની ચામડી બીજો ભૂલથી પહેરતો નથી.

## મૃતપંખી ☐ નારાયણ પ્રહ્લાદ આવટી

ક્યારેક ક્યારેક હું અચાનક જાગી જાઉં છું પ્રાતઃકાળે
બહાર અંધકાર હોય છે–હું ફ્રેશ થઈ જાઉં છું.
અજાણ્યે જ બધું થઈ જાય છે
મુખમાર્જન, ચા-પાન વગેરે વગેરે...

અને અચાનક ક્યાંકથી દૂરનાં પ્રકાશકિરણ આવે છે
આવે છે, આવે છે, દિશાઓ ઉજ્જવળ કરી નાખે છે.
અને મરેલાં પક્ષીઓ ફરી કલબલાટ કરવા માંડે છે.

પાગલ પંખીઓ ભૂપાળી લલકારે છે
ભૂપાળીઓ સૂરીલાં જ હોય એવું કંઈ નથી
બિચારાં પક્ષીઓ જૂનાં પુરાણાં ગીત ગાય છે
તે સંપૂર્ણ જ હોય એવું યે કંઈ નથી.

આવી જ રીતે પ્હો ફાટતાં રહે છે
અને વૅન્ટિલેશનમાંથી છાપું ટપકે છે.
હું છાપું ઉપાડું છું
પડખે પડ્યો પડ્યો છાપા પર નજર ફેરવું છું.

હવે શરીર સુસ્ત થઈ જાય છે
આંખો ફરી થઈ જાય છે તન્દ્રિલ તન્દ્રિલ
અને કલબલાટ કરતાં પક્ષીઓ
પાછાં મરવા માંડે છે અકકેકક......અકકે......

# ચાર વીસ

□ કાકાસાહેબ કાલેલકર

બીબી અમતુસ્સલામ એક દિવસ મળવા આવી હતી. ખાસ કરીને યુદ્ધમાં માર્યા ગયેલા સૈનિકોની વિધવાઓનો પ્રશ્ન ઘણો અટપટો થઈ ગયો છે—એ સંબંધમાં.

હું સવારે વહેલો ઊઠીને તૈયાર થયો હતો. ચાર વાગ્યે બીબીજીએ કહ્યું, 'હું બાપુજી પાસે જઈને આવું છું. ૪–૨૦ સુધીમાં સમાધિએ પહોંચી જઈશ.'

'૪–૨૦' આ શબ્દ સાંભળીને મને એક જૂનો પ્રસંગ યાદ આવ્યો.

આશ્રમના શરૂઆતના દિવસો હશે. સવારની પ્રાર્થના આશ્રમમાં મેંજ ચાલુ કરી હતી. પરંતુ એનો સમય હમેશાંને માટે નક્કી કર્યો નહોતો. ઋતુ પ્રમાણે, આશ્રમવાસીઓની અનુકૂળતા પ્રમાણે પ્રાર્થનાનો સમય બદલાતો રહેતો હતો. ગાંધીજીને એ ઠીક ન લાગ્યું. એક દિવસ એમણે કહ્યું, 'ઉનાળાના દિવસ હોય, કે શિયાળાના, હવે સવારની પ્રાર્થના બરાબર ચાર વાગે જ શરૂ કરીશું.'

'સવારની પ્રાર્થનાનો સમય હમેશાંને માટે એક જ અને ચોક્કસ હોય એ મને માન્ય છે. પણ ચાર વાગ્યાનો સમય ઠીક નહીં રહે.

'બાપુજી, તમે તો સવારે ગમે એટલા વહેલા ઊઠી શકો છો. મને પણ વહેલા ઊઠવાની ટેવ છે. પણ આપણે બપોરે થોડો આરામ કરી શકીએ છીએ. પણ સૌ આશ્રમવાસીઓનો બધો સમય બંધાઈ ગયેલો છે. સાંજે વહેલા જમીને આપણે પ્રાર્થના કરીએ છીએ. ઘણાઓને પુસ્તક આદિ વાંચવાને માટે થોડો સમય મળી જાય છે. પછી જરાયે મોડું થયું કે, ઊંઘ પૂરી નહીં થાય. એટલે, મારું કહેવું એમ છે કે, ચાર વાગ્યા પહેલાં કોઈનેય બિછાનું છોડવું યોગ્ય નહીં હોય.

'ચાર વાગ્યે ઊઠીને, સીધા પ્રાર્થનામાં જવું બરાબર નથી, સહેલું યે નહીં હોય, શૌચ માટે જઇને, દાંત-મોઢું સાફ કરી પ્રાર્થનામાં જઇને બેસી શકે, એ માટે વીસ મિનિટ જરૂર જોઇએ. એટલે પ્રાર્થનાનો સમય ૪-૨૦ રાખવો ઠીક છે.'

ગાંધીજીએ ક્ષણેક વિચાર્યું અને તરત કહ્યું, 'તમારી વાત ઠીક છે. પ્રાર્થનાનો સમય ૪-૨૦નો જ હોય.'

ત્યારથી આશ્રમની સવારની પ્રાર્થના ચાર વીસે-બરાબર ચાર વીસે જ થવા લાગી.

હવે તો એ વખતનો આશ્રમ વિખેરાઇ ગયો છે. અમે આશ્રમ-વાસીઓ, ખબર નહીં ક્યાં ક્યાં પહોંચી ગયા.

અમે લોકો સવારની પ્રાર્થના બરાબર કરીએ છીએ ખરા, પણ હવે સમયનું ઠેકાણું નથી રહ્યું.

અમતુસ્સલામ બહેનના મોઢે ૪-૨૦ ની વાત સાંભળતાં જ જૂનો કિસ્સો પૂરેપુરો યાદ આવી ગયો, અને આશ્રમના સારા દિવસો પણ યાદ આવ્યા.

* 'મંગલ પ્રભાત' પરથી □

## —અને હું □ અમૃત ઘાયલ

નિર્બંધ અલકલટની મધુર ગંધ અને હું,
એ ગંધમાં અસ્તિત્વ સફળ બંધ અને હું;
ક્યાં હોવાપણાનો ય કશો ભાવ અહિંયાં?
આ આજ નયન દેખતાં યે અંધ અને હું.

# હવા



△

ઘરમાં જરા યે હવા નથી. શ્વાસ રૂંધાય છે. પણ બહાર જોઉં છું ઝંઝાવાત! તરુશાખાઓ ઝૂકી ઝૂકી જાય છે. આકાશમાં વાદળાંઓ ઝડપથી દોડે છે. તોયે, ઘરમાં જરા યે હવા નથી. કેમ? ઘરબહાર હવાના સૂસવાટા છે, પણ એ ઘરમાં પ્રવેશતી જ નથી, કેમ?

એકાએક રવીન્દ્રનાથની યાદ આવી ગઈ. ઘણા સમય પહેલાં એક સભામાં ઘણે દૂરથી એમને જોયા હતા. મુગ્ધ થઈ ગયો હતો. હસતા હતા. એમની આંખોની અપૂર્વ જ્યોતિ, ચહેરાના ભાવોનો પ્રદીપ્ત પ્રકાશ, એમની અલૌકિક પ્રતિભા અમે જોતા હતા. પરન્તુ દૂરથી અ-પરિચયનું વિરાટ વ્યવધાન હતું. એમનો સ્પર્શ એ વખતે ન થયો. આજે હું હવા પામી શકતો નથી.

અચાનક વાત મારી સમજમાં આવી ગઈ. બારી બંધ હતી. અત્યાર સુધી એ તરફ ધ્યાન જ ગયું નહોતું. કાચની બારીમાંથી બહારનું તોફાન બરાબર દેખાતું હતું. જલદી જલદી બારી ખોલી નાખી. પૂરેપૂરી ખોલી નાખી.

અવાક કરી નાખે એવી વાત! હવા હજી યે ઘરમાં આવતી નહોતી! પ્રવેશ્યા માત્ર શરીરવિહોણા અનેકાનેક વિચારો!

બહાર હવા છે, પણ એનાથી વંચિત છું.

'તારું નાક બંધ છે, નિઃશ્વાસ મૂકતો નથી.'

'તારાં ફેફસાં નથી, એટલે શ્વાસ રૂંધાય છે.'

'તારી 'ત્વચા' ચેતનહીન થઈ રહી છે એટલે હવાના સ્પર્શનો તને અનુભવ થતો નથી.'

કોઈ જાણે ખડખડાટ હસી પડયું.

'અરે તું સિનેમામાં! આ ખરેખરું તોફાન નથી!'

વાસ્તવિક સત્ય થોડી વાર પછી સમજાયું.

હવા, કાચની બારી, સિનેમા–બધું મિથ્યા છે, એક ઓરડામાં પડ્યો હું સ્વપ્ન જોતો હતો–હવાનું સ્વપ્ન, બહાર પુષ્કળ હવા છે, પણ હું એનાથી વંચિત છું. એના પછી જે બન્યું તે અલૌકિક, અસંભવ અને અવિશ્વસનીય છે. બંધ ઘરની ભીંતો તૂટી પડી. હવા હૂ....હૂ.... કરતી ઘરમાં પ્રવેશી.

ગીત સંભળાયું.

જોઉં છું તો સામે રવીન્દ્રનાથ ઊભા છે.

એ હવાના વેગને કારણે કંપી રહ્યા છે. 

## પડછાયો

પાણીમાં પડેલો પડછાયો ભાંગે છે ખરો, પણ ડૂબતો નથી.

પડછાયો જ્યારે પાણીના ઊંડાણની વાત કરે ત્યારે શું કહેવું?

એક પડછાયામાં ભળેલો બીજો પડછાયો બહાર પણ નીકળી શકે છે.

પડછાયા જેવો જીવ ભળે છે, અને પડછાયાની જેમ નીકળી જાય છે.

પડછાયો આકાર ગુમાવે છે અને અંધારું પડી જાય છે.

પડછાયો ગમે એટલો મોટો હોય તો યે એ પડેલો જ હોય છે.

પડછાયા સાથે લડનારી ડાંગ પોતે જ ઘાયલ થાય છે.

# બે મુઠ્ઠી ટાઢ

□ રતિલાલ 'અનિલ' □

△

△

હેમંત
શર્વરી

...............

પારદર્શક
પિરામિડોમાં
પડેલાં
મમી
ક્યારેક
અનાયાસ
પ્રગટ
થઈ
જાય
છે...

△

ઉતરાણે છાપરાના કિનારે હોઈએ અને કપાયેલા પતંગના દોરનો છેડો બે ફૂટ છેટેથી સરકી જાય એમ, વલસાડ સ્ટેશને પહોંચ્યા ત્યારે સૌરાષ્ટ્ર મેલ નજીકથી સરકી ગયો...કવિસંમેલન પછીનો રાત્રિકાલીન આગગાડીવિરહ કોઈ કોઈ વાર અતિ કરુણાંતિકા બની જાય છે......

કવિમિત્રો સાથે બાંકડે બેસી, તાતી ટાઢને વીસરવા જૂના નવા શે'રો સાંભળવા માણવાનું ચલાવ્યું. ભાવની હૃદયસ્પર્શીતા અને સમયના ઘસારાથી પર રહેલા કાવ્યતત્ત્વને ઓછા શબ્દે વર્ણવતો ને વધારે ઊંડા ભાવથી મનમાં માણતો હતો ત્યારે ય તાતી ટાઢને કારણે અનાયાસ જ પગની પલાંઠી બદલાયા કરતી, હાથની અદબ છૂટી છૂટીને વધારે જોરથી ભીંસાતી અને સ્કંધના સાંધા કળતર સાથે તાણ અનુભવતા હતા.........

સામાન્ય પહેરેલાં કપડે ખુલ્લામાં શિયાળાની રાતના કલાકો ગાળવાના હોય ત્યારે બેસવાનાં વિવિધ આસનોનો કેવો ય સહજ અભ્યાસ થઈ જાય છે !

ગુજરાતમેલને વધાવવા દોડ્યા ત્યારે હેલ્પરને ય થયું હશે કે, ગઝલ કરતાં આગગાડીમાં પ્રવેશ મેળવવો વધારે અઘરો છે...દિલ્હી દેહરાદુનને વધાવ્યા પછી એ જ અનુભવ 'તાજો કર્યો !'

હાલત સાવ 'દીસે હાર્યો જોદ્ધા' જેવી તો નહોતી...ઓછી આશાએ દોડેલા અને શાંતિથી ફરી બાંકડે બેઠા.

ભૂખરી સાંજ પછીની એ રાત ખુલ્લા સ્ટેશને કાતિલ ઠંડી લઇને વ્યાપી ગઈ હતી...ઠંડા પવનની તીખી ધાર, હિમાળુ 'વાછંટ'ની જેમ ખુલ્લી ત્વચા પર વીંઝાતી હતી...ફાંસી નહીં ચઢેલી ગરદન, ફાંસીથી ય વિશિષ્ટ એવી વેદના ક્યારેક અનુભવતી હતી...

કાર્તક માસની મધરાતની કાતિલ ઠંડી કવિસંમેલનના શ્રોતાઓનો કિલકિલાટ કે તાળીઓના ગડગડાટનો કૈફ ઉડાડીને, વિષાદ અને શૂન્યતાને મનોમન પીધા કરવાની સ્થિરતા ય આંચકી ગઈ...

વિષાદ, એ તાજા બળેલા ઉપરથી કાળા દેખાતા તાપણાના ઘાસની નીચે રહેલા લાલ અગ્નિ જેવો ય હોય, પવનની લેરખી એની લાલ લાલ જીભ ઉઘાડી જાય એમ વિષાદને પીતાં પીતાં અનાયાસ આવી જતી બેચેની શરીરના ઓચિંતા હલન ચલનથી ખુલ્લી પડી જાય છે, પણ ટાઢ તો એવી ક્ષણિક સ્થિરતા યે આપતી નથી. એ બસ શરીરને સંકોચી સંકોચીને હાડકાંની કડેડાટી બોલાવે છે. આછાં કપડાંને ય ત્વચા બનાવી દે છે...ફેફસાંમાં ઘૂંટેલી હવા અનાયાસ નીકળી પડે છે, અને શરીરની ગરમી ઓછી થઈ જાય છે...

દૂર દૂર દેખાતા રેલ્વેના દીવા ઓશિયાળા અને હીજરાઈ ગયેલા, ઠૂંઠવાઈને ઝાંખા પડી ગયા હતા...

વાર્તાલાપ ક્યારેક સંભારણું હોય ત્યારે તે વિસ્મરણનો વિકલ્પ પણ હોય છે...ટાઢને વીસરવા અમે કવિતાને યાદ કરતા હતા...શે'રો સાંભળ્યા, હસ્યા, સીસકારી જેવા સાદે દાદ આપી પણ સ્થિતિ કોઇ રીતે ય દાદ આપતી નહોતી. હેલ્પર મોઢાની સિસોટીમાં કોઈ ધૂન ગાવાનું વીસરી ગયો હતો...ચોકસીનું ચાંચલ્ય એને ટાઢથી ઠરવા દેતું નહોતું...વધારેમાં વધારે શબ્દો અને શે'રો એની પાસે જ હતા...સૂરતી એના મોટા કાચનાં ચશ્માંમાંથી ઉત્સુક આંખો ડોકાવ્યા કરતો ને હસી ય લેતો હતો...

ગુજરાત ક્વિન વિરુદ્ધ દિશામાંથી આવી, થોભી...ખાલી ડબ્બાનું બંધ એકાંત રાહત આપશે એવા ખ્યાલે અંદર પહોંચ્યા. કાચની તમામ

બારી વાસી દીધી. બેઠકના પાટિયે શરીર લંબાવ્યું ત્યારે બરફની લાદીએ પોઢ્યાની પ્રતીતિ થઈ...લોહી જ શરીરને હૂંફ આપતું નહોતું ત્યારે શરીર તો ટાઢા પાટિયાને શું ગરમ કરે...

ઊંધા પડવું કે આડા થવું, કે, ચત્તાપાટ પડી રહેવું, એ હાથનો તકિયો કરવો કે, ટૂંટિયું વળીને પડી રહેવું—સૌએ સૂવાના તમામ પ્રયોગો અને પદ્ધતિ—અજમાવ્યાં કર્યાં...ઊંધા પડીએ તો બે પાટિયાના પોલાણ વચ્ચેથી છાતીસરસી ટાઢ પહોંચતી હતી...વિસ્મરણની કળા એ સંભારવાની કળા યે ખરી એટલે માનવસ્વભાવની વિચિત્રતાઓનું કૌતુકરાગી, નિખાલસ વર્ણન કરી—સાંભળીને ખૂબ હસ્યા અને હચમચ્યા—એ ટાઢથી થથરી ગયાનો પ્રત્યાઘાત હતો. બરફથી ભરેલા રૂમમાં હિમ-ફ્રીઝમાં જીવતી માછલીઓને ઠરવા મૂકી હોય અને પૂછડી તરફડતી હોય એમ પગ ટળવળતા હતા...પગના ખુલ્લાં તળિયાંમાંથી ટાઢ કળિયુગની જેમ પ્રવેશીને કંપાવ્યા કરતી હતી...ચંપલ ચઢાવી, પણ અંગ્રેજોની સભ્યતા અધૂરી પાળી તેથી બચાવ ન થયો...

શરીર શરીરને હૂંફ આપી શકે છે એ કદાચ લગ્નસંસ્થા પહેલાંની શોધ હશે, પણ એ સભ્યતાની શોધ ન હોવાથી એવું સાહસ સામસામી પાટલીએ શરીર લંબાવી પડેલાઓથી ન થઈ શક્યું...હાથ મસળી હથેળી ઘસવી કે, પગના તળિયે હથેળી ઘસવી એથી વિશેષ ઉપાય ન હતો... એકલો પડેલો એક પોતાના શરીરને હૂંફ આપી શકતો નથી...

શરીરનાં ઊભાં રૂંવાડાં માણસને રૂખડબાવો (આખા શરીરે ઈંચેકના સીધા વાળવાળું જીવડું) દર્શાવતા હતા...હેલ્પરના હોઠને સિગારેટનો થીજેલો ધુમાડો હૂંફ આપતો નહોતો, એનું નાનું મોઢું સંકોચાઈને વધારે નાનું થઈ ગયાનો આભાસ આપતું હતું, એનો ઝીણો સાદ વધારે ઝીણો થઇ ગયો હતો...કશુંક તીવ્રપણે અનુભવતી એની ખુલ્લી આંખ ચળકયા કરતી હતી...લગ્નની ચોરીએ કે સત્યનારાયણની કથામાં બેસીએ ત્યારે જમણો—ડાબો પગ પુરોહિત જમીન પર ઠોકાવે એમ એવા કશા

પુણ્યપ્રસંગ વિના એ કોઇ કોઇ વાર પગ ઠોકી લેતો હતો...ચોકસીની કાશ્મીરી સાલ વહુએ આપેલા હૂંફાળા વરદાનની જેમ એના શરીરે વીંટળાઈ હતી...અંદર ઢબૂરાઇને વિચિત્રતાઓ વર્ણવતી એની વાણી છાતીનાં પાટિયાં ખખડાવ્યાં કરતી ત્યારે એ ખડખડાટમાં જ ઇન્દ્રિયબોધ કશુંક કણસવાનો થતો હતો...

ડબ્બો, બે ચાર છૂટાંછવાયાં થથરતાં સ્મરણો અને ભરપુર ટાઢા ખાલીપાથી ભરેલી લાંબી જિંદગી જેવો થઇ ગયો હતો. આગગાડી ચાલી ત્યારે કંઇક ગતિને કારણે કે પછી અતિશય થાકને કારણે, કાંતલ ઠંડીને શરીર સોંપી દેતાં અનાયાસ જ બંને હાથની મુઠ્ઠી સખ્ત ભીડાઇ ગઈ, ભીંસાયેલી જ રહી...

બંધ ઓરડાનું સંરક્ષણ, વૂલન કપડાં, ગાદલા અને રજાઈની થપ્પી વચ્ચે સેન્ડવિચના વચલા પડ સરખું લંબાયેલું શરીર પણ સખણું રહેતું નથી. ઊંધું ચત્તું પડે છે. પડખાં બદલાય છે. ટૂંટિયું વળે છે...ત્યારે પહેર્યે કપડે ઘર છોડતા સ્તબ્ધ માણસ જેવી સ્થિતિની તે શી વાત... **'હેમંત'** અને **'શર્વરી'**...મૃત ભાષાના, પિરામિડના આકર્ષક મમી જેવા શબ્દો યાદ આવ્યા અને શબની ટાઢાશથી ઓર ધ્રૂજી ગયો...આપણા પારદર્શક પિરામિડોમાં આકર્ષક શબો કોઇ કોઈવાર અનાયાસ પ્રગટ થઇ જાય છે...

સૂરત સ્ટેશને ઊતર્યા ત્યારે ઘરભેગા ને ગોદડાંભેગા થવાની અધીરાઇ જ શરીરને ગતિમાં રાખતી હતી...પણ રાત્રે સાડા ત્રણ વાગ્યે બસ કેવી! રિકસાવાળાઓને તો લાગ્યું કે, પંચવર્ષીય યોજનાનાં વિરાટ બાંધકામના કૉન્ટ્રાક્ટ આમને જ મળેલા...બધા છૂટા પડી ગયા...ભ્રમદર્શનના આંટાફેરા પછી પોણાચારના સુમારે હું ને સૂરતી ટાવર સુધી તો બસમાં પહોંચ્યા ને છૂટા પડ્યા....ફૂટપાથ પર ને દુકાનોના ઓટલે પાટિયે ગાભાભેર કે શરીરભેર પડેલા માણસોને જોતાં ચાલવા માંડ્યું. ટૂંટિયું વળીને બંને હાથની મુઠ્ઠી વાળીને એમણે ટાઢને જકડી લીધી હતી...ટાઢને મુઠ્ઠીમાં

જકડીને 'સૂતા' હતા, વળેલી મુઠ્ઠી કહેવા દેતી નહોતી કે, એ 'ઊંઘતા' હતા... મેં પણ હાથની મુઠ્ઠી વાળીને ટાઢને જકડી લીધી, બરાબર જકડી લીધી ને ચાલવા માંડયું. ચાલ્યા જ કર્યું...માર્ગમાં ક્યાંક ક્યાંક બળતી લાઈટે લગ્નના માંડવા ખાલી ઊભા હતા...ત્યાં ઉજળી ટાઢ હતી ..

તે દિવસે હું વલસાડથી બે મુઠ્ઠી ટાઢ લઈ આવ્યો...દુનિયા તો નહીં, કવિતા યે નહીં, ટાઢ મારી મુઠ્ઠીમાં આવી ગઈ હતી...ઊંઘ ઊડી ગઈ હતી...ઘેર મુઠ્ઠી વાળીને બેઠો ને પેલા મુઠ્ઠી વાળીને આડાં થયેલાં-લંબાયેલાં શરીરોની કતારની કતાર સરકતા ફૂટપાથ સાથે સરકતી રહી... વિષાદને પીવાનું એકાંત મળી ગયું...તોયે, મુઠ્ઠીમાં રહેલી ટાઢ પોતાની હાજરી સૂચવીને મારો ભ્રમ દૂર કરવાને સપ્રયત્ન સજાગ હતી...હા, એ

**બે મુઠ્ઠી ટાઢ.** □

[ હેલ્પર ક્રિસ્ટી, મનહર ચોકસી ને લતીફ સુરતી-કવિમિત્રો સાથે વલસાડ કવિ સંમેલનમાંથી મધરાતે પાછા ફરતાં ]

( અનુસંધાન પાના ૨૦ નું ચાલુ )

પણ...

કોણ જાણે કેમ ઘર તરફ છટકી જવાને તેનાં પગલાં ઉપડ્યાં જ નહિ.

પણ, તે કંડકટર પાસે ગયો.

અને દસ પૈસાનો સિક્કો ધરતાં બોલ્યોઃ

'મને ટિકિટ આપવાની બાકી છે.'

આવું તે કેમ કરે છે તેની એને જ ખબર નહોતી.

કંડકટર તેની સામે, આંખો ફાડી, અહોભાવથી જોઈ જ રહ્યો.

ટિકિટ લઈને તેની ગોળ બીડી વાળી. મોંમાં મૂકી તે ઘર તરફ આગળ વધ્યો.

એ બીડીમાં,-ટિકિટની બીડીમાં તમાકુ નહોતો, ધુમાડો ય નહોતો. છતાં એક અનેરી લહેજત તો તેમાંથી મો. ક.ને મળતી જ હતી એ તો ચોક્કસ. □

# બીજા ગાંધીની પહેલી વાર્તા

□ વિજય શાસ્ત્રી □

ટિકિટની બીડીમાં ધુમાડો નહોતો છતાં અનેરી લહેજત હતી

એનું નામ તો મોહન જ હતું

એને મોહન'દાસ' કોઈ નહોતું કહેતું. માત્ર એ પરણ્યો નહોતો ને વિવાહ જ કર્યા હતા, ત્યારે એનો સસરો એને મોહન'દાસ' કહેતો એટલું બાદ. પણ પછી તો એ સસરો જ જીવનમાંથી બાદ થઈ ગયો એટલે એને "મોહનદાસ" કોઈ કહેતું. નહોતું. એના બાપનું નામ કરસન હતું એટલે 'મો' પછી 'ક' મૂકી શકાતો પણ એની અટક 'ગાંધી' નહોતી.

એને થયા કરતું કે બાપદાદાઓ વડે 'ગાંધી' અટક રખાઈ હોત તો પોતે ગાંધી બાપુની જેમ મો. ક ગાંધી થઈ શકત. તેની આ ઇચ્છા.ની સામે ભગવાને આખરે જોયું પણ ખરું. એ ગાંધી થવાનો બાકી હતો તે થઈ શકયો—થઈ ગયો.

આમ તો એ હરિજન હતો. પટાવાળો હતો. એક સ્કૂલમાં. ત્યાં-૨ જી ઑકટોબર ૧૯૬૯ના દિને ગાંધીજીની જન્મશતાબ્દી ઉજવાતી હતી. શિક્ષણપ્રધાન મુખ્ય મહેમાન તરીકે પધાર્યા હતા. ભાષણો પછી ચાપાણી, નાસ્તાનો કાર્યક્રમ હતો. ગરમ સેવના ટોપલા જે ઓરડીમાં મૂકાયા હતા તેની રખેવાળી કરવાનું કામ મોહનને સોંપાયું હતું. 'સેવના ટોપલાને અડકતો નહીં" એવી સૂચના આચાર્ય જાતે આવીને આપી ગયા હતા. મોહનના ખીસામાં દસ પૈસાનો એક સિક્કો હતો. બીજું કશું જ નહોતું.

તે રહેતો હતો તે જગ્યાએ જવાની, એસ. ટી. બસની ટિકિટના દસ પૈસા હતા.

તેને બીડી પીવાની તલપ લાગી. પણ પૈસા નહોતા એટલે સમસમીને બેસી રહ્યો,

કાર્યક્રમ છૂટ્યો.

બધાં ભેગાં થયાં ચા–પાણી–નાસ્તો પીરસાયાં.

બધાં ખાઈ–પીને, ગાંધીજીને સેવના ભૂકાની સાથે ચગળતાં ચગળતાં ઘેર ગયાં. વધેલી સેવનું પડીકું કારકુને મો. ક.ને બાંધી આપ્યું. મો. ક.ને કારકુન પાસે બીડી માગવાની ઈચ્છા થઇ; પણ કારકુન બીડી નહોતો પીતો, સિગારેટ પીતો હતો અને એ કારકુન હતો એટલે સિગારેટ આપે તેવો નહોતો એટલે મો. ક. વળી પાછો સમસમીને બેસી રહ્યો. બધાં ગયાં એટલે બારી/બારણાં બંધ કરી, બંધ તાળાં તપાસી, તે ઘેર જવા નીકળ્યો.

એસ.ટી. આવી. ભીડ ઘણી હતી છતાં મો.ક.ને કંડકટરે લઈ લીધો.

કંડકટર પણ મો.ક.નો એક ઓળખીતો, હરિજન જ હતો.

છેક આગળ એક જગ્યા ખાલી હતી, પણ તેની નીચે કોઈ બાળકે ઊલટી કરેલી હતી તેથી તેની સુકાયેલી બદ–બૂ આવતી હતી માટે ત્યાં કોઈ બેઠું નહોતું.

મો.ક. ત્યાં જઈ ને બેસી ગયો.

એક પછી એક સ્ટોપ પસાર થતાં ગયાં.

કંડકટર હજી ટીકિટ ફાડવા આ બાજુ આવતો. નહોતો. કદાચ ભૂલી ગયો હશે!

બીજું, ત્રીજું અને ચોથું સ્ટોપ આવ્યુ, છતાં કંડકટર આવતો નહોતો.

મો.ક.એ એક–બે વાર કંડકટરને બોલાવવા 'ધીમેથી' સીસકારો પણ કર્યો હતો. તે પોતાની જાતને છેતરવા માગતો નહોતો. ટિકિટ ન લેવાય તો દસ પૈસા બચી જાય તેમ હતું. એ દસ પૈસાની બીડીઓ

ફૂંકાય તેમ હતું. પણ પ્રામાણિક થવાને ઈરાદે તેણે ધીમેથી 'છૂ છૂ છૂ...' કરીને કંડકટરને વધુ એક અને છેલ્લી વાર બોલાવી જોયો. એની ઇચ્છા એવી હતી કે પોતાના બોલાવવા છતાં કંડકટર નહિ આવે તો સારું. જેથી પોતે નથી બોલાવ્યો એમ અપ્રમાણિકમાં ન ખપે, છતાં પૈસા બચે, બીડી પીવાય.

ભગવાન તેને મદદ કરતા હતા એટલે કંડકટરે તેના સીસકારા તરફ ધ્યાન આપ્યું જ નહિ, છેલ્લું સ્ટોપ આવી ગયું. તે ઊતરવા માટે ઊભો થયો. કંડકટર તો ક્યારનોય ઊતરીને કંટ્રોલરની કેબિન પાસે પહોંચી ગયો હતો.

દસ પૈસા બચી ગયા હતા.

બીડીઓ ફૂંકાવાની હતી.

મો. ક. ધીરે ધીરે લોકોની પાછળ પાછળ બસના બારણા પાસે આવી રહ્યો હતો.

આવી...

રહ્યો...

હતો...

–અને બારણું આવી ગયું.

કંડકટર દૂ....ર હતો.

વગર ટિકિટે મુસાફરી

હે...મ...ખે...મ

પૂરી થઇ ગઈ હતી.

મો. ક.,

નીચે,

ઊ...ત—ર્યો.

( અનુસંધાન માટે જુઓ પાનું ૧૭ )

# બંગાળનો ધરતીખેડૂ

**અહેમૂદ જમાલ □ અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા**

મારો પહેલો દીકરો
વાવાઝોડું થયું ત્યારે, મર્યો.
પથ્થરના ઢગલાઓ વચ્ચેથી એનું હાડકું મને મળ્યું છે.
મારા ઓશીકા નીચે રાખ્યું છે
મારી જોડે વાત માંડે છે, જ્યારે હું એકલો હોઉં છું.

□

મારો બીજો દીકરો
રેલમાં તણાઈ ગયો.
એનું શબ ક્યારે ય મળ્યું નહીં.
એનું એક ખમીસ છે, એની યાદ આપ્યા કરે છે.
એમાંથી મારા જ પરસેવાની બૂ આવ્યા કરે છે.

□

મારા ત્રીજા દીકરાને
જન્મ આપીને મારી બૈરી ગઈ.
ગોળીઓથી વીંધાયેલા મારા
દીકરાઓને લોકો પાછા લાવ્યા.
એનું કંઈ મને યાદ નથી.
ફક્ત નદીની પારથી આવતા મશીનગનના અવાજો.

*૧૯૪૮ માં લખનૌમાં જન્મેલો મહેમૂદ જમાલ ૧૯૬૭ માં એકાઉન્ટન્સીનું ભણવા ઢાકાથી લંડન આવેલો. રેડિયો લંડન પરથી એણે કવિતાઓ વાંચી છે.

( કૃતિઓ અને નોંધ : લંડન મેગેઝીન : સપ્ટેમ્બર : '૭૨ )

## The Crescent / Ushanas

### ( A Haiku )

The Crescent is a digit, an art,
A Tiny Curve of the finger–end
Pointing at the Road : To Fullmoonness.



## શશિકલા / ઉશનસ્

પ્રતિપદા તો કલા,
કોઈ એક અંગુલિટેરવાનો નાજુક વળાંક
ચીંધતો માર્ગ–પૂર્ણચંદ્ર તરફ.



## Best Prayer / Ushanas

Eyelids closed in sleep
At the end of the honest day's labour
In life's best prayer.



## શ્રેષ્ઠ પ્રાર્થના / ઉશનસ્

ઊંઘમાં મીંચાયેલાં પોપચાં
પ્રામાણિક દિવસના થાકને અન્તે
જીવનની શ્રેષ્ઠ પ્રાર્થનામાં.

## ચાર મુક્તક ▫ રતિલાલ 'અનિલ'

### આવી ભરાયો છું-

આવી ભરાયો છું અહીં...
અંદેરનાં જાળાં બખાંઓને ગ્રહી,
પાંખનું એકેક પીંછું પીંખતો,
જાળ સાથે ઊડવા મથતો કહીં...
—આવી ભરાયો છું અહીં.

### ઇચ્છા !

કોઈ પક્ષી તો વને પણ જાય છે,
કોણ ઝરણું તો રણે પણ જાય છે,
એક આ ઇચ્છા, સુંવાળપ જાણવા—
નાગની લિસ્સી ફણે પણ જાય છે !

### ફૂલોનાં નામ-

સફરમાં તો મળ્યાં'તાં કૈંક ફૂલો,
નથી એવું, ચમન ચૂકી ગયો છું;
અનુભવ યાદ કંઈ એવા રહ્યા છે—
ફૂલોનાં નામ હું ભૂલી ગયો છું...

### છેલ્લી ઘડી

શાંત થૈ ચાલ્યો પવન, આંધી સમી,
થાકથી તૂટી જતી હોડી નમી,
સઢવિહોણા થંભની આછી છબી
નીરમાં ઝાંખી બની એવી પડી—
સાંભરે વાર્ધક્યની છેલ્લી ઘડી !

[ પ્રગટ થયેલાં મુક્તકસંગ્રહ 'મસ્તીની પળો' માંથી ]

બેભાન પણ નથી, નથી હોવાનું ભાન પણ,
આંહી જમીન પણ નથી ને આસમાન પણ.

કેવા મુકામ પર હવે કેવો ને કેમ છું ?
ક્યાં છે હવે એ હાથ પગ ને આંખ કાન પણ !

એક વેંત છેટે સૂર્ય–શું સળગી રહ્યું કશું,
એક વેંત છેટે મીણનું મારું મકાન પણ.

ઘૂમી રહી છે માટલીઓ ફક્ત ગેળમાં,
દેખાય ગોપિકા નહીં ને ક્યાંય કહાન પણ.

અગરુની મ્હેક તો કદી ભીની કબરની ગંધ,
લાગે કદી શહેર ને લાગે સ્મશાન પણ.

પ્રતિબિંબ મારી રાખનું બેઠું છે વ્યોમમાં,
થોડો જમીન છું, હવે થોડો વિતાન પણ.

## ચાર ગઝલ □ કિસન સોસા

મારા લહૂમાં કોઈ કટ્ટ જીભ ફેરવે.
'ને મારી મારી મ્હોર ચણીબોર ખેરવે.

અધરાત રાત કૂતરાં યમદૂતને જુએ,
એકેક કરતી ગામની હર શેરિયું રુએ.

ઓઢી લઈશું કાલ થાતાં લીલી કામળી,
વરસાદ ધોધમાર તાજી ઘોર ભીંજવે.

પામ્યો ન હું જે એ હવે પામી રહી છબી,
કંકુ લગાડી ભાલ પર લ્યો, ભીંતે ભેરવે.

મૃત્યુનો કાળ પણ હતો ફળદ્રુપ કેટલો,
ઊગી રહ્યાં'તાં કેવાં મીઠાં ફૂલ ટેરવે !

છે સ્કંધ પર સલીબ ને સીધાં ચઢાણ છે,
સ્પર્શી રહી સિમૂમ થઈને આહ શૂન્યની.

બંને તરફ ખીલે જડી બંને હથેળીઓ,
લેશેય બાંહમાં તને શેં બાંહ શૂન્યની ?

નિયત કરું ય શું, હવે સજદો ય શું કરું ?
આંટણ વિના શું આપશે ઇદગાહ શૂન્યની !

ટમકે ચિરાગ સૂર્યનો હરરોજ સાંજના,
ક્ષિતિજ પરે જ ક્યાંક છે દરગાહ શૂન્યની.

ત્યાં શ્વાસ સાથે જૈ શકું એ શક્યતા નથી,
કે સોયથી ય સાંકડી છે રાહ શૂન્યની.

આ શૂન્ય માથે કોઈ બીજો શૂન્યતમ હશે,
બર આવવા ન દે'ય એકે ચાહ શૂન્યની.



દરિયા વહાવી લોહીના દરિયાવ પ્હોંચશે;
ક્યારેક તો મારા સુધી કો' નાવ પ્હોંચશે.

ધુમ્મસ ત્વચાનું ચીરતો એ અસ્થિ-સોંસરો,
મુજ રક્તના ગુલાબ પાસે ઘાવ પ્હોંચશે.

સંભવની સુંદરી કને; તડકે તરાપતી,
જ્વાળાના પ્હાડથી ફૂટી કો' છાંવ પ્હોંચશે.

જાળાં ગુંથાયેલી ગહન ગૂફાના કાન લગ,
કોઈક ભીના આંગણાનું 'આવ' પ્હોંચશે.

વૈતરણી-તીર એટલે બેસી રહ્યો છું હું,
ક્યારેક તો મારા સુધી કો' નાવ પ્હોંચશે...

## ગઝલ □ અમૃત ઘાયલ

હીર ક્યારેક હરાયું લાગે,
પંડ નિજનું જ પરાયું લાગે.

તારી નજદીક અવાયું લાગે,
એમ ક્યાંથી કે મળાયું લાગે.

આમ ક્યારેક મળે તો ય છતાં,
કૈંક અંશે તો જિવાયું લાગે.

આટલે દૂરથી યે જો તુજને,
માફ કરજે જો અડાયું લાગે.

આ તો સ્વેચ્છાએ ગ્રહેલું દુઃખ છે,
કેમ સુખથી ન સવાયું લાગે!

એ ભલા શું કે પીવા બેસું ત્યાં
રક્ત મારું જ પીવાયું લાગે?

આંખ મીંચું તો દીસે મુક્ત શરીર,
આંખ ખોલું તો પુરાયું લાગે.

આમ ચાલ્યા જ કરીએ નિશદિન,
આમ ડગલું ન ભરાયું લાગે!

દર્દ વધતું જ રહેશે ઘાયલ,
મૂળ એનું છો ખવાયું લાગે.

હર શ્વાસ સાથે શક્યતાનું આવરણ હશે,
ને આસપાસમાં વળી ભ્રમણાનું રણ હશે.

શોધીશ જ્યારે હું તને સ્મૃતિના છાંયડે,
જાણું છું ત્યાંયે ફક્ત તારું સંસ્મરણ હશે.

આપી જશે મને ય કોઈ પુષ્પ શબ્દનું,
આખા ય ખંડમાં ક્ષણિકતાનું શરણ હશે.

ભીંતો ય ધ્રૂજતી હશે, દરવાજા તૂટતા,
સામે પ્રલયનું ધૂંધળું વાતાવરણ હશે.

બોલાવતા હશે પછીથી સૂર કોઈના,
મીંચીને આંખ દોડતું મારું હરણ હશે.

## બે ગઝલ □ હેલ્પર ક્રિસ્ટી

મને આજ મારું એ રણ યાદ આવે,
તૃષાતુર મરેલું હરણ યાદ આવે.

કે અવશેષ રૂપે જ્યાં કેડી રહી છે,
હતું કોઈ દિ' ત્યાં ઝરણ યાદ આવે.

અરે ફૂલ ક્યાં હું રહ્યો ભરવસંતે?
મને પાનખરનું પરણ યાદ આવે.

હું પૂછ્યા કરું છું: થયું છે શું મારું?
અકાળે થયેલું મરણ યાદ આવે.

દઝાડી ગઈ છે શી સોનેરી રેતી,
બળેલી એ લંકાનું રણ યાદ આવે.

હવે સાથ મારો ય છૂટી ગયો છે,
મને માટીનાં આ ચરણ યાદ આવે.

મને છોડીને ક્યાંક ભટક્યા કરું છું,
ગુમાવેલ મારું શરણ યાદ આવે.

## પડી ▢ શ્યામ સાધુ

આ રુક્ષતાનો ભાવ અને કાચની સીડી,
ચડવાને બદલે સામે કીડી પર નજર પડી.

કંઈ કામની રહી ન છબી પરની ખિન્નતા,
ઝાલ્યો સ્મરણનો હાથ તો પગમાં ખીલી પડી.

તું આવ ને આ શબ્દને ફાંસી ખુશીથી દે,
અહિંયાં યુગોથી અર્થને ઓછી સજા પડી.

તારી ઉદાસી ફૂલનું ઉપનામ થૈ ગઈ,
મારી ઉદાસી ગૈ તો નદીમાં પડી ગઈ.

બારાખડીના ઝાડ પર સાધુ રડી પડ્યો,
કિન્તુ સૂડાના સ્વાદની કોને ખબર પડી.

## નથી ગમતો ▢ રતિલાલ 'અનિલ'

આવાસ નથી ગમતો, સહવાસ નથી ગમતો,
આ શ્વાસને ભીંતોનો ઉચ્છ્વાસ નથી ગમતો.

શબ જીવતાં જોવાનો આ ત્રાસ નથી ગમતો,
શ્રદ્ધા, તું કરે છે એ ઉપહાસ નથી ગમતો.

પડછાયા નિરખવાથી તો અંધ હવું સારું,
દર્પણની સપાટીને અજવાસ નથી ગમતો.

સૌ બંધ ક્ષિતિજોના કાળોતરા એકાંતે,
આ કેદમાં તારાનો ઉલ્લાસ નથી ગમતો.

હું દૂર હતો ત્યારે તો શોધ હતી મારી,
આ કેવો મળી આવ્યો, છું પાસ, નથી ગમતો.

મૃત્યુની સહજતાથી ઋતુઓને નિભાવું છું,
જીવ જેવો બની રે'તો મધુમાસ નથી ગમતો.

# હું, મારી દૃષ્ટિએ □ ચન્દ્રકાન્ત બક્ષી □



△

જીવતા માણસના વિચારો ઉકળતા જ રહે છે

△

નામ હતો ત્યારથી જ દોસ્તો એને બક્ષી કહેતા હતા. પત્નીથી દુશ્મન સુધીના બધાએ આ નામનો સ્વીકાર કરી લીધો છે. સાહિત્યના સમીક્ષકો આલોચના કરતી સમયે અથવા પોલિસવાળા કેસ કરતી વખતે આ જ શબ્દોનો પ્રયોગ કરે છે. વિષના બૂંદની જેમ આ નામ ગુજરાતી સાહિત્યમાં ફેલાઈ ચૂક્યું છે. આ એક વિચિત્ર નામ છે—એની વાર્તાઓ જર્મનમાં છપાય છે અને એ સરકારી લાઈબ્રેરીઓના બ્લેક-લિસ્ટ પર છે. ન એને ગુજરાતમાં ક્યાંય બોલાવવામાં આવે છે, ન એણે રેડિયો-સ્ટેશનનો દરવાજો જોયો છે, ન એને કોઈ પારિતોષિક આપવામાં આવ્યું છે (સિવાય કે એક પોલિસ-કેસ જે અત્યારે ચાલી રહ્યો છે). અને...એની વાર્તાઓ સૌથી વિશેષ અનુદિત થઈ છે, સૌથી વધુ રૂપિયા કમાઈ લે છે, સૌથી વધારે ગુજરાતી કથાનું પ્રતિનિધિત્વ કરે છે. વિચિત્રતા જોડાયલી છે આ નામ સાથે—૧૯૫૧ થી, જ્યારે ૧૯ વર્ષની વયે એની પહેલી વાર્તા પ્રગટ થઇ હતી.

૭ વાર્તાસંગ્રહો, દસ નવલો, ત્રણ નાટકો એક વિવેચનસંગ્રહ—એકવીસ વર્ષના સાહિત્યજીવનની આ ફળશ્રુતિ, અને એ ગુજરાતી જાણતો નથી, શીખ્યો નથી. આરંભિક કૃતિઓ અંગ્રેજીમાં છપાઈ, ખેલકૂદની ભાષા હિન્દી રહી, જીવન કલકત્તામાં બસર થયું. વ્યવસાયની ભાષા બંગાળી, મિજાજની ભાષા ઉર્દૂ. આલોચકો કહે છે એની ભાષા હિન્દી-ગુજરાતી કે એંગ્લો-ગુજરાતી છે. હજી સુધી ગુજરાતી 'પ્રદાન'ને સ્થાને એ 'યોગદાન' વાપરે છે. રંગના અને ઝુલસના, સુસ્તાના અને તરાશના

એના લેખનમાં એટલા પથરાયલા છે કે લોકોએ એના પર હિન્દીની અસરના ઉલ્લેખ કરવા પણ હવે તંગ આવીને બંધ કર્યા છે. આજકાલ મુંબઈમાં છે. કોલેજમાં અંગ્રેજીમાં શીખવે છે, હિન્દીમાં સ્ક્રીન-પ્લે લખે છે, અને વાર્તા-નવલ ગુજરાતીમાં. જૂના મિત્રો સાથે બંગાળીમાં, નવા સંબંધીઓ સાથે મરાઠીમાં વાતો કરે છે. જડો ખોવાઈ ગઈ છે એની. સફાઈ પેશ કરી દે છે–ભારતીય એક જ વસ્તુ છે મારી પાસે, મારી ચામડીનો રંગ. આપણા દેશમાં અંગ્રેજી સરકારની, વ્યવસાયની, કાનૂનની, સમાચાર–પત્રોની ભાષા છે; હિન્દી વ્યવહારની, રેડિયોની, ફિલ્મોની, સ્ટેશનોની ભાષા છે, અને માતૃભાષા કિચનથી બેડરૂમ સુધી ચાલે છે. બહુ મોટો દેશ છે. હજારો વર્ષોથી ઇતિહાસનો 'સિન્થેસીસ' ચાલતો રહ્યો છે, એક ભાષા થઈ નથી, રાજભાષા અને પ્રજાભાષા હમેશાં અલગ રહી છે, બુદ્ધના સમયથી...અને પછી એ ઇતિહાસમાંથી પ્રમાણો આપવાં શરૂ કરે છે, કારણ કે ઇતિહાસ અને રાજનીતિ એ કોલેજમાં ભણાવે છે. એવી વાતો કરે છે કે ગુસ્સો આવી જાય છે અને એ હસે છે–વિરોધિતા સારી ચીજ છે. એના કથાકાર મિત્ર મધુ રાયે એકવાર એના વિષયમાં લખ્યું હતું: બક્ષી કયા વાદમાં માને છે એ જાણવા માટે પહેલાં તમારે નક્કી કરવું પડશે, તમે કયા વાદમાં માનો છો. તમે જે વાદમાં માનો છો એનાથી વિરૂદ્ધ વાદમાં એ માને છે. બક્ષીના વાદનું નામ એક જ છે–પ્રતિવાદ.

એ કહે છે આજની રાજનીતિ, આજની સામાજિક–આર્થિક અવ્યવસ્થાને ભૂલીને સાહિત્ય–સર્જન શક્ય નથી, કમથી કમ આજના શહેરી લેખક માટે. સમાજ આપણને અલગાવ આપે છે, સાહિત્ય એ અલગાવને વાચા આપે છે. શહેરથી દોસ્તાના છે, પૈદાઇશી દોસ્તાના. ચૌરંગી હોય કે ફ્લોરા ફાઉન્ટન કે કેનોટ સર્કલ–રખડવું એ એક જ પ્રમાણિક ઘટના છે. આપણી યુવાવસ્થા પર નગર–સંસ્કૃતિની અસર છે. આપણે પહેલી પેઢી છીએ જેણે નગર સંસ્કૃતિ કે વિકૃતિને શબ્દોમાં આકાર આપ્યો. જીવનમાં સેક્સ ધર્મ બની ગઈ. અસ્તિત્વનાં પંચ

હમાલૂતોમાં પાપને સ્થાન આપ્યું. પાપ સ્વતંત્રતાનું દ્યોતક છે, સ્વૈચ્છિક છે, આપણું છે, ઘડિયાળના 'ઝીરો–અવર'ની જેમ એની પાછળ અતીત નથી. શોખ છે રખડવાનો. વર્ષેક બૌદ્ધમાર્ગનો અભ્યાસ કરીને લુમ્બિની–કુશીનગર–નેપાળ રખડી આવ્યો અને ધર્મ–વિષયક ઉપન્યાસ લઈ આવ્યો. એ પૂર્વે સાત્રે અને હેમિંગ્વે એના નાયકો હતા. પછી એક ડિટેકટીવ ઉપન્યાસ લખી, બે ઐતિહાસિક. હવે કહે છે કંઈક 'એલિસ-ઇન–વન્ડરલેન્ડ' જેવું કંઈક, દસ–બાર વર્ષનાં બચ્ચાંઓ માટે. પછી સાયન્સ-ફિકશન, કંઈક શિકારકથા, કંઈક રાજનીતિક વ્યંગ્યાત્મક, આંચલિક, યુદ્ધ–વિષયક...કથાકારમાં 'રેંજ' હોવી જોઈએ. આપણા કથાકાર જલ્દી સુકાઈ જાય છે, ભાગે છે, અનુભવ નથી. દરેક કથાકાર બધું નથી લખી શકતો, પણ પ્રયત્ન કરવો જોઈએ. આવતી કાલનો દિવસ બાદબાકી જિંદગીનો પહેલો જ દિવસ છે અને હજી તો ચાલીસ જ વર્ષો પસાર થયાં છે.

વિવિધતાનો એ પક્ષધર છે, સ્વભાવનો વિરોધાભાસ શર્માવાવાળી વાત નથી. જીવતા માણસના વિચારો જ ઉકળતા રહે છે. એટલા માટે જ તો પાંચ લાખ વર્ષની ઉત્ક્રાન્તિ પછી મનુષ્યના માથામાં એણે એક મગજ મેળવ્યું છે. એકલો માણસ કંઈ જ કરી શકતો નથી પણ પ્રયત્ન કરીને અસફળ જરૂર થઈ શકે છે. એટલું સ્વાતંત્ર્ય છે એની પાસે.

વર્ષો પહેલાં એ ખાદી પહેરતો હતો, ગાંધીજીનું 'હરિજન બંધુ' વાંચતો હતો. પછી આર. એસ. એસ. ની પરેડોમાં જતો હતો. પછી કમ્યુનિસ્ટ પાર્ટીની સેલોમાં જઈને 'ડાયલેકટીકલ' અને 'હિસ્ટોરિકલ' મેટીરીએલિઝમનું તાત્વિક અંતર સમજવાની કોશિશ કરતો હતો. એણે કમ્યુનિસ્ટોના ફરેબને જોયો અને એ 'કમ્યુનિસ્ટ'માંથી 'માર્ક્સિસ્ટ' બની ગયો. એણે માર્ક્સિસ્ટોના છલકતા ધનને જોયું અને એ 'માર્ક્સિસ્ટ'માંથી 'આર્ટીસ્ટ' બની ગયો. હવે કહી રહ્યો છે કે આર્ટીસ્ટોનું જૂઠ એને કયાંક 'આર્ટીસ્ટ'માંથી 'હ્યુમેનિસ્ટ' ન બનાવી નાંખે! જો કે હ્યુમેનિસ્ટ પ્રકારના માણસો એને પસંદ નથી...

ગરીબીને એણે રોમાંસનો રંગ આપ્યો નથી, કારણ કે વર્ષો સુધી ગરીબી-બેરોજગારી એણે જોયાં છે. કલાકાર 'સુપર-સીટીઝન' નથી, એને સુખી રાખવાની જિમ્મેદારી સમાજની નથી. એક પલમ્બર કે બેન્ક-કલાર્ક કરતાં એને વિશેષ અધિકાર નથી. સાથે સાથે એ માને છે કે જે કલાકાર પરિવારના દુઃખ ઉપર પોતાની કલાની ઊંચાઈ સિદ્ધ કરે છે એ દ્રોહી છે. કુટુંબનો પણ એક અધિકાર હોય છે-મિડલ કલાસ સુખનો. સ્ત્રીઓ એને માટે સમસ્યા નથી પણ પત્ની જીવનની સૌથી મહત્ત્વપૂર્ણ સ્ત્રી છે. બાળકની સાથે કેરમનો એક દાવ રમવો, વાર્તા પૂરી કરવા કરતાં અધિક જરૂરી છે. શરીરની સ્વસ્થતા તરફ એ હમેશાં ધ્યાન આપે છે. કલાકારની કલાસાધના વ્યક્તિના પોતાના એકાંતનું પાપ હોવું જોઈએ. સાહિત્યના સંબંધો કરતાં વિશેષ મહત્ત્વ એ દોસ્તાનાને આપે છે, એટલે જ એના ઘણાખરા મિત્રો સાહિત્યિકો નથી. કેટલાકને તો ખબર પણ નથી કે એ કંઈક લખે પણ છે...

અને ક્યારેક પાઈપ પીતાં પીતાં એ વિચારે છે: બક્ષી લખે છે શા માટે? આ પરિશ્રમ, આ સાધના, આ વર્ષોથી આંખો બાળવાની મજૂરી? કદાચ થોડા પૈસા, થોડું સુનામ, થોડીક કેફી ગલતફહમીઓ? કદાચ આ બધું જ થોડું થોડું, અને...

એની સામે રશિયન બાળકોએ લખેલી કવિતાઓનું એક નાનું પુસ્તક ખુલી જાય છે. એ વાંચે છે ૭ વર્ષની એક બેબી નતાશાએ લખેલી એક પંક્તિ...

Put your head on my pillow.

And we will see my dream together.

બસ. ચંદ્રકાંત બક્ષીને આ જ કહેવું છે.

✓ માસિક 'कहानीकार'ની 'मैं अपनी नजरमें' શ્રેણીમાં પ્રગટ થયેલા મૂળનો અનુવાદ.

# સવાર : ત્રણ ચહેરા □ પૂરવી સાયમિ

□

## એક

ગઈ રાતે ભારે હિમપાત થયો. આખું શહેર બરફની રજાઈમાં લપટાયેલું હતું. ગગનચુંબી અટ્ટાલિકાઓ ટાઢને કારણે સંકોચાઈને ધૂંધળી થઈ ગઈ હતી. સેકન્ડ એવન્યૂ સુમસામ હતો. પાન અમેરિકનનું ગગનચુંબી હેલીપૉર્ટ હજી સુધી નિશ્ચળ હતું. જાણે વાતાવરણને લકવો થઈ ગયો હતો. એક અજબ જેવી શૂન્યતા છવાઈ ગઈ હતી. નીચી છતવાળાં મકાનો પર પથરાયેલી બરફની ચાદર અત્યંત સોહામણી લાગતી હતી. એવા જ એક મકાનની છત પર લોખંડની ગોળ સીડી પરથી, એસ્કિમો જેવાં ગરમ કપડાં પહેરેલાં કેટલાંક બાળકો ચઢ્યાં. એ બરફથી રમવા લાગ્યાં, ક્યારેક બરફ પર સરકતાં અને એકબીજાં પર બરફ ઉછાળતાં-ફેંકતાં. છેવટે સૌએ મળીને એક હિમમાનવ બનાવ્યો. વારાફરતી સૌએ એને ચુંબન કર્યું અને એક અટ્ટહાસ્યની સાથે એને વિખેરીને લોખંડની સીડી પરથી થઈ ને દેખાતાં બંધ થઇ ગયાં.

આ ન્યૂયૉર્ક શહેરની એક સવાર હતી, માણસની સવારનો એક ચહેરો.

□

## બે

કાઠમંડુમાં એ દિવસોમાં ભારે ટાઢ પડતી હતી. પચાસમે દિવસે તો માછલીને પણ શરદી થઈ જાય એવી ટાઢ પડતી હતી. સવારના બીજા પહોરમાં કદાચ તડકો હશે એમ ધારીને હજી તો હું મારા ઘરની

છત પર આવ્યો હતો. ઝાકળને કારણે સ્વયંભૂનો સ્તૂપ દેખાતો નહોતો. તલેજુ ભવાનીનું વિચિત્ર છતોવાળું દેવળ હજી હમણાં જ જાગ્યું હતું. દૂર ઍવરેસ્ટ શૃંખલાની પર્વતમાળાઓનાં શિખરો હિમમુકુટથી સવારના પ્રકાશમાં ઝગમગતાં હતાં. પૂર્વ દિશામાં સૂર્ય આકાશમાં બહાર આવ્યો હતો પણ એનો ચહેરો હજી ઘણો ફિક્કો હતો. સામે એક મકાનની છત પર રેતીના ઢગલાની સાથે ઈંટોની કતાર લાગી હતી. તડકો ખાવા ત્યાં કેટલાક છોકરા પહોંચ્યા. કોઈએ માત્ર ખમીશ પહેરેલું તો કોઈએ માત્ર ચડ્ડી. થોડી વાર આમતેમ આંટા માર્યા પછી રેતીના ઢગલા પર એક ટેકરો બનાવ્યો અને એના પર ઈંટો મૂકવા માંડી. છોડની સૂકી ડાળખીઓ લઈને ચારે તરફ રોપી, અને એના પર કાગળની નાની નાની ચગરખી મૂકી દીધી, પછી એકાએક ધૂંધળાં વૃક્ષ સ્વયંભૂનો સ્તુપ જોઈને અરસપરસ વાત કરવા લાગ્યાં. અમારો સ્તુપ પણ સ્વયંભૂ જેવો જ છે. વાંદરા પણ છે. છોડ પરથી થોડાં પુષ્પ ચૂંટીને એના પર ચઢાવ્યાં અને નમસ્કાર કર્યા. 'દાદીમા આવી, દાદીમા આવી' દાદર પર કોઈનો પગરવ સાંભળીને બધાં તૂટેલાં પગથિયાં પાછળ ચાલ્યાં ગયાં.

આ હતી હિમાલયની ગોદમાં ઊગતી સવારનો બીજો ચહેરો. □

## ત્રણ

સવારનો ત્રીજો ચહેરો હિન્દુ સંસ્કૃતિના ગર્ભસ્થાન ભારતના હૃદય દિલ્હીનો છે. એ શિયાળાની નહીં, ઉનાળાની સવાર હતી. ઠંડા દેશમાં રહેનારા જૂનની ગરમીથી પરેશાન થઈને સવારે ફરવા નીકળ્યા હતા. દિલ્હી સવારથી જ તપતું હતું. એક ફૂટપાથ પર બે છોકરા અને એક છોકરી માટીના ઢગલા પર મકાન બનાવતાં હતાં. મકાનમાં કેટલીક બારીઓ હતી, અને પાંદડાંથી છત બનાવી. છોકરી બંનેની બહેન લાગતી હતી, અને તે પોતાનું જુદું નાનું મકાન

બનાવતી હતી. સૂર્યનાં પ્રથમ કિરણો એમના હોઠ પર પડતાં હતાં. એમના ચહેરા પ્રફુલ્લિત હતા. એમને 'પોતાનું ઘર' મળી ગયું હતું. એ એક પોતાની ચીજ બની ગઈ હતી. પણ આ શું ? જાણે ધરતીકંપ થયો. જલદી પહોંચવાની ઉતાવળમાં એક ભાડૂતી મોટર બીજી ગાડીઓની આગળ નીકળી જવા ફૂટપાથ પર બનેલાં, નાનાં મકાનોને ભોંયભેગાં કરતી સડસડાટ દોડી ગઈ. ભયભીત છોકરાંઓ પોતાના મહેલોની દુર્દશા જોઈને પોતાના શરીરને લાગેલા ઉઝરડા યે વીસરી ગયાં.

નિઃસ્તબ્ધ વાતાવરણ છાતીની અંદર ને અંદર કણસતું હતું. □



અંધારામાં ખરીદી કરીએ તો ધોળો હાથી જ ખરીદાય !

કીડી તો સાપના મૃત્યુદિનને જ તેનું બારમું સમજે છે !

આથમતો દિવસ એટલો કંજૂસ છે કે, એક ક્ષણ પણ મૂકી જતો નથી !

આજના ઉદાર દ્રોણાચાર્ય અંગૂઠો નહીં, અંગૂઠાછાપ જ માગે છે !

હાથ લંબાવું તો પ્રાર્થના સિવાય કંઇ જ હાથમાં આવતું નથી !

પોતાનાં ઓવારણાં લેવા માટે તો અરીસા પાસે જ જવું પડે !

આંગળાં ઓછાં ને ઓવારણાં લેવાના ઉમળકા વધારે !

દરેક માગણી પાછળ ગરીબીનું બળ હોવું જોઇએ !

દરજીને સળેખમ થાય ત્યારે કતરણ સાંભર્યા વિના ન જ રહે !

દેડકાના આગ્રહથી માછલી થોડી તળાવની બહાર આવે !

જાણીતા જંગલમાં યે અજાણ્યા સાપ હોય છે...



# નિરાશા

△ વ્લાડીમીર સોલોખીન
△ અનુ. કાંતિ ચાવડા



△

માએ કહ્યું, તું ફાટક નીચેથી સરકીને આવજે

△

આખી રાત હું ઘાસમાથી વણેલી સોનેરી દોરડીઓનાં સ્વપ્ન સેવતો રહ્યો; કારણ કે તે વણવામાં માને મેં આગલી સાંજે મદદ કરી હતી.

તળાવની નજીક આવેલા લીલા ઘાસના મેદાનમાં અમે તેને વળ ચડાવ્યો હતો. સહેલાઈથી વળ ચડાવી શકાય એટલા માટે અમે પહેલાં ઘાસની સળીઓને તળાવના પાણીમાં ભીંજવી હતી.

મને ખબર હતી કે મા સવારમાં ઊઠીને જવ લણવા જવાની હતી. તે ઊઠીને ઊંચા ઊંચા ઓઘા વચ્ચેથી રસ્તો કરતી ખેતર વચ્ચેથી નીકળશે. જ્યાં ત્યાં કાંટાળા થોર અને ઝાડી ઝાંખરાં ઊગી નીકળ્યાં હશે અને મા તેમાંથી પણ રસ્તો કાઢશે.

લીલા છોડવાઓ અને પીળા ઘાસની દોરીઓ ઉપર મા જવનો છોડ મૂકશે. પછી ભેગા કરીને તેના પૂળા બાંધશે; એ પૂળા બાંધવા અમારે સાંજે વણેલી દોરડીઓની જરૂર પડશે.

આમ આખી રાત આ સોનેરી દોરડીઓનાં જ સ્વપ્ન સેવતો રહ્યો. મા સાથે મારે પણ જવ લણવા જવું હતું. મને બીક હતી કે હું સૂઈ રહીશ અને મા મને મૂકીને ચાલી જશે.

જો હું ત્યાં નહીં હોઉં તો દોરડી કોણ લંબાવશે ? પેલા ઓઘાના છાપરામાં તડકાથી બચવા કોણ સંતાઈ જશે ? જ્યારે માને તરસ લાગશે ત્યારે ખેતરના શેઢે ઘાસમાં રાખેલ માટલામાંથી ઠંડું મીઠું પાણી કોણ લાવી આપશે ?

મારા નાનકડા શરીરને પૂરતી ઊંઘ નહોતી મળી. હાથ અને પગે હલવાની ના પાડી દીધી. પાંપણો જાણે મણ મણના બોજાથી ઢળી ગઈ હતી; ઊંચકાતી જ ન હતી. અને જાણે મારું આખું શરીર મધુર પણ ભારેખમ સાંકળથી જકડાઈ ગયું હતું! નિદ્રાદેવીને શરણે જવા કરતાં બીજું કંઈ આશીર્વાદ રૂપ નહીં હોય!

આ બધું જાણે જાણતી હોય તેમ જતાં જતાં મા બોલી : 'બેટા, સૂઈ રહેજે હં...ઈશ્વર તારું ભલું કરે! હું બારણું બંધ કરી દઈશ. જ્યારે તારી ઊંઘ પૂરી થાય ત્યારે ઊભો થજે. મોં ધોઇને ટેબલ પર રાખેલું દૂધ પી લેજે. તેની બાજુમાં ઘઉંની બનાવેલી ભાખરી પડેલી હશે. તારે ઘરે રહેવું હોય તો ઘરે રહેજે, નહીં તો મારી પાસે ખેતરમાં આવજે. તને તો રસ્તાની ખબર છે ને? તારે બળદગાડીના ફાટક નીચેથી સરકીને આવવું પડશે. કારણ કે હું બાજુના દરવાજે તાળું મારવાની છું ફાટકની નીચે થોડી જ જગ્યા છે પરંતુ તું તો નાનકડો એવો છે; એટલે સહેલાઇથી સરકી જઇ શકશે.'

ફરી શાંતિ છવાઈ ગઈ અને હું ઘસઘસાટ ઊંઘવા લાગ્યો. જ્યારે જાગ્યો ત્યારે હું ઝાંખા ઉજાસવાળી દુનિયામાં ન હતો પરંતુ સૂર્યપ્રકાશિત દુનિયામાં હતો. સવાર પડી ગઈ હતી. બધે જ સૂર્યનો પ્રકાશ પથરાયો હતો–ભોંયતળિયે, પીળા રંગની લાકડાની દિવાલો પર, બાંકડા પર સફેદ ટેબલક્લોથ પર, તાજા જ માંજેલા સ્ટવ પર બધે જ તડકો. તે પણ ઝાંખો વાદળિયો તડકો નહીં, પરંતુ ઉનાળાનો ગુલાબી તડકો.

પૂરતી ઊંઘ મળવી તે પણ જીવનના અનેક આનંદમાંનો એક આનંદ છે. શરીરના અણુએ અણુમાં સ્ફૂર્તિ છવાઈ જાય છે, સ્નાયુઓ કામ કરવા થનગની ઊઠે છે. ઉપરથી ગુલાબી તડકો, ગરમ થયેલા ભોંયતળિયા પર ચાલવાથી મળતી મીઠી હૂંફ, તાજા પાણીનો ગ્લાસ, આંખો અને હોઠ પર સ્પર્શ પણ એટલો જ મીઠો લાગે અને આ બધા આનંદમાં અભિવૃદ્ધિ કરતો હોય તેમ ટેબલ પર રાખેલો દૂધનો પ્યાલો અને તેની બાજુમાં પડેલી ઘઉંની ભાખરી.

જાણે-અજાણ્યે આ દરેક વસ્તુ આજે મને પુષ્કળ આનંદ આપનારી બની રહી હતી; અને જે વસ્તુ મારી રાહ જોઈ રહી હતી તેની કલ્પના માત્રથી મારો આનંદ અનેકગણો વધી જતો હતો. પહેલાં તો મને યાદ ન આવ્યું કે એ શું હતું. અચાનક યાદ આવી ગયું; ઘર આસપાસના વાડામાંથી કોઈ સામાન્ય રીતે બહાર નહોતું નીકળવાનું, પરંતુ ફાટકની નીચેથી સરકીને નીકળવાનું હતું–માએ કહ્યું હતું. આ વિચારથી મારા આનંદનો પ્યાલો ઊભરાઈ ગયો.

અંતે જે કંઈ બનવાનું હોય અને તે બન્યા પછી જે આનંદ પ્રાપ્ત થવાનો હોય તે આનંદ મોટાઓ માટે જ ટકાવી રાખવો એ એક વલણ છે તેમ કહેવું ખોટું છે.

મેં મારું બાકીનું દૂધ બિલાડીની રકાબીમાં રેડી દીધું, અને મારા બૂચકારાની સાથે જ તે બારણામાંથી કૂદતી આવી તે પીને બહાર જાય તેની રાહ જોતો હું પણ બેસી રહ્યો. તે તેની ગુલાબી જીભ વડે દૂધ ચાટવા લાગી. દૂધ ખલાસ થતાં તેણે મૂછ ચાટી મોઢું સાફ કર્યું અને દૂધ જેવા જ ધોળા દાંત દેખાડતી એક મોટું બગાસું ખાધું.

દોરાને એક છેડે કાગળની ચબરખી બાંધીને હું તેની સાથે રમવા લાગ્યો, જેમ ગયે વર્ષે તે નાની હતી ત્યારે રમતો હતો તેમ જ; પરંતુ તે કરતાં વધુ રસ બતાવ્યો નહીં.

અત્યારે મને તેની સાથે રમવાની ઇચ્છા થઈ આવી હતી. છતાં મારી રાહ જોઈ રહેલી પેલી વસ્તુ મારા મનમાં જ હતી. પ્રથમ સૂર્ય, બીજું ઘાસ, ત્રીજું મારા પગ નીચેની માટી. હું આ પાસે ખેતરમાં દોડી જઈશ. તે બહુ દૂર નહોતું, થોડે દૂર વાડાની પેલી બાજુ, હું ત્યાં જાઉં તે પહેલાં હું રંગબેરંગી પતંગિયાની પાછળ પડીશ, અને મારા લાકડાના ઘોડાને લઈને દેવળની આસપાસ ચક્કર મારીશ. આ દેવળની પગથીઓ નદીમાંથી લાવેલા પથ્થરમાંથી બનાવેલી હતી.

તો અહીં હતું ઘર અને ત્યાં હતું ખેતર. અને બંનેની વચ્ચે એક વધુ આકર્ષક વસ્તુ રહેલી હતી; ફાટક-જેની નીચેથી સરકીને મારે બહાર જવાનું હતું. માએ કહેલું. હું છાપરાવાળા દરવાજામાં થઈને વાડામાં આવ્યો. ફાટક તો ખુલ્લું હતું અને દાદા ત્યાં ઝાડુ મારી રહ્યા હતા. તેઓ ખૂબ જ કાળજીપૂર્વક ખૂણેખૂણો ઝાડી રહ્યા હતા. અને શા માટે નહીં? તેમને બીજું કરવાનું પણ શું હતું?

'દાદા, ફાટક બંધ કરો.' મેં કહ્યું, 'મારે તેની નીચેથી સરકીને બહાર જવું છે.'

મારી વિનંતિનો મુદ્દો સમજ્યા વિના જ તે બોલ્યા, 'બહાર... તે જા ને...તને કોણ રોકે છે?'

'પણ પહેલાં ફાટક બંધ કરો.'

'શા માટે બંધ કરું? તારે બહાર જવું છે ને?'

'ના, પહેલાં તમે ફાટક બંધ કરો.' અને આ જ ક્ષણે મારી નિરાશાની માત્રા વધી ગઈ અને હું રડી પડ્યો.

'તું શા માટે રડે છે? તને કોણે માર્યું?'

બિચારા દાદા સમજ્યા વિના પુછવા લાગ્યા.

'કોઈએ નહીં, મહેરબાની કરીને ફાટક બંધ કરો, મારે બહાર જવું છે.'

હજી પણ સમજ્યા વિના, પણ ખબર હોવાથી કે જ્યાં સુધી મારી હઠ પૂરી નહીં થાય ત્યાં સુધી હું રડતો રહીશ એટલે તેમણે ફાટક બંધ કર્યું. ફાટકના બે અડધિયાં ચીંઈ ઈ ઈ...કરતાં ભીડાઈ ગયાં, અને સાથે-સાથે મને સૂર્ય, ધ્રાસ, ગામના કૂવા, શેરીઓ વગેરેથી અલગ કરી દીધો.

'આગળો વાસો.' હજી ધ્રૂસકાં ભરતાં હું બોલ્યો. બિચારા દાદાએ બબડતા બબડતા આગળો પણ વાસ્યો.

'બોલ, હવે બીજું હું તારા માટે શું કરું ?'

હવે મારે કોઇ વસ્તુની જરૂર નહોતી. પરંતુ હવે તો જે કરવાનું હતું, તે મારે કરવાનું હતું; જેની હું સવારથી રાહ જોતો હતો, ફાટકમાંથી સરકીને સોનેરી શેરીમાં ખેતરમાં જવા માટે નીકળવાનું.

પરંતુ આનું આકર્ષણ હવે ઘટી ગયું હતું. ઉઘાડા ફાટકમાંથી બહાર નીકળવામાં શું મજા આવે? અને તે ફાટક કે જેની નીચેથી સરકીને બહાર નીકળવા માટે જ બંધ કરવામાં આવ્યું હોય, તેની નીચેથી નીકળવાની પણ શું મજા આવે?

મને લાગ્યું કે જાણે મને કોઇએ અન્યાય કર્યો હતો. દાદાએ મને છેતર્યો હતો હું રડી પડ્યો. □



ભૂલાયેલા ચહેરા પાસે નવો આયનો હોવાનો સંભવ છે.

અપમાન કરનારને આપણી સ્મરણશક્તિ પર પૂરો વિશ્વાસ હોય છે.

એક ઘંટનાદે જાગે એ મંદિરના ભગવાન નહીં!

મોટા માણસો માત્ર લોકપ્રિય થવાની મંજૂરી જ કરે છે.

સોનેરી ફ્રેમમાં મઢેલો કાળો કાગળ તે આજની સમયછબી.

ડેરીવાળાના દૂધિયા દાંત સો વર્ષનું આયુષ્ય ભોગવે!

શિયાળો આવે તેથી કંઇ કાળી કીડી લાલ કીડી ન થઇ જાય!

સંકલ્પ કરનારની અંજલિમાં તો એંઠું પાણી રહેલું છે.

પૂર્વ ક્ષિતિજનો ચાંદલો ચોરાતો નથી તો યે બધે કંકુ પ્રસરે છે.



# મોટા શહેરમાં

□ ઓ. હેનરી

△

ડુંગરાળ ઝાડકળના ટીપાની તરસથી એનું ગળું સુકાવા લાગ્યું

△

પ્રકૃતિની ગતિ ગોળાકાર હોય છે, કળા સીધી સરળ રેખાઓમાં ચાલે છે. પ્રાકૃતિક ચીજો ગોળગોળ હોય છે. કળાત્મક (કૃત્રિમ) ચીજો કોણાકાર.

ગોળાકારને ચોકઠામાં ઢાળવો એ મોટાં શહેરોની મોટી સમસ્યા છે. પણ ઉપર જે વાત કહી તે કેન્ટુકીનાં બે કુટુંબોમાં ચાલતા ઝઘડાની સાક્ષી છે.

કમ્બરલૅન્ડના ફ્રૉલ્વેલ અને હાર્કનેસ કુટુંબો વચ્ચે જૂનું વેર હતું. એ કૂળ–વેરનો પહેલો શિકાર હાર્કનેસનું એક ગલૂડિયું હતું. હાર્કનેસ કુટુંબે એ ગંભીર નુકસાન ફ્રૉલ્વેલ કુટુંબના મુખ્ય માણસનો પ્રાણ લઈને ભરપાઈ કર્યું. ફ્રૉલ્વેલોએ પણ તરત જ એનો જવાબ વાળ્યો. એમણે જમાનાથી ભીંતે ટીંગાઈ રહેલી અને કાટ ખાતી બંદૂક ઉતારીને સાફ કરી અને બિલ હાર્કનેસ પર ગોળી છોડીને એને પણ પોતાના ગલૂડિયા પાસે મોકલી આપ્યો.

એ વૈમનસ્ય ચાળીસ વરસ સુધી ચાલતું રહ્યું. હાર્કનેસ કુટુંબના માણસોને એક પછી એક ઠાર કરવામાં આવ્યા, અને એ જ હાલ ફ્રૉલ્વેલ કુટુંબના યે થયા. એ મારકાપને અંતે બંને કુટુંબોમાં એકેક માણસ રહી ગયો. અને ત્યારે કેલ હાર્કનેસે અનુભવ્યું કે, હવે વેર ચાલુ રાખવું એનો અર્થ તો પોતાના જાન સાથે ખેલવું એવો જ થાય. આથી ફ્રૉલ્વેલ કૂળના છેલ્લા દુશ્મન સેમને પહોંચી વળવાને બદલે એ કમ્બરલેનના ડુંગરાઓમાં ભાગી ગયો.

એક વર્ષ પછી સેમને ખબર મળી કે, મારી સાત પેઢીનો દુશ્મન હજી જીવતો છે. તે ન્યૂયૉર્કમાં છે. તરત એણે ધૂળ ખાતાં હથિયારો સાફ કરવા માંડ્યાં અને ઉપયોગ કરી શકાય એવાં કર્યાં. પ્રવાસની સામગ્રી ભેગી કરી અને મેજના ખાનામાંથી કોલ્ટની રિવૉલ્વર કાઢી.

રિવૉલ્વરની સાથે સેમ ફ્રૅલ્વેલે લાંબા પાનાવાળો ધારદાર ચપ્પુ પણ કાઢ્યો અને બધું લઈને ખચ્ચર પર સવાર થયો.

રાત પડયે ન્યૂયૉર્ક પહોંચ્યો.

બીજે દિવસે ફ્રૅલ્વેલ કુટુંબના છેલ્લા માણસ કેલ હાર્કનેસને એ શોધવા નીકળ્યો. એ માત્ર બે જ બાબતો જાણતો હતો. એક તો એ કે કેલ હાર્કનેસ ન્યૂયૉર્કમાં સ્ટેશન વૅગન ચલાવે છે, બીજું એ કે હું એને ખતમ કરવા માટે ન્યૂયૉર્ક આવ્યો છું.

શહેરના મધ્ય ભાગમાં ચાલતા કોલાહલથી ખેંચાઇને એ એ જ દિશામાં ગયો. દરેક પગલે એને એમ લાગતું કે, હમણાં જ કેલ હાર્કનેસ સામે દેખાશે: ખમીશની બાંયો ચઢાવેલી હશે અને એક હાથમાં ચાબૂક હશે.

પણ, એક કલાક ભટકયા પછી યે કેલ દેખાયો નહીં. એને લાગ્યું કે, એ મારી પર હુમલો કરી શકાય એવી તકની રાહ જોઈને છુપાયેલો છે, અને જેવો હું નજરે પડીશ કે તરત બારણા કે બારીની ઓથેથી ગોળી છોડીને મને ઠાર કરશે.

હવે એ ચોકમાં આવીને ઊભો હતો. એણે ચારે તરફ જોયું. જાણે કોઇએ લોકોને નિર્દયતાપૂર્વક ઘરની બહાર કાઢીને ફેંકી દીધા છે, જિંદગી રેઢિયાળ પરંપરાની દિનચર્યામાં વહી જાય છે, સાવ મર્યાદિત બંધિયાર પરિપાટીઓ, પ્રથાઓ અને પ્રબંધો પ્રમાણે. લોકો સીધી હારમાં જતા હતા. એમની દોડધામ અને ધમાચકડીમાં એ પોતાની વિસાત ખોઈ બેઠો.

પથ્થરની એક ઇમારતના નાકે અડીને એ ઊભો રહ્યો. હજારો ચહેરા એની સામેથી પસાર થતા રહ્યા, પણ કોઇએ એની સામે જોયું નહીં. એકાએક એને એક એવો બેહૂદો ભય ઘેરી વળ્યો કે હું મરી ગયો છું, અને હવે માત્ર આત્મા જ છું. અને ત્યારે શહેરે એને પૂર્ણપણે પરાસ્ત કરીને ઘોર એકાકીપણામાં ધકેલી દીધો.

ડુંગરાળ ઝાકળના એક ટીપાની તરસથી સેમનું ગળું સુકાવા લાગ્યું. રસ્તાની પેલી બાજુએ ઘડિયાળના લોલકની જેમ ઝૂલતા,

બંધ થતા મદિરાલયમાંથી લોકો પૂરની જેમ આવ-જા કરતા હતા. વીજળીની પુર બહાર રોશનીમાં અંદર રાખેલા અલંકારોની ઝાંખી યે થતી હતી. ત્યાં જવા માટે એણે રસ્તો ઓળંગ્યો. અહીં કળાએ એક અત્યંત પરિચિત ગોળાકાર ગુમ કરી દીધો. સેમના લંબાયેલા હાથને બારણાનું હેન્ડલ ન મળ્યું. આંગળીઓ પીત્તળમઢ્યા પોલીશ કરેલા ઓક પર સરકીને રહી ગઈ.

શરમથી લાલ લાલ અને હતાશ થઈને સેમ એ અવાજ વગરના બારણેથી પાછો ફર્યો, અને એક પગથિયે બેસી ગયો. ત્યાં જ એક જાડી લાકડી એની પાંસળીઓમાં ખૂંપી—'ચાલવા માંડો !' એક પોલીસ કહેતો હતો—'ક્યારનો તું અહીં ફાફા મારે છે !'

બીજા નાકેથી સિસોટીનો કાનભેદી અવાજ આવ્યો. એ માર્યો માર્યો ફરવા લાગ્યો.

સામેથી એક ભીમકાય એન્જિન આવ્યું, અને એનાં ઘૂંટણોને ઉઝરડા પાડીને વિરૂદ્ધ દિશામાં ચાલ્યું ગયું.

રેશમી કપડામાં સુસજ્જ એવી એક સ્ત્રીએ એની પીઠમાં કોણી મારી અને એક જણે એને કેળાની છાલ પર સરકાવ્યો.

આખા દિવસના કામકાજ પછી પોતાનું સ્ટેશન વેગન મૂકીને કેલ હાર્કનેસ એ ઇમારતના નાકે વળ્યો, આર્કિટેકની તુંડમિજાજીને કારણે એનો ચહેરો રેઝર જેવો થઈ ગયો હતો. અનેક લોકોની આવ-જા દોડધામ વચ્ચે ત્રણેક વારના અંતરે પોતાના જીવના તરસ્યા ઠેલા ફ્રેલ્વેલને એણે જોયો. એને અત્યંત આશ્ચર્ય થયું અને પાસે કશું હથિયાર ન હોવાથી એણે આંચકો યે અનુભવ્યો. પણ ત્યાં સુધી તો ફ્રેલવેલની તીક્ષ્ણ નજરે એને શોધી કાઢ્યો.

એકાએક એના અંતરમાં કશુંક ઉપરતળે થયું. ચાલ્યા જતા લોકોના પ્રવાહમાં એક લહેર ઊઠી અને કેલનો ઘાંટો સંભળાયો-'કેમ છે સેમ ! તને જોઇને ઘણી ખુશી થઈ !' અને બ્રોડવે, ફિફ્થ એવેન્યુ અને ટવેન્ટીથર્ડ સ્ટ્રીટના કોણો વચ્ચે ઊભેલા કમ્બરલેન્ડના કૂળવેરીઓએ હાથ મેળવ્યા. 

# શેષ–અશેષ

□ રાવી

△

△
સર્જ્યું
છે
તેને
ભાંગીને
નવાં
રૂપો
આપી
શકીએ
△

એક કુંભારે પોતાનો કારભાર પોતાના પુત્રને સોંપતાં માટીનો એક ટેકરો પણ આપ્યો એ માટી જ એની સૌથી મોટી સંપત્તિ હતી. એ ટેકરાની માટી જ ખોદી ખોદીને એ કુંભાર એ માટીમાંથી વાસણ બનાવતો હતો.

દીકરાને બધું સોંપીને કુંભાર યાત્રાએ નીકળી પડ્યો. યાત્રા કરીને પાછો ફર્યો ત્યારે એણે જોયું કે, ટેકરાને ઠેકાણે સાવ સપાટ જમીન છે! દીકરાએ ટેકરો ખોદી ખોદીને કાઢેલી તમામ માટીનાં વાસણ બનાવી નાંખ્યાં હતાં.

'આટલાં બધાં વાસણો તો આ ગામની આખી એક પેઢીને ચાલી રહે એટલાં છે. મારે તો આ ગામના લોકોને કેટલાક નવા ઘાટ અને આકારનાં વાસણો બનાવીને આપવાં હતાં. પણ તેં તો ઉતવાળ કરીને આખો ટેકરો ખોદીને બધી માટી વાપરી નાખી!' ઘરડા કુંભારે દુ:ખી થઈને દીકરાને કહ્યું અને માથું પકડીને બેઠો.

□

આવી જ એક ઘટના સૃષ્ટિ-કલ્પના આરંભે થઈ હતી. બ્રહ્માએ પોતાના એક પુત્રને સૃષ્ટિસર્જનની કામગીરી સોંપીને કોઈ અગત્યના કામસર સમાધિ લીધી. સૃષ્ટિનું ઉપાદાન ભૌતિક તત્ત્વોનો એક વિશાળ જથ્થો પોતાના પુત્ર કલ્પમનુને સોંપ્યો. કલ્પમનુએ કેટલાક યુગોમાં એ તત્ત્વોમાંથી એક સહસ્ર નિહારિકાઓમાંથી કેટલાક સૌરમંડળો, ગ્રહો, નક્ષત્રો અને દેહધારીઓથી યુક્ત જીવતા જાગતા સંસારોનું સર્જન કર્યું.

બ્રહ્માની સમાધિ છૂટી ત્યારે કલ્પમનુની નવી રચનાઓ જોઈને એ દુ:ખી થઈ ગયા.

'એ તત્ત્વ-રાશિમાંથી મારે જીવનના આગામી વિકાસ માટે કંઈક જુદા જ પ્રકારની નિહારિકાઓ અને એની અંદર નવા પ્રકારના સૂર્યો અને સંસારોનું સર્જન કરવું હતું, પણ મૂળ તત્ત્વો તેં બધાં જ વાપરી નાખ્યાં!' બ્રહ્માએ ચિંતાતુર થઈને કહ્યું.



ત્રીજી ઘટના ત્યારની છે, જ્યારે આદિ મનુ વવસ્વતે માનવજાતિના વિકાસ માટે કલ્પના નામે વિસ્તૃત તત્ત્વ-રાશિનું સર્જન કર્યું હતું. માનવમનનાં દ્વંદ્વોની સાથે જ વાર્તાનો યે આરંભ થયો.

મનુ વૈવસ્વત સમસ્ત કલ્પના-રાશિ પોતાના જ્યેષ્ઠ પુત્રને સોંપીને ક્યાંક ચાલ્યા ગયા. પાછા ફર્યા ત્યારે એમણે જોયું કે, પુત્રે તમામ કલ્પના-રાશિ પોતાના કારીગરોને વહેંચી દીધો હતો અને એમણે એને અગણિત રૂપ અને રૂપકો આપીને શાસ્ત્રો, પુરાણો અને વિવિધ ગ્રંથો રચી નાખ્યા હતા. હવે એ કલ્પનાના-પૂંજમાં કશું શેષ રહ્યું નહોતું.

'માનવજાતિના વિકાસ માટે મારે એ કલ્પના-પૂંજમાંથી કેટલીક નવી કલ્પનાઓ અને રૂપોનું સર્જન કરવું હતું!' ચિંતાતુર મનુ વૈવસ્વતે કહ્યું.



કુંભાર, બ્રહ્મા અને મનુ—ત્રણેની સમસ્યા સરખી હતી. ત્રણે ભેગા થયા, બ્રહ્મા એ સૌમાં બુઝુર્ગ હતા. અને કુંભાર તો છેવટે મનુનો જ પુત્ર હતો. બ્રહ્માએ સમાધાન શોધી કાઢ્યું હતું. એમણે કહ્યું, 'સૃષ્ટિના ઉપાદાન, ભૌતિક તત્ત્વોના બીજા જથ્થાઓ હજી યે શેષ છે. જેમાંથી ભિન્ન પ્રકારની અસંખ્ય નિહારિકાઓ અને જગતો સર્જી શકાય એમ છે. કુંભારના ગામની બહાર માટીના ઘણા ટેકરા છે, એમની માટીમાંથી નવા પ્રકારનાં વાસણો બની શકે એમ છે. એ ઉપરાંત કલ્પ-નાના અગણિત, અક્ષય, વણસ્પર્શ્યા ભંડારો હજી આકાશમાં સુરક્ષિત

છે જેમાંથી માનવચેતનાને નવો આહાર મળી શકે એમ છે.' એટલું કહીને બ્રહ્મા અટક્યા, પછી બોલ્યા, 'પરંતુ હજી એ નવા ભંડારો સુધીની આપણી પહોંચ નથી. અગાઉ જે સર્જ્યું છે. તેને ભાંગીને આપણે એ જ સામગ્રીમાંથી હજી એટલાં નવાં રૂપોને જન્મ આપી શકીએ છીએ,' જે આપણી નવી જરૂરિયાતો માટે પૂરતાં હશે.'



ભૌતિક તત્ત્વોથી સર્જાયેલી વિશાળ નિહારિકાઓનું નિરીક્ષણ તો આપણે નથી કરી શકતા, માનવમનની કલ્પનાઓના વિસ્તારનો હિસાબ પણ કાઢી શકતા નથી. અલબત્ત, એટલું તો જોયું જ છે કે કુંભારે જરૂર કરતાં અલબત વધારે સર્જેલાં માટીનાં વાસણોનો સંગ્રહ સદીની અંદર જ ધોવાઈ ધોવાઈને એક નવો ટેકરો થઈ ગયો છે, અને નવાં વાસણ માટેની માટી એમાંથી મળી શકે છે. □

## જુલમી માણસ

જુલમી માણસ બીજા બળવાન પુરુષોથી બીએ છે. પણ એથીય વધારે બીક તો એને સત્યનિષ્ઠ પુરુષોની લાગે છે એનું કારણ એ છે કે બીજા બળવાનની સામે એ સામ દામ વગેરે ઉપાયો વડે પહોંચી વળી શકે એવી એને ખાતરી હોય છે, પણ સત્યનિષ્ઠ પુરુષને જીતવા તો એને પોતાને સત્યનિષ્ઠ થયે જ છૂટકો; અને એવો થવાની એની તૈયારી ન હોવાથી તેની આગળ એનાં શસ્ત્રો હેઠાં પડે છે.

—કિશોરલાલ મશરૂવાળા

### પગે સહી કરે છે?

એક સમય એવો ય હતો કે, ઓ હેનરીને યોગ્ય પુરસ્કાર મળતો નહોતો અને એમની આર્થિક સ્થિતિ સારી નહોતી. ઘરખર્ચ કાઢવા એકધારું લખતા, અને ટપાલીની રાહ જોતા. એક વાર એમની વાર્તા છપાયા પછી પુરસ્કાર ન મળ્યો. કેટલાયે દિવસ રાહ જોઈ. છેવટે ઓ હેનરી જાતે જ એ પત્રની ઑફિસમાં ગયા. સંપાદક તો ન મળ્યા પણ એમના સહકાર્યકર મળ્યા. એમણે એને પોતાની મુશ્કેલી કહી. પેલાએ બહાનું કાઢ્યું, 'માફ કરજો, ચેક પર મિ. હમની સહી થવાની બાકી છે. પગે મોચ આવવાથી તેઓ ઘેર છે.'

ક્ષુબ્ધ થયેલા હેનરીએ આશ્ચર્ય પ્રગટ કરતાં કહ્યું, 'તો શું તેઓ પગે સહી કરે છે?



### 'કાલે આવી જજો!'

સ્ટીફન લીકોક મિત્રોને ઘણી વાર ટુચકા કહેતા.

એક ભિખારી એક અમીરને ત્યાં ગયો. અમીરે એને ભાવથી પૂછ્યું, 'હું તારે માટે શું કરી શકું?'

ભિખારીને શું જોઈએ? એણે કહ્યું, 'મેં બે દિવસથી ખાધું નથી. ભોજન મળે તો ઘણો આભાર થશે.'

અમીરે થોડી વાર વિચાર કરીને પૂછ્યું, 'ભોજન વાસી હોય તો ચાલશે?

'ચાલશે.'

'વારુ તો તું કાલે આ જ સમયે આવજે.' અમીરે પ્રેમથી કહ્યું, 'અમે આજના ભોજનમાંથી થોડું બચાવી રાખીશું.' એટલું કહીને એણે બારણું બંધ કરી દીધું.



'કશું અશક્ય નથી.'

ઇન્ગ્લૅન્ડના રાજા ચાર્લ્સ બીજાને પોતાની કવિતા સંભળાવવાનો શોખ તો ખરો જ, તે સાથે એ સાંભળનાર કવિતાની પ્રશંસા પણ કરે એમ પણ ઇચ્છે. એના ચાલાક દરબારીઓ એની એ ઇચ્છા યે સંતોષતા.

એક વાર રાજાએ ઇન્ગ્લૅન્ડના એક વિખ્યાત વિવેચકને આમંત્ર્યા. એ બિચારા મુશ્કેલીમાં મુકાયા. એક તો સાચું બોલવાની નિષ્ઠા, બીજી બાજુ રાજાને સાચું કહેવાનો ભય પણ ખરો.

લાંબા સમય સુધી કવિતાઓ સાંભળ્યા પછી એમણે રાજાને કહ્યું, 'શ્રીમાન, મારું કહેવું એમ છે કે તમારે માટે કશું જ અશક્ય નથી. તમે સામાન્ય કવિતા લખવા ઇચ્છો તો એમાં યે તમે સફળતા પામો છો.'



'હું તો મરી ચૂકેલો છું!'

ચર્ચિલ ચેન્જ સ્મોકર હતા. એક વાર એમને જોવા આવેલા ડૉક્ટરે એમને કહ્યું, 'એક ચીરૂટ પીવાથી જીવનનું એક અઠવાડિયું ઓછું થઇ જાય છે.' ચર્ચિલ હસીને બોલ્યા, 'અરે મને આજે જ ખબર પડી કે ચીરૂટ પીવાને કારણે હું ૩૦૦ વર્ષ પહેલાં જ મરી ચૂકેલો છું.'

શિવનંદન કપૂર □


સમજુ લોકો

સર્વશ્રેષ્ઠ ટેરીન, ટેરીલીન, ટેરીવુલ

માટે

ડ્રીમલૅન્ડ

( ઍરકન્ડિશન્ડ )

ટાવરરોડ, સૂરત.

—ને જ પસંદગી આપે છે.

## શિષ્ટ, ઈનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| નાઈટમૅર (નવલકથા) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસમુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું (નવલકથા) | વિજય શાસ્ત્રી | ૩–૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી (નવલકથા) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| મેઘશ્યામ | હરિસિંહ દોડિયા | ૪–૦૦ |
| સરજત (વાર્તાસંગ્રહ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| નગરનંદિની | વજુભાઈ ટાંક | ૩–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ (ભાગ ૧–૨) | જ્યોત્સ્ના શુક્લ | ૪–૦૦ (દરેક ભાગના) |
| ધુધવાટ (વાર્તાસંગ્રહ) | નગીન મોદી | ૫–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| સાંસારિકા | સરોજ પાઠક | ૬–૦૦ |
| મારો અસબાબ, મારો રાગ | સરોજ પાઠક | ૪–૦૦ |
| મીણની પૂતળી | નવીનચંદ્ર પંડ્યા | ૬–૦૦ |
| સ્વર્ગ અને નરક (વાર્તાસંગ્રહ) | હરીશ નાયક | ૪–૦૦ |
| રેલના રણશૂરાઓ | શાંતિ દામકાકર | ૧–૦૦ |
| ભારતદર્શન (પ્રવાસકથા) | અમૃતલાલ શાહ | ૮–૦૦ |
| ચાર દીવાલો, એક હેંગર | જ્યોતિષ જાની | ૪–૦૦ |
| મહેક મળી ગઈ | ભગવતીકુમાર હ. શર્મા | ૩–૦૦ |
| અભિષેક (વાર્તાસંગ્રહ) | મધુસુદન પાઠક | ૩–૫૦ |
| રસ્તો (ગઝલસંગ્રહ) | રતિલાલ 'અનિલ' | ૪–૦૦ |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત–૧**

ગુજરાતી ગઝલ એટલે બે સંસ્કૃતિનો સુભગ સમન્વય

# ડમરો અને તુળસી



**હવે નવી સંવર્ધિત આવૃત્તિરૂપે આ સંગ્રહ ટૂંકમાં સુલભ બને છે**

મારા જીવનનું શિલ્પ ઘડાયું નહિ અનિલ,
જીવન વિતાવ્યું કોઈની મૂર્તિ ઘડી ઘડી.



યૌવનની પ્રીત પ્હેલી,
ફાગણની રંગ હેલી.

હૈયું અતિ અધિરું,
ને આંખ સાવ ઘેલી!

નયને કટાક્ષ આછા,
વાણી પ્રીતે રસેલી.



હૈયામાં પ્રીત, જાણે
મહેકી ઊઠી ચમેલી.

શરમાઈ તે રહ્યાં છે,
મેં સાવ લાજ મેલી!

ઈર્ષ્યાળુ કેટલી છે,
ઊગી ઉષા વહેલી!

તારી શરમની લાલી
ગુલમહોરમાં યે રેલી!



ડમરો અને તુલસી □ ડમરો અને તુલસી □ ડમરો અને તુલસી □ ડમરો અને તુલસી

શિક્ષણક્ષેત્રે સફળતાનાંસોપાનો સર કરનાર

અજોડ ક્લાસ એટલે જ

# આશા ટ્યુશન ક્લાસ

( દેસાઈ શેરી, સગરામપુરા, સુરત. )

ધો-૮ થી S. S. C. ના બધા જ વિષયો તથા પ્રિ. યુનિ. આર્ટ્સના અંગ્રેજી અને તર્કશાસ્ત્રના વિષયોનો સંપૂર્ણ અભ્યાસક્રમ અનુભવી શિક્ષકો દ્વારા શીખવાય છે.

દરેક વિષયનું સચોટ માર્ગદર્શન તથા પ્રશ્નપત્રોના ઉકેલ માટે નવા બેચમાં પ્રવેશ ચાલુ છે.

મળો : સંચાલક :

**જશવંતલાલ એ. જરીવાલા**

સમય : સવારે ૭ થી ૯-૩૦ સાંજે ૫ થી ૮

---

વેપારી, વકીલો, ડૉક્ટરો, વિદ્યાર્થીઓ

દરેકની પસંદગી એટલે

# ભારતી ઈંક

ભારતી ઈંક હંમેશ વાપરવાનો આગ્રહ રાખો

તેમજ

આકર્ષક કલરોમાં ગેરેન્ટેડ પામીર પેન વાપરો

મળવાનું ઠેકાણું

ભારતી ઈંક પ્રોડક્શન, ૯/૧૯૮૦, લીમડાચોક, સુરત.

તમારો કોઈ પુત્ર કે પુત્રી

શું

**એસ. એસ. સી.માં ભણે છે ?**

તો

**સ્ટડી સેન્ટર, સૂરતની**

એસ. એસ. સી. ના વિદ્યાર્થીઓને ચોક્કસ

પાસ થવાની ગેરંટી આપતી

**બાવીસ સકસેસ બુકો**

અપાવો

મૂલ્ય : પ્રત્યેકનો એક રૂપિયો

દરેક બુકસેલરો વેચે છે



સ્ટડી સેન્ટર

લીમડીફઈ, ગોપીપરા,

સૂરત-૨.




# લક્ષ્મીચંદ ભગાજી

શ્રોફ એન્ડ ફાયનાન્સર

## હાયર પરચેઝ ફાયનાન્સ

આપને ભાડા ખરીદ ધોરણે જોઈતી મહત્વની જરૂરિયાત-જેવી કે મશીનરી, ટ્રક, મોટરકાર, એરકન્ડીશનર્સ, ટી. વી. અને ધંધાદારી સાધનો માટે.

## ફિક્ષ ડિપોઝીટ

વ્યાજના દર · ત્રણ માસ : ૭ ટકા, છ માસ ૮ ટકા, ૧ વર્ષ ૯ ટકા, ત્રણ વર્ષ દસ ટકા, કરન્ટ એકાઉન્ટ ૩% સેવિંગ્સ એકાઉન્ટ ૫%



ટૂંકી મુદતની લોન-ચેક હૂંડી વ્યાજબી દરે વટાવવાની સવલત, સલામત, સદ્ધર રોકાણ અને આકર્ષક વ્યાજ



રમણ હાઉસ, ૧૬૯ બેકબે રેકલેમેશન,
ચર્ચગેટ, મુંબઈ-૨૦ (બી આર.)
ફોન નં. ૨૫૬૨૪૯. (ત્રણ લાઈન)

ગુજરાત-સૌરાષ્ટ્રનાં તમામ શહેરો અને
મહત્વનાં ગામોમાં પેઢીની શાખાઓ છે.

## સુરત વિભાગ

પારસી શેરી, સુરત. સ્ટેશન રોડ, વાપી· બીલીમોરા· ગણદેવી· અમલસાડ· ચીખલી· નવસારી· મહુઆ· બારડોલી· વાલોડ· રાંદેર· ઓલપાડ· અંકલેશ્વર· ભરૂચ· રાજપીપળા· જંબૂસર·

# ડંકાવટી

ફેબ્રુઆરી ૧૯૭૩

સાહિત્ય સર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૩ મું : અંક ૧૬૮ : મૂલ્ય એક રૂપિયો

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૮. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.

□

'ડંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ પ્રગટ થયે અંક, ઑફપ્રિન્ટસ મોકલી અપાય છે. કૃતિ રતિલાલ 'અનિલ', આનંદનગર, સગરામપરા, સૂરત–૨ સરનામે મોકલવી.

□

તંત્રી • મુદ્રક • પ્રકાશક
ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન
જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨

પ્રકાશનસ્થળ
નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

## શિષ્ટ, ઈનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| નાઈટમૅર (નવલકથા) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસમુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું (નવલકથા) | વિજય શાસ્ત્રી | ૩–૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી (નવલકથા) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| સરજત (વાર્તાસંગ્રહ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ (ભાગ ૧–૨) | જ્યોત્સ્ના શુક્લ | ૪–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| મીણની પૂતળી | નવીનચંદ્ર પંડ્યા | ૬–૦૦ |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત–૧**

સુરત સ્ટેશનની નજીકમાં જ
શહેરની જાણીતી અને માનીતી
એરકન્ડીશન્ડ હૉલવાળી

# સેન્ટ્રલ હોટલ

(સ્ટેશન સામે, સુરત.)

ચા, ઠંડાં પીણાં અને સ્વચ્છ
તથા સ્વાદિષ્ટ નાસ્તાની સગવડ

**: તદુપરાંત :**

રહેવા માટે આધુનિક
સગવડવાળા સ્વચ્છ–સુઘડ રૂમો

એક વખતની મુલાકાત આપીને
કાયમના ગ્રાહક–ચાહક બનાવી દેશે

# અનુક્રમ . ફેબ્રુઆરી. ૧૯૭૨





## આવતા અંકમાં

કંકાવટીના હવેના અંકથી નોબેલ પ્રાઈઝ વિજેતા યાસુનારી કાવાબાતાની વિખ્યાત નવલકથા બલાકા પંક્તિ (હજાર સારસો)નો અનુવાદ ક્રમશઃ અપાશે. અનુ. સોફિયા જોશી.

# વાર્તા ને 'નવોન્મેષ'-સંપાદન વિશે : સુરેશ હ. જોષી

**'કંકાવટી' તરફથી શ્રી સુરેશ હ. જોષીને બે પ્રશ્ન પૂછવામાં આવ્યા હતા તે, અને તેના તેમણે આપેલા જવાબ**

પ્રશ્ન ૧

'આમ પ્રવેશ નહીં મળે'ના 'સંસ્કૃતિ'પડકાર અને હજી જાણે ગઈ કાલે સૂરતમાં ડૉ. જયંત પાઠકના પ્રમુખપદે મળેલી એક સભામાં ડૉ. જયંત પારેખે 'વાર્તાકાર સુરેશ જોષી અવસાન પામ્યા છે' એવી અંતિમક્રિયા કરી ને પછી વાર્તા અને વિવેચન માટે તમને રણજીતરામ સુવર્ણચન્દ્રક આપવાનું જાહેર થયું છે. અને ૧૯૭૦નો રણજીતરામ સુવર્ણચન્દ્રક ૧૯૭૩માં અપાયો તે હિસાબે ૧૯૭૫ના આરંભે એ ચન્દ્રક સ્વીકારતાં તમારી વાર્તા અને વિવેચન વિશે તમે કંઈક કહેશો એમ માની શકાય, પણ ત્યાં સુધી રાહ જોયા વિના સુરેશ હ. જોષી એક બીજો માણસ છે, તેને વાર્તાના આકાર, રૂપવિધાન–રૂપનિર્મિત અને વસ્તુ વિશે કેટલાંક પોતીકા ખ્યાલો અને પ્રતીતિઓને કૃતિઓ રૂપે સિદ્ધ કરવાના પ્રયત્નો કર્યા એનો આરંભનો તબક્કો, મધ્ય તબક્કો અને છેલ્લા સંગ્રહમાં આવેલી વાર્તાઓ અને તે પછીના સામયિક વિરામ–એ વિશે એક તટસ્થ વિવેચક તરીકે તમને શું શું કહેવા–વિવેચવા જેવું લાગે છે?

સર્જક પણ તમે જ છો તો સર્જક તરીકે પણ તટસ્થતાથી તમારે, આજ સુધીની તમારી વાર્તાઓ અને વાર્તાકળા વિશેનાં તમારાં વિધાનો વિશે, ધ્યાનમાં લેવા જેવું જે કહેવાયું હોય તે લક્ષમાં રાખી કંઈ કહેશો?

ઉ. ૧

હા, વાત તો ભારે વિસંવાદી લાગે છે. પ્રવેશ સમયે જ જેને 'સંસ્કૃતિ'ના એ 'વિવેચન'માં જાકારો મળ્યો અને થોડાં જ વર્ષો પછી

એનું વાતાવરણ પરખાવા લાગે છે. કાફ્કાની કથાસૃષ્ટિમાં એવું વરતાય છે. પણ એવું કહીને હું કાફ્કા સાથે એક પંક્તિએ બેસવાની ધૃષ્ટતા કરતો નથી. આટલે સુધી આગળ વધ્યા પછી લખાણ પણ ઓછું થતું આવે. દર બીજે વર્ષે સંગ્રહ લઈને હાજર રહેવાની જવાબદારીમાંથી એ છૂટી જાય છે.

પ્રત્યાવર્તનવાળાં પ્રતીકકલ્પનોની ચર્ચા કોઈ એક કૃતિ લઈને, અન્ય કૃતિઓનો સંદર્ભ દૃષ્ટિસમક્ષ રાખીને, કરી શકાય. પણ આપણે ત્યાં વૃત્તિ એવી દેખાતી નથી. આને પરિણામે પ્રગલ્ભ અને સ્પષ્ટવક્તા બનવાનો ખેલ ચાલ્યા કરે છે. તેમાં મારા જેવો કોઈક હાથમાં આવ્યો હોય તો ઘણા વખતની કુણ્ઠિતવૃત્તિનો મોક્ષ થઈ જાય છે. ગુજરાતે જુદા જુદા બે માણસની કલ્પના કરી છે. એ તો કદાચ મારા એથી ય વધુ ખણ્ડ પાડે તો નવાઈ નહીં મારે તો માત્ર આટલું જ કહેવું પ્રાપ્ત થાય છે કે મેં સમાનપણે સાવધ રહીને લખ્યું છે. એના એકે એક શબ્દની જવાબદારી મારી છે. 'કથાચક્ર'ના છેલ્લા ખણ્ડમાં એની ગતિવિધિનું ઇંગિત મળી રહેશે.

આ બધા અન્તે આજે હું માગી સાતેક વાર્તાઓને જ ટકી રહેલી જોવા ઇચ્છું. એ સિવાયની બીજી તો એ વાર્તાઓના નિર્માણને આવશ્યક એવી પૂર્વભૂમિકા હતી, એને માટેનું આવશ્યક ક્ષેત્રકાર્ય હતું. મારી કૃતિઓનું સૌથી ઓછું 'વિવેચન' થયું છે. આ હું ફરિયાદરૂપે નથી કહેતો, હકીકત ચીંધી બતાવું છું. હમણાં જ પ્રસિદ્ધ થયેલા 'શ્રૃણ્વન્તુ'માં તથા 'કથોપકથન'માં વાર્તાનવલકથા વિશેના મારા સંપ્રત્યયો મેં નોંધેલા જ છે, એટલે વધારે પિષ્ટપેષણ જરૂરી ગણતો નથી. जानन्ति ये किमपि तान् प्रति नैष यत्नः ।

## પ્રશ્ન ૨

આમે ય ગુજરાતીમાં કાવ્ય વિશે જ વિશેષ વિવેચનો થયાં છે. વિવેચન તો બસ કવિતાનું થાય અથવા કવિતાનું મહત્ત્વનું વિવેચન કરે

એ જ મહત્ત્વનો વિવેચક એવું કંઈ વલણ રહ્યાનું લાગે છે. અને એક કાળે વિચારપ્રધાન કહેવાતી કવિતા વિશે સદ્‌ગત બ. ક. ઠા. એ તો, યાદ આવે ત્યારે ચોંકીએ પણ ખરા એટલું બધું કર્યું છે, એ સાંભરણ સાથે, અમુક દશકાની જે કવિતાનો સંચય તમે કર્યો છે એ વિશે તેમાં સમાવેશ ન પામી હોય એવી કવિતાના સર્જકો, જેઓ પોતાને કે પોતાના કવિમિત્રને એવા સમાવેશના અધિકારી માનતા હોય, તેમણે ઊહાપોહથી માંડીને છાપી શકાય એવી ગાળ દેવાના અકુણ્ઠિત સાહસ કર્યાં છે ત્યારે, એમાંની કંઠા, કુણ્ઠિતતા (અપૂર્ણતા) કે સાહસને લક્ષમાં લીધા વિના એ કવિતાઓ અને એ પછી એવા સાહસની લકીરે ચાલતી ગુજરાતી કવિતાની સીમા તમને ક્યાં લાગે છે ? એનાં કારણો અને કારણ માનવાના આધારો શા છે?

ઉ. ૨

'નવોન્મેષ'ની ઠીક ઠીક ટીકા થઈ. આજથી પાંચ–છ વર્ષ પહેલાં યોજાયેલા સંવિવાદમાં કાવ્યચર્ચા માટે થોડીક લાક્ષણિક ચર્ચાસ્પદ કવિતાઓ હાથવગી મળી રહે એ ઉદ્દેશથી કામચલાઉ સંકલન કરેલું. એ એની પહેલી મર્યાદા. બીજું, ત્યારે એ બધા કવિઓની કવિતા ગ્રન્થસ્થ થઈ નહોતી. આથી કવિમિત્રોએ જ જેટલું સંપડાવી આપ્યું તેનો જ આધાર લેવો પડ્યો. આજે કેટલીક કવિતાઓ સમાવાઈ નથી એવા ઉલ્લેખો જોઉં છું, પણ તે તો સંકલન '૭૨–'૭૩માં કર્યું હોત તો જ શક્ય બન્યું હોત. વળી પૃષ્ઠસંખ્યા તો પચાસની જ રાખવાની હતી. છતાં, 'નવોન્મેષ'ને નિમિત્તે થોડી પાયાની ચર્ચા થશે એમ મેં ધારેલું. ખેદ છે કે એવું કશું બન્યું નથી. વળી સુરેશ જોષીનું નામ જ કેન્દ્રમાં રહ્યું, પ્રવૃત્તિ કેન્દ્રમાં ન રહી!

આ કવિતાપ્રવૃત્તિ હવે એક ઢાંચામાંથી બીજા ઢાંચામાં ઝટ સરી જતી લાગે છે. ગાંધીયુગની કવિતામાં જે એકધારાપણું આવી ગયેલું તે ફરીથી આપણે વહોરી લીધું છે. બહુ જ થોડા કવિ પોતાનો

આગવો અવાજ પ્રકટાવતાં લાગે છે. થોડી વિલક્ષણતાઓ કે manherism ઉપજાવી લઈને સન્તોષ માને છે. ગીતો ગઝલોનો રાફડો ફાટયો છે, કવિતા-માસિકો વધ્યાં છે. પણ આપણી પાસે હજી કોઈ major poet નથી. તૂટક તૂટક ખણ્ડો દેખાય છે. અખણ્ડ વિસ્તરતું કાવ્યવિશ્વ દેખાતું નથી. ઈન્દ્રિયવ્યત્યયો, કહેવાતા સરૂરિયલ પ્રયોગો અને થોડી ધૃષ્ટતાભરી વાચાળતાઃ-આટલાથી ગાડું ગબડતું લાગે છે. આ કવિઓએ પોતે જ પોતાની કવિતા વિશે ઉગ્ર અસન્તોષ કેળવવાની ક્ષણ આવી લાગી છે. ∴

## એલર્જી □ લાભશંકર ઠાકર

મને અમુક શબ્દની એલર્જી છે
જેમ કે 'પ્રેમ.'
મારી ભાષામાંથી એણે દ્વેષને ચૂસી લીધો છે.
દ્વેષને ચૂસી ચૂસી એ પુષ્ટ થયો છે.
એના આવતાની સાથે મારી ભાષા
સૂજી જાય છે
લાલઘૂમ થઈ જાય છે.
એવી જ એલર્જી મને
'દયા'ની, 'અહિંસા'ની, 'માનવતા'ની છે.
'દયા' શબ્દ પ્રવેશતાં જ મારી ભાષાને દમ ઊપડે છે.
એ હાંફવા માંડે છે.
'અહિંસા' શબ્દથી મને 'હે-ફિવર ચઢે છે
અને 'માનવતા'થી એને કૅામન-કોલ્ડ થઈ જાય છે.
અલે, છે કોઈ ખેરાળુના બાપુ!
જેમની ફૂંકે મારી ભાષાનાં દરદ દૂર થાય.

## વનાંચલમાંથી પસાર થતાં □ ઉશનસ્

આ વનોને મન ફૂટે
તો
મને શ્રદ્ધા
કોઇ સંતની સરળતાનો
આકાર લે; એ શક્ય છે;
પણ
આ મારું, તમારું, આપણું કુટિલ મન
ક્યારેય કોઈ ઝાડમાં રૂપાંતર પામે
તો
તે કોઇ તાડ કે દેવદાર જેવું
સરલ દ્રુમ તો
ન જ થઇ શકે;
એની અડાબીડ ગૂંચવાયેલું, વાંકુંચૂંકું
વગડાપણું
બહુ તો, કોઈ કાંટયના ધૂંગાનો આકાર લે;
હે વનો!
હું તમારાથી તો
ઉઝરડાઇનેય આરપાર નીકળી શકું છું
પણ
આ મારા – તમારાં – આપણા મનની
અડાબીડ અસૂર્યા
ઝાડીમાંથી તો
આમ કે તેમ
એક ડગલુંય...

# એ પછી □ દિનેશ પંડ્યા

એક આંખથી ગોતરી ખાતો
ગોખરો સૂરજ ઊગે
ને પાંપણમાં પથરાયેલું ઝાકળ
ઊડી જાય તે પહેલાં......

રાતને ચોંટાડી ચોંટાડી કાળા ભમ્મર કરેલી
ઘરની દીવાલોની આરસલીસ્સી સપાટી પરના
ભેંકાર ભૂતાવળની
ચાડિયો આગિયો સૂરજને ચાડી ખાય
તે પહેલાં......

આમ તેમ અફળાતા આકારોની વચ્ચે
અટવાતા ગભરુ શ્વાસને
એક સામટાં સો સો તીર ભોંકાઈ જાય
તે પહેલાં......

લાવ થીજી જાઉં.
નદીમાં નહાતા તણાઇને દરિયામાં ડૂબી ગયેલા
તારાઓને–ભરતી બાદ–
ચન્દ્ર આકાશમાં ગોઠવી દે
એ પછી......

મૌનનાં આંસુઓનાં ઠરેલાં ટીપાંથી
સર્જાયેલો પર્વત પાછો આંસુ બની
મૌનમાં પીગળી જાય
એ પછી.....

અંધકારના બોજથી અમળાતા રસ્તાઓ પર
હાંફતાં એકાન્તને કોઈ હૂંફ મળી જાય
એ પછી જ થીજી જાઉં......

## સમય □ અમૃત ઘાયલ

વીરને રણથી ભાગતો જોયો,
સિંહને ઘાસ ચાવતો જોયો;
આજે ઘાયલ અમે સગી આંખે–
સૂર્યને ધૂળ ચાટતો જોયો.

## • ગઝલ •

રામ જાણે આ અમે કેવા ખયાલે મૂકી,
જિંદગી તારી ગલીના જ હવાલે મૂકી.

લટને હળવેક લઇ રેશમી ગાલે મૂકી,
આજ તો સાચે શરમ સાવ વહાલે મૂકી.

કર વિશે મૂકી પ્રથમ એણે કળાની રેખા,
ને પછી રેખા રઝળપાટની ભાલે મૂકી.

હાથ ઊઠયા જ નહીં આજ દુઆઓ માટે,
કોણ જાણે શી શરત મારા સવાલે મૂકી !

એવી રીતે ય તરસ આંખની છીપી જ નહીં,
તારી તસવીર અમે સઘળી દીવાલે મૂકી.

કીધું લીલામ અમે પાઘનું પીવા માટે,
કે પ્રતિષ્ઠા જો બચી એ ય પિયાલે મૂકી.

ખ્વાબ ઘાયલનાં ગયાં આંખમાં આંજી કાજલ,
હાથમાં મેંદી યે ઘાયલના ખયાલે મૂકી.

ગઝલ

## અજિત ઠાકોર

અક્ષરોમાં અર્થ થઈ ઠરતો રહું,
શબ્દપોલાણોમાં ખળભળતો રહું.

સંભવોનો સૂર્ય ચીતરતો રહું,
રાતને નિષ્પર્ણ હું કરતો રહું.

થાકનો ઢગલો થઈ ફસડાય સાંજ,
નામ તારું લૈને સળવળતો રહું.

શ્વાસટોળું નામમાં પાછું ફર્યું,
ક્યાં...ક દૃષ્ટિપાર હું વળતો રહું.

એક બીજા સૂર્યને માટે ફરી,
મૌનઅંધારામાં ઓગળતો રહું.

ગઝલ

## અદમ ટંકારવી

તેજની સીમાઓ ઓળંગી ગયા,
ને તિમિરના મુલકમાં આવી ગયા.

નામાબરની પણ જરૂરત ના રહી,
અક્ષરો ઊડીને ત્યાં પ્હોંચી ગયા.

એક પીંછું આંખમાં તરતું રહ્યું,
ભેદ સૌ આકાશના ખૂલી ગયા.

ઊંટની આંખેથી એક તણખો ઝર્યો,
જે હતા તંબૂ, બધા સળગી ગયા.

દૂરથી ટહુકાર મીઠો સાંભળી,
બારણાનાં તોરણો તૂટી ગયાં.

સાત પગલાંના સમંદરમાં અદમ,
એક-બે રસ્તા હતા, ડૂબી ગયા.

# હેમંતની સવાર □ હેલ્પર ક્રિસ્ટી

૧

ક્લાસરૂમની એકેડેમિક ભીંતે
પડઘાતા સુક્કુ સુક્કુ શબ્દો
ટાઈપ ફાઉન્ડ્રીમાંથી નીકળતા
સરખા માપના ટાઈપ જેવા...
બ્લેકબૉર્ડનું મૌન
'હું'ની કેટલીક સંખ્યા
'ભગ્ન આચીર'ના રેફરન્સો
વચ્ચે
મારામાં ઊગ્યું
ધુમ્મસનું ઘાસ
ધુમ્મસનું વૃક્ષ
ધુમ્મસનું સઘન મૌન
ને
ભૂલી ગયો
કે
રજિસ્ટરની જેલમાં પુરાયેલો
હું
૭૬ નંબરનો કેદી છું.

૨

ક્લાસરૂમમાં પિરિયડ
પિરિયડમાં પાઠ
પાઠમાં બોધ
બોધમાં ટાંચણ
ટાંચણ પર ટિપ્પણ...
હું, 'બાયર'ને બે નોટબુક
વચ્ચે ધીરેથી દબાવી
સાહેબની
આંખના રજિસ્ટરમાં
પ્રેઝન્ટ પુરાવી
નીકળી ગયો બહાર...
શ્વેતાચ્છાદિત
હરિત ઘાસ પર
અનેકાનેક શકુંતલાનાં
ઝાકળનાં ભીનાં આંગળાંએ
અજાણી લિપિમાં આલેખેલા
અક્ષરો...શબ્દો
ઉકેલવા.....

# જાળ □ કિસન સોસા

એક લાલચોળ ચ્હેરો
ઊંઘરેટા હાથો વડે ફેંકે શ્વેત જાળ
પાણી પર પડતા પવન જેવો અવાજ સાંભળું પવનમાં
ચડડડડ......
ઝૂલતી નિણાજું
નેવેથી, આંગણેથી, સામેના મકાનની છતથી
મસ્જિદ, કબ્રસ્તાનથી
હરેક મકાન પર
શ્વેત શ્વેત ચળકતી, માછલીનાં ભીંગડાંનાં આભલાં ગૂંથી
વિરાટ જાળ
તેમાં
તું
હું
આપણે-આપણું આ સમગ્ર નગર
તેના પ્રત્યેક ઈષ્ટ અનિષ્ટ સાથે શ્વસે
વીણ્યા કરે ઓરડે વેરાયેલાં પતાસાં.

જાળ
જે ત્વચા પર ચોંટી ત્વચાની જેમ
તેને રજાઈની જેમ
અળગી કરવી કેમ?
જો અને નીઅને ઊંટપગલે ચાલીએ...ચાલ્યા કરીએ
હરીએ-ફરીએ-ચરીએ
સાવ મુક્ત હોઈએ એમ!
એક લાલચોળ ચ્હેરો
થાક્યાપાક્યા હાથો વડે ખેંચે પીત પીત જાળ
પાણી પર સરકતા પવન જેવો અવાજ સાંભળું પવનમાં
(આ જાળમાંથી
આપણે આમ ક્યાં સુધી સરકતાં-છટકતાં રહીશું
ક્યાં સુધી?)

ચડડડડ......
સંકેલી, સ્કંધ પર નાખી
ઊતરી જાય ક્ષિતિજનો ઢાળ...
લમણા પર ઝળૂંબી રહેલી સુકાતી જાળનો ભાર.

## મારું ઘર ▫ કિસન સોસા

વર્ષો પછી પુનઃશ્ચ
તારી ડેલીને ઝાંપે પગરવ ઉતારતા
ફાનસનું અજવાળું સિંગર પર મૂકી
સિલાઈ કરતી નિરખી તને.

ઓહ, તારો કેસુડાનો ચહેરો
ઉતાવળી નજરે ભરી લીધો ખીચોખીચ
લોચનમાં.

અસ્તિત્વ પર લ્હેરખીની હળવી વાછંટ ઢોળી
નમી જલા વીંઝણા જેવાં
તારાં પાંપણ ઢળ્યાં...

આત્યાનો, મનગમ્યા–નો અણસાર ઘૂંટડે પીધો.

સિંગરના અવાજમાં સાંભળતો રહ્યો :
દૂરદૂરના આકાશમાં ઊડતી કુંજડીનો રવ.
ભીની ભીની તાજપ ફરી વળી શ્વાસના છલકાતા બેડાની.
તું, મારી ફૂટતી મૂછને દોરે ફૂટેલું પહેલું નામ...

સવારે તડકાનું પૂર પેલે ઓટલે અડતું, ને
મારું ઘર ઝળૂંબી જતું ઝરૂખેથી.

ઝાંઝરરવની ફૂલનૌકાએ તું આવતી–જતી...
માંજેલી હેલ્યુંનો ચળકાટ હતો ત્યારે દશ્યે દશ્યમાં.

મારે ઊંબરે બેઠી ભરત ભરતી તને જોયી'તી.
વેંત છેટેના ફળિયામાં
કેટકેટલા પ્રસંગો ફૂંકાયા વિરમ્યા.

આજે
નભભંગ કુંજડી જેવી બેઠી સૂનમૂન
સિલાઈ કરતી સિંગર પર.

હું
મારું ફાટી ગયું આકાશ
તારે ટેભે હજી સંધાય, પણ...
આપણી વચ્ચે હવે ઝૂલે કુંવારો દોરો.
હજીય તારા ભણી મારી આંખ
લીલાસોલ મબલખ ખેતર ભણી વળતાં પંખી જેવી
વળે...
તારી હેલીબહાર તો ક્યારનો નીકળ્યો
ફાનસટમકતાં ઓરડાંઓનું ફળિયું વટાવતો
ક્યારનો ચાલું, ક્યારનો...
અરે, કાં આવતું નથી મારું ઘર......?



# ઝાકળ

**□ રતિલાલ 'અનિલ' □**

□

**સૂર્યનો** ઝાંખો ગોળો, ભૂખરો લાલ લાલ, તાજો ઊંઘમાંથી ઊઠેલા છોકરાની એક આંખ જેવો દૂર દૂર, અણજો પરાધો શ્વેત ટણોની પાછળ અમૂધ જેવો આ રોજની દુનિયા આવી અસ્પષ્ટ ધૂંધળી કેમ લાગે છે એવા ભાવથી તાકી રહ્યો છે.

આકાશની ભૂરાશમાં નરમનરમ ધોળાશ ભેળવીને કોણે રસી દીધી છે, સૂરજની એક આંખ એનો તાગ કાઢવા મંડાઈ છે.

સૂર્ય ખુલ્લી આંખે સ્વપ્ન જુએ છે. બધું પરિચિત છતાં અસ્પષ્ટ એટલે અપરિચિત બની ગયું છે...પણ સૂર્યની એક ખુલ્લી આંખમાં સ્વપ્નદર્શનની મુગ્ધતા નથી. કદાચ સ્તબ્ધતા છે......

ભૂરું આકાશ મોતીના ભીના ચૂર્ણ જેવું થઈ ગયું છે. ચૂર્ણ વેરાઈ ગયું છે, ચૂર્ણ ઊડ્યું છે, ચૂર્ણ નીચે વેરાયું છે અને ઉપર પહોંચ્યું છે...એના કણો કોઈ વિશિષ્ટ ગુરુત્વાકર્ષણે એકબીજાને આધારે અખંડ થઈ આકાશ સુધી વ્યાપીને એક વિરાટ ધવલ પરદો થઈ ગયા છે......

△
એ
રહે
છે
અને
હું
જ
ઓગળી
જાઉં છું
△

△
△ △
△ △ △

પરદો મારી આગળ છે, પરદો મારી પાછળ છે, પરદો મારા પગ નીચે છે, પરદા મારા માથા પર છે, પરદાને હટાવું છું તો હટે છે છતાં રહે છે. પાછળ જાઉં તો રહે છે, આગળ જાઉં તો રહે છે અને હું જ ઓગળી જાઉં છું........

સમગ્ર જાણે ધોળું આકાશ થઈ ગયું છે, પણ હું મારી પાંખ વીંઝી શકતો નથી, આ પગ આટલા ભારે ક્યારે ય લાગ્યા નહોતા અને 'હું' ને વળગી રહેલું શરીર એક ભારેખમ સ્થિતિનું દેખાનું યે હવે જ લાગ્યું.

મોતીચૂર્ણના વિરાટ અંધારમાં સૂર્યનાં સોનેરી કિરણો ઝાંખાં ભૂખરાં થઈ ગયાં છે, એને માંજીને ચકચકતાં કરવાની ઇચ્છા થતી નથી……એની સ્વપ્નિલ અસ્પષ્ટતા અને અલસનામાં આળસ નહીં પણ ઘેન છે, સહ્ય એવો કેફ છે; એટલે એ મસ્ત લાગે છે…સૂર્યનાં કિરણો ગૂંચવાઈ ગયાં છે, અને બસ એમ જ પડ્યાં રહે એવો મોહ થાય છે. એને ઉકેલવાં, સરખાં કરવાં કોઈ હાથ લંબાશે નહીં…… પણ હું જાણું છું, એ કિરણો સૂર્યના હાથ છે, અને ગૂંચમાંથી છૂટવા અદૃશ્યપણે પ્રવૃત્ત જ હશે……

આસપાસનું બધું સ્થૂળ અસ્પષ્ટ થઈને પોચું પડી ગયું છે… રૂની ઢીંગલી બને છે, મોર-પોપટ-હરણ બને છે…રમકડાંવાળો રૂનાં વૃક્ષ, રૂનાં ઝાડ, રૂનાં રસ્તા અને આખેઆખા માણસ કેમ નહીં બનાવતો હોય? પેલું ઘર તો મોહર્રમના રૂના તાબૂત જેવું લાગે છે…

સામસામે ઊભેલાં વૃક્ષો એકબીજાંને નજર માંડીને જોતાં નથી, અરસપરસનો તાગ કાઢવાને સભાન નથી, પોતાનામાં રહેલા કશીક માધુરીને પામવાને પોતાનામાં જ મગ્ન ડૂબેલાં છે…એમની લંબાયેલી ડાળીઓ પણ અરસપરસને ચીંધતી નથી, સીધી ડાળી પણ આસન માંડી બેઠેલા મુનિના હસ્ત શી પોતા તરફ જ ભાવનજરે વળેલી છે…

આ સઘન ધુમ્મસ મુલાયમ છે, આત્માની જેમ એ અનુભવાય છે, હાથમાં આવતું નથી. મુઠ્ઠીમાં ભરું છું તોયે બહાર રહી જાય છે. પિણ્ડમાં છે તે જ પિણ્ડની બહાર પણ છે, જાણે……પાણીમાં મુઠ્ઠી વાળું અને મુઠ્ઠીની બહાર પાણી રહી જાય એમ…હવે આકાશને

હું કદી મુઠ્ઠીમાં લેવાનો પ્રયત્ન નહીં કરું—એ પણ આ ધુમ્મસની જેમ બહાર રહી જવાનું છે.

આસપાસનું બધું જરઠ બરડ, ધૂંધળાશમાં ઓગળવા જેટલું પ્રવાહી થઈ ગયું છે...ઝાંખા આકાશમાં એક ભૂખરી આંખ માત્ર તેજની ચમકથી જ વરતાય છે...તાણેલી પણછ જેવું બધું તંગ હતું તે, પોતાનામાં રહેલા સ્વરને પોતે જ સાંભળતા વીણાના તાર જેવું થઈ ગયું છે.

પેલો સૂર્ય, મને, તમને-સૌને જાડા બરડ રૂપે, આંખને ઘા પડે એવા રંગે પ્રગટ કરે છે અને ચીતરેલા આકારો ખૂંચે એમ એ ખૂંચે ય છે, પણ આ ઝાકળે સૌને બથ ભરી આલિંગને લઈને ભીનાં ફૂણાં કરી દીધાં છે....

ધુમ્મસિયા કાગળ પર ભૂખરા પોત નીચે દબાયેલા ગાઢ રંગના માણસો, મકાનો, વૃક્ષો, રસ્તા અને ઉપર એક ભૂખરી લાલ આંખ ચીતરું તો તે આ ક્ષણનું સમસ્ત અસ્તિત્વ હોય...અર્ધ પ્રગટ, અસ્પષ્ટ, સ્વયંરત, સ્વપ્નિલ, કેફી........

એક વ્યાપક સ્વપ્ને સમગ્રને સ્વપ્નિલ કરી મૂક્યું છે.

...પણ પેલો સૂર્ય સ્વપ્ન નથી, અને એની એક ધૂંધળી આંખ જુએ છે એ સ્વપ્નિલ દૃશ્ય સાચવી શકવાનો નથી...સ્વપ્ન એ ભ્રાન્તિ નથી પણ, મનોગત સત્યનો સંકેત છે એ સૂર્ય નહીં સમજે...એની એક નજરમાંથી અનેકાનેક નજરો ફૂટી છે...મોતીવરણા સ્વપ્નના કણેકણને એનાં કિરણોના ભાલાની તીખી અણી છૂટા પાડી નાખશે... સૂર્યને હજી અવિશ્વાસ રહી ગયો છે કે, મારું સોનું હજી આ જગતે પારખ્યું નથી...અરેરે, સૂર્ય! પીછાન તે વળી રોજ રોજ કરાવવાની હોય. સોનું પણ શું કોઈ વિકારી પદાર્થ છે, બાર કલાકે રંગ, વાસ ને રૂપ બદલતો?

એને ખબર નથી, આ જે અસ્પષ્ટને સ્પષ્ટ કરવા એ મથે છે તેજ મારા ચિત્તમાં સ્પષ્ટપણે અંકિત થઈ ગયું છે.. એની સ્પષ્ટતા અજાણ્યાના રોકડા વહેવાર જેવી બજારૂ લાગે છે......

પાંદડાં પર અને ઘાસ પર ઝાકળના હાથે જે કંઈ લખ્યું-ભૂંસ્યું છે તે રહી જવાનું છે.

ઝાકળ હવે મારા ચિત્તમાં વ્યાપી ગયું છે...એક અસ્પષ્ટતાનો હિમાલય અંકાઈ ગયો છે અને તળેટીમાં પગ મૂકીને એના શિખરે પહોંચી ગયો છું શિખર અને વાદળાંનું આલિંગન અનુભવી રહ્યો છું...બુદ્ધિનો પ્રખર સૂર્ય ધૂંધળો થઈ ગયો છે, સર્વકાંઈને સ્પષ્ટ કરવાને બહાને પોતાનેજ વધારે ને વધારે પ્રગટ કરવાના એના સભાન પ્રયત્નોને ચિત્ત પામી ગયું છે એ પ્રખરમાં ઝાકળના અગજો પરાધો કણો ઓતપ્રોત થઈ ગયા છે...ઝાંખા ભૂખરા અગ્નિના પિણ્ડના આછોતરા પ્રકાશમાં ઝાંખું શ્વેત ભુરું આકાશ, નીચે ઊભેલાં સ્વપ્નિલ વૃક્ષો, ઘરો. માર્ગો અને માણસો *જેમનાં તેમ છે—આ ચિત્રને સૂર્યનાં* કે બુદ્ધિનાં પ્રખર કિરણો ભૂંસી શકે એમ નથી. ડાર્ક રૂમની છબી ધોવાની તાસકમાં પ્રવાહી રસાવણને બદલે આ ઝાકળને ભરી શકું તો કેવું સારું ! □

---

## સ્પર્શ

કળા સાહિત્ય, માનસશાસ્ત્ર અને જાતીય પ્રશ્નોને કેન્દ્રમાં રાખીને પ્રગટ થયેલા આ નવા માસિકના સંપાદકો છે સર્વશ્રી રવીન્દ્ર મોરપરીઆ અને પવનકુમાર જૈન, વાર્ષિક લવાજમ રૂ. પાંચ; અરવિંદ શ્રોફ, ૪૪/૬૨ અરદેશર દાદી સ્ટ્રીટ, ત્રીજે માળે, મુંબઈ–૪.

# 'વિસ્મૃત'* અપરિચયના
## વિસ્મયનું વાતાવરણ

△
કર્તાના સંયમનું એક ઉદાહરણ, ભાવકને ન ભૂલવા પ્રેરે એવું
△

આપણા વાર્તાસાહિત્યમાં ઘટનાલોપનની ઝુંબેશ ચાલી અને હમણાં એ ચાલ મંદ પડી ગયેલી જણાય છે. ઘટનાને વારતાના દેશમાંથી નિકાલ કરવાનું ઝનૂન જે કૃતિઓમાં પ્રધાનપણે દેખાઈ આવતું ત્યાં બળાત્કાર અને આયાસના ઢસરડા, જોનારને ભળાયા વગર રહેતા નહોતા. કલાકૃતિનું નિર્માણ સમાન કસબ છે એવી વિભાવનાનો અતિરેક તે તે સ્થાનોએ સ્પષ્ટ થતો.

કિશોર જાદવની આ ટૂંકી વાર્તામાં આમ જોવા જાઓ તો તથાકથિત અપયશખ્યાત ઘટનાતત્ત્વને નામે કશું નથી. પણ અન્યત્ર સંભવ્યું છે તેમ 'જુઓ, મારી કૃતિમાં ઘટના નથી. થઈ ગઈ ને કલાકૃતિ!' જેવો દેખાડો નથી બલ્કે એનો અભાવ જ આ કૃતિને કર્તાના સંયમના એક ઉદાહરણ તરીકે ન ભૂલવા ભાવકને પ્રેરે છે.

△
△△
△△△

મારી દૃષ્ટિએ 'વિસ્મૃત' વિશિષ્ટ વાતાવરણની વાર્તા છે. વાતાવરણ ધુમ્મસનું છે અને એમાં સમયે સમયે વિસ્મય, ભીતિ અને અંતે શોકમય પ્રસન્નતાના યા

* "પ્રાગૈતિહાસિક અને શોકસભા." પૃ. ૫૯ ઉપરની વાર્તા

પ્રસન્ન ગ્લાનિના પરિવેશો (halos) પાડીને કથાકારે પોતાની કલમનો સુશક્ત પરિચય આપ્યો છે. વાર્તાના વાચન બાદ ધુમ્મસમાં ઘૂમી ઘૂમી તમે ધુમ્મસના આદિમ પ્રાકૃતિક અંશ રૂપે સ્વયંને અનુભવો છો એ રચનાના આયોજન અને મળેલા શબ્દરૂપની વિશેષતા છે.

ધુમ્મસ વીતી ગયેલાં હજારો વર્ષોને સમાવતા સમગ્ર સમયનું વાચવી પ્રતીક ઠરે છે. એમાં જે કોઈ જાય એને ધુમ્મસ-સ્વરૂપ બનવું જ પડે જેમ કે પુરુષ વિનાયક–સ્ત્રી નંદી અને તેમના અવાજો પણ ધુમ્મસ છે.

જાદવે તેમના વાર્તાસંગ્રહમાં નાયક રૂપે વિનાયકને પૃ. ૪૪ પરની વાર્તા "વિસ્મૃતઃ (પત્નીની પશ્ચાદભૂ)" અને અન્ય વાર્તાઓમાં પ્રસ્તુત કરેલો છે પણ આ સાતમી વાર્તાને સ્વતંત્ર વાર્તા તરીકે જોતા હોઈ પેલાની વાત અહીં છાંડી છે.

નાયક વિનાયક જે ધુમ્મસની ધૂંધળી સૃષ્ટિમાં પ્રવેશે છે (અને એની આંગળીએ ભાવક પણ) એમાં પદેપદે સ્વપ્નની અપરિચિતતાનું આશ્ચર્ય અને અજ્ઞાત ભયો લેખિનીના અમથા લસરકાથી પ્રત્યક્ષ કરાવાયા છે. આપણને એમ જ લાગે કે ધુમ્મસ એટલે "અશરીરી હલનચલન" અને એ રીતે આપણે પણ કથામાં ગતિ કરીએ છીએ.

વાર્તાના પ્રથમ વાક્યથી જ વિસ્મૃત વ્યતીત શા ધુમ્મસની અજબ આલમમાં લેખક આપણને પાસપોર્ટ આપે છે. વર્ણન છે:

**સામેથી કોઈ આવી રહ્યું હોય એમ લાગતું નહોતું, છતાં નજર આગળ કોઈ ભમ્યા કરતું હોય, નજીક આવી એની પીઠ પાછળથી આંટો મારીને વળી ફરી સામેથી આવતું દેખાય, એમ ધુમ્મસના થર સરકતા હતા.**

આવી નિર્દેહી પ્રેતસૃષ્ટિના પ્રાસ્તાવિક પછી નાયક વિનાયકને એમાં મનુષ્યરૂપે નહિ પણ 'બુઢ્ઢા સર્પની જેમ' સરકતો દર્શાવ્યો છે.

'બત્તીઓને સફેદ રૂના છૂટાછવાયા પોલ' જેવી ધુમ્મસ-હસ્તી અર્પી છે. નાયક પોતાની ઇચ્છાશક્તિ (will) થી અસ્વતંત્રપણે 'તેલટપકાં' કે પરપોટા શો વહેતો વહેતો રેસ્ટોરાં પાસે પહોંચે છે, જ્યાં એને માણસોની આકૃતિઓ ફુગ્ગા જેવી લાગતી હોવાથી 'ફુગ્ગાઓ ફૂટી જાય ખરા?' એવો અલપઝલપ વિચાર આવે છે.

ધુમ્મસમાં કશાક માટે બાચકાં ભરો અને હાથમાં આવે શૂન્ય. વાર્તામાંનો પણ આ અનુભવ છે સર્પનો ઉલ્લેખ વિનાયક 'બુઢ્ઢો સર્પ' હતો ને સરકતો હતો એમ થયા બાદ રેસ્ટોરાંમાં એક 'અજાણી' સ્ત્રી નાયકને દેખાય છે જેને ઘાસના પરાળ જેવી કહી નોંધ્યું છે, એમાં 'અસંખ્ય સર્પ ફર્યા કરતા.' તો નાયિકા નંદીના કથાપ્રવેશ પછી. નંદીના અનુભવ તરીકે મુકાયેલું આ વર્ણન જુઓ:

**નંદીના અંગેઅંગ પર એ વીંટળાતો ઝૂલતો હતો-જાણે વૃક્ષની ડાળીઓ પરથી લટકતા, ઝૂલતા સર્પની જેમ.**

'અજાણી' સ્ત્રી ઘાસની પરાળ છે તો પરાળની સ્ત્રીમાં જે અસંખ્ય સર્પો ફર્યા કરે છે એમાં આ વિનાયક પણ છે જ. આમ કવિકથાકારે ધુમ્મસના શૂન્યમાં નાયક-સર્પને કલ્પનાપૂર્વક છૂટો મૂક્યા છે. સર્પને ભય અને વાસનાના પ્રતીક તરીકે લઈ શકીએ પણ સાહિત્યમાં પ્રતીક-યોજના આટલી સીધીસપાટ નથી હોતી. પ્રતીકનો પાત્ર પ્રસંગ અને ચરિત્રનો અનેકાર્થી ચૈતસિક સ્થિત્યંતરોના સંદર્ભમાં વિનિયોગ થતો હોય છે. અત્યારની વાર્તાનો વણાટ આમ-કવિતાની રીતે ચુસ્તપણે થતો હોય છે. વાર્તાકારે સર્પની સરકવાની અને વીંટળાઈ લટકવાની ગતિવિધિ સાથે નાયકને યોજ્યો છે.

વાર્તામાં, રેસ્ટોરાં પછી ઘર દેખાય છે. ઘર કેવું? "અહીંની શાન્તિના આંધળા હાથ, ચારે દીવાલોને જાણે નિરંતર ફંફોસ્યા કરતા હતા." શા માટે? એમ પૂછો તો કોઈ દેખીતો જવાબ નહિ મળે. હાથને અહીં 'હાથનાં ડાળખાં' કહી ઘરને જંગલ બનાવ્યું છે.

('શાન્તિના આંધળા હાથ' જેવા પ્રયોગ જાદવ જેવા લેખકે ટાળવા જોઈએ.)

પણ મકાનનો બીજો ખંડ ભારે ભેદી છે. એમાં પેલી સ્ત્રી આંટાફેરા લગાવે છે અને એ પણ શૂન્ય દીવાલો પર કશુંક શોધતી અસ્પષ્ટ બોલે છે. અહીં વાર્તાકારે 'નંદી' એ નામોચ્ચાર અગાઉ એક વાક્ય મૂક્યું છે: દૂરના અંધારા પહાડો પરથી સતત ખરતા બરફની વર્ષા સંભળાતી હોય એમ લાગ્યું. વર્ષામાં જે સતત અસ્થિરત્વ છે અથવા અસ્થિરત્વનું બનેલું જ અસ્તિત્વ છે એનો સંકેત અહીં છે.

વાર્તાના બીજા પરિચ્છેદમાં સમજાઈ જાય છે કે આ વિનાયક કે નંદી જેવાં અમુકતમુક જ પાત્રો પૂરતી અલગતાની સૃષ્ટિ નથી. લેખકે એથી, બહુ જરૂર નહોતી તોયે, ભાર દઈ કહ્યું છે કે એમની વચ્ચે ધુમ્મસની દીવાલ હતી, હજ્જારો વર્ષો હતાં!

વિનાયક નંદીને દેખાતો નહોતો પણ નંદી તો સામે આવીને ઊભી રહે છે. કેવી? દીવાની જ્યોત જેવી. પણ આ જ્યોત ઉપર પણ (શૂન્યત્વનું) ધુમ્મસ ઘસાતું, પસાર થતું હતું! સ્પર્શ પણ ધુમ્મસ છે અને છતાં વિનાયકે સાંભળ્યું, 'સતાવીશ નહિ. નહીંતર હું ચાલી જઈશ.' આવા વિરોધ કળામાં આસ્વાદ્ય બને છે.

પ્રેમનો હજારો સાલનો સંભાર એક નંદીમાં પ્રક્ષેપિત કરી વિનાયકે જે ભ્રાન્તિ ઉત્પન્ન કરી છે એને 'નંદી સંવેદી રહી છે'–એ યોજના જાદવીય સંકુલતાની નીપજ છે. પોતાને પામવા વિનાયક સ્પર્શવા કે નંદીનું સાદૃશ્ય અનુભવવા ઇચ્છે છે એ પણ વ્યાપક ભ્રાન્તિની ભુલભુલામણી જ ને?

કથાંતે ધુમ્મસનું એક ધ્રૂસકું પણ લેખકે સંભળાવ્યું છે પણ કશું અતિરંજિત બની બેસે એ પૂર્વે ત્યાંથી ભાવકને સ્થળાંતર કરાવી સીધ્ધા વિનાયકના અસલ પ્રકાશરૂપની સંનિધિમાં મૂકીને સમા-

શ્વાસક સમાધાન સૂરની તરફેણ કરી છે. પણ આ યે વાચકની ભ્રાન્તિ ઠરશે કેમકે પ્રકાશ નીચે દૃષ્ટિ કરે છે અને અસીમ શૂન્યતામાં ભૂંસકું એક ઝીણા ટપકાનું રૂપ ધારી રહેલું વિનાયકને વરતાય છે.

જે વિનાયક જરાક ફિલ્મી બનીને અસ્પૃશ્ય તારક બનવાની વાત નંદીને કરતો હતો તે નંદીની–ઝીણા ટપકાની દશા પેખી તારલાની પેઠે ખરી પડ્યો! સંવેદના પ્રતિભાવરહિત થવાને બદલે સૂક્ષ્મ બની કળામાં પ્રતિરૂપોથી વિભૂષિત થતી અહીં અનુભવાશે. પણ અંતના તારકપતન પછીનાં બે વાક્યો લેખકની તટસ્થ અને નિર્મળ દૃષ્ટિનાં પરિચાયક બની રહેશે. એ વાક્યો આ રહ્યાં :

**પૃથ્વી પર ફૂલોની વર્ષા વરસી. વસંતનાં ફૂલમાં ખુશી મહેકી ઊઠી.**

કથાકૃતિની રૂપાંતર્ગત પ્રક્રિયામાં સર્પભાવનું તારકમાં ઉન્નયન સધાયું અને જે કાંઈ આપણા આંતરવિશ્વમાં વિસ્મૃત છે એને વિશેષ સ્મૃતિઝંકૃત કરી આપવાનો કીમિયો સધાયો.

કિશોર જાદવની આ વાતાવરણપ્રધાન વાર્તા વાંચીને કોઈને બેકેટની આવી અજનબી સૃષ્ટિ સાંભરી આવે તો એ રોકવા જેવું પ્રલોભન છે, કારણ કે એમાં કિશોર જાદવનું બહુ-માન નથી જ નથી.

**અમદાવાદ, ૬ જાન્યુઆરી '૭૩**

□

## મીણની પૂતળી

સુવાસિત સાહિત્ય પ્રકાશન, સૂરત તરફથી શ્રી નવીનચંદ્ર પંડ્યાનો વાર્તાસંગ્રહ શ્રી ચન્દ્રવદન મહેતાના આમુખ સહિત પ્રગટ થયો છે. મૂ. રૂ. ૬–૦૦

# મનોજની શ્રેષ્ઠ વાર્તાઓ □ રતિલાલ 'અનિલ'



મનોજને થયું કે, આ ચોર્યાસી લાખમી છેલ્લી જ વાર્તા હોય. અને છેલ્લી જ વાર્તા હોય તો મુર્ધન્ય લેખક તરીકે મારે ચોર્યાસી લાખમાંથી શ્રેષ્ઠના પસંદગી કરીને તેનો સંગ્રહ પ્રગટ કરવો જ જોઈએ. 'જીવતા જગતિયું' કરે એ જ તો 'મહાજન' કહેવાય !



પંડાની
મૂછ
ઈન્દ્રની
અમૃતશીશીનો
બૂચ
ઓલરી ખાઈને
અમૃત
સુધી
પહોંચી
ગઈ
છે



આમ તો પાછોતરી વાર્તાઓ હથોટી, કસબ, શૈલીચાતુરી, વાસીને ઉકાળીને તાજી કરવાની સંજીવનીરૂપ ટેકનિક, લબ્ધપ્રતિષ્ઠની સોળ આની ગુડવિલને કારણે જ સહ્ય બનતી હોય ત્યારે કુશળ લેખકને જાતજાતની શ્રેષ્ઠ વાર્તાઓના સંગ્રહ કરવાના પ્રપંચમાં પડવું જ પડે. પણ મારી તો છેલ્લી વાર્તા જ શ્રેષ્ઠ છે, એટલે હું જે કરું તે પ્રપંચ નહીં હોય.



મનોજને થયું કે એમ તો કુલ ચોર્યાસી લાખ બાળવાર્તા, ચોર્યાસી લાખ પ્રેમકથા અને ચોર્યાસી લાખ શોકપ્રશસ્તિના સંગ્રહ કરી તો શકાય. પણ પ્રગટ ન થાય. (આપણા મુદ્રણ-ઉદ્યોગ અને કાગળઉદ્યોગે જીવકોટિના વિકાસ-ક્રમે પ્રગતિ કરી જ નથી.) તો યે એ સૌના શ્રેષ્ઠના સંગ્રહ તો કરી જ શકાય. સંગ્રહ કરીએ એટલે એ આપોઆપ શ્રેષ્ઠ જ હોય ! પણ એ સૌમાં પ્રેમકથાઓનો સંગ્રહ જ બેસ્ટ વેચાણ આપે ! એમાં પ્રેમની એકવિધતામાં વિવિધના વિવિધ જીવકોટિની જ રહે !

મનોજે સાર્વજીવ દષ્ટિ કરીને જોયું તો એને આશ્ચર્યપૂર્વક પ્રતીતિ થઈ કે ઓહ, શ્રેષ્ઠ પ્રેમકથાઓના જ કેટલા બધા વિભાગીય સંગ્રહ કરી શકાય! દાખલા તરીકે જંતુ પ્રેમકથા, જળચર પ્રેમકથા, વનચર પ્રેમકથા, નગરચર પ્રેમકથા પશુ પ્રેમકથા, પક્ષી પ્રેમકથા... એમાં અળશિયું ને વંદો આવે અને મનોજે સાર્વભૌમ જીવદષ્ટિથી જોયું તો એ મૂંઝાયો. જંતુ પ્રેમકથામાં અળશિયું ને વંદો, તીતીઘોડો આવે–પણ વંદા ને તીતીઘોડાને તો પાંખ પણ ખરી એટલે પક્ષીકથામાંયે એને સ્થાન અપાય!...પશુ પ્રેમકથામાં કુક્કર અને ગેંડો યે આવે, પક્ષીકથામાં ગીધ અને ઊડતો સાપ પણ આવે, જળચરકથામાં હિપોપોટેમસ ને જળસાપ પણ આવે. પણ માણસ સિવાય બીજા જીવો પ્રેમ તો કરે પણ એથી વાર્તા બને જ–એ વિશે કળાવિવેચકો શંકા કરવાના. એમના જીવનમાં પ્રેમ નામની ઘટના અને પ્રેમમાં સમાતી ઘટનાઓ જ બને, એમાં મનોવિશ્લેષણ અને મનોવ્યાપાર અને ચૈતસિક ઘટનાઓનું શું–એવાં ચૂંથણાં થવાનાં, પણ જ્યાં પ્રેમ છે ત્યાં (જ) વાર્તા છે એવું બધા વાર્તાકારોએ વાંચકોને ઠસાવી દીધેલું છે, એટલે આદર્શમાં જે આવતું હોય તે ભલે આવે, વ્યવહારમાં વાંધો નહીં આવે......

તમામ જીવકોટિઓને અંતે માણસની વાર્તા છેલ્લે આવે. છેલ્લી વાર્તા જ સૂચવે છે કે, નાયકને બુદ્ધત્વની પ્રાપ્તિ થઈ જ ગયેલી છે... તે આગલી તમામ વાર્તાઓ કોઈ ભન્તે કે પટ્ટશિષ્યને કહે...સમયની ભારે તાણને કારણે માત્ર શ્રેષ્ઠ અને તેય શૉર્ટ સ્ટોરી જ એક પછી એક કહે. એના વિવિધ શ્રેષ્ઠ સંગ્રહો થાય. શ્રેષ્ઠ વાર્તાઓનો સંગ્રહ જ સૂચવે કે લેખક કિંવા નાયકને બુદ્ધત્વપ્રાપ્તિ થઈ ગયેલી છે. એ નાયકને રાજ્યનો વારસો સુંદર પ્રેમાળ પત્ની અને ગભરુ બાળકનો ત્યાગ કરીને ભગવાન ભજનીશ બનવું જ પડે એવું કંઈ નથી...

અંતિ વિચારને અંતે મનોજને લાગ્યું કે, એ સંગ્રહનું નામ 'ઝૂ' રાખવું જોઈએ! અને 'ઝૂ'માં ખાસ ચૂંટી ચૂંટીને વિચિત્ર

એટલે જ વિશિષ્ટ, ભયાનક એટલે જ વિશિષ્ટ, અપરિચિત કે ઓછા પરિચિત એટલે જ વિશિષ્ટ એવાં પ્રાણી–પક્ષીઓને પ્રદર્શિત કરવામાં આવે છે, એમ મારે પણ મારા 'ઝૂ'માં એવાં જ પ્રાણી–પક્ષીઓની પસંદ કરેલી કથાઓને મૂકવી પડશે. ગૌતમ બુદ્ધના સમયમાં વૈશાલી કે મગધપુરમાં 'ઝૂ' નહોતાં એટલે તથાગતે આજના અદ્યતન ઝૂમાં સ્થાન નહીં પામે એવા જીવની યે જાતક કથા કહી. મારાથી બળદ કે ગધેડાની વાર્તા ન મૂકી શકાય–કેમ કે કોઈપણ 'ઝૂ'માં બળદ કે ગધેડાને પ્રદર્શિત કરવામાં આવતા નથી. 'ઝૂ'માં ચોર્યાસી લાખ જીવકોટિના સેમ્પલો રાખવાની પ્રણાલિ નથી.

જંતુકથામાં અળશિયું કે વંદો? ઈયળ કે જૂ એવી મૂંઝવણ રહેવાની. ઈન્ગ્લેન્ડના ટેમ્સતીરે લાંગરેલી સ્ટીમરમાં એક ઉંદર ચઢ્યો અને સ્ટીમરમાં રહેતી મૂળ પેસિફીક કિનારેની ઉંદરડી સાથે સ્નેહલગ્ન કર્યાં એ વાર્તા કળાપૂર્ણ માવજતથી અસરકારક નીવડે...કોઈ એમાં 'ઝૂ' શીર્ષક સાથે અસંગતતા જુએ તો કહી શકાય કે, આ તો વાર્તાકારનું પ્રાણીસંગ્રહસ્થાન છે।

મનોજ આમ તો થોડોઘણો ચિંતક ખરો જ. કેમકે વાર્તા-ગોષ્ઠિઓ, સેમીનારો, સંવિવાદો, સાહિત્ય પરિષદનાં અધિવેશનો, જ્ઞાનસત્રો અને આમુખો, પ્રસ્તાવના તથા આશીર્વચનોમાં પ્રગટ અપ્રગટ ચિંતન સંભળાવેલું બતાવેલું જ, એટલે સંગ્રહના સ્વરૂપ અને એની પ્રાપ્તિ પરિણતિનો વિચાર કરતાં એને લાગ્યું કે, છેવટે તો તમામ કથાઓ ભૂખકથાઓ ને પ્રેમકથાઓ જ બની રહે. ભૂખ અને પ્રેમ માટે જ તમામ જીવો સંઘર્ષ કરે છે. તમામ વિવિધતામાં આ એકવિધતા કળાપક્ષે મીઠું તો ન મુકાવે?

વળી તમામ વાર્તાઓ ઘટનાપ્રધાન જ બનવાની! વૈવિધ્ય માત્ર જીવના પ્રકારોનું જ. છેલ્લીની આગલી તમામ વાર્તાઓના નાયકોને મનોજગત ન હોય તો એમાં મનોવ્યાપાર અને મનોવિશ્લેષણ જેવું

શું હોય? એમની ખોપરીઓમાં ચૈતસિક ઘટનાઓ બને છે ખરી? આધુનિક રાસાયણિક ખાતરના ઉપયોગથી અળશિયાના જીવનમાં જે ક્રાંતિકારી પલટો આવ્યો તેના શા પ્રતિભાવો ચૈતસિક સ્તરે પડ્યા? કાગડો માંસ સમજીને સેન્ડવિચ ઉપાડી ગયો ત્યારે તેણે છેતરામણની કેવી આત્મગ્લાનિ અનુભવી? કુકડાને બહોળા કુટુંબની જીવલેણ હાડમારી વિશે ચિંતા કરતો શી રીતે વર્ણવવો? ઈંડાનાં કોચલાં જોઈને એણે કેવું ઘેરા વિષાદભર્યું મનોમંથન કર્યું—આવા કૂટ પ્રશ્નો રહેવાના. પણ બુદ્ધત્વપ્રાપ્તિના દાવો પૂરવાર કરવા માટે એવી તમામ સમસ્યા હલ કરવી જ રહી.

મારો શ્રેષ્ઠ વાર્તાસંગ્રહ અત્યાધુનિક તો શું, સાવ વાર્તા જન્મી તે આદિસ્વરૂપનો વાર્તાસંગ્રહ થઈ જાય એવો ભય છે જ. દેડકાં કાચબાની વાર્તા ટાળવી પડશે. એને બદલે ઇન્જેકશનના પાવડરની ખાલી બાટલીમાં પ્રવેશેલી કંસારીએ અનુભવેલો નવોન્મેષ, અભૂતપૂર્વ લાગણી—આદિનું વિશ્લેષણ કરવું જ પડશે. છતાં ટીકા કરવી જ હોય તો અત્યાધુનિક વિવેચક તેના પતાકડામાં કરશે! પણ એવા ઊહાપોહથી ખાસ નુકસાન નહીં થાય. સાહિત્ય અકાદમી અને રાજ્ય સરકારનું ઇનામ તો એ લાવે જ. યુનિવર્સિટી પણ પાઠ્યપુસ્તક તરીકે મંજૂર કરે. કેમ કે આધુનિક વિવેચકને ત્યાં કોઈએ બેસવા જ દીધો નથી! સાહિત્ય પરિષદમાં તો ઇનામો, ચન્દ્રકો અને એવોર્ડોવાળા જ મોખરે છે, ત્યાં તો 'આવ ભગત' જ થશે!

મનોજે પાશ્ચાત્ય સાહિત્ય વાંચેલું. કહો કે અત્યાધુનિક વિવેચકો આવ્યા પછી એને ફરજિયાત વાંચવું જ પડેલું. બધું સમજાયેલું જ એવું તો નહીં, પણ વિગતો તો ગોખી જ કાઢેલી. એટલે એણે વિચાર્યું તો ખરું જ કે, કોઈ પણ જીવની વાર્તા હોય, ઘટનાઓનો લોપ કરીને મનોજગતમાં ચૈતસિક સ્તરે બનતી સૂક્ષ્માતીસૂક્ષ્મ ઘટનાઓનું સંકેતલક્ષી આલેખન કરીને કળાનો આભાસ રચી

શકાય. થોડીક કુનેહ અને બાહોશી જોઈએ. શિકારી પ્રાણી, આપણે થાળીમાંથી કોળિયો ભરીએ એટલી સહજતાથી શિકાર કરતું નથી. કોળિયો ભરવો એ માણસ માટે માત્ર ઘટના છે, પણ પ્રાણી માટે શિકાર એ તો અનેક મનોવ્યાપાર, ધારણા, સંકલ્પો, સાહસ અને તે પછીની સિદ્ધિ છે. બિલાડી દૂધ ચાટવાની ક્રિયાએ પહોંચે કે કાગડો દહીંથરું ઉપાડી જાય એ ઘટના બને તે પહેલાં એમના મનોજગતમાં કેટલીયે સૂક્ષ્મ ઘટનાઓ બની ગઈ હોય છે!

મનોજે પ્રાણીજગતનો ઇતિહાસ અને જીવશાસ્ત્ર ઉપરટપકે જોઈ નાખ્યાં ને એ ગંભીર થઈ ગયો. વંદાની હસ્તીએ શ્રેષ્ઠ વાર્તાઓના સંગ્રહનું સ્વરૂપ અને નામ વિશેના એના આગલા તમામ ખ્યાલો ભૂંસી નાખ્યા. એ સ્તબ્ધ થઈ ગયો. સનાતનતા કે વિકાસક્રમ? એ પ્રશ્ને એનું મગજ ડહોળી નાખ્યું. વંદો પૃથ્વીના ઊગમકાળે હતો અને આજે પણ છે અને ચન્દ્ર પર પણ એ જ જવાનો છે, એ ત્યાં જીવશે તે પછી માણસ ત્યાં જીવવા જશે. વિકાસક્રમ છે એટલે જ મોક્ષ છે, પણ જ્યાં સનાતનતા છે ત્યાં વિકાસ શું ને મોક્ષ શું? વંદો કાયમ ...જિયા વાસમાં રહે છે, છતાં એ **અ-ક્ષય** છે, વંદાનાં ફેફસાં ક્ષયને ...ખતાં નથી. માણસને વંદાનાં ફેફસાં મળે તો એ કાયમને માટે ...મુક્ત થઈ જાય. સૂર્ય ટાઢો પડી જવા કરશે, ઉષ્ણતામાન ઘટી જશે, પૃથ્વી ખાળ ગટર જેવી ભેજવાળી થઈ જશે ત્યારે એ વંદો જીવશે. વંદો સનાતન જીવનનું પ્રતીક છે. એ સૂર્યોપાસક તો શું પણ પ્રકાશઉપાસક પણ નથી. 'ઊંડા અંધારેથી પ્રભુ, પરમ તેજે તું લઈ જા!' એવી પ્રાર્થનાથી એ પર છે. એ પ્રકાશમાંથી યે રાજીખુશીથી ઊંડા અંધારે જાય છે!

ભીંતને પરસેવો વળ્યો હોય એવા લૂણો લાગેલા વાસમાં રહેતા વંદાને લો-બ્લડપ્રેશરના હુમલાથી પરસેવો વળતો નથી કે, હાઈ બ્લડ-પ્રેશરના હુમલાથી એ ચક્કર ખાઈને પડી જતો નથી...એ ઓરડામાં

ચક્કર મારે છે ખરો, પડે યે છે, પણ ફરી ચક્કર મારવા ઊડે ને ઊડે છે...માકડ અને વંદાના વર્ણ સમાન છે, લોહીના અભાવે વંદો વધારે લાલ થયેલો છે...લોહીના અભાવની લાલી એ અ-ક્ષયતા પર પ્રકાશ પાડતો ચિંતનીય મુદ્દો છે...લોહી નહીં તેને લોહીની સગાઈ કેવી... કોઈ પણ બ્લડબેન્કમાં વંદો નહીં હોય.. લોહીના અભાવે જ વંદો ચિંતા અને ચિંતનથી પર હશે...લોહી જ નહીં તો થ્રોમ્બોસીસનો એટેક પણ નહીં, અને મગજને નુકસાન થવાથી થતો લકવો યે નહીં...

વંદો વિકાસક્રમની પરીક્ષાઓ આપીઆપીને પોસ્ટ ગ્રેજ્યુએટ થવાના તબક્કાવારની કસોટીઓમાં ઊતરતો નથી. **અ-ક્ષય** વંદાની મૂછ કે સૂંઢ ઈન્દ્રના અમીકુપ્પાનો બૂચ ખોતરી ખાઈને અંદરના અમૃત સુધી પહોંચી ગયેલી છે. વિકાસક્રમની પરીક્ષાઓ પસાર કરવાને બદલે અમૃતશીશીના બૂચને પોતાના પેટમાં પસાર કરીને એ અ-ક્ષય થઈ ગયો છે !

આ પરથી તો વિકાસક્રમ સારો કે વંદાની સનાતનતા સારી ? મોક્ષ સારો કે અ-ક્ષય સારો એવા કૂટ પ્રશ્નો ઉત્પન્ન થાય છે. મનોજને થયું કે, શ્રેષ્ઠ વાર્તાના દીબાચામાં આવા કૂટ પ્રશ્નો અંગે ચોંકાવનારાં વિધાનો કરીને મારે અને મારા એ સંગ્રહે ‘બહુચર્ચિત’ થવું જ જોઈએ !

આ શ્રેષ્ઠ વાર્તાસંગ્રહનું નામ ‘વંદાથી તે વંદા સુધી’ રાખવું કે ‘અળશિયાથી અળશિયા સુધી’ ? જીવન માટે સૂર્યની ઓછામાં ઓછી જરૂર જોતો, સૂર્યની વધારેમાં વધારે ઉપેક્ષા કરતો વંદો પૃથ્વીના ઊગમે હતો ને અંતેય હશે. વંદાની મૂછ મોક્ષને સૂંઘતી નથી, એ અમૃતશીશીના બૂચને જ ખોતરી ખાઈ જાય છે. સંક્રાંતિ અને વિકાસક્રમને તો ચોપડીનાં પાનાં પેઠે પેટમાં ઉતારી દે છે. વંદો આદિ શિશુ હોવા સાથે બ્રહ્મ કેવળી કે પરમહંસ પણ [illegible] ‘વંદા[illegible] વંદા સુધી’ નામ અત્યાધુનિક રહેશે.

પૃથ્વીના ઊગમે અળશિયું હતું અને હવે પછી યે હશે. અળશિયું સર્જનની ઘટનાનો જ ઇનકાર કરે છે. કરવું એટલે જ ઘટના બને. કરીએ એટલે સર્જન. અળશિયું તો પૃથ્વી હતી જ તો માત્ર તેને ખાવા સિવાય કશું કરવું નહીં, પૃથ્વીની ઉપર તો કંઈ જ ન કરવું—ક્રિયા માત્ર છે તે ખાવાની અને જીવવાની, છે તેમાંથી કે તેના પર કશું યે ઊભું ન કરવું—છતાં સુખપૂર્વક જીવવું—વંદો કે અળશિયું કે બંને જીવનની અક્ષયતાનાં અને અમરતાનાં પ્રતીકો છે? મનોજને લાગ્યું કે દીબાચામાં આવા પ્રશ્નો છેડીને ખસી જઈશ.

મનોજને થયું કે, મારો મોક્ષ અનિવાર્ય છે–સનાતનતા માત્ર વાર્તાઓને જ મળો! 'શ્રેષ્ઠ વાર્તાઓ' શીર્ષક જ મારો 'વાર્તામોક્ષ' સૂચવે છે. □

---

## સંજ્ઞા

૧૯૬૬–'૬૮ દરમ્યાન પ્રગટ થતું આ ત્રૈમાસિક ફરી તેની નિજી સાહિત્યિક મુદ્રામાં પ્રગટ થયું છે. ઘનશ્યામ દેસાઈની વાર્તા અને તે પરો જયંત કોઠારીની સમીક્ષા, કિશોર જાદવની બે વાર્તાઓ અને તે પર જયંત પારેખ અને પ્રમોદકુમાર પટેલની સમીક્ષા, મધુરાયની વાર્તા અને તે પર પ્રો. નટવરસિંહ પરમારની સમીક્ષા આપવાનો આવકારદાયક અખતરો થયો છે. એમ લાગે છે કે, ટૂંકી વાર્તા વિશે સંપાદક જ્યોતિષ જાની કશુંક દૃષ્ટિપૂર્ણ પરિણામદાયી કાર્ય કરવા ઇચ્છે છે. જાણીતા કવિઓની કવિતાઓ અને એક ગદ્યખંડ આદિ પણ વાંચનીય છે.

વાર્ષિક લવાજમ રૂ. ૧૦, હર્ષદ કાપડિયા, ૨૩
પદ્મિની અમર મહાલ પાછળ, ચેમ્બુર, મુંબઈ–૮૯

કિસન બોલી એના નહિ જન્મેલા બાળકે ક્યાંકથી ઊંચકી આણેલી ગીલોલ ટાંકીને કહ્યું હું પપ્પા પછી વાર્તા કહોને એમ કહેતાં તો કહી દીધું ત્યારે એણે ક્ષણભર દિઙ્મૂઢ કહેતાં પૂર્ણ મૂઢ બની કોકિલાની કૂખે કદી નહિ જન્મેલા બાળકને ઘરના બહાર દોડી જતાં પહેલાં બારણાના ઉંબર આગળ પકડી પાડી હાથેપગે દોરડાથી બાંધી પાતળી સોટી લઈ ફટકારતાં ફટકારતાં કહ્યું કે બોલ બેટા બોલ બેટા સાલ્લા કમબખ્ત બેટા બોલીશ સાલા ફરીથી આ નામ તું બોલીશ બોલ જોઉં બોલીશ ત્યારે હિબકાં લેવા છતાં વિફરેલા બાળકે સોટીના એક એક ચમકારે રાડ પાડીને ક્રમશઃ મોટા અને મોટા થઈ અંતે ફાટી પડતા અવાજે કહેવા માંડ્યું હા કિસન હા હાહા કિસન હજારવાર હા કિસન જય કિસન હા કિસન હાહાકિસન કિસનહા હજારવાર બોલ્યે રાખ્યું એ જોઈને એના રતાશભરી આંખ્યોમાં અચાનક છેલ્લા શ્વાસ લેતી માછલી જેવી ફિક્કાશ ધસી આવી અને કદીયે જન્મ નહિ લેનારાં સાલાં ચોટ્ટાં બાળકો કદાચ દૈત્યની શક્તિ તો નહિ ધરાવતાં હોય એની દહેશત સાથે પસીનાથી રેબઝેબ થતા અંગે રૂમમાં આવી કોકિલાની વંધ્ય રહેલી કૂખે અવતરેલા બાળકને ક્રૂર રીતે ફટકારવા બદલ હા પસ્તાવા જેવો પારાવાર પસ્તાવો કરતાં કરતાં ચહેરા ઉપર ઝમી ગયેલા ચણોઠીના દાણા જેવાં પ્રસ્વેદબિંદુઓને લૂછવા બોમ્બે ડાઈંગનો નેપકીન લઈ મોટા કદના અરીસા આગળ આવીને ઊભો રહેલો ત્યારે જીવનમાં નજોયુંનજાણ્યુંનઅનુભવ્યું-દેવકીનાથે જેવું કૌતુક થયું.

એની વાત કોકિલાની કૂખે કદી નહિ જન્મેલો આ બાળક મોટો થઈને સૌને જ્યારે કહેશે કે એના બાપા એક દિ' એને કાશી-પુરાસરારના જંગલમાં રહેતા એક બૂઢિયા વાંદરાની વાર્તા કહેતા હતા ત્યારે અચાનક 'કિસન' નામ બોલવા બદલ એને પાતળી સોટીથી ફટકારી પારાવાર પસ્તાવાંના કારણે મોટા આદમકદના અરીસાં આગળ

ઊભા રહેલા ત્યારે એમનું પ્રતિબિંબ નહિ પણ અણગમતાં માણસોની એમની યાદીમાં જેમનું છેલ્લું નામ મોટા અક્ષરે દાખલ કર્યું હતું એ કિસન મામા એમને અરીસામાં દેખાવાના કારણે અચાનક છિંકક ખાઈ કહેતા રહ્યા જે ગમોઅણગમો રાખતા માણસની વાત અરીસાથી કદી છૂપી રહે જ નહિ એવી વાત કોકિલાફૂખે નહિ જન્મેલો બાળક મોટો થઈને સૌને કહેશે અને કહેશે કે કિસન મામા બાપાને લેશમાત્ર ગમતા નહિ કારણ કે

કિસનમામા ઘરમાં આવતા ત્યારથી એકધારું કશુંક અવળચંડું એવું ટગરટગર જોઈ રહી આજુબાજુ ચૂપચાપ બધું સૂંઘીસૂંઘી નસકોરાં ફુલાવી હેં ભઈ છે કંઈ હેં ભાઈ છે કંઈ પૂછીને પછી બાપાને કહેતા કે એ બધું સાચું પણ યાદ રાખજો કે તમારો જનમ મારી દૃષ્ટિએ એળે ગયો કે'વાય કારણ કે જિન્દગી આખી તમે પીડબલ્યુડીના ઓવરસિયર તરીકે ડામર સૂંઘી ઠાલું ડમરું વગાડતા જે રોડ ચલાવવા ગયા છો એ રોડ ને રોડમાં તમારાં ડાચાં બેસી ગયાં એ તો સાલું નફામાં પણ હેંહેંહેં હેં ભઈ છે કંઈ કહેતાં કહેતાં કિસનમામા બાપાને બાપાની જિંદગીના મરમભરમની વાત કહેતાં કહેતાં કહી નાખતા કે તમે જિન્દગીને જિન્દગીના પડની વચ્ચે ઘંટીની જેમ પેલુ કે'વાય છે એમ દળીદળીને દાટ વાળ્યો એ તો સાલું કોના જેવું કે'વાય કે પેલી કે'વત છેને હેંહેંહેં કે કશું કુલડીમાં એકઠું કર્યું નહિ જે અરેરે બધું વીણતા રહ્યા એમાં એકું ય વીણતાં તમને નોં આવડ્યું કારણ કે હેંહેંહેં હેં ભાઈ છે કંઈ કહેતાં કિસનમામા એમની ધોળી મૂછો ઉપર ચીટકી ગયેલી છીંકણી લૂછ્યા સિવાય બાપાને ધોળી મૂછમાં હસતા હસતા કહેતા કે નંઈનંઈનંઈનંઈ કહેતાં ય મારી પાસે સાલા ફેંકી દેતાં ય પચાસ હજાર રૂપિયા છે એ વાત હું તમને બાળીબાળીને રાખરાખ બનાવવા કહું છું એમ નોં માનશો પણ કહું છું કારણ સાલું એમ કે મારી બે વાત સાંભળી તમને જો નારાયણ કરે અને

ચાનક ચઢે તો આટલે વર્ષેય હેંહેંહેં સાલી જિન્દગી જેવી જિન્દગી સડેડાટ કરતી પસાર થઈ જાય તોય તમે હેંહેંહેં એક પેલી કે'વાય છે એવી ફૂટી કહેતાં બદામેય ના બચાવો ત્યારે એ તો સાલું માણસ-જાત માટે પેલું શું કે'વાય છે જે કે'વતમાં કે પાણીમાં ઢાંકણી ભૂલ્યો ઢાંકણીમાં પાણી લઈને ડૂબી મરવા જેવું જ કે કંઈ બીજું હેં ભાઈ છે કંઈ કહેતાં છીંકણીનો બીજો સટકો લગાવતાં બાપાને કિસનમામા કહે કે જવા દો તમને કશું કહેવામાં કંઈ સાર નથી કહેતા ત્યારે મારા બાપા જેવા બાપા કોઈના નહિ એવા બાપા એવું કહેતા જે કંચનને કથીર સમજી પીડબલ્યુડીના ઓવરસિયરની નોકરી કરો હરિહરિ જેવું પ્રભુસ્મરણ કરતાં એકધારું એમનેય ઘડીભર તો ધરતી મારગ આપે તો સમાઈ જવા જેવું સાલું લાગે અને પછી એવું થતું જે લોકો તો ઠીક પણ આ મારો સગો સાળો સાલો કમબખ્ત પૈસાને પરમેશ્વરના જેમ પૂજીને મોટી પૂંજી બનાવી સાપની જેમ મારી એટલે કે બનેવીને આગળ સાપ જેમ ફુંફાડો મારે એમ ફુંફાડો મારીને મને વખતેકવખતે ગમે એવું સંભળાવીને કોણ જાણે શુંનું શું સૂંઘતો ચાલ્યો છે તે એમના મનમાં એ એવું તે શું સમજી બેઠા છે ના ના કે જેની પાસે પૈસો ના હોય એ માણસની જાતમાં ના રહ્યા કે શું એવું વિચારતાં કિસનમામાની છીંકણીથી બાપાને શરમની એક છીંક આવી ચઢે ત્યારે જરા ચા મૂકજે ને કહી કિસનમામા ચા પીવડાવે એટલે મારો મામો એનો બાપો હોય એમ બાપાને ઉપરથી દબડાવે કે આ તમારી ટેવ સાલી શું ક્યારેય નંઈ જવાની કે જે ઘરમાં આવ્યો છે એને ચાનો પ્યાલો ઠહરવો જ છે કહેતાં ચા આવે ત્યારે કિસનમામા લાળ પાડીને સઈડ્ડૂક સઈડ્ડૂઉક કરતા ચા પીએ ત્યારે મને ખૂણે ઊભા રહી એમના એવા તો ચાળા પાડવાનું મન થાય જે કિસનમામો જાય ત્યારે કિસનમામા—સઈડ્કુઉક કહીને દોસ્તદારો આગળ એમની ટેકડીની ઠાઠડી ઉઠાડું ત્યારે જ એંહ સાલો જંપ વળે કેમ કે બાપાને જે અણગમતું હોય એ આપણને

અણગમતું નોં થાય તો સાલા સંસ્કાર ઝીલ્યા શા કામના પણ બાપાને કિસનમામા નોં ગમે એનું આ કારણ તો મેં ધારી લીધેલું પણ વહાલી મારી બા કહેતી જે બાપાને સામો કહેતાં મારો સગો ભાઈ દીઠ્ઠો ય નથી ગમતો કારણ કે પોતાની જાતમહેનતે લાખના આસામી થયેલા મારા ભાઈ પાસે એવા એ એકવારે હજાર રૂપૈયા માંગવા ગેઈલા તિયારે મારી બા હૂરતી બોલીમાં કે'યકે તારા મામાએ એમની મારી હાળી એવી તો વ'લે કરેલી જે વાત કહેતા મને તો હરમ આવતી છે એટલે હું તને કહેવા નથી કરતી કે'ઈને કેવા જેવું બધું કહી દીધલું ત્યારે મને ચીસમીચો પથ્થર લઈને કિસનમામાનું કપાળ ફોડી નાંખવાનો વિચાર આવેલો કારણ કે કિસનમામાએ બાપાની ખરેખરી ભીડમાં હજાર રૂપૈયા આપવાની ના કહી એ બાપાના હૈયામાં એટલું તો હાડોહાડ વ્યાપી ગયેલું કે રાતોરાત એમને અપમાનની ઝાળનો તાવ ભરાયો અને દાક્ટરને બોલાવવા પડ્યા ત્યારે રૂપૈયાની ના પાડનાર ધૂર્ત કિસનમામો બીજે દા'ડે એમની ખબર જોવા આવ્યો ત્યારે ખીખીખાખી કરીને બાપાને કે'તો રહ્યો કે તમને ધોળા આવ્યા તોય એટલી અક્કલ નોં આવી કે આ ચૈતરના ઓતરાચીતરા તાપમાં બે ગાઉ દૂર ચાલીને ઉઘાડે માથે તમે પૈસાની ભામટી ભીખ માંગવા આયા તે તાવ ના આવે તો શું હીહીહી હાથીશ્રોડો આવે હેં હાથીશ્રોડો હી હાથીશ્રોડો કહેતા રહ્યા ત્યારે લાલચોળ તપી ગયેલા ચહેરા ઉપરના હોઠને મેં દાંતથી ભીંસીને સોગન લીધા અને નક્કી કર્યું કે કદાચિત્ આ તાવમાં બાપાને ન કરે નારાયણ ને કંઈ થઈ ગયું તો કિસનમામાને જીવતેજીવત દીવાલની અંદર જીવતા ચણી દઈને ઉપર ચણીબોરનું ઝાડ ઉગાડી એની ડાળી ઉપર લહેરથી ઝૂલી લેવા જેવી પ્રતિજ્ઞા લઈને હું રમવા ચાલ્યો ગયો ત્યારે તાવમાં ફડફડ ફડફડતા બાપા ક્રોધથી તપાવેલા તાંબાનો ટુકડો બની બાને કહી રહ્યા હતા જે આજથી આ તારા ભાઈ કિસનનો ઘરમાં પડછાયો સુદ્ધાં ના પડવો જોઈએ સમજી શું સમજી કે ના સમજી શું પડછાયો આ તારા ભાઈનો ના

જોઈ શું સમજી તું શું સમજી તું શું ના સમજી કે ના સમજી કહેતા હતા ત્યારે બાપા ખુદ પોતે સમજતા હતા કે બા કશું સમજી નથી કારણ કે સમજી શકે એમ નથી કેમકે બાપા અસલથી અસલની વાત સમજી ગયેલા કે કરમના પડિયા કેવા કાણા હતા એ હું સમજણો ત્યારે સમજી ગયો હતો કે બાપાની કોઈ વાત બા ક્યારેય સમજી શકે એમ નથી કે નજરે જોયેલી વાત પણ ખોટી હોઈ શકે છે એમ માનીએ કે બાપાને કિસનમામા નથી ગમતા એનું કારણ નહીં તો પછી એ હોઈ શકે કે બાપા જ્યારે જ્યારે અરીસા સામે જુએ ત્યારે ભડકીને પાછા વળે કારણ કે એ કાળે બાપાને અરીસામાં એમનો ચહેરો નહીં પણ કિસનમામાનો ધૂર્ત ચહેરો જ દેખાતો એ વાત એમણે છેલ્લે છેલ્લે મરવાનું ટાણું આવ્યું છે એવા ભ્રમમાં રહીને આંખમાં આંસુની છાલક સાથે અમીવર્ષાથી મને કહી દીધેલી કે બેટા અણગમતાં માણસોને ગમતાં બનાવવાની જડીબુટ્ટી ખોળવા નીકળ્યો ત્યારે જીભ એટલી તો કડવીવખ્ખ બની ગઈ કે બેટા એની કડવાશ દૂર કરવાનો હવે મને એક જ માર્ગ સૂઝે છે કે અણગમતાં માણસોને તમારે જીવતે-જીવત દીવાલમાં જીવતાં ચણી દીધા સિવાય છૂટકો નથી. કારણ કે બેટા એમાં જો નિષ્ફળ જાય તો આ કિસનમામા જેવા તમને જ જીવતાં વાલમાં ચણી દેવાની પેરવી કરવા માંડે કહીને બાપાએ શિક્ષાપત્રીના કોની જેમ સ્પષ્ટ ઘેરાગંભીર અવાજે કહેલું કે તારા કિસનમામા ને નથી ગમતા એનું કારણ એ તો નથી જ બેટા કે હસતાં હસતાં એમની ખંધીલી ખોરી આંખોમાંથી ઝેર કહેતાં વિષવમનની પીચકારીઓ ઉડે છે કે બેટા એ વાત કરતી વખતે ધોતિયાની આડશમાંથી લજ્જા-હીન બની ઘણુંબધું ખંજવાળતા હોય છે કે બેટા એમનો ગૃહપ્રવેશ થતાં જ ઘેટાનાં ટોળાંમાંથી આવતું હોય એવું દુર્ગંધનું સામ્રાજ્ય પથરાઈ જાય છે કે બેટા એમની લંઘાતી લંગડાતી ચાલે એ સમગ્ર વિશ્વને વામન અવતાર માની મૂલવે છે કે બેટા જે ઘરોમાં એમની નિયમિત ઉઠકબેઠક હોય છે ત્યાં પિચદાનીઓ કહેતાં થૂંકદાનીઓ

વ્યવસ્થિત ઢાંકી દેવામાં આવે છે કે જેથી એમના પીળાપચરક ગળફાઓ ઉપર બેસી ચૂકેલી માંખો ઘરના રસોડાની પૂરણપોળીને સ્પર્શ ન કરી શકે કે બેટા અમુકઅમુક સાલમાં કોલેરા જેવા મહારોગ ફેલાવવામાં એમનો અચૂક ફાળો હતો એવું સંશોધન ન થવાને કારણે કોઈ પોલિસથાણામાં આજદિન સુધી એમની ધરપકડ નથી થઈ કે બેટા એમની બોચી ઉપર પરસેવો વિશ્વનો સૌ ઉકરડાઓને સુંદર વિલેપણના ભેટ ધરવા સમર્થ છે કે બેટા બોલતી વખતે ઊડેલું એમનું થૂંક આજે લીલામમાં વેચાય છે એની પાછળ નરકની આજસુધી થયેલી કલ્પના થીજી જાય કે બેટા આ તારો કિસનમામો

કહેતાં બાપા અચાનક અટકી ગયા અને થૂંક ગળીને કહેવા લાગ્યા જે બેટા, તું હજી ભલે જનમ્યો ના હોય પણ કદાચિત્ તું મારા ઘરમાં અવતરે તો તારા કિસનમામાને જીવતેજીવત દીવાલમાં ચણી દઈને મને હાંક મારી એટલું કહેજે જે... □

## આંદરણાં □ અનિલ

□ મહુડાની છાયામાં કેટકેટલી હતવિર્યતા ઊછરે છે...
□ તમે ઈમરજન્સી વોર્ડને શયનગૃહ કહો છો...?
□ ધોળા કપૂરનો દીવો જ વધારે કાળો ધુમાડો કાઢે છે...
□ સમય નખ વધારીને અંગૂલિનિર્દેશ કરે છે...
□ પક્ષીઓને દાંત નથી, પણ એમની દંતકથાઓ છે...
□ વૈતરણીને આ પાર શબોની હોડી રાહ જોતી પડી છે...
□ કુકડાની ચાંચ સૂર્યનું ઈંડું ફોડી ન શકવાથી ચીસ પાડે છે...
□ આ સૂર્ય કોઈનું એક હિરણ્યમય ઉરોજ તો નહીં હોય...
□ ટોચાઈને ફેંકાયેલા ભૂચ ગઈ કાલે ચારિત્ર્યના પહેરેગીરો હતા...
☑ આકાશની પીઠ પર કોઈ અદૃશ્ય બોજ ચઢી બેઠો લાગે છે...

# એક પીંછાની કળા

□ કનુ સુણાવકર





લસલસતી
લાંબી
જીભ
લઈને
શેરીનો
બળવાન
ડાઘિયો
દેખાયો
...
મુન્નો
મોરનું
પીંછું
લઈને
ભાગ્યો

**ખુશખુશાલ** થતો હું અમારે ઘેર આવ્યો ત્યારે ઘરમાં પરમ શીતળ શાંતિ છવાયેલી હતી. નજીકના રેલવે સ્ટેશન પરના ભારેખમ એન્જિને સ્ટીમ વછોડવાનું હજી હમણાં જ બંધ કર્યું હતું. રસોડામાં ભમભમ સ્ટવ સળગતો-સળગતો ભડકતો નહોતો.

આંગણું વટાવીને બારણા સમક્ષ આવ્યો તો ય ડોરબેલ વગાડવાની સહજ ઇચ્છા ન જાગી ને જરૂર પણ ન પડી. બારણા જાણે કે સ્વયમેવ ખૂલી ગયાં. શ્રીમતી મારી જ રાહ જોતી જણાઈ. ‘ શી...’ ચૂપની સંજ્ઞા કરતાં એણે મલકતે મુખડે અંદરના ઓરડા ભણી હાથ લંબાવ્યો. અંદર અમારાં ચારેચાર સંતાનો કશીક શાંત હલચલમાં પડેલાં હતાં. શ્રીમતીએ આંખોથી સૂચવ્યું—“ જરા જુઓ તો ખરા, શું કરે છે બધાં, અંદર એકઠાં થઈને ! ”



મેં અંદર જોયું. મારા ખભા ઉપર ચહેરો ધરીને શ્રીમતીએ જોયું : મુન્નો નીતાના ખોળામાં બિરાજ્યો છે. આજુબાજુએ અરુણા–જયશ્રી કશીક વિધિમાં લીન છે. અરે ! અરુણાના હાથમાં મોરનું પીંછું છે–ટીલડીવાળું. જયશ્રી બિરાદર મુન્નાના વાળ ઠીકઠાક ગોઠવે છે. ત્યાં સુધીમાં અરુણાએ દાંત વતી પીંછાની પાછલી દાંડીનો મોટો ભાગ કાપી નાખ્યો.



‘ મને મને ’ કહેતો મુન્નો ટીલડીવાળું પીંછું લેવા હાથ લંબાવી રહ્યો.

"ના બકા! જો તારે માથે બોસીએ આપણે હોં!" કહી જયશ્રીએ અરુણાને આદેશ આપ્યો. "જા, અરુ! આરસી લાવ જોઉ."

અરુણા આરસી લઈ આવી. પીછું મુન્નાના સુંવાળા–કાળા-ચળકતા–વાળમાં ખીલી ઊઠયું. મારા ખભા પરના શ્રીમતીના ચહેરા ઉપર ખડખડાટ હાસ્ય પ્રગટી નીકળ્યું.

ચારેય ચમકી પડ્યાં. અમે બેય એકબીજા સામું જોઈ મલકી રહ્યાં. 'હે હે હે ના શાંત કોલાહલથી ઘડીભર તો ઘર આખું ગાજી રહ્યું. મુન્નો પીંછા સમેત કૂદવા–ઉછળવા લાગ્યો. પછી કિલકારતો–દોડતો એ ઘરબહાર નીકળીને ફળિયામાં જઈ પહોંચ્યો. નાતા અરુણા જયશ્રી એને અનુસર્યાં. ઘરમાં, ગૃહિણીમાં અને ગૃહપતિ એવા હુંમાં કલરવ પછીની સ્પૃહણીય શાંતિ છવાઈ ગઈ.

થોડીવારે શ્રીમતી કહે: "તમે તો ચાર પીંછાંની કળા કલ્પી શકતા નહોતા ને...મારાં બચુડિયાંએ એક પીંછાની કળા કેવી કરી બતાવી, જોઈને ?! કળા સારુ પીંછાની સંખ્યા નહી પણ.... "

— એટલામાં મોરમુગટધારી મુન્નો આવી પધાર્યો. શ્રીમતીએ 'પણ...' પછીનું વાકય અધૂરું મૂકી, મુન્નાને બચી કરીને કહેવાનું પૂરું કર્યું. હું ખુશખુશ થઈને એક પીંછાની કળાની ખુશબો માણી રહ્યો.

રાત પડી અને પૂરી થઈ. પ્રભાત ફૂટયું. નિંદ્રાધીનતામાંથી અમે બધાં જાગ્યાં. રસોડામાં ચા બની. ઓસરીમાં છાપું પડ્યું. રેડિયો પર વંદેમાતરમ્ આરંભાયું. ચા પીને મેં હાથમાં છાપું લીધું. એટલામાં મુન્નો પીછું લઈને આવી પહોંચ્યો. મારા માથાના વાળમાં પીંછું ખોસીને કિલકારી ઊઠ્યો. મેં છાપામાં વાંચ્યું—

—બંગલાદેશે પ્રથમ સ્વાતંત્ર્ય દિન ઉત્સાહભેર ઉજવ્યો.

—ભારત–પાકિસ્તાનનાં સૈન્યો પાછાં ખેંચાયાં.

—સીમલા કરારની સફળતા–સાર્થકતા.

(અનુસંધાન માટે જુઓ પાનું ૪૮)

# લાલ માટી

△ વિજય શાસ્ત્રી

△

'ત્યાં જવા જેવું નથી. પાછો આવી રહેશે.' સેવંતીલાલે મને કહ્યું. મારી નિમણૂક પંચમહાલના એક ગામડામાં થઈ હતી. પ્રૌઢ-શિક્ષણનો કાર્યક્રમ પૂરબહારમાં ચાલતો હતો. ગામડેગામડે વર્ગો અને રાત્રીશાળાઓ ચાલતાં હતાં. પણ લાલ માટીના આ પ્રદેશને કોઠે વિદ્યા ચડતી નહોતી. દર વર્ષે નિષ્ફળતાના સમાચાર લઈને ત્યાંથી ઉમેદવારો પાછા આવી જતા અને ત્યાં જવા કોઈ તૈયાર થતું નહિ.

હું નવો નવો સ્નાતક થયો હતો. ઉત્સાહી પણ ઘણો હતો. નોકરી પણ નવી હતી એટલે એમાં સ્થળપસંદગીનાં નખરાં કરવાં પોસાય તેમ નહોતું એટલે મેં તરત જ ત્યાં જવાની હા પાડી દીધી.

મારી પહેલા ત્યાં જઈ આવેલા સેવંતીલાલે ત્યાંના નિરાશાજનક વાતાવરણની વાતો કરીને મને નિરુત્સાહી કરવાના સારા એવા પ્રયત્નો કર્યા પણ તેઓ તેમાં નિષ્ફળ ગયા. મારો ઉત્સાહ ઓસર્યો નહિ. ઘરડાં અને પૌઢ અભણોને લખતાં-વાંચતાં કરવાનું મારું ધ્યેય હતું.

મારાં દાદીને વાંચતાં નહોતું આવડતું.

ઉંમરને કારણે આંખે પણ ઝાંખ આવેલી હતી. મારા બાપુ તે વખતે યુવાન હતા. હું નાનો હતો. ઘૂંટણિયાં તાણતો હતો.

એક વખત બાપુજી અને બા બંને લગ્નમાં અમદાવાદ ગયાં હતાં. ઘરમાં હું અને દાદી બે જ હતાં.

ત્યાં મારા નાના કાકાનો મુંબઈથી મનીઑર્ડર આવ્યો. ટપાલીએ દાદી કને ડાબા હાથના અંગૂઠાની છાપ મરાવીને પૈસા આપ્યા,

પૈસા સાચવીને દાદીએ પેટીમાં મૂક્યા. બા-બાપુજી પાછાં આવીને જુએ છે તો મનીઑર્ડર પૂરો ૬૦ રૂપિયાનો હતો, જ્યારે ટપાલી આપી ગયો હતો માત્ર ૫૨ રૂપિયા! આખા નવ રૂપિયા ઓછા હતા.

'ટપાલીએ ગણીને આપેલા?' બાપુએ પૂછ્યું.

'હોવ્વે.'

'કેવી રીતે ગણેલા, કંઈ ખબર છે?'

દાદીએ વિચાર કરીને જવાબ આપ્યો જે મુજબ દસની એક નોટ હાથમાં આપતાં ટપાલી બોલ્યો હતો :

'દસ'

બીજી નોટ આપતાં બોલ્યો–

'વીસ'

ત્રીજી નોટ આપતાં બોલ્યો–

'ત્રીસ'

એમ ચોથી, પાંચમી નોટ મૂકતાં બોલ્યો–

'ચાળીસ, પચાસ.'

અને છેલ્લે એક નોટ મૂકીને બોલ્યો–'સાંઠ!'

પણ છેલ્લી નોટ દસની નહોતી! એકની હતી!

નિરક્ષર દાદીએ 'સાંઠ' ગણીને પેટીમાં મૂકી દીધા હતા. મોટ-પણે આ વાત મારા ધ્યાનમાં આવી ત્યારે મને પહેલાં તો ટપાલી પર ગુસ્સો ચઢ્યો પણ એનો કોઈ ઉપાય નહોતો. પણ ત્યાર પછી આવી પરમેવાની મૂડી કોઈ છીનવી ન જાય તે માટે નિરક્ષરોને ભણાવવાનો મારો સંકલ્પ તીવ્ર બની ગયો.

આ વાત મેં મારા સાહેબને કહી ત્યારે સેવંતીલાલ વચ્ચે જ બોલી ઊઠ્યા–

તો પછી તારાં દાદીને જ પહેલાં ભણાવને બહુ ચળ હોય તો.'

'હું ચોક્કસ ભણાવું. પણ...'

'શું પણ? ચૅરીટી બિગીન્સ ઍટ હોમ.'

'પણ દાદી તો ગુજરી ગયાં. આજથી આઠ વરસ પર એટલે...'

'ઓહ સૉરી...' સેવંતીલાલે કહ્યું ને અમે છૂટા પડ્યા.



એસ. ટી. બસ મને ગામની મુખ્ય સડક સાથે જોડતી કાચી સડક પાસે ઉતારી ગઈ. એપ્રિલ મહિનાનો તડકો જોરમાં તપતો હતો. આજુબાજુ નજર પહોંચે ત્યાં સુધી બધે જ લાલ માટીની જમીનનું વિશાળ મેદાન પથરાયેલું હતું. મને કોઈ લેવા આવ્યું નહોતું એટલે માટે જાતે જ મારે ઉતારે પહોંચવાનું હતું.

ઉતારો માત્ર બે ઓરડીના એક ઓરડાનો બનેલો હતો. એની અંદરની ભોંયે લીંપણ હતું. અંદરના ઓરડામાં વાંસપટ્ટીની ટટ્ટી ઠેર ઠેરથી તૂટી ગઈ હતી. ત્યાંનો સ્થાનિક કારકુન ચંદુમલ હજુ આવ્યો નહોતો. કાળું પાટિયું પણ ઘણા વખતથી વપરાયું હોય એમ લાગતું નહોતું કારણ કે તેના પર ગરમ પવનમાં ઊડની લાલ ધૂળની એક બારીક પર્ત બાઝી ગઈ હતી.

હું પાટિયા પર ઝૂકયો અને આંગળી વતી તેના પર બાઝેલી ધૂળ પર લખ્યું.

"રિવા.'

અહીં 'રિવા'નું નામ આ રીતે લાલ માટીમાં દીપી ઊઠયું.

છ મહિના પછી, લગ્ન બાદ મારી પત્ની થઈને તે આવશે ત્યારે અહીંની આજ લાલ માટીમાં તે આમ જ દીપી ઊઠશે એવું મધુર સ્વપ્ન પૂરું કરું તે પહેલાં જ ચંદુમલ આવ્યો.

'કેમ સાહેબ, ફાવશેને ?'

'મને તો ફાવશે, પણ લોકોનું કેમ છે ?'

'લોકો તો...' તેણે થોડીવાર અટકીને કહ્યું, 'તમે સેવંતીભાઈને મળ્યા હશો.'

હું સમજી ગયો. ચંદુમલનો અભિપ્રાય લોકો કરતાં જુદો નહોતો. અહીંનાં લોકો ભણવા માંગતાં જ નહોતાં.

'અહીં બધાં આવે ખરાં કે નિયમિત ?'

'નવા માસ્તર આવે ત્યારે પહેલે દહાડે એને જોવા આવે એજ. પછી બંધ.'

'એમ? તો તો કાલે સવારે તો આવશે જ.'

'હા સાએબ. આઠ વાગતાંમાં તો ટોળું થઈ જશે. હું કહીશને કે નવા માસ્તર આવ્યા છે એટલે દોડશે.' ચંદુમલે કહ્યું.

'જો, પેલામાં અરીસો છે તે બહાર કાઢો ને પણે ટીંગાડો.' મેં કહ્યું. ચંદુમલે ટ્રંકમાંથી અરીસો કાઢ્યો. ખાસો મોટો હતો. માણસનું કમર સુધીનું શરીર દેખાય એવડો કાચ હતો તેમાં.

'આયનો ફક્કડ છે હોં સાએબ!'

'હા. પણ આ લોકો કેમ વિચિત્ર છે. રોજ કેમ નહિ આવે!' મારું મન આ જ વિચારમાં અટવાયેલું હતું.

'એ તો સાએબ એવું છે કે પેર રુખા સોમાનો છોકરો ભણીને શેરની છોડી હારે પરણી ગયો ત્યારનો એક ડર આવો આ લોકોના મનમાં પેસી ગયો છે કે ભણીગણીને બધાં બગડી જાય છે. પૂછીએ તો કહેશે કે અમારે ભણીને રુખાના પોરયાની જેમ બગડી નથી જવું. તારે પછી લાખ કરો તોય કોઈ આવતું નથી. માત્ર પડેલે દહાડે માસ્તરનું મોં જોવા આવે એટલું જ.'

'ઠીક છે. કાલે બધાંને આવવા તો દે. પછી જોયું જશે.' કહી મેં બધું ઠીકઠાક કરવા માંડ્યું.



અચાનક આગળની ઓસરી કોઈ ખખડાવતું હોય એમ લાગતાં હું જાગી ગયો. હજુ સાડાપાંચ ને પાંચ થઈ હતી, વાંસપટ્ટીની તિરાડોમાંથી હજી મળસ્કાનું અંધારું ઝરતું હતું. મને નવાઈ લાગી–થોડો ડર પણ લાગ્યો.–કોણ હશે અત્યારે?

મેં ઊઠીને, આંખો ચોળતાં ચોળતાં બારણું ખોલ્યું.

–ને હું ચોંકીને બે ડગલાં પાછો હટી ગયો.

ટૉર્ચ જલાવીને જોયું તો એક ભરાઉદાર ગાય બારણે માથું ઘસતી હતી. મેં લાકડી બતાવીને કાઢી મૂકીને પાછો ઊંઘમાં પડ્યો.

બીજીવાર ચંદુમલે બારણું ખખડાવ્યું ત્યારે પોણા આઠ થઈ

ગયા હતા. ઊંઘ કચવાઈ હતી એટલે એક લાંબું ઝોકું આવી ગયું હતું.

મેં ચંદુમલને ગાયે બારણું ખટકાવ્યાની વાત કરી.

એણે કહ્યું, 'એ તો સાએબ, પરમ દા'ડા સુધી સેવંતીભાઈ હતા ને તે પાંચ વાગ્યે ઊઠી જતાં ને આને (ગાયને) રોટલો નાંખતા તે ટેવ પડી ગઈ છે. હવે તો એ ગયા એટલે બચાડી.......'

હું સમજી ગયો. મારે સેવંતીલાલે અધૂરું મૂકેલું કામ આગળ વધારવાનું હતું, એટલે મેં પણ પાંચ વાગ્યે ઊઠી બટકું રોટલો નાખવાનો મનોમન સંકલ્પ કર્યો ને નહાવા માટે વાડામાંના ચૂલા પર પાણી મૂકવાની ગોઠવણ કરવા માંડચો.

આઠ વાગવા આવ્યા હતા.

નવા માસ્તરને જોવા આજે બધું ટોળું આવવાનું હતું. સવા-આઠનો ટાઈમ હતો એ લોકોના આવવાનો. તે પહેલાં મારે નહાઈ ધોઈને તૈયાર થઈ જવાનું હતું. ઘડિયાળમાં કાંટો આગળ વધ્યે જતો હતો. મેં માત્ર એક બાંડિયું અને ઘૂંટણ સુધી પહોંચતું પંચિયું પહેર્યું હતું. મેં પાણીની દેગડી તૈયાર કરી અને જ્યાં ચૂલા પર મૂકવા જાઉં છું ત્યારે જ ચૂલાની એક બાજુની રાંગ તૂટી ગઈ હોવાનું મારા ધ્યાનમાં આવ્યું.

નવી રાંગ, માટી ખોદ્યા સિવાય બની શકે તેમ નહોતું. માટી ક્યાંથી લાવવાની નહોતી. માત્ર વાડામાંથી ખોદી કાઢવાની હતી. મેં કોદાળી લીધી ને ઝપાઝપ ખોદવા માંડ્યું. સારા એવા લાંબા સમય સુધી કોદાળી ચલાવી ત્યારે રાંગ બને એટલી લાલ માટી ખોદાઈ. પવન વાતો હતો. ખોદતાં ખોદતાં માટી કપડાં પર ને ચહેરા પર બાઝી ગઈ હતી. મેં રાંગ બનાવી દીધી ને થોડી સુકાય ત્યારે દેગડી મૂકવાનો વિચાર કરું તે પહેલાં જ—

'સાએબ આ લોકો આવી ગયાં છે. તમે શરૂ કરો, નકર ચાલવા માંડશે બધાંય.' ચંદુમલે ચેતવણી આપી.

મેં વિચાર કર્યો કે આજે પહેલે દહાડે આ લોકોને ચાલી

જવાનું કોઈ કારણ આપવું નથી. એટલે હું સીધો જ સ્કૂલમાં-એટલે કે આંગણામાં-આવ્યો ને નમસ્તે કર્યા.

લોકો જોઈ જ રહ્યાં.

મેં ઓળખાણ આપી મારી.

મારાં દાદીની, મનીઑર્ડરની, વાત કરી.

વાંચતાંલખતાં ન આવડે તો પૈસાની બાબતમાં કેવું નુકસાન થાય તે કહ્યું.

બધાંનાં ડોકાં સંમતિમાં હાલવા લાગ્યાં.

મને પણ, આ લોકોને શાંતિથી સાંભળતાં જોઈને સુખદ આશ્ચર્ય થયું.

મેં પોણો કલાક ઉપર વાતો કરી. બધાએ શાંતિથી સાંભળી. અંતે મેં પૂછ્યું:

'કાલે આવી એક બીજી વારતા થશે. સૌ આવશો ને?'

'હા, હા.' સૌ એકી અવાજે બોલી ઊઠ્યાં.

ચંદુમલ પણ નવાઈ પામી ગયો.

મને મનમાં ને મનમાં ખૂબ જ નવાઈ લાગી. શા માટે આ લોકો વગર ઓળખાણે, વગર જાણ્યે આવવા માટે આટલા બધા આતુર થઈ ગયા. સેવંતીલાલ જેવા પીઢ શિક્ષક પણ જ્યાં હાથ ઘસીને પાછા આવ્યા ત્યારે મારે માટે બધાંની આંખોમાં કેમ માન, આદર, સંમતિ, સ્વીકૃતિના ભાવો જણાતા હતા? એનું કારણ શું?

એનું કારણ, મને ઘણું મથવા છતાં ન જડ્યું.

હું અંદરના ઓરડામાં ગયો. અરીસો એક બાજુ પર ઢળી પડ્યો હતો.

તે મેં જઈને સીધો કર્યો.

સીધો કરવા જતાં જ મારી નજર આયનામાં પડી ગઈ.

હું ચોંકી ગયો.

મેં ધારી ધારીને મારો ચહેરો જોવા માંડ્યો.

ભૂલમાં ને ભૂલમાં માટી ખોદ્યા પછી મોં ધોયા વગર જ હું લોકોની સામે જઈને ઊભો રહી ગયો હતો. માટીથી રંગાયેલો.

—ને એ સ્થિતિમાં જ હું પેલાં માટીજીવીઓની સામે જઈને ઊભો રહ્યો હતો!

—અને હું લોકોની સંમતિનું, સ્વીકૃતિનું, આદરનું, માનનું કારણ સમજી ગયો.

મારા લાલ માટીથી રંગાયેલા દેખાવે એ લોકોમાં આત્મીયતા જગાડી હતી. એમને લાગ્યું હતું કે હું તેમનામાંનો જ એક છું. માથે આંખે, કપડે, આખા શરીરે લાલ માટી ચડી બેઠી હતી.

મેં જોયું કે માત્ર શરીર પરની આટલી માટી જ જો આટલી સફળતા મેળવી શકે છે તો—

હું મારાં હૃદય–મનને, મારા સમગ્ર વ્યક્તિત્વને લાલ માટીથી રંગી નાંખું તો?

એ 'તો'ના જવાબમાં મારી આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

સેવંતીલાલ સફેદ, બગલાંની પાંખ જેવાં કફની, ધોતિયું ને સુઘડ ઓળેલા વાળ લઈને પેલાં બિચારાં લાલ માટીથી રંગાયેલા, રજોટાયેલા દીન હીન આત્માઓને ભણાવવા ગયા હતા એટલે તેમનો સ્વીકાર માટીજીવીઓએ કર્યો નહોતો એ હું સેવંતીલાલને કહી શકયો નહિ. □

( પેજ નંબર ૪૧ નું ચાલુ )

—બે યુદ્ધગ્રસ્ત દેશોના વડાઓએ નાતાલના દિવસો પૂરતો યુદ્ધ-વિરામ સ્વીકાર્યો.

મારી ચિત્તભૂમિમાં એકાએક ઊગ્યું કે 'આ નાતાલ કદી સમાપ્ત ન થાય તો?' ત્યાં જ / એટલામાં જ ઓસરીમાં લસલસતી લાંબી જીભ લઈને શેરીનો બળવાન ડાઘિયો દેખાયો. દેખીને મુન્નો મોરનું પીંછું લઈને નાઠો. □

વેકપ એલાર્મ-વેકપ એલાર્મ-વેકપ એલાર્મ-વેકપ એલાર્મ

"ઊઠ, જાગ અને તારા ધ્યેયને હાંસલ કર."
—સ્વામી વિવેકાનંદ

સુરતનું ગૌરવ એ ગુજરાતનું ગૌરવ!
ગુજરાતનું ગૌરવ એ ભારતનું ગૌરવ!!
ભારતનું **એકમાત્ર વિશ્વસનીય** એલાર્મ-વેકપ!!!
સમયસર! જી હાં!! હંમેશા સમયસર!!!

ઉત્પાદકો : **મે. હોરોલોજી ઈન્ડસ્ટ્રીઝ (ઈન્ડીયા) પ્રા. લી,** ઉધના.

* અદ્યતન મશીનરી અને કુશળ કારીગીરીનો સૂમેળ.
* કવોલીટી કન્ટ્રોલની અદ્યતન વ્યવસ્થાને કારણે સંપૂર્ણ.
* તકલીફ-રહિત, ચોકસાઈપૂર્ણ-દીર્ઘકાલીન સેવા.
* ૩૦ જેટલા આધુનિક અને નયનરમ્ય મોડલોમાં મળે છે.
* ચિર-સ્મરણીય ઉત્કૃષ્ટ ભેટ તરીકે આદર્શ.
* જાણીતા ઘડીયાળીઓ જેની ભલામણ કરે છે. શિક્ષકો, અધ્યાપકો, વિદ્યાર્થી મંડળો, કર્મચારી મંડળો, વ્યપારી પેઢીઓ અને એસોસીયેશનો, કામદાર યુનિયનો, સરકારી સંસ્થાઓ તેમજ સંસ્થાઓ માટે **ખાસ કન્સશન ફેકટરીના** દરે જ મેળવવા.

—: સંપર્ક સાધો :—

વિનોદ એમ સરસવાળા
( સરસવાળા બ્રધર્સ )

વેકપ એલાર્મની સંરક્ષણ સેવાઓ, સરકારી, અર્ધ-સરકારી તેમજ સંસ્થાઓની જરૂરિયાતો માટેના ભારતભરનાં એકમાત્ર પ્રતિનિધિ.

૧૫, આનંદનગર સોસાયટી, સગરામપુરા, સુરત-૨
ટેલીફોન નં. ૨૯૪૧૦/૨૦૦૧૦

વેકપ એલાર્મ-વેકપ એલાર્મ-વેકપ એલાર્મ-વેકપ એલાર્મ

વેકપ એલાર્મ-વેકપ એલાર્મ-વેકપ એલાર્મ-વેકપ એલાર્મ-વેકપ એલાર્મ

વેકપ એલાર્મ-વેકપ એલાર્મ-વેકપ એલાર્મ-વેકપ એલાર્મ-વેકપ એલાર્મ

તમારો કોઈ પુત્ર કે પુત્રી

શું

# એસ. એસ. સી. માં ભણે છે ?

તો

## સ્ટડી સેન્ટર, સુરતની

એસ. એસ. સી. ના વિદ્યાર્થીઓને ચોક્કસ

પાસ થવાની ગેરંટી આપતી

## બાવીસ સકસેસ બુકો

અપાવો

મૂલ્ય : પ્રત્યેકનો એક રૂપિયો

દરેક બુકસેલરો વેચે છે



સ્ટડી સેન્ટર

લીમડીકૂઈ, ગોપીપરા,

સુરત–૨.

# કંકાવટી

માર્ચ ૧૯૭૩

ચન્દ્રવદન મહેતા · રતિલાલ 'અનિલ' ·
ચિનુ મોદી · ઇન્દુ સુણાવકર ·
ટેનિસન અનુ જોષી – મકરન્દ દવે ·
આદિલ · પ્રકાશ ભટ્ટ · ચન્દ્રકાન્ત શેઠ ·
ઉશનસ્ · ચીનુ પુરોહિત · કિસન સોસા ·
આલ્બેર કામુ – વિજય શાસ્ત્રી ·
યાસુનારી કાવાબાતા – સૌ. ઉષા જોશી ·

મૂલ્ય
એક રૂપિયો








આપ

વ્યાપારી છો?
ગવર્મેન્ટ સર્વન્ટ છો?
મ્યુનિસિપાલિટી/પંચાયતમાં છો?
બિઝનેસ એક્ઝીક્યુટિવ છો?
શાળા-મહાશાળાઓમાં શિક્ષક છો?
રાજકીય-સામાજિક સંસ્થાના કાર્યકર છો?
પત્રકાર છો?
લાયબ્રેરીઅન છો?

આપ જીવનની ગતિ સાથે પ્રગતિ કરતા આધુનિક માનવી તો છો ને?

તો

આપ

વ્યાપયંત્ર ટ્રેડર્સનો સંપર્ક સાધો.

જ્યાં આપના કામકાજને સુઘડ અને સરળ બનાવતાં ઓફિસ-ઉપયોગી યંત્રો તથા પ્રસાધનો આપને ફાયદાકારક રીતે મળી શકશે.

# વ્યાપયંત્ર ટ્રેડર્સ નો

૨૦, ન્યુ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, કોચરબ આશ્રમ સામે, અમદાવાદ-૬.

ટે. નં. ૮૫૨૦૨

□ પ્રેસ્ટોસાઇન ડીસ્પલે બોર્ડ્સ □ એવાટ ડુપ્લીકેટર્સ □ વીનાર સ્લોટેડ એન્ગલ્સ □ ડફ્ફા ફાઈલીંગ સીસ્ટમ્સ □ બીમકો વુડન ફર્નીચર □ ઉષા પંખા તથા વોટર કુલર્સ □ P & T એડ્રેસીંગ મશીન્સ □ રોટેક્ષ ડેસ્ક ક્લોક્સ □

તદુપરાંત : ફોટો કોપીયર્સ વીઝયુઅલાઈઝર્સ, ચેક રાઇટર્સ, કેલ્યુલેટર્સ, ઇલેક્ટ્રીક તથા ઇલેક્ટ્રોનિક ઓફિસ પ્રસાધનો.

અમે જે કંઈ વેચીએ છીએ તે વિચાર કરીને વેચીએ છીએ, જેથી આપ પણ તે ખરીદ્યા બાદ અમારા ફરી ફરીને વિચાર કરો.

## ૧૯૭૩ના વર્ષમાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| મિતવા- | (નવલકથા) | હરિસિંહ દોડિયા |
| ભીલેશ્વર | (નવલકથા) | જી. જોશી |
| એના આવવાથી | (નવલકથા) | શાંતિલાલ મેરાઈ |
| ડાઇવૉર્સ | (નવલકથા) | કાંતાબહેન વ્યાસ |
| અર્વાચીના | | સરોજ પાઠક |
| અહીં તો | (વાર્તાસંગ્રહ) | વિજયશાસ્ત્રી |
| અભિનિવેશ | (વાર્તાસંગ્રહ) | જ્યોતિષ જાની |
| એક + શૂન્ય = ૦ | (વાર્તાસંગ્રહ) | જશવંત મહેતા |
| કોલાહલ | (વાર્તાસંગ્રહ) | અમોસિંહ પરમાર |
| બે ચોકલેટ | (વાર્તાસંગ્રહ) | સ્નેહસેતુ |
| રાષ્ટ્રપતિ વિ. વિ. ગિરિ | (જીવનચરિત્ર) | હરીશ નાયક |
| ઇન્દિરા ગાંધી | (જીવનચરિત્ર) | હરીશ નાયક |
| રાજાજી | (જીવનચરિત્ર) | હરીશ નાયક |
| અમીર નગરીનો ફકીર આદમી | | ઇન્દુલાલ યાજ્ઞિક |
| | (જીવનચરિત્ર) | હરીશ નાયક |
| મસ્તીની પળોમાં | (બસો મૌક્તિકો) | રતિલાલ 'અનિલ' |
| ડમરો અને તુલસી | (ગઝલ સંગ્રહ) | રતિલાલ 'અનિલ' |
| રસ્તો | (કાવ્યસંગ્રહ) | રતિલાલ 'અનિલ' |
| નેતિ | (કાવ્યસંગ્રહ) | જ્યોતિષ જાની |
| ફૂલડાં રંગરંગી | (કિશોર કથાઓ) | ભીમભાઈ દેસાઇ |
| હારો ના હામ | (કિશોર કથાઓ) | ભીમભાઈ દેસાઇ |
| સૂરજમુખી | (કિશોરકથાઓ) | ભાનુશંકર જોશી |
| દિન ખૂન કે હમારે | (વીરગાથા) | બળદેવ મોલિયા |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત–૧**

# શિષ્ટ, ઇનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| નાઇટમૅર ( નવલકથા ) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસમુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું ( નવલકથા ) | વિજય શાસ્ત્રી | ૩–૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી ( નવલકથા ) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| મેઘશ્યામ | હરિસિંહ દોડિયા | ૪–૦૦ |
| સરજત ( વાર્તાસંગ્રહ ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| નગરનંદિની | વજુભાઈ ટાંક | ૩–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ ( ભાગ ૧–૨ ) | જ્યોત્સ્ના શુકલ | ૪–૦૦ ( દરેક ભાગના ) |
| ઘુવવાટ ( વાર્તાસંગ્રહ ) | નગીન મોદી | ૫–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| સાંસારિકા | સરોજ પાઠક | ૬–૦૦ |
| મારો અસબાબ, મારો રાગ | સરોજ પાઠક | ૪–૦૦ |
| ગીણુની પૂતળી | નવીનચંદ્ર પંડ્યા | ૬–૦૦ |
| સ્વર્ગ અને નરક ( વાર્તાસંગ્રહ ) | હરીશ નાયક | ૪–૦૦ |
| રેલના રણશૂરાઓ | શાંતિ દામકાકર | ૧–૦૦ |
| ભારતદર્શન ( પ્રવાસકથા ) | અમૃતલાલ શાહ | ૮–૦૦ |
| ચાર દીવાલો, એક હેંગર | જ્યોતિષ જાની | ૪–૦૦ |
| મહેક મળી ગઈ | ભગવતીકુમાર હ. શર્મા | ૩–૮૦ |
| અભિષેક ( વાર્તા સંગ્રહ ) | મધુસુદન પાઠક | ૩–૫૦ |
| રસ્તો ( ગઝલસંગ્રહ ) | રતિલાલ 'અનિલ' | ૪–૦૦ |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ. સુરત–૧**

# કંકાવતી

માર્ચ ૧૯૭૩

સાહિત્ય-સર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ મું : અંક ૧૬૯ : મૂલ્ય એક રૂપિયો

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂા. ૧૦, બે વર્ષનું રૂા. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂા. ૮. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ,' આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.



'કંકાવતી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ પ્રગટ થયે અંક, ઑફપ્રિન્ટસ મોકલી અપાય છે. કૃતિ રતિલાલ 'અનિલ,' આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે મોકલવી.



તંત્રી · મુદ્રક · પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન

જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ

નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૧

# અનુક્રમ : માર્ચ, ૧૯૭૩





# નાટકની આચારસંહિતા □ ચન્દ્રવદન મહેતા

**ભરતાચાર્યે** નાટ્યશાસ્ત્રનું તો સંપાદન કર્યું, પણ એમાં નાટકની આચારસંહિતા ભૂલી ગયા તે અમે લખીએ છીએ. આ પાળવી પળાવવી એ પ્રસ્તુત નથી, મોટેભાગે નહીં પળાય. એટલું જ નહીં પણ જને કાળે જૂનવાણી પણ લાગે, છતાં લખી રાખેલી સારી, ભલે ન પળાય.

△
ભરતાચાર્ય
ભૂલી
ગયા
તે
મે
સંભાર્યું
△

## નાટકના લેખક

૧

નાટકના લેખકને પુરસ્કાર આપવો ઘટે. એ નિયમ ન પાળવો હોય તો એ નાટક ઉપરથી નવું નાટક લખવું ઘટે. નવા નાટકમાં પાત્રોનાં નામ બદલવાં પડે, સંવાદમાં થોડાં ક્રિયાપદ, ગીત હોય તો નવાં ગીત, અને રોયલ્ટી નક્કી કરી હોય તો તે મૂળ લેખકને નહીં, પણ જે ભજવનાર જાતે આવા ફેરફાર કરે, એ પોતાના ખિસ્સામાં મૂકી શકે.

△
△ △
△ △ △

**કોરોનરી** : આમ લખાણપલટો કરનારે એ નાટક છપાવવું નહીં. દસબાર વાર ભજવાય તો દર ભજવણીમાં એકાદ ગીત યા સંવાદની લીટી બદલતા રહી ભજવ્યે જવું. સમાજ તમારું રક્ષણ કરશે. કાયદો પણ રક્ષણ આપશે.

આમ ટૂંકમાં નાટકના લેખકનો હક્ક પણ એના અવસાન બાદ સાઠ જ વર્ષ રહે છે. એટલે એવું નાટક લઈ ભજવનારે સિત્તેર વર્ષ જ રાહ જોવાની રહે છે. એટલે એ લેખકને પુરસ્કાર યા રોયલ્ટી આપી કે ન આપી એનો કોઈ સવાલ જ રહેતો નથી. કરોડો વર્ષોની સૃષ્ટિનો

શાસ્ત્ર યા ગતિ યા પ્રગતિમાં પચાસ સો વર્ષનો કોઈ હિસાબ ગણાય નહીં, એટલે લેખકને કોઈ પણ પ્રકારની રોયલ્ટી આપવાનો સવાલ કોઈ પણ રીતે અગત્યનો રહેતો નથી.

## નાટકશાળા ર ઉપરની ટિકિટ

### ૨

નાટક જોવા માટે ભરતાચાર્યે કોઈપણ પ્રકારની પ્રવેશ-ફી માટે ઇશારો કર્યો નથી. ન સુવર્ણમુદ્રિકા, ન ચાંદીના સિક્કા, એટલે એ નાટક જોવા જવાને કશી કિંમત દેવી પડતી નહોતી, હવે ટિકિટો નીકળી છે. વળી એ ટિકિટો કોઈ કોઈવાર, સિનેમાની ટિકિટોનું અનુકરણ કરી કાળા બજારમાં વધારે કિંમતથી પણ વેચાવી શરૂ થઈ છે. આનો અર્થ એ કે, એ પણ એક આડધંધો છે: જેમાં નટ, નાટકલેખક યા નાટકની રજુઆત કરનારને ફાળે કશી કમાણી જતી નથી. એટલે એ આડ-ધંધામાં એ લોકોએ માથું મારવાની જરૂર નથી.

પરંતુ ટિકિટ છે: લેવી પડે છે. હવે એ ટિકિટ લીધા વિના નાટક જોઈ શકાતું હોય તો એના રસ્તા શોધવા જરૂરી છે. એક સહેલો ઉપાય તો નાટકશાળામાં જ ટિકિટબારી ઉપર ઊભી રહેનારી ટોળી હોય એમાં એક કે બે દોસ્ત સાધી રાખવા જરૂરના છે. એમને ચાપાણી પાવાં પડે—તેમ નટનટીઓ સાથે ઓળખાણ હોય તો એકાદ-બે ટિકિટ પહેલી વાર ભજવાય ત્યારે નહીં, પણ પછીથી ટિકિટો મળી રહે છે, ઉપરાંત છાપાના વિવેચકના મિત્ર હો તો, અને એ વિવેચકને કંઈ કામ આવી પડે તો, એ વિવેચક સંનિષ્ઠ, પ્રતિષ્ઠિત યા બહુ સારા છાપાના વિવેચક હોય તો એ એક ટેલીફોન માત્રથી ટિકિટની વ્યવસ્થા કરી શકે છે. અથવા નાટકની પ્રત ઠીક છે, નિર્દોષ છે, દેશદ્રોહના લખાણ યા અશ્લીલ લખાણથી મુક્ત છે, એની તપાસસમિતિના સભ્ય થવું ઘટે. એમ સભ્ય થયા બાદ ગમે તે નાટકમાં ગમે ત્યારે જવાનો તમારો હક્ક અખંડ અબાધિત રહે છે. પણ એ દરજ્જે ન પહોંચાય તો એમાંના એકાદ બે સભ્યો સાથે દોસ્તી કરવાથી પણ કદીક એકાદ

ટિકિટ મળી રહે છે. નાટક જ્યાં મફત બતાવાતું હોય અને હવે એ પ્રકારની વ્યવસ્થા સરકારે જાતે કરવા માંડી છે, ત્યાં, એટલે કે સરકારના પ્રચાર ખાતાના અધિકારીઓ પ્રચારનાં નાટકો મોટેભાગે વારતહેવારે, યા છાશવારે, નગરમાં નહીં તો ગામડાંઓમાં કરતા કરાવતા રહે છે એની જાહેરાત જાણતા રહેવા થકી ત્યાં નાટક મફત જોવાનો મોકો સ્હેજે મળી જાય છે, એટલું જ નહીં, પણ આપ જો એ નાટક જોવા જાઓ, તો દફ્તરદાર પોતાને ધન્ય થયેલા માને છે.

સાર : બને ત્યાં સુધી નાટકકારને જેમ આપણે રકમ આપવા ગલ્લાતલ્લા કરીએ છીએ, એમ જ નાટક કરનારી ટોળીને યા નાટક-શાળાના માલિકના ગજવામાં બે પૈસા ઓછા જાય, એટલા માટે મફત નાટક જોવાની જેટલી શક્યતાઓ છે એ વિચારવી ઘટે છે, અને અમલમાં મૂકવી ઘટે છે, આમ કરવા થકી ભરતાચાર્યના સિદ્ધાંતોને અપણે વધારે વફાદાર રહી શકવા સમર્થ થઈએ છીએ.

## બાળકો

### ૩

નાટક જોવા જઈએ, તો એક ટિકિટમાં બે જણ જઈ શકે એની વેતરણ વિચારવી. એમાં જો ધર્મપત્નીને લઈ જવાનો મોકો મળે તો સરકાર બે બાળકો જ બસ ભલે કહે, પરંતુ આપણે બે કેડે અને બીજાં બે આંગળીએ, એમ ચાર બાળકોને સામાન્ય રીતે લઈ જઈ શકીએ. અલબત્ત, જગ્યા જો બે જણની હોય તો એકેકના ખોળામાં બબ્બે બાળક બેસાડી તો શકાય, પરંતુ બાળકની જાત, મમતી હઠીલી હોવાના કારણે માંહોમાંહે લઢવાડ શરૂ કરે એવો ભય રહે છે. એટલે બે ખોળામાં બેસાડાય એટલાં બે જ બાળકો લઈ જવાં. એમાં ક્યાંક ખતરો પડે, એટલે દાખલ ન કરવામાં આવે તો એક જણ અંદર જઈ, ફરી બહાર આવી, ધર્મપત્નીની ટિકિટ બહાર લાવી, એમાં બહાર રહેલા બાળકને અંદર લઇ જવાની વ્યવસ્થા કરવી : આ પ્રકારની ચાલ હવે ડોરકીપરની જાણમાં આવતાં એ પણ તકેદારી રાખે છે,

રાખતો હોય ત્યાં તે દિવસે ટિકિટની ફેરબદલીમાં પીછેહઠ કરવી. જો છ-બાર ટિકિટ સામટી લીધી હોય, અને એમાં ટોળીબંધ જવાનું હોય ત્યાં બેત્રણ જણા ઘુસાડી શકાય છે. અહીં રિઝર્વેશન હોય તો જ પંચાતી પડે છે, પણ બાળકોને દાખલ કરાવતાં મુશ્કેલી નડતી નથી.

નાટક જોવા જનારાઓએ બાળકોને હમેશાં લઈ જવાં. કારણ. નાટક એ બાળકેળવણીનું મોટામાં મોટું સાધન છે. સિદ્ધાંત તરીકે નિશાળમાં યા બાળમંદિરમાં એ સ્વીકારવામાં ન આવે, નથી જ આવતું, છતાં જાહેર નાટક ભવાઈ મેળા તમાશા થાય ત્યાં બાળકોને એ શિક્ષણ મોટે ભાગે તો મફત જ પૂરું પાડવામાં આવતા થકી જરૂર લઇ જવાં, એ દરેક માબાપનો જન્મસિદ્ધ હક્ક છે. જ્યાં જ્યાં બાળકો ત્યાં ત્યાં આ મફત-હક્ક અમલમાં મૂકવો જ પડશે.

વળી કેટલાંક માબાપો ચાલુ નાટકોમાં બાળકોને જાતજાતની કેળવણી આપતા રહે છે. દાખલા તરીકે બાળકની સ્મૃતિને વિકસાવે છે 'જો તો પેલા કોણ કાકા આવ્યા.' અથવા 'જો ટો પેલા કોણ ટાટા આવ્યા' અને બાળક કહે છે 'છગનકાકા' એમ છગનકાકાને ઓળખવાનો અહીં સુંદર પ્રસંગ સાંપડી રહે એટલે નાટક જોવા જતી વખતે બાળકો લઈ જવાં એ ધર્મ બની જાય છે. (ક્રમશ:)

## આંદરણાં □ અનિલ

□ સૌન્દર્ય એ આપણી સારી ઇચ્છાઓનો અરીસો છે.
□ અરીસાની બહાર રહેલો સૂર્ય એ પ્રતિભાવવિહોણો ભાવ છે.
□ ગુલાબપાંદડીઓની એકતા ચોવીસ કલાક ટકે તો ટકે.
□ છેતરાયાની કવિતા કરવા માટે હરણાં મૃગજળ માગે છે!
□ બધા ગુણો કંચનમાં નહીં, માનપત્રનાં વિશેષણોમાં સમાયા છે.
□ ગુસ્સો ચઢે ત્યારે દસ ગણવા માંડો છો કે રાવણનાં માથાં?

## ઍન્ટી ઍલર્જી □ ચન્દ્રવદન મહેતા

ભાઈશ્રી લાભશંકર
અવટંકે સાચા ઠાકર, વળી વૈદ્ય ધન્વંતર.
આપની ઍલર્જી જરૂર દૂર થાય
જો આપથી શબ્દનો, ભાષાનો
ફંદો છોડી શકાય–
દરદીને પરેજી માટે
તેલ, ઘી, મરચું, મીઠું ત્યજવા કહેવાય
એમ આપ ભાષાનાં કાના માતર, અનુસ્વાર
વરડુ ફરડુના સૌ કોઈ ત્યજી આકાર
ઘૂંટો મનમાં એક જ શબ્દની ધાર
શબ્દ નહીં, અક્ષરનો એક જ આધાર
નિરાકાર, એને જ વળગીને એક જ વિચાર
તો તો ભાઈ! દયા, હિંસા, માનવતા
સૌ કોઈ પળમાં લોપાય
રહે પ્રેમ–જેનું રસાયન થાય
તો ભાષાનાં સકળ દરદ સમેટાય,
નાબૂદ થાય, ચારે કોર તુંહિ તુંહિ સંભળાય.
તમે લાભશંકર! શંકર ભૂલી શિવસ્વરૂપ થાય
ખેરાળુના બાપુની નથી જરૂર
આપની જ જો ફૂંક અંતરમાં ફૂંકાય
તો પળભરમાં બધી જ ઍલર્જી દૂર થાય
અથવા છે મારા છે આશીર્વાદ
એનાથી લાભ થાય, નિરોગી થઈ જવાય.


V.P.PA
RACE COURSE CIRC
'JEEVA
DEEP

# હું વિહોણા હું

આસ્વાદ



રતિલાલ 'અનિલ' □

હું

બ્હાર કે અંતરમાં ખોવાતો નથી,
તે છતાં યે ક્યાંય દેખાતો નથી.

હું અરૂપોમાં વિખેરાયો હઇશ,
કાળના હાથે સમેટાતો નથી.

અર્થ ને સંદર્ભની સ્થિતિ ગઈ,
શૂન્ય થૈને શૂન્ય કહેવાતો નથી.



કોણ જાણે કેવું છે ખાલીપણું ?
રિક્તતાનો ભાવ ઉભરાતો નથી.

કંઈ નથી, હું કંઈ નથી, હું કંઇ નથી,
એટલે મારાથી સંખાતો નથી,

હું હવે જાઉં છું છેલ્લી ક્ષણ સુધી,
ને ક્ષિતિજ પર ક્યાંય દેખાતો નથી.

(ગુજરાતમિત્ર) —હેલ્પર ક્રિસ્ટી

સ્થિતિની તપાસમાં ક્યારેક અરૂપ અગતિકની ભાળ મળી જાય છે. અને એ અસ્પૃશ્ય ગહન શૂન્યનો સ્પર્શ બની રહે છે. પેલો સનાતન અરૂપ અહીં પણ હોય ને ત્યાં પણ–સર્વત્ર હોય, પણ 'હું' અરૂપ અહીં (મારામાં) યે નથી અને બ્હાર પણ નથી. બહિર્મુખ બનું કે અંતર્મુખ–સર્વત્ર શૂન્યતા છે. અરૂપ એટલે ઇશ્વર, એ ઓળખનો

ભ્રમ ભાંગી જાય છે. ગતિવિહોણી હવા યે અરૂપ છે અને એ હોય તોયે વ્યાકુળ ચિત્ત કહે છે કે 'હવા નથી,' એવો 'હું' છું, છતાં નથી. હવા ખોવાતી નથી ને દેખાતી નથી અને સ્પર્શ હોવા છતાં અગતિક હવાનો સ્પર્શ ક્યાં છે? એનો સ્પર્શ એની ગતિમાં, એના ઊન્હા-શીતળ સ્વભાવમાં છે–પણ એ શબ જેવી પડી રહે, એ શબ અનુભવાય પણ શબની ટાઢાશ ન અનુભવાય ત્યારે એના અનઅસ્તિત્વ જેવું અસ્તિત્વ બોધની તમામ ચેતનાને નિષ્ફળ સૂચવતી અસહ્ય વ્યાકૂળતા બની જાય છે, અને એ મૂગી હોય તોયે વાસ્તવમાં એક આંતરિક હાહાકાર જ છે.

આ હવા દેખાતી નથી અને ખોવાતી નથી. તે સાથે અનુભવાતી નથી તો એને શ્વાસ અને ઉચ્છ્વાસ કઈ રીતે કહીશું? એ તો સંજ્ઞાશૂન્ય બની ગઈ છે. એનું હોવું એ જ નહીં હોવાની અકળાવનારી પ્રતીતિ છે, એવી અગતિકતા જેવું આ અસ્તિત્વ ક્યાં છે? એ ખોવાય તો 'હતુ" એમ પણ કહેવાય અને અંતરમાં હું કેન્દ્રિત પણ થયો દેખાતો નથી–છતાં વિખેરાયેલો યે દેખાતો નથી. 'હું'નાં અનેક રૂપોનાં ઘણાં દર્શનો નિરુપાયાં છે, એને નામો, સંજ્ઞા, વિશેષણો અપાયાં છે, પણ આકાશ પર ચમરખી કેમ ચોઢવી? હવા પર શી રીતે મુદ્રા આંકવી? એમ આ અનેક અરૂપોને માટે ક્યાં નામ–વિશેષણો યોજવાં? એ તો સંજ્ઞાન્શૂન્ય છે! 'હુ"નો એક ઉપલક બોધ છતાં 'હુ" હોવાની પ્રતીતિઓનો અભાવ અસહ્ય છે, 'અસહ્ય .છે' 'છુ" અને 'હુ"ના અર્થો અને સંદર્ભો છે, પણ એ સર્વરહિત 'હુ"ને 'છુ" કયા આધારે માનવો? સ્તબ્ધ હવા પણ 'હવા' કહેવાય છે. (કહેનારો માણસ છે, હવા પોતાની એ સ્થિતિને શું કહેતી હશે?) શૂન્યનો યે ગોળાકાર છે. એના પોલાણ ફરતે સરહદરેખા છે, એ તો એને આકાર આપે છે, પણ અરૂપને તો એવી કોઈ સીમારેખા નથી એટલે એ શૂન્ય પણ કહેવાય નહીં. સ્થિતિ એવી છે કે એમાં હું સ્થિત જ નથી! હું એવો અરૂપ છું કે એ કાળના હાથે સમેટાતો નથી, એટલે તો 'છું' પણ ક્યાં? બહાર–અંદર ક્યાંય

ખોવાયેલો કે રહેલો દેખાતો નથી! અને ત્યારે 'હુ' શૂન્ય નથી! પણ એમાં સ્થૂળ 'છુ'નું ભાન કહે છે કે 'હું' શૂન્ય નથી, શૂન્યનો યે અર્થ અને સંદર્ભ ગયા પછી સ્થિતિ રહે છે ખરી? ત્યારે આ 'હુ' શું રહ્યો છું? તપાસું છું પણ કશું મળતું નથી-એટલે કે શૂન્યતાનો બોધ તો મળે છે-પણ તેને શૂન્યના રૂઢ અર્થ-સંદર્ભથી વર્ણવાય એમ નથી.

માણસોનો ખાલીપો તો ઉભરાય. અભાવનું તીવ્ર ભાન વ્યક્ત થાય જ. અભાવ તીવ્ર ભાવ રૂપે પ્રગટે છે. પરપોટાને પ્રગટાવનારી અને એને છિન્નભિન્ન કરી નાંખનારી હવામાં ગતિ છે. પણ ગતિ નથી એટલે પરપોટા યે નથી. વિનાશ એ પણ અસ્તિત્વની સાબિતી છે. વિનાશ થયો, કારણ કે અસ્તિત્વ હતું. માણસ માટે અસહ્ય શું છે? એ ભર્યોભર્યો ને છલકાતો હોય એ નહીં, અસહ્ય તો છે અગતિક ખાલીપણું-સ્તબ્ધ શૂન્યતા. પાણી નીચે રહેલું ખાલીપણું તો પરપોટાને સ્વરૂપ આપે છે. અવકાશની કે હવાની ગતિ એને પરપોટો બનાવે છે. પણ પાણી થીજેલું નથી, ગરમ નથી, વરાળ ઊઠતી નથી તેમ એ બરફનો ડંખ પણ આપતું નથી-ભસ પડ્યું છે. એમાં હવાની લેરખીએ જન્માવેલા તરંગો ય નથી. અરે એ એવું અંધ પાણી છે, જેમાં કશાનું યે પ્રતિબિમ્બ પડતું નથી. આ અંધ શૂન્યતા અસહ્ય છે. એની કશી દેખીતી પ્રતીતિ નથી. 'હું' હોવાનો એક છેતરામણો બોધ છતાં 'હુ'ના અર્થ-સંદર્ભોનો સમૂળો અભાવ હાહાકાર કરી ઊઠે છે'-કંઈ નથી, હું કંઈ નથી, હું કંઇ નથી!' 'છુ'નો બોધ એ શી રીતે સાંખે? અસહ્ય! અસહ્ય! છિન્ન ભિન્ન હોવાનો અર્થ પણ ક્યાં છે?

આ અરૂપ નિરર્થકતાને દિશાઓ નથી, ક્ષિતિજો નથી-એક સનાતન સર્વવ્યાપી અંધકારમાં શું જાય છે, કોણ જાય છે? અંધકાર શું પોતાને જોઈ શકતો હશે ખરો? નિરર્થકતાનો ય અર્થ હોય છે, એને ય એનો સંદર્ભ હોય છે, અને જે 'નથી' એને ય એનો સંદર્ભ

હોય છે. શબ્દમાં કશું નથી એટલે કે માત્ર શબ્દ છે, અર્થ નથી; મનમાં કશું નથી એટલે કે માત્ર મન છે, મારું કોઈ નથી એટલે કે હું છું, સમજ પડતી નથી એટલે કે એટલું તો સમજાય છે, અક્કલ કામ કરતી નથી એટલે કે એ છે તો ખરી પણ આળસુ કે થાકેલી છે, પણ નહીં આકાશ, નહીં ઇશ્વર, નહીં હવા એવા અરૂપ 'હું'નું શું ? અર્થ અને સંદર્ભવિહોણા 'હું'નું શું ? 'હું' ન હોવાનું 'હું' અનુભવી રહ્યો છું એ કેવી ઓળખ છે ? આ અંધકાર અત્યંત શાંત છે—જાણે ઊંઘે છે, આંખ મીંચીને જાણે અલસ પડ્યો છે—એ પોતાને જુએ—જોઈ શકે તો ? છળી ઊઠે ! એ અંધકારને મારા જેવો શાપ મળ્યો નથી. એટલે એ નિરાંતવો છે. પણ હું એવો વ્યાપક અંધકાર છું કે મારા એ કાળા અરૂપને અનંત શ્યામલતાને જોઈ શકું છું, એનો કોઈ આકાર નથી. જોઉં છું પણ આકાર કલ્પી શકતો નથી, નામ આપી શકતો નથી—એને સમજાવી શકાય એવી સંજ્ઞા જ નથી, સંકેત નથી. મૂંગો મરણ-યાતના ભોગવે છે—શરીરે લકવો છે, એ યાતનાને શબ્દ દ્વારા કે શારીરિક હલનચલન દ્વારા અભિવ્યક્ત કરી શકતો નથી—એ કેવી અસહ્ય અસહાયતા ? છેલ્લી ક્ષણ સુધી પહોંચ્યું—છતાં દેખાતો નથી. મૃત્યુની ક્ષિતિજે દેખાતો નથી. અંધકારને દિશા કે ક્ષિતિજ હોતી નથી.

બહેરાશ એ પણ અનુભૂતિ છે. 'બહેરાશ આવી' એમાં જ ધ્વનિનું ભાન પ્રગટ થાય છે. પણ ધ્વનિના અજ્ઞાનવાળી બહેરાશનું શું ? ભાષા અને શબ્દો એ અનુભૂતિ બીજાઓ સુધી પહોંચાડી શકે નહીં.

શું ખરેખર નહીં ? સહજ અને સરળ લાગતી આ નિરાડંબરી ગઝલના શબ્દો અને ભાવની સ્વાભાવિક અભિવ્યક્તિ એવો બોધ સહજપણ કરાવે છે. સહજ, સરળ અને સ્વાભાવિકતાની ઓથે રહેલા ભાવને અને એની મૂગી તીવ્રતાને અનુભવવા છાપેલા શબ્દો પર આંખ માંડીએ, થોભીએ, ભાવેન્દ્રિયને તેનું કામ કરવા દઈએ તો એ અનુભૂતિ અવશ્ય આપણા સુધી પહોંચે છે. □

# કબરો પર નર્તતી કવિતા ☐ ચિનુ મોદી

વીસમી સદી જેમની ઋણી છે એવી પ્રતિભાસંપન્ન વ્યક્તિઓમાંથી ત્રણ તે આઇન્સ્ટાઇન, કાર્લ માર્ક્સ અને ફ્રૉઇડ, અને આ ત્રણેય યહૂદી.

વીસમી સદીના ઉત્તમ સર્જકોમાં જેમનાં નામ લેવાં જ પડે એવા સર્જકોમાં કાફ્કા, પાસ્તરનાક, ગિન્સબર્ગ અને નેલા સેસ, અને આ ચારેય યહૂદી.

ભારતમાં અંગ્રેજી કવિતા લખનાર કવિઓમાં નિસિમ ઇઝેકેલનું નામ મોખરે જ મૂકવું પડે અને એ પણ યહૂદી.

ભારત, સિલોન અને ઇઝરાયેલ એ ત્રણ જ એવા દેશ કે જે સ્ત્રીશક્તિથી ખ્યાત છે એમના સ્ત્રી વડાપ્રધાનો દ્વારા.

આવી સમૃદ્ધ યહૂદી પ્રજા બાઇબલના જમાનાથી જ અવગણાતી આવી છે. કેટલીય સદીઓ સુધી જન્મભૂમિને સ્વદેશ ન બનાવી શકતી હોવાથી દેશરહિત સ્થિતિમાં એ નર્યા તિરસ્કારને જ પામી છે. યહૂદી પ્રજાના હવે પ્રાપ્ત દેશ ઇઝરાયેલને ઉદ્દેશીને લખાયેલ એક કાવ્યમાં ૬૬નું નોબેલ પારિતોષિક પ્રાપ્ત કરનાર કવયિત્રી નેલા સેસ આથી જ પૂછે છે.

**Why the black answer of hate**
**to your existence, Israel ?**

આ ધુત્કાર શેક્સપિયરની નજર બહાર નહોતો જ રહ્યો અને એથી જ તે સાયલોક પાસે ઉચ્ચારાવે છે :

**અમને ઘા થાય છે ત્યારે અમારા શરીરમાંથી લોહી નથી ટપકતું ?**
**અમને ગલીપચી કરવામાં આવે ત્યારે અમને શું હસવું નથી આવતું ?**

સંયલોક એ દ્વારા સ્પષ્ટ કરે છે કે અમે પણ હાડચામનાં માણુસ છીએ. અમારો તિરસ્કાર શા માટે ?

પણ, હવે આપણે કવિતા ભણી જ જઈએ. યહૂદીકવિતા વિશે વિચારતાં જ યેટસના શબ્દો યાદ આવે છે.

યેટસ કહે છે

Poetry should dance over the graves of dead.

યેટસના આ શબ્દોનું સાર્થક્ય શોધવા જગતની દરેક કવિતા પાસે નહીં જવાય, પણ ઉદ્દ્ભવ્યાને અનેક સદીઓ થઇ હોવા છતાં હજી હમણાં જ જેમણે લોહીની નદીઓ વહાવી સ્વ-દેશ પ્રાપ્ત કર્યો છે અને એ સ્વદેશને જગતના નકશા પર ટકાવવા ભારે મથામણ ભોગવી રહી છે એવી યહૂદી પ્રજાની કવિતા પાસે જ જવું પડશે. આવી શોષિત બીજી પ્રજા છે અમેરિકા અને યુરોપમાં વસેલા નિગ્રો. એક અમેરિકન નિગ્રો કવિએ પોતાની આ વેદનાનો ચિત્કાર કરતાં કહ્યું છે કે હું થાકી ગયો છું પારકાંની સંસ્કૃતિનું ઘડતર કરતાં કરતાં. પણ, જન્મસ્થાને પરદેશી જેવી અવસ્થા ભોગવતા આ અમેરિકન નિગ્રો કવિ કરતાં, પારકાંની સંસ્કૃતિનું ઘડતર કર્યાનો થાક તો યહૂદી પ્રજાને વિશેષ લાગ્યો છે. એમણે હંમેશ કાગ કોકિલનાં ઈંડાં સેવે એમ પારકી ધરતી, પારકી ભાષા અને પોતીકાં ન કરતાં પારકાંઓની વચ્ચે જ દેશરહિત અવસ્થામાં સદીઓની સદીઓ વટાવી છે. આ ભાવને સઘન રીતે નેલા સેસ આમ મૂકે છે.

**In the others' choir**
**you always song**
**one note lower**
**or one note higher.**

અર્થાત્ જગતના ચાલતા કોરસમાં જ યહૂદીઓને પોતાનો સ્વર રજૂ કરવાનો છે. વૈયક્તિક રીતે ગીત ગાવાની કોઇ તક એને સાંપડી જ નથી. એણે પારકી સંસ્કૃતિનું જ ઘડતર કર્યું છે.

લગભગ બધા જ યુરોપીય દેશો, અમેરિકા તથા એશિયાના કેટલાક દેશોના અંગ્રેજીમાં લખાતા સાહિત્યને તપાસો તો યહૂદી સાહિત્યકારોનો હિસ્સો નજરે ચડે એટલો મોટો છે. સિસિલ રૉથે ધી જ્યૂઇશ કોન્ટ્રીબ્યુશન ટુ સિવિલીઝેસન પુસ્તકમાં યહૂદી સાહિત્યકારો વિશે લંબાણથી લખ્યું છે અને એણે એલેકઝેન્ડ્રીઆ જ્યારે કલાનું ધામ હતું ત્યાંથી માંડીને આજના કલાધામ પારિના અર્થાત્ ફેર્સિલિયસ ઑફ ફ્લેકટેથી માંડી કાફ્કા સુધી યહૂદીઓની સાહિત્યિક પ્રવૃત્તિઓની વાત કરી છે.

યહૂદીઓને અનેક દેશમાં વસવું પડયું હોવાથી ઘણી બધી ભાષાઓ દ્વારા એમને પોતાની અભિવ્યક્તિ સાધવી પડી છે. સ્પેનિશ, જર્મન, હિબ્રૂ, અંગ્રેજી, ફ્રેંચ, રશિયન એમ આ જગતમાં પ્રવર્તી ગયેલી અને વર્તમાન માન્ય સન્માન્ય ભાષાઓમાં યહૂદીઓએ ઘણી મોટી સર્જનાત્મક અસરો ઊભી કરી છે.

યહૂદી પ્રજાનો મિજાજ હમેશાં લડાયક રહ્યો છે કારણ કે એમને સતત અવગણવામાં, તિરસ્કારવામાં અને જર્મનોએ કર્યું હતું એમ રહેંસી નાખવામાં આવેલા છે. હમણાં જ ઇઝરાયેલનાં વડાપ્રધાન ગોલ્ડા મેરના શબ્દો આ સંદર્ભે યાદ આવે છે. એમણે કહ્યું છે કે we intend to remain alive, our neighbours want to see us dead.

યહૂદીઓની આ સ્થિતિ આજની નથી, સદીઓ જૂની છે. પણ, આ સામે ટકી રહેવાની એક છૂપી શક્તિ યહૂદી પ્રજામાં છે જ અને આ છૂપી શક્તિ તે શી? ગોલ્ડા મેરના જ શબ્દો ફરી યાદ કરવા પડશે. એ કહે છે :

We Jews have a secret weapon in our struggle with the Arabs–we have no place to go.

અસ્તિત્વનો જ પ્રશ્ન એમને સદા નડ્યો છે. બાઇબલના જમાનાથી જ એમને અન્યાય થતો આવ્યો છે અને એમના અસ્તિત્વને સતત

પડકારમાં આવ્યું છે. પણ, આ જુસ્સો એમની કવિતામાં સંક્રાન્ત થાય છે ત્યારે વેદના ચિરપણે આપણને ઘેરી લે છે. સ્પેનિશ ભાષાના જ્યૂ કવિઓમાંના લગભગ ૧૨૨૫માં જન્મેલા તૉવ બેન પેલેક્વેરા પોતાના એક કાવ્યમાં યહૂદી પ્રજાના પ્રતિનિધિ તરીકે પોતાના દૃઢપણાને વ્યક્ત કરતાં કહે છે :

**If fear is like a rock**
**Then I am a hammer.**
**If sorrow is a fire**
**Then I am the sea.**
**when it comes, my heart**
**Increases its strength**
**like the moon that shines brighter**
**when the darkness falls.**

બહુ સાદી સીધી ભાષા દ્વારા છતાં તીવ્ર રીતે અહીં પેલેક્વેરા પોતાના સામર્થ્યને પ્રગટ કરે છે. એ કહે છે કે જો ભય એ શિલા છે તો હું હથોડો છું. ભયની શિલાના ચૂરેચૂરા કરી શકીશ હું. આ ભય યહૂદી પ્રજા માટે તો હંમેશ અસ્તિત્વ અંગેનો જ રહ્યો છે. એ કહે છે કે ગ્લાનિ જો અગ્નિ છે તો એ અગ્નિના દાહકપણાને ઠારી નાખે તેવો દરિયો હું છું. અને એમ કહી એ અટકતો નથી. એ તો કહે છે કે જ્યારે ભય, ગ્લાનિ મને ઘેરે છે, મારા પર આક્રમણ કરે છે ત્યારે તો આ હૃદય વધુ શક્તિમતું બને છે અને કવિ હોવાથી તરત એને ઉપમા જડે છે—આજે અતિપરિચિત પણ ૧૨૨૫ના સમય માટે ફ્રેસ લાગી શકે એવી ઉપમા. અંધકાર ગાઢ થાય ત્યારે ચંદ્ર જેમ વિશેષ પ્રકાશિત થાય છે એમ ભયગ્લાનિને કારણે હૃદય વધુ દૃઢ થાય છે. પણ, આ પ્રસ્તાવના ઇઝરાયેલમાં હાલ વસતા કવિઓની કવિતા વિશે બોલતી વખતે લાંબી ગણાય એટલે અહીં જ અટકું. જો કે યહૂદી કવિતા પર બોલવાનું

હોત તો પારતરનાકની 'હેમલેટ' નેલા સેસની 'Why the Black Answer hate?' એલન ગિન્સબર્ગની 'અમેરિકા' રચના વાંચતે જ.

જો કે નેલા સેસ અને એલન ગિન્સબર્ગની કેટલીક પંક્તિઓમાંથી પસાર થયા વગર પસાર થવું એ કપરું છે.

નેલા સેસની મેં પહેલાં ચારેક પંક્તિઓ ટાંકી જ હતી, પણ એ આખીય રચના તમારી પાસે વાંચ્યા વગર ચાલે નહીં. એમાં ઇઝરાયેલને જ ઉદ્દેશીને ઉદ્બોધન કરવામાં આવ્યું છે.

**Why the black answes of hate**
**to your existence, Israel ?**

(પૃ. ૯૨–૯૩)

આ આખીય રચનામાંથી પસાર થઈએ છીએ ત્યારે બર્લિનમાં ૧૮૯૧ માં જન્મેલી અને જર્મન નાઝીઓનો જુલમ નરી આંખે જોઈ, ૧૯૪૦ માં સ્વીડન જતી રહેલી આ કવિયત્રીના હૃદયમાં ઇઝરાયેલ માટે ઊભરાતી અનુકંપાનો આપણે સઘન સ્પર્શ અનુભવીએ છીએ. ભૂલી શકાતું નથી નેલા સેસે દોરેલું પેલું રુંવાં ખડાં કરે એવું ચિત્ર:

**when all helping angels**
**with bleeding wings**
**hung tattered**
**in the barbed wire of time.**

અરે ! આ તે કેવું મોત ? વહારે ધાનાર દેવદૂતો રક્તઝર પાંખો અને પીંખાયેલાં શરીરો સાથે સમયની કાંટાળી વાડે ટીંગાઈ ગયાં છે. અને એટલું જ વેદનાકર છે પેલું ચિત્ર જેમાં નેલા કહે છે ઇઝરાએલને કે તારા શત્રુઓએ તારા બળતા શરીરના ધુમાડાથી તારા પતનની કથનીને આભે કંડારી છે.

આખુંય કાવ્ય અનુકંપાભરી વેદનાથી અને અનુભૂતિની સચ્ચાઈથી તીવ્ર બન્યું છે. એલેન ગિન્સબર્ગ આજની અમેરિકન આધુનિક પેઢીનો તીખો કવિ છે. વારંવાર આ યહૂદી કવિને અમેરિકાની લોકશાહી

સરકાર સાંખી શકી નથી કારણ કે આ કવિ અમેરિકાની રીતિનીતિથી તુષ્ટ નથી. એ અમેરિકાને ઉદ્દેશીને જ કહે છે :

**America I've given you all and now I'm nothing.**

અને આવું સર્વસમર્પણ કરનાર કવિને જ અમેરિકાને ગાળ દેવાનો હક છે કે,

Go back yourself with your atombomb.

આજે ઇઝરાએલમાં વસતા કવિઓમાં એબે કોવનર મુખ્ય છે. ૧૯૪૮માં ઇઝરાયેલનું નાગરિકત્વ પ્રાપ્ત કરનાર આ કવિને બ્રેનર લિટરરી પ્રાઇઝ તથા ઇઝરાયેલ પ્રાઇઝ ફોર લિટરેચર પ્રાપ્ત થયાં છે. સ્ટીફન સ્પેન્ડર આ કવિની કવિતા વિશે લખતાં જણાવે છે : The poetry seems a veil between us and the dead. એના એક દીર્ઘ કાવ્યમાંથી થોડીક પંક્તિઓ વાંચું છું :

**Far, far**
**A city lies. Body still warm.**
**Bells are ringing**

નાઝી દ્વારા ગુજારાયેલ અત્યાચારોને અંતે યહૂદીની આંખે દેખાતું શહેર કેટલું બિહામણું હોઈ શકે એ વિશે કશું કલ્પવા માંડો તે પહેલાં અટકો :

**In seventy seven funerals we circled the wall**
**and the wall stood.**
**From the promised land I called you.**
**I looked for you**
**among heaps of small shoes.**
**At every approaching holiday**
**No man will Cure**
**nor heaven**

the offence of your scalding Silence. My blessing did not light your eyes, My curse came too late.

આજની ઈઝરાયેલ કવિપેઢીનો એક સંચય મદ્રાસથી પ્રગટ થતા Poet સામયિકના માર્ચ '૭૧ ના અંકમાં પ્રગટ થયો છે. વોલ્તેર એમ. વેઝેલેએ એનું સંપાદન કરેલું છે. Varations on a Theme નામના કાવ્યસંગ્રહનો આ કવિ ૧૯૬૯ની શ્રેષ્ઠ અમેરિકન કવિતાનો પુરસ્કારવિજેતા પણ છે. એણે આ સંચયને મૂલવતાં કહ્યું છે કે આમાંની રચનાઓ ગહન ફિલસૂફીના પ્રતિભાવો, પરંપરાગત યહૂદી સંવેદનાઓ, પ્રકૃતિ, સર્વદેશીય માનવીય વસ્તુ, સામાજિક વિરોધ, અંગતપ્રણયવૃત્તિ અને જીવનના અનેકવિધ પાસાંઓને અનુભૂતિ બાબતે સંદર્ભે છે. ટેલિગ્રાફીક પદ્ધતિથી માંડીને પ્રાસયુક્ત, છંદોબદ્ધ તથા અ-છાંદસ ભાષાભંગીઓને આ કવિઓએ અભિવ્યક્તિ આપી છે.

યેહૂદા એમીહેર્ઇની રચનાનો પ્રારંભ જ અત્યંત વેગીલો બન્યો છે :

**count them**
**you can count them. They**
**are not as stars in multitude they are**
**like lonesome persons**
**at the corner and in the street.**

વીણ્યા વીણાય નહીં ને ગણ્યા ગણાય નહીં એવા તારકો જેમ નથી આ વેદનાઓ. એને તો તમે ગણી શકો એમ છો. રસ્તાના કોક ખૂણે કે શેરીમાં એકલાઅટૂલા માણસની જેમ 'રતો. પણ, એમીહેર્ઇની જેમજ આકર્પણ સાધી શકે છે બીજા ત્રેપન કવિઓ, જે દરેકના શબ્દ અહીં કાવ્ય બન્યા છે. નેઝર, ઓફેન, યાવી, એલડન, બેસર-એમના વિશે કયારેક માંડીને વાત કરશું.

(ઈન્ડો-ઇઝરાયેલ સાંસ્કૃતિક મંડળના ઉપક્રમે અપાયેલું વ્યાખ્યાન)

## તરાપો □ મકરન્દ દવે

તીરવેગે અમ જાય તરાપો
જાણે રામનું તીર.
કોઈને હોય સુકાનનું જોર
ને કોઈને સાતે સઢ,
એક અમારા કાળજે તારા
નામની રૂડી રઢ,
કોણ જાણે પાતાળથી ઊંડાં
ઊંચકે અમને નીર.—
આમ જુઓ તો સાવ ખાલી
અમે પાટિયાં જોડ્યાં પાંચ,
જીવ તો ઝોલાં ખાય ને આવે
જીવને નહીં આંચ!
ભરતી ઓટ ને હીંચકે ઓલ્યો
ભરમાવે આહીર.—
નીલમનીલાં જળ ને માથે
ઝૂકતું નીલું આભ,
સફરે ચડ્યા લ્હેરથી અમે
ક્યાંય ન જોયો લાભ,
ફીણમોજાંની ફેણ નચાવતા
નાચતા જાય ફકીર.—
ચતુર સોદાગરની ચાલે
ક્યાંય ન લાગ્યો ચેપ,
પાધરી હાલી જાય રે પાગલ
આપણી પૂરણ ખેપ,
વાયરે ફરકે વાવટો,
વાવટે જય હો રામાપીર!

# અમારી બાદશાહી છે ◻ ગાફિલ

અમારા કર મહીં છે જામ, તારે કર સુરાહી છે,
કોઈ શું જાણશે, કેવી અમારી બાદશાહી છે!

ન એને સાથની પરવા, ન એને રાહથી નિસ્બત,
ન એને મનથી યે મસ્લત, કોઈ એવા ય રાહી છે.

પવન કેરા સપાટે આઘી પાછી થઈ હશે કિંતુ,
દિશા ચૂકી નથી નૈયા, સિતારાની ગવાહી છે.

ઘડો જે ઘાટ ઘડવો હોય તે, ગમતાં બીબાં ઢાળો,
અમારી આગ છે તે આગ છે, કિંતુ પ્રવાહી છે.

તમારી દેન માનીને સ્વીકારી છે મળી એવી,
પૂછી જુઓને ખુદ અમ જિંદગીને કેવી ચાહી છે!

અમે તમ મ્હેરના વરસાદથી ના'હ્યા છીએ એવા,
કે જેવી શ્રાવણી વરસાદથી આ સૃષ્ટિ નાહી છે.

ગમે ન્હે કેમ 'ગાફિલ'ની ગઝલ હરએક હૈયાને?
કે એનો શે'ર એકેકો અલખનો ભાવવાહી છે.

## ગીત □ પ્રકાશ ભટ્ટ

'લી તારી આંખ્યું'માં મોર સમું ગ્હેકે,
પીંછાની જેમ કશું સ્પર્શે'ને હોવું યે મોગરાની જેમ મ્હેકે.

આજ એવી તો શંકાની લાગણીઓ જન્મે કે
હોય ના અષાઢ મારું હોવું,
ફુલોની જેમ હુંય મઘમઘતો હોઉં
તારું ઝાકળની જેમ આજ જોવું.

તારા હોવાનું કુંકાળું લીલું મેદાન, સાવ ભીનું મેદાન
પછી હરણાની જેમ મન ઠેકે,
'લી તારી આંખ્યું'માં મોર સમું ગ્હેકે.

વૂંધવે છે તુંય કાંઈક નદિયું'ની જેમ
'ને હું બેઠો રોમાંચ કેરા પુલે,
છાતીમાં હિલ્લોળે લીલોછમ વાંસ
પછી ઇચ્છાનું તોરણ કૈં ઝૂલે.

તારા નામને હું અડકીને બેઠો છું એમ, કૈંક બેઠો છું એમ
જેમ કન્યા તડકામાં પીઠ શેકે,
'લી તારી આંખ્યું'માં મોર સમું ગ્હેકે.

# બે કાવ્યો □ ચન્દ્રકાન્ત શેઠ

## ૧

ઊઘડી ગઈ દીવાલો ને ઊઘડી ગયો અંધકાર !
કોઈને ય પૂછ્યા વિના પ્રવેશી ગયો એક નાદાન મારા કમરામાં...

આખી રાત
ઓશીકેથી પાંગથે
ને પાંગથેથી ઓશીકે
એ માંકડો ઠંડીની સાથે જ કૂદતો રહ્યો છે !
એ માંકડો – આ કૂદ્યો પેલા ઝુમ્મર પર

ખર...ખર...ખર...
ઝાકળની જેમ સપનાં ખર્યાં
આ કૂદ્યો પેલા દીવા પર
ધૂમ્રસેરમાં સરી ગયું ઉજાશનું આભલું !
ઠરી ગયો બરફ ચારે કોર
એ માંકડો, મૂઓ, હૂંફ પણ આપતો નથી...

મારી કરોડરજ્જુને એનું પૂંછડું અડે છે
ને તણખા ખરે છે દાઢના મારા કડકડતા દાંતથી...

મારી આંખોમાં તડ તડ થાય છે ઉજાગરો !
અરે ! મારી આંખમાંથી ખરતાં જાય છે આંસુ
ને આ માંકડો
આંસુના મણકા ગણતો હસે છે !
મારા એક એક આંસુમાં રામ છે
પણ એ માંકડો – રતાંધળો
–એને રામ દેખાવાના જ નથી...

કાઢો, કાઢો એ માંકડાને બહાર...
નહીં તો... નહીં તો... હું કંઈક કરી બેસીશ.

— કાં તો એને કાં તો મને.
કદાચ મને ! મને જ કંઈક કરી દેવાનું ફાવશે...
મારા માટે એ સુકર છે, સાહજ છે.

કૉફીના કપમાં
ગરમ ગરમ પ્રાતો
રાતી આંગુળીની આંખો
થાક, કંટાળો,
ઉલ્લાસ, હાસ,
ગાન, ગઝલ
સમયની આસ્તે આસ્તે ઊડતી વરાળ !
ઘૂંટડે ઘૂંટડે શું પીઉં છું હું ?
કેમ સક્કર – કડક !
(જિંદગી ઠીક છે !)
એ...ય...વેઈટર !
વોઈસ ઔર લાઉડ કરના !
હજુ ય સાલી એ લપ જતી નથી !
મગજમાં પેઠેલી જળો
મારા વેરીઓ ખોપરીમાં જ ખદબદે છે !
હુરચાઓ ! મારા મર્યા વિના નહીં મરે !
ઓહ ! આ માથું એક વાર આમ ને આમ ફાટી જશે...
હજુ શું બાકી છે તે માથાં વિનાનાં ધડ
મને ઘા કરી કરીને 'હલ્લો' કહ્યા કરે છે !
અરે ! વેઈટર ! એક ઔર કૉફી !
ઔર કડક – બિના સક્કર
જરા જલ્દી લાઓ...
હં... બિચારો વેઈટરે ય શું કરે ?
મારે જોઈએ છે એટલી કડક
કોઈ કૉફી થઈ શકશે ?
ના, આઈ ડોન્ટ થિન્ક.

## વસંત બેઠી, ને- □ ઉશનસ્

વસંત બેઠી, ને
જુઓ અમારા સહુ દર્દ જૂનાં
ફોળા ઊટયાં કૂંપળશાં કૂણાં કૂણાં

વસંત બેઠી, ને
વાડે ફૂલો (શૂલ ય) રક્ત! સંગે
દર્દો તણી અણી ય રક્તિમ ફાટું ફાટું...

વસંત બેઠી, ને
રુઝયા ગણી ભૂલી ગયા, વ્રણો તે
લાગ્યા ફરીથી દૂઝવા રુધિરે લીલા થઈ...

## શહેરમાં વસંત □ રતિલાલ 'અનિલ'

વસંત...અહીં વળી વસંત કેવી...
શહેરમાં છે વસંતનો પડછાયો.

ફૂલ સ્મૃતિમાં છે, સ્મૃતિ મહેકતી નથી
કાંટા સ્મૃતિમાં છે, કાંટા વીંધતા નથી.

સ્મૃતિ જમીન હશે કે ભીંત? કોણ જાણે...
કાંટાના પડછાયાની અણી વીંધતી નથી,
રંગીન ફૂલનો પડછાયો પણ કાળો જ પડે છે...

પશુની આંખ બ્લેક ઍન્ડ વ્હાઈટ વિના
બીજા કોઈ રંગો જોતી નથી...
અરે, આ શહેરમાં
મને કોઈ માણસની આંખ આપો.

## હમ્બક હમ્બક ! ▫ વીરુ પુરોહિત

ચોરા વચ્ચે રાવણ મારી મેં શણગાર્યો હાથી રે, હમ્બક હમ્બક !
નળિયે મૂકી લાજ સખી રે ! મેં બોલાવ્યો સાથી રે, હમ્બક હમ્બક !

નાહીધોઈ નદિયું'માં વગડો પહેરી મારગ કાપ્યો રે, હમ્બક હમ્બક !
પાદરપૂજ્યો પીપળો કાંઈ હલબલપાને કાંપ્યો રે, હમ્બક હમ્બક !

આંખ્યું'માં આંજીને મહુડો લથડચા શબ્દો બોલી રે, હમ્બક હમ્બક !
અથૈની વાસી દઈ ભોગળ ઘરની બાંધી ચોળી રે, હમ્બક હમ્બક !

દૂર ખૂણામાં ઊભું આભલું નીચી ડોકે બબડે રે, હમ્બક હમ્બક !
બારસાખપર તોરણ અફળાતું,નાગ ભીંતમાં ફફડે રે, હમ્બક હમ્બક !

ખીંતી પરથી કપડાં ક્ષણનાં સટાક દઈને સરકે રે, હમ્બક હમ્બક !
સમય હથેળી પર લઈ ચંદન, પવનપાવડી બરકે રે, હમ્બક હમ્બક !

દષ્ટિના હણહણતા ઘોડા ડમરી દૂર ઉડાડે રે, હમ્બક હમ્બક !
પાંપણ વચ્ચે કેદ કાળના દરિયા છોગ ઉઘાડે રે, હમ્બક હમ્બક !

કૂદી પડચાં સપનાનાં સસલાં પોકે પોકે પોકી રે, હમ્બક હમ્બક !
બારસાખના નિર્જીવ રક્ષક ભરે હજી યે ચોકી રે, હમ્બક હમ્બક !

## સોનકુંવરી ▫ કિસન સોસા

એક રાત કુંવરી વળા સમણું ભરી વદી :
કુંવર! મને ન ઓળખી, હું સોનકુંવરી.

સોનેરી કેશ-તાંતણે જળ ઓખલે તરી,
મારે જ કાજ રાજ, પલાણી તેં ઘોડલી.

કમળોનાં પાંદડે મને કંઈ ગીતમાં લખી,
આંખી'તી છાતીએ કદી, એ હું જ, ઓળખી ?

નમણી સુરાહીદાર ટોકે હાથ ભેરવી,
ઓળે ઢળી જતા-ગયા શું એ ય વીસરી ?

તે હોય રાજ, આખરે છો તું ય આદમી,
સારો ખરાબ હોય જે, અમને ગયો ગમી.

અમને ગયો ગમી તે અમે અંજલિ ભરી,
જાંબુડી માડ મેહિયું ત્યાં જંગલે ચણી.

દાટી છે જોબને ભરી તીરે તળાવની,
સાંભળ, કહે છે લોક, હું ચૂડેલ જોગણી.

ગંગાના નીરમાં મને પધરાવિયા પછી,
પડછાયો મને પંડય કોડી ઊગશે ફરી.

સવળી થશે આ પાનિયું, સવળી થશે ગતિ,
ત્યારે જ સાહ્યબા, થશે તારી ય સદ્‌ગતિ.

આઘેને એક ગામ હું ખેલીશ ઠીંગલી,
તું સોળમે વરસ મને આવી જજે વરી.

ભાળ્યું જો આંખ્ય ક્યાંય કદી ચાર તેં કરી,
થાનક ન કામ આવશે, ભૂવો ન ડાકલી.

# રૂપાળી પત્નીની આંખ ☐ કનુ સુણાવકર

△
પતિ
પત્નીનાં
અન્ય
અંગ-ઉપાંગોની
નિરીક્ષા
કરે છે
એટલી
આંખોની
કરતો
નથી
△

મિત્ર આનંદને દૂરથી આવતો જોઇને એણે ગમ્મત ખાતર બારણાં બંધ કરી દીધાં. દિવસ આખાની ગમગીની ઓગળી ગઈ ને આંખોમાં આનંદ–આનંદ છવાઈ ગયો. બંધ જણાતા બારણે આનંદના ટકોરા સાંભળવા એ એક કાને થઈ ને પલંગ પર પડ્યો. ખાસ્સીવાર થઈ તોય પગરવનો અણસાર થયો નહીં ને ટકોરા પણ નહીં એટલે અજાણતાં મોટેથી બોલી ઊઠ્યો–'સાલો ક્યાં મરી ગયો !'

'...મરી નથી ગયો સાલા ! જીવતો છું. બારણાં તો ખોલ. દૂરથી જોઇને બારણાં વાસતાં શરમ નથી આવતી ?' બારણાના પડદા પાછળથી આનંદનો અવાજ આવ્યો.

'આવે છેને !' કરી એ બારણાં ઊઘડતાં જ આનંદને લગભગ ભેટી પડ્યો.

પછી આનંદે દીવાલે લટકતું હેંગર હાથમાં લીધું. ફૂંક લગાવીને ધૂળ ઉરાડી.

△
△ △
△ △ △

'ચાર વર્ષથી કોઇએ તારી ધૂળ ઉરાડી નથી લાગતી.' આનંદે પોતાનો બુશશર્ટ હેંગર પર લટકાવતાં કહ્યું.

'કોણ ઉરાડે ? હું લટકી રહ્યો છું...' 'હવે ક્યાં સુધી આમ-ને આમ લટકતો રહીશ ? ક્યાંક લટકી જાને...એટલે પતે.'

'કોઈ મળતી નથી. નહીં. તો...'

'...લટકી ગયો હોત.' આનંદ ચગ્યો.

'બત્રીસ વરસના બત્રીસલક્ષણા ! તું કેમ આવો રહ્યો છે, એકલો. એટલે કે વાંઢો.'

'જો, સ્ત્રીઓ બહુ બોલ-બોલ કરનારી હોય, મારે બહુશ્રુત બનવું નથી લગ્નકર્ણું !'

વાતને વ્યવહારુ વળાંક આપતાં એ કહે, 'ચાલ બહાર જઇને જરા ચા પી આવીએ.'

'ચા જેવી નશા વગરની ચીજ પીવા સારું આપણે બહાર જવું પડશે શું ?' આનંદ.

'રસોડામાંથી ખનકતાં કંકણુવંતી તારી ભાભી સોનેરી કિનારવાળો ચાનો કપ લાવશે, ટી-ટેબલ મૂકશે અને કહેશે–'આનંદકુમારાસ્વામી, લ્યો ચા !' એમ માની બેઠો છે ?'

સ્હેજ ગંભીર બનીને આનંદ કહે : 'ઉપાભાભીને...('અવસાન પામ્યે' શબ્દો અનુચ્ચારિત રાખીને)...આજે ચારેક વર્ષ થયાં, નહીં ?'

'હા, ક્યાંક બાલમંદિરમાં ભણતી હશે.'

'પુનર્જન્મમાં માને છે ?'

'અરે આ જનમમાં જ નથી માનતો, આ...તો જનમ્યા છીએ તો જીવી નાખીએ એટલું જ.' કહેતાં એણે શર્ટ પહેર્યું. ચંપલ ચડાવ્યાં. 'આ અડધી ગઇ ને અડધી રહી છે તે આમ-ને-આમ પૂરી થશે.' હાથમાં તાળુંચાવી લઈ અભિનય કર્યો, 'જો આનંદ ! તાળામાં ચાવી ફરશે જમણેથી ડાબે-બંધ અને ડાબેથી જમણે-ઓપન. સમજ્યો !

'સમજ્યો. હવે ચા પીવી જ પડશે.'

'આટલામાં જ માથું ચડ્યું ? રાતે તારી શી દશા થશે ?'

'ચાહનારી ન મળે તો ઠીક પણ આજની રાત પૂરતી ચા બનાવનારી વસાવી દે. તું મૂરખ છે. તું ડોસો થશે ત્યારે તે સોળ વરસની છોરી થશે.'

'કોણ ?'

'આલમંદિર જતી ઉપાભાભી સ્તો !' 'ચા બનાવનારી' આનંદ હસી રહ્યો અને એ હસતાં હસતાં ગમગીન બની ગયો એ મિત્ર આનંદ પામી ગયો

એ ને આનંદ ચા પીને શહેર આખામાં રખડ્યા, થાક્યા. સાંજનું વાળું પતાવીને ચાલુ ચલચિત્ર જોયું. મોડી રાતે ચા પીને ઘેર આવ્યા.

'તું તો જાદુગર છે. મને તો આજે ખબર પડી–પાંચ વરસે.'

'હું ? જાદુગર ?'

'હા, જો હું આવ્યો ત્યારે આ ડબલામાં સાડાનવ થયા હતા. ચા પીવા ગયા ત્યારે પણ સાડાનવ. અત્યારેય સાડાનવ. સમયને વશ કરે તે જાદુગર ખરો કે નહીં ?' કહેતાં આનંદે એલાર્મ હાથમાં લીધું. ચાવી દીધી. ટક ટક થઇને અટકી ગયું.

'સોગંદ લઇને કહે, આ ડબલાને તેં છેલ્લે ચાવી ક્યારે દીધેલી ?'

'કશી ખબર નથી યાર.' કહી એણે બગાસું ખાધું. પગની પીંડી ખંજવાળવા વળગ્યો.

'કહેને, કેમ અંતર્મુખ બનીને બેઠો છે ?'

'ખંજવાળતો માણસ અંતર્મુખ લાગે જ.'

'ચાલ જવા દે તારી ફિલસૂફી. આવવાં દે ઊંઘ. મને કશુંક વાંચવા દે. વાંચ્યા વિના ઊંઘ નહીં આવે.'

'જૂનું પંચાંગ હશે ક્યાંક, ૧૯૪૭ પહેલાંનું આપુછ...પછી તો કોણ લાવે. વાંચશે ? અથવા જૂના પત્રો આપું ?'

'સાલા સાવ જડ...'

'પ્રેમની જડ. ખરું.' કહેતા ચપટી વગાડી મ્હોટું બગાસુ ખાધું.

'યુરેકા ! યુરેકા !' આનંદે કિલકારી કરી, 'તારું મુખ બ્રહ્માણ્ડ નિરખીને યાદ આવ્યું કે મારી બેગમાં વાંચવાનું છે. વર્તામાસિક. મારી જ વાર્તા છે એમાં હું તને કહેવાનું ભૂલી ગયો. બંદાએ એક વાર્તા લખી છે. બિલકુલ સચ્ચી. સત્યઘટના ઉપરથી.' આનંદે ઉમળકાભેર બેગમાંથી માસિક કાઢ્યું અને એના ખોળામાં ફેંક્યું.

'તું વાંચ ત્યાં સુધી હું એક સિગરેટ ચડાવી લઉં. પછી...વિવેચન.' આનંદ.

એણે વાર્તા વાંચી–' એક આંખવાળી રૂપાળી પત્ની : દામ્પત્યજીવનની સત્ય કથા.' એની ઊંઘરેટી આંખોમાં કશુંક અંજાઇ ગયું. વાત ટૂંકી હતી. વાંચી.

'સાવ ગપ્પું ! વિવેચન સવારે. અત્યારે ઊંઘી જઇએ.'

'ગપ્પું ?' આનંદ

'તદ્દન અ સં ભ વિ ત.'

'તું વાર્તાનો મર્મ સમજ્યો જ નથી.'

'પત્નીને એક આંખ હોય એ વાત એનો પતિ વરસો સુધી જાણે જ નહીં–આ માની શકાય ખરું ? અસંભવિત.'

'તદ્દન શકય છે. સંભવિત છે. જો, પતિ પત્નીનાં અન્ય અંગો ઉપાંગોની જેટલી નિરીક્ષા કરે છે તેટલી આંખોની કરતો નથી, આ સત્ય છે. એટલે સંભવિત છે.'

'બચાવો ! બચાવો ! આવા લેખકોથી બચાવો. અમને લઘુમતીને આવા જુલમના ભોગ બનતા અટકાવો. લેખકો બહુમતીમાં છે. આવાં ગપ્પાં...' એ ઉત્સાહભેર બોલ્યે જતો હતો.

આનંદ રહેજ ચિડાયો. ડાબી આંખ જરા ઝીણી કરીને કશીક સચોટ દલીલ શોધી કાઢી વચ્ચે એને અટકાવીને, એની આંખોમાં આંખો પરોવીને, એક એક શબ્દ તોળી તોળીને બોલ્યો.

'સારું', બોલ ! તેં જ ઉષાભાભીની આંખો નિરખીને, ધારીને 'જોઈ' છે ? ભાભીને એક આંખ હતી કે બે ? બોલ, ખાતરીથી કહી શકશે ?'

એના માથા પર જાણે કે મોટો ફટકો પડ્યો.

...પછી આનંદ તો ઘસઘસાટ ઊંઘવા લાગ્યો. દલીલબાજીમાં એ વિજયી નીવડ્યો હતો. એણે કશો જ જવાબ આપ્યો નહોતો. આનંદ ઊંઘતો હતો. સામેના ડબલામાં ૯–૩૦ વાગ્યા હતા. એ અડધું સ્વગત અને અડધું પ્રગટ જેવું બોલ્યો. 'એને એક આંખ હતી કે બે ? હું કહી શકતો નથી, આનંદ ! ખાતરીપૂર્વક કહી શકતો નથી...મને ઊંઘ નહીં આવે...' □

## સાયંકાળ

### લોર્ડ ટેનિસન □ અનુ. કનુ જોષી

હવે પેલી ગેરૂઆ રંગની પાંખડીઓ નીંદમાં છે અને પેલી શ્વેત પાંખડી પણ સુવાની તૈયારીમાં છે. પેલા મહેલનું સાયપ્રસ વૃક્ષ પણ હવે હાલતું નથી. વળી સંગેમરમરના રંગીન જળપાત્રમાં પેલી સોનેરી માછલી પણ આંખ પટપટાવતી નથી. માત્ર આગિયો જાગે છે અને મારી સાથે તું જાગે છે.

હવે પેલો શ્વેત મોર પણ ભૂતની જેમ (ઉંઘવા માટે) નીચો નમે છે અને ભૂતની જેમ મારી સમક્ષ તારી ઝાંખી થાય છે.

હવે પૃથ્વી રાજકુમારી ડેનેની જેમ તારાઓ સમક્ષ પડી છે અને તારું પૂર્ણ હૃદય મારી તરફ ખુલ્લું પડ્યું છે.

હવે પેલો ખરતો તારો આગળ સરકે છે અને તારા વિચારો મારામાં જે આભા છોડી જાય, તેવો એક પ્રકાશિત લિસોટો પડી જાય છે.

હવે તળાવમાંનું પેલું કમળ તેની સંપૂર્ણ મૃદુતા સંકેલીને, સરોવરની છાતીમાં સરકી રહ્યું છે, તો હે પ્રિયે, તું પણ તારી જાતને સંકેલી લે, મારી છાતીમાં સરકી જા, મારામાં ખોવાઈ જા. □

# જીવનપ્રેમ

□ આલ્બેર કામુ

△ અં. અ. : એલન કૉન્રૉય કૅનેડી

ગુ. અ. : વિજય શાસ્ત્રી

△

વિષાદ
વગર
જીવનનો
પ્રેમ
સંભવી
શકે
નહીં
△

△
△ △
△ △ △

રાત્રિસમયે પાલ્મા ખાતે જિંદગી મંદગતિએ બજારની પાછળ આવેલા સંગીતના સ્વરોથી સભર કાફે ડિસ્ટ્રિક્ટ તરફ પગલાં ભરે છે. પ્રકાશ અને ધ્વનિને બહાર ફેલાવતાં જાળીવાળાં બારણાંમાં કોઈક આવે તે સિવાયની ક્ષણોમાં શેરીઓમાં અંધકાર અને નીરવતા પ્રસરેલાં રહેતાં. મેં પણ આવા જ એક કાફેમાં લગભગ આખી રાત જેટલો સમય પસાર કર્યો હતો. એક તરફ ઢળતા નાનકડા અને સમચોરસ એ ખણ્ડની દીવાલો લીલા રંગ વડે રંગાયેલી હતી અને તેમાં ગુલાબી રંગનાં તોરણો લટકાવેલાં હતાં. લાકડાની છત, નાનકડા રાતા પ્રકાશવાળા વીજળીગોળાથી ઢંકાઈ ગઈ હતી. આ નાનકડી જગ્યામાં પણ એક ખૂણામાં સંગીતવૃંદ આશ્ચર્યકારક રીતે ગોઠવાઈ ગયું હતું.

બારમાં વિચિત્રરંગી શીશાઓ હારબંધ ગોઠવેલા હતા અને ખભેખભાં ઘસાય એટલી ગિરદી કરતા ગ્રાહકોને શ્વાસ લેવા જેટલોય અવકાશ મળતો નહોતો. માણસો જ માણસો હતા બધે. ખણ્ડની મધ્યમાં એ ચોરસવાર જગ્યા ખુલ્લી રાખવામાં આવી હતી.

વેઈટરો દ્વારા, ખણ્ડના ચારેય ખૂણાઓમાં લઈ જવાતા ગ્લાસ અને શીશાઓના ખણખણાટ વેરાયે જતા હતા. કોઈ પણ સંપૂર્ણ સ્વસ્થ

અવસ્થામાં નહોતું. દરેક જણ ધાંટાઘાંટ કરતાં હતા. એક જહાજી—અધિ-કારી દારૂની વાસવાળા મોંમાંથી વખાણના શબ્દો મારા ચહેરા સામે ઓકી રહ્યો હતો અને મારા ટેબલ પર જ બેઠેલો બીજો એક વયોવૃદ્ધ ઠીંગુજી તેની જીવનકહાણી મને સંભળાવી રહ્યો હતો. અને એ સાંભ-ળતાં સાંભળતાં જ હું ખૂબ તંગ આવી ગયો હતો. ત્યાં ભેગા થયેલાં દરેકના પગ જેની સાથે તાલ મેળવતા હતા તે સંગીતવૃંદ, તમે માત્ર જેનો તાલ જ પામી શકો એવી સુરાવલિઓ રેલાવી રહ્યું હતું. કોઈ કોઈ વાર બારણું ઊઘડતું અને કોલાહલની વચ્ચે નવાંગતુકનું આગમન થતું. બે ખુરસીની વચ્ચે બેઠક લેવાતી.' *

સહસા પિત્તળની ઝાંઝ રણકી ઊઠી અને કાફેના મધ્ય ભાગે આવેલા નાનકડા વર્તુળ પર એક નૃત્યાંગના સરકી આવી. 'એકવીસ' પેલા અધિકારીએ મને કહ્યું. મને કશું સમજાયું નહિ. યુવતીનો ચહેરો, માંસલ દેહના પર્વત પર જાણે કે કોતરી કાઢ્યો હોય એવો લાગતો હતો. ઊંચાઈ લગભગ છએક ફૂટ જેટલી લાગતી હતી. અને તેના સમગ્ર દેહનું વજન નહિ નહિ તોયે ત્રણસો પાઉન્ડ જેટલું થતું જ હશે! સાથળ પર રાખેલા હાથ, શરીરના અવયવોને બહાર આવી પડતા અટકાવતું ઝીણું, પીળું, જાળીદાર વસ્ત્ર અને ચહેરા પર સ્મિત. મોં પરના પ્રત્યેક ·ખૂણેથી કર્ણ તરફ વહેતી જતી હોય એવી સ્વાસ્થ્યલેહ-રીઓ. ખણ્ડમાંના ઉશ્કેરાટને કોઈ મર્યાદા રહી નહીં. દરેકને આ યુવતી પરિચય કરવા જેવી, ચાહવા જેવી અને કામ્ય લાગતી હતી. હજુય એ સ્મિત પસરાવતી હતી અને પેઢુના ભાગને આંચકા સહિત આગળ ધકેલતી હતી. ત્યાં ભેગાં થયેલાં સઘળાં કિકિયારી કરી ઊઠ્યાં. અને એક જાણીતું ગીત ગાવાની માગણી કરવા લાગ્યાં. ડ્રમ્સમાં તીક્ષ્ણ ત્રિ-તાલના ઘોષ સાથે તીણા સ્વરમાં એક ગીત શરૂ થયું. તે ગાવા લાગી. દેહના

---

* સાચી સત્યતામાં ગણવા માટે કેટલાક આનંદોની છૂટ લેવાની હોય છે અને યુરોપમાં જે થોડા ઘણા સત્ય લોકો છે તેમાં સ્પેનિશ પ્રજાનો પણ સમાવેશ થાય છે.

આ એકધારા, ઉશ્કેરાટભર્યા હલનચલન દ્વારા સ્વાસ્થ્યની કુદરતી લહેરીઓ એના સાથળ પરથી પ્રગટીને ઉપર ઊઠતી અને તેના સ્કંધો આગળ શમી જતી. આખો ખણ્ડ જાણે કે નશો ચડેલી હાલતમાં આવી ગયો હતો. ઝનૂનપૂર્વક ચકરાવો લેતી, બે હથેળીઓથી વક્ષસ્થલને ઢાંકતી, રક્તિમ અને પ્રસ્વેદભીનું મોં વારંવાર ઉઘાડતી એ યુવતીએ પણ પછી તો, પ્રેક્ષકોની સાથે સમૂહમાં ગીત ઉપાડી લીધું, પરિણામે પ્રત્યેક પ્રેક્ષક ઉશ્કેરાટમાં આવી જઈ, સ્વસ્થાનેથી ઊભો થઈ જઈ, તેમાં તાલ પુરાવવા લાગ્યો.

બે પગ પહોળા કરીને, પ્રસ્વેદપૂર્ણ દેહવાળી, છૂટાં લટકતા કેશરાશિ સાથે તે ખણ્ડની બરાબર મધ્યમાં આવીને ઊભી રહી ગઈ અને પછી પીળા, જાળીદાર વસ્ત્રમાંથી બહાર ઊછળી આવવા મથતા તેના દેહના મધ્ય ભાગને લચક આપી ઊંચક્યો. કોઈ ધૂસર દેવકન્યા મોજાંઓની વચમાંથી પ્રગટતી હોય તેમ, ઊંડી ઊતરી ગયેલી આંખો, ચપ્પટ અને ઢળતું કપાળ, ઘૂંટણોમાં અસ્પષ્ટ કમ્પ અને જાણે કે શરતમાં દોડીને હાંફી ગયેલા અશ્વના જેવો લાગતો તેનો દેખાવ તે જીવતી છે એટલી ખાતરી તો આપતો જ હતો. પણ તેમ છતાં તાલ આપી રહેલા બૂટના ઠપકારાઓ દ્વારા પ્રગટતા આનંદની વચ્ચે પણ તે જાણે કે તુચ્છ અને ભવ્ય જીવનની યુગપત્ પ્રતિમા જેવી જણાતી હતી.

–તેની આંખોમાં શૂન્યતા હતી અને ઉદર પર પ્રસ્વેદનું સઘન પડ.



**વર્તમાનપત્રો** અને કાફેઓ વગરની મુસાફરીની કલ્પના દુષ્કર છે. આપણી માતૃભાષામાં છપાયેલું વર્તમાનપત્ર અને સંધ્યાસમયે બીજાઓ સાથે ખભેખભા ઘસવા માટેનું કાફે જેવું સ્થાન આપણને દૂરથી અજાણ્યા લાગતા માણસ સાથે નિકટતાપૂર્વક વર્તવાને માટે શક્તિમાન બનાવે છે. મુસાફરીને મૂલ્યવાન બનાવનાર તત્ત્વ છે ભય. ભય આપણા આંતરિક માળખાને તોડી નાંખે છે, કચેરીમાં વીતાવેલા

કલાકો યા તો કોઇ પ્લાન્ટ પર ગુજારેલા કલાકોની પાછળ જાતને ગોપવી દઇ ને કોઈ 'સ્વ'ને વધુ વાર છેતરી શકે તેમ નથી. (જે કલાકોનો આપણે ઉગ્ર સાદે વિરોધ કરીએ છીએ તે જ કલાકો આપણને એકલવાયા બની જતા અટકાવે છે!] 'કચેરી વગર હું શું કરીશ?' અથવા 'મારી પત્ની મરણ પામી છે, પણ સદ્ભાગ્યે મારી પાસે આવતી કાલ માટે આટલા બધા ઍંડૅરો પડયા છે' એવું બોલતા નાયકોવાળી નવલકથાઓ લખવાની મને હમેશાં ઇચ્છા રહી છે. મુસાફરી આપણી પાસેથી આવો આશ્રય ઝૂંટવી લે છે. આપણા પોતાના માણસો, આપણી પોતાની ભાષા અને આપણા સઘળા સંદર્ભોથી મુક્ત થઇને, આપણાં બધાં મહોરાંઓ ફગાવી દઈ ને (કદાચ કોઇને સ્ટ્રીટકારનું ભાડું યે ખબર ન હોય, યા ન હોય બીજીયે કોઈ ગતાગમ) આપણે સંપૂર્ણપણે આપણી જાત પર જ મુસ્તાક હોઇએ છીએ. પણ આમ ભિન્ન-તંદુરસ્ત માનસિક દશા ધરાવતા હોવા છતાંયે આપણે પ્રત્યેક પ્રાણી અને પ્રત્યેક પદાર્થને તેના વિશિષ્ટ-આગવા-મૂલ્યસહિત પિછાનીએ છીએ. વિચારશૂન્ય મગજથી નૃત્ય કરતી સ્ત્રી, ટેબલ પર મૂકેલો શીશો અને પરદાની પાછળથી દેખાઇ જતુ પ્રત્યેક દશ્ય એક પ્રતીક બની રહે છે. સમગ્ર જીવનનું એમાં પ્રતિબિમ્બ પડતું હોય છે. આપણને આપણા પોતાના જીવનનો ક્ષણમાત્રમાં અર્ક કાઢી આપનાર ચીજો એ જ હોય છે. આપણે જ્યારે આ બધી બક્ષિસો તરફ સભાન હોઇએ છીએ ત્યારે પરસ્પરવિરોધી એવી ઉત્તેજનાઓ દ્વારા મળતાં આનંદાનુભવને વર્ણવી પણ શકતા નથી. ભૂમધ્ય સમુદ્રના આ પ્રદેશમાં મને મારાથી દૂર થવાની અને સાથે જ મને મારી અતિશય નિકટ આવવાની જે -તદ્દૂરે તદન્તિકેની-સ્થિતિની અનુભૂતિ થઇ તેવી અન્ય કોઈ સ્થળે મને થઇ નહોતી.

પાલ્મા ખાતે, કાફેમાં થયેલી લાગણીઓ કદાચ આવી મનોદશાનું જ પરિણામ હતી. સામા પક્ષે કબ્રસ્તાનની સંનિકટે, મધ્યાહ્નની નીરવ-

વેળાએ, શીત પ્રાંગણોવાળાં જૂનાં મહેલોની મધ્યમાં, સુગંધિત પડછાયા-ઓવાળી શેરીઓમાં મને જે સ્પર્શી ગયો તે ભાવ હતો એક વિશિષ્ટ સ્વરૂપની 'અલસતા'નો. ગવાક્ષોમાં ઊભેલી ગતિહીન વૃદ્ધાઓને આ બધી ઇમારતોની ઓથે ચાલતાં ચાલતાં જોતો, રાણોડી રંગના સ્તમ્ભો વડે સુશોભિત અને લીલાંછમ છોડવાઓથી દીપતાં પ્રાંગણોમાં અટકતો જતો હું આ શાંતિમયતાની સુગંધમાં ઓગળતો જતો હતો. સૂર્યપ્રકાશથી ઉજ્જવળ અને શાંત એવી દીવાલોના કેટલાક ભાગ પર પડછાયાઓ પાડતાં પંખીઓનાં ઉડાનો અને મારા પોતાનાં પગલાંના આવતા રવ સિવાય વાતાવરણમાં કશુંય અવશિષ્ટ રહ્યું નહિ. અને હું મારા વ્યક્તિ-ત્વનાં સીમિત બંધનોમાંથી મુક્ત થવા લાગ્યો.

સાનફ્રાન્સિસ્કો ખાતેના ગોથિક દેવળ ખાતે પણ મેં કલાકોના કલાકો ગુજાર્યા છે. તેની નાજુક અને મૂલ્યવાન કમાનો, મનમોહક અને સોનેરી વર્ણથી સુશોભિત એવા પ્રાચીન સ્પેનના સ્તંભો વડે ચળકાટ મારતી હતી. આંગણામાંનાં ગુલાબનાં પુષ્પોની પાંખડીઓ તાજપ મ્હોરી રહી હતી. ફ્રેકપીપરના છોડ પણ લહેરાતા હતા અને પોલાદની ટાંકી પાસે કટાઈ ગયેલી ધાતુવાળું એક પાત્ર લટકતું હતું. ત્યાં થઈને ગુજરતા પથિકો તેના વડે પાણી પીતા. ટાંકીના તળિયા સાથે તેના ટકરાવાથી થતો રણત્કાર હજુય મારા કાનમાં ગૂંજે છે. છતાંય પેલા દેવળમાં થયેલી જીવનની મિષ્ટતાની ઉપલબ્ધિના તોલે તો તે આવી શકે એમ નથી. પીગિયન પક્ષીઓના સહસા ઊડવાના થતા તીવ્ર ફફડાટ અને ટાંકી પર એકાકી પડી રહેલી લોખણ્ડી સાંકળના થતા તીણા અવાજની વચ્ચે ઉદ્યાનની હુંફાળી નીરવતાથી ઘેરાઈને ઊભેલા મને ત્યાં કોઈ અપૂર્વ છતાં ચિરપરિચિત સુવાસનો અનુભવ થયો. આવા અવનવીન કુદરતના સ–લીલ દૃશ્ય સંમુખે ખોવાતો જતો, સ્મિત વેરતો હું ઊભો જ રહ્યો. સૃષ્ટિનો ચહેરો આ જે દિવ્ય સ્મિત વેરી રહ્યો છે તેનો, મારું નાનુંશું અડપલું પણ રખે ભંગ કરી દે એવો ભય મને વ્યાપી વળ્યો. પણ

કેટલીક ઘટનાઓ સ્વયંસ્ફૂર્ત જ હોય છે. પીગિયન પક્ષીઓના ઉડ્ડયન-ધ્વનિઓ લુપ્ત થવા માંડ્યા અને પ્રત્યેક પંખી, બહારની બાજુએ ફેલાવેલી પોતાની પાંખ પરની ધ્રુજારી શમવવા લાગ્યું. માત્ર મારી નીરવતા અને સ્તબ્ધતાને લીધે જ, અદ્ભુત સ્વપ્નસમ ભાસતા એ દશ્યને નક્કરતા પ્રાપ્ત થતી હતી પછી તો હુંયે આ લીલામાં જોડાયો. મેં આ દશ્યનો, 'સ્વ'નો લોપ કરવાનું અટકાવીને, સ્વીકાર કરી લીધો. દેવળની પીતવર્ણી શિલાઓને સોનેરી સૂર્ય ધીરે ધીરે હૂંફાળી કર્યે જતો હતો. એક સ્ત્રી કૂવામાંથી પાણી ખેંચતી હતી. એક કલાકમાં જ, એક મિનિટમાં જ અને હવે તો કદાચ એક ક્ષણમાં જ આ બધું જ જાણે કકડભૂસ કરતું તૂટી પડશે એમ લાગતું હતું છતાં આ અદ્ભુતતા અતૂટ જ રહેશે. (સ્ત્રીઓ સાથેની મૈત્રીના કેટલાક સુકુમાર અને વિશિષ્ટ પ્રકારો જેવી) નમ્રતા, વક્રતા અને ઔપચારિકતાઓને ધારણ કરેલી દુનિયા આગળ જીવતી જશે. આમ છતાં પોતાના આગવા હેતુના આકલન સહિતની એ રંગીન સમતુલા અચળ જ રહેશે.

ત્યાં જ મારા જીવનનો સંપૂર્ણ પ્રેમ વસ્યો છે : એક શાંત આવેગ, જવાળા નીચેની કટુતા જેવો. જે મારા જીવનમાંથી કદાચ ગૂમાઈ જાત. પ્રત્યેક નવા દિવસના ઊગવા સાથે જ પોતાનામાંથી જાણે કશુંક ઊંચકાઈ જતું હોય એવું અનુભવતા માનવીની જેમ અને સૃષ્ટિની સંતતતામાં એક ક્ષણને માટે કોતરાઈ ચૂક્યો હોઉં તેમ, હું એ દેવળને મારામાંથી ગુમાવતો જાઉં છું. ડોરીક એપોલોની ભાવશૂન્ય આંખોનો યા તો ગિટ્ટોનાં ચિત્રાંકનોમાંનાં અક્કડ, ગતિહીન પાત્રોનો મેં તે ક્ષણે શા માટે વિચાર કર્યો હતો તે હું સમજી શકું છું. આના જેવા દેશો મને શું આપી શકે છે તે મને એ ક્ષણો દરમિયાન જ ખરેખરું સમજાયું. (આ બધું હોવા છતાં) જ્યારે હું ભૂમધ્ય સમુદ્રના પ્રદેશો પર જીવતા લોકોને જીવન માટેની સલામતીઓ અને કાયદાકાનૂનો શોધતા, તેમની બુદ્ધિને સંતોષતા તેમજ આશાવાદ સામાજિક અને જવાબદારીઓને ન્યાય્ય ઠેરવતા જોઉં છું

ત્યારે મને આશ્ચર્ય જ થાય છે. કારણ કે તે ક્ષણે મને માનવીય સીમિતતાઓમાં બદ્ધ એવી સૃષ્ટિનો નહિ, પરન્તુ માનવીય અનુભૂતિઓના અંતરતમમાં રહેલી સૃષ્ટિનો સ્પર્શ થયો હતો. તે પ્રદેશોની ભાષા મારા અંતરતમમાં જેનો પડઘો પડ્યો હતો તેની સાથે સુસંવાદી થઈ શકી તેનું કારણ: એણે મારા પ્રશ્નોના ઉત્તરો આપ્યા તે નહિ પણ તે પ્રશ્નોને વજનશૂન્ય સ્થિતિમાં આણી દીધાં; તે જ હતું. ઉપકૃતતાના ભાવથી લદાયેલી પ્રાર્થનાઓના શબ્દો મારા હોઠે ઊભરાઈ આવવાને બદલે ત્યાં આવો અનાહત નાદ જ પ્રગટાવી શકવાની ક્ષમતા માત્ર સૂર્યકિરણોથી આચ્છાદિત એવાં દશ્યોમાં જ રહેલી છે. જીવનના વિષાદ વગર જીવનનો પ્રેમ સંભવી શકે નહિ.

બંદરોને શોભાવતા કાફેઓમાં, ઈંગિગ્રા ખાતે, હું દરરોજ ફરવા જતો. સાંજના પાંચેકના સુમારે યુવાનવર્ગ બંદરની જેટી પર અંદર સુધી લટાર મારવા જતો. આ જ સ્થળે લગ્નના સંકલ્પો પણ અહીં જ થતા અને એ રીતે જીવનસમગ્રની વ્યવસ્થા પણ અહીં જ થતી. જો કે, આ રીતે જીવનનો આરમ્ભ કોઈ કરે તો તેનો વિરોધ ન કરવો જોઈએ, કારણ કે આખું જગત આમ જ ચાલે છે. દિવસભરના તાપથી થાકીને હું જ્યારે અહીં બેસું છું ત્યારે સફેદ દેવળો અને ચૂનેધોળી દીવાલો, સૂકાં ખેતરો અને ઑલિવનાં બરછટ વૃક્ષોથી મારું ચિત્ત ભરાઈ જાય છે. હું મિઠ્ઠા પાણીનો ઘૂંટ ભરીને મારી સંમુખે વિસ્તરેલી ટેકરીઓના વળાંકોને નિહાળતો રહું છું. તેઓ ધીરે ધીરે ઢાળ ઊતરીને દરિયાને જઈ મળે છે. સાંજ લીલાશ પકડતી જાય છે. સૌથી મોટી ટેકરી પરની પવનચક્કીનાં પાંખિયાં, પવનના અંતિમ ઝપાટાથી ઘૂમી જાય છે. અને કુદરતના લીલાપ્રભાવે તરત જ બધું ધીમે ધીમે નીરવતામાં ડૂબતું જાય છે. આકાશ અને દૂરથી સંભળાતા હોય તેવા તેના તરફ ઊડતા સંગીતમય ધ્વનિઓ સિવાય કશું અવશિષ્ટ રહેતું

નથી. આ જ ક્ષણોમાં કશુંક પ્રગટે છે. સંધ્યાકાળની ધૂસર ક્ષણોને ગમગીન બનાવે છે, માત્ર એકલદોકલને નહિ, લોકસમસ્તને સ્પર્શી શકે તેવું કશુંક અને લોકસમસ્ત જેમ આંસુને માટે તડપતો હોય છે તેમ હું પ્રેમને માટે આતુર બનું છું.

નિદ્રામાં વીતાવેલો પ્રત્યેક કલાક જાણે મારા જીવનમાંથી ચોરાઈ ગયાનું હું અનુભવું છું. અર્થાત્ કે એ કલાકો દરમ્યાન પણ હું આવી અવ્યાખ્યેય અનુભૂતિઓ ઉપલબ્ધ કરી શક્યો હોત. હું સ્તબ્ધ અને સ્થિર હતો. પાલ્મ ખાતેની દારૂની હૉટેલ અને સાનફ્રાન્સિસ્કો ખાતેના દેવળમાં, બે હાથો વચ્ચે સૃષ્ટિને ભરી લેવાની પ્રબળ ઇચ્છાનો હું અનાદર કરી શક્યો નહોતો.

હું જાણું છું કે હું જૂઠો હતો. આપણે આપણી જાતનું સંપૂર્ણ વિગલન કરવા સમર્થ નથી. એમ હોત તો આપણે કદી કોઈ સર્જન કરી શક્યા ન હોત. પરન્તુ તેમ છતાં પ્રેમને કોઈ સીમાઓ નથી અને તો પછી જ્યારે હું પદાર્થ સમગ્રને બાહુઓ વડે આલિંગી શકતો હોઉં ત્યારે તે સ્પર્શમાં અત્રતત્ર અવ્યવસ્થા થઈ જાય એમાં શો વાંધો ? જિનિવા ખાતે એવી પણ કેટલીક સ્ત્રીઓ હતી કે જેમનાં સ્મિતને હું સવાર આખી વાગોળ્યા કરતો. હું એમને ફરીથી મળી પણ શકવાનો નથી અને પુનઃ મિલન સાધવું સહેલું પણ નથી. પણ શબ્દો મારા વિષાદની જ્યોતને કદીયે ગૂંગળાવતા નથી. સાનફ્રાન્સિસ્કો ખાતેના દેવળ પરના નાનકડા કૂવાને ઓળંગીને ઊડતાં પિગિયન પક્ષીઓને મેં જોયાં છે અને મારી તૃષા તૃપ્ત થઈ છે, પણ તેમ છતાંયે હું તૃષાતુર હોઉં એવી ક્ષણ હમેશાં આવતી જ રહે છે. ☐

['Love for life'નો અનુવાદ 'Lyrical and Critical essays' (P. 52–57) Ed. by : philip Thody and translated by : Ellen Conroy kennedy ]

# હજાર સારસો

△

□ યાસુનારી કાવાબાતા

અનુ. સૌ. ઉષા જોષી

△

કીકુજીને
ચિકાકોના
શરીર
પરનું
લાખું
યાદ
આવ્યું

△

કામાકુરા અને એંગાકુજી મન્દિરે પહોંચ્યા પછી ય પોતે ચહાના સમારંભમાં જશે કે કેમ તેની કીકુજીને ખબર નહોતી. એ મોડો તો પડી જ ચૂક્યો હતો.

એંગાકુજીના અંદરના ભાગમાં આવેલી ઝૂંપડીમાં જ્યારે જ્યારે કુરીમોતો ચિકાકો આવો ચહાનો સમારંભ ગોઠવતી ત્યારે ત્યારે એને એની જાણ કરવામાં આવતી. છતાં એના પિતાના મૃત્યુ પછી એકકેય વાર એ ત્યાં ગયો નહોતો. એને મળતું નિમંત્રણ તે એના પિતાની સ્મૃતિમાં કેવળ એક ઉપચાર લેખે જ હતું એમ એ માનતો.

આ વખતના નિમન્ત્રણમાં એક તાજાકલમ ઉમેરેલી હતી: ચિકાકો એક યુવતીને ચહાનો વિધિ શીખવતી હતી. એ યુવતીને એ મળે એવી એની ઇચ્છા હતી.

△
△ △
△ △ △
△ △ △ △

એ વાંચતાની સાથે કીકુજીને ચિકાકોના શરીર પરનું લાખું યાદ આવ્યું.

ત્યારે એને આઠ થયા હશે કે નવ. એના પિતા ચિકાકોને ત્યાં એને સાથે લઈ ગયા હતા. ત્યારે ચિકાકો નાસ્તાના ઓરડામાં હતી. એનો કિમોનો ખુલ્લો હતો. એ નાની કાતરથી એના લાખા પરના ઊગેલા

વાળ કાપતી હતી. એ લાખાથી અડધું ડાબું સ્તન ઢંકાઈ જતું હતું અને બે સ્તન વચ્ચેની ખીણ સુધી એ પ્રસર્યું હતું. હથેળી જેટલું એ મોટું હતું. કાળાશ પડતા લાખા પર વાળ ઊગતા હતા. ને ચિકાકો એને

'દીકરાને સાથે લઈને આવ્યા છો ને!'

અમે અણધાર્યા જઈ ચઢ્યા તેથી એણે સહેજ ચમકી જઈને કિમોનો સરખો કર્યો. ઉતાવળમાં એ કરવા ગઈ તેથી ઊલટાની ગુંચવણ ઊભી થઈ. આથી તે અમારી સહેજ પીઠ કરીને દૂર ઊભી રહી અને કાપવા જતી હતી.

કિમોનો સરખો કરી અને કમરબંધ બાંધી દીધો.

કીકુજીના બાપને નહીં પણ કીકુજીને જોઈને એ વધારે અચરજ પામી હશે. એના ઘરમાં કામ કરનારી બાઈ એમને બારણા આગળ મળી હતી એટલે કીકુજીના પિતા આવ્યા છે એની તો જાણ થઈ જ હશે.

કીકુજીના પિતા નાસ્તાના ઓરડામાં દાખલ થયા નહીં. એઓ એને બદલે ચિકાકો જ્યાં ચહાનો વિધિ શીખવતી તે ઓરડામાં જઈને બેઠા.

કીકુજીના પિતાએ અન્યમનસ્ક બનીને પૂછ્યું, 'એકાદ પ્યાલો ચહાની જોગવાઈ થઈ શકશે ને?' એમણે ઓરડીના ખૂણામાં લટકતા પડદા તરફ જોયું.

ચિકાકોએ બેઠી હતી ત્યાંથી ખસ્યા વગર જવાબ આપ્યો, 'હા.'

કીકુજીએ એના ઘૂંટણ પર રાખેલા છાપામાં થોભિયા જેવા વાળ ઝિલાયેલા જોયા હતા.

દિવસનું અજવાળું હતું છતાં ઉપરની છતના પોલાણમાં ઉંદરો દોડાદોડ કરતા હતા. વરંડા આગળના પીચના ઝાડ પર ફૂલ બેઠાં હતાં.

આખરે એ ચહા બનાવવાની સગડી આગળ આવીને બેઠી ત્યારે ય કશાક વિચારમાં હોય એવું લાગતું હતું.

દસેક દિવસ પછી કીકુજીની મા તેના પિતાને કહેતી હતી કે ચિકાકો નથી પરણી તે આ લાખાને લીધે, કેમ જાણે આ કોઈ અસાધારણ

રહસ્ય ન હોય! ફીકુજી આ સાંભળી ગયો હતો. એની માએ આ કહ્યું ત્યારે એની આંખમાં કરુણા હતી.

'એમ?' ફીકુજીના પિતાએ જાણે અચરજ પામતા હોય તેમ કહ્યું હતું. 'પણ એનો કશો વાંધો નહીં. એનો વર એ જુએ તો વાંધો આવે ખરો? ખાસ કરીને પરણતા પહેલાં જો એ જાણે તો?'

'એ જ તો મેં એને કહ્યું હતું. પણ આખરે સ્ત્રી એટલે સ્ત્રી. મારા સ્તન પર મોટું લાખું છે એવું મને નથી લાગતું કે હું પણ કોઈ પુરુષને કહી શકું'

'પણ હવે તો કંઈ એ જુવાન રહી નથી.'

'છતાં એ કંઈ સહેલું નહીં થઈ પડે. પુરુષને લાખું હોય તોયે એ કદાચ પરણી જઈ શકે ને પાછળથી એ વાત પકડાઈ જાય તો હસી કાઢે.'

'તેં એ લાખું જોયું છે?'

'જાઓ જાઓ હવે નથી જ જોયું વળી.'

'તું હમણાં તો એની વાત કરતી હતી'

'એ તો મને શીખવવા આવી હતી ત્યારે અમે બધી ઈધરતીધરની વાતો કરતા હતા. એમાં કદાચ એને એકરાર કરવા જેવું લાગ્યું હશે એટલે બોલી ગઈ.'

ફીકુજીના પિતા કશું બોલ્યા નહીં.

'ધારો કે એ પરણે તો એના વરને કેવું લાગે?'

'એને કદાચ જુગુપ્સા થાય. પણ એમાં એને કદાચ કશું આકર્ષક પણ લાગે. બે વચ્ચેનું એ રહસ્ય સાચવી રાખવાનું એને ગમે. આ ખોડથી કશુંક સારું પણ બની આવે. પણ જવા દે ને. એ કંઈ ચિંતામાં પડી જવા જેવી મોટી સમસ્યા નથી.'

'મેં એને એ જ કહ્યું. એમાં કશું ચિંતા કરવા જેવું નથી. પણ એ કહે છે કે લાખું છાતી પર છે ને!'

'એમ !'

'બાળકને ધવડાવવાનું આવે ત્યારે ખરી મુશ્કેલી આવે. વરની વાત તો જાણે કે ઠીક પણ બાળક ?'

'લાખું હોય તેથી શું દૂધ નહીં આવે ?'

'ના એમ નહીં. ધાવતાં ધાવતાં બાળક લાખું જોયા કરે તે કેવું લાગે ? મને એનો વિચાર આવ્યો નહોતો પણ જેને લાખું હોય તેને તો આ વિચાર આવે જ જન્મે ત્યારથી બાળક ત્યાંથી જ દૂધ પીએ. અને ત્યારથી જ પોતાની માના સ્તન ઉપરનું એ કદરૂપું લાખું જોવું આવે આ દુનિયા વિશેની પહેલી છાપ, એની મા વિશેની પહેલી છાપ એ કદરૂપા લાખાથી પડે અને પછીથી એ બાળકની આખી જિંદગીમાંથી એ છાપ ભુંસાય નહીં.'

'એમ ? પણ આ બધી કલ્પના કરીને ચિંતા ઊભી કરવા જેવું નથી ?'

'બાળકને તો ગાયના દૂધ પર ઉછેરી શકાય, અથવા ધાવ રાખી શકાય.'

'મને લાગે છે કે મહત્ત્વની વસ્તુ બાળકને દૂધ મળે છે કે નહીં તે છે. લાખું છે કે નહીં તે નહીં.'

'ના મને લાગે છે કે એવું નથી. મેં જ્યારે એને મોંઢે આ સાંભળ્યું ત્યારે મારી આંખમાં પણ આંસુ આવી ગયાં. એથી મને સમજાયું કે વાત શી છે. આપણો કીકુજી લાખાવાળા સ્તનને ધાવે એવું મને તો ન ગમે.'

'એમ ?'

ચતુરાઈના આ દેખાવથી કીકુજીને રોષ ચઢ્યો. એના પિતા પ્રત્યે એને અણગમો થયો. પોતે પણ એ લાખું જોયું હતું એ વાત જાણે એમણે વિસારે પાડી દીધી. હતી.

આમ છતાં હવે વીસ વરસ પછી એના પિતાની મૂંઝવણની વાત યાદ આવતાં કીકુજીને હસવું આવતું હતું.

એ દશેક વરસનો હશે ત્યારથી એ ઘણીવાર એની માના આ શબ્દોને સંભારીને વિચારે ચઢી જતો અને એના દૂધભાઈ કે દૂધબેન એ લાખાવાળા સ્તનને ધાવીને ઉછરતાં હશે એની કલ્પના સરખી કરતાં એ અસ્વસ્થ થઈ જતો.

પોતાનાં જ ભાઈ કે બેન ઘરથી દૂર જન્મીને અજાણ્યાની જેમ ઉછરતાં હોય એનો એ ભય નહોતો. એ ભાઈ અથવા તો ખાસ કરીને બેન હોય એનો જ એને ભય હતો. વાળવાળું એ લાખું જે સ્તન પર હોય તેને ધાવીને ઉછરનાર બાળક શક્ષસ જ હોય એવો ખ્યાલ એને મન વળગણરૂપ બની ગયો હતો.

ચિકાકોને કોઈ સંતાન હોય એવું લાગતું નહોતું. એના પિતાએ સંતાન થવા ન દીધાં હોય એમ પણ કદાચ માનવું હોય તો માની શકાય. લાખું અને બાળક વચ્ચેના આ પ્રકારના સંબંધથી મારી માને દુઃખ થતું, તે કદાચ ચિકાકોને સંતાન ન જોઈએ એની ખાત્રી કરાવવાની મારા પિતાની તરકીબ પણ હોય, જે હોય તે. ચિકાકોને કીકુજીના પિતાની હયાતીમાં કે ત્યાર પછી છોકરાં થયાં નહોતાં.

કદાચ ચિકાકોએ કીકુજી એનું લાખું જોઈ ગયો તેથી રખેને એ વાત કહી દે એ બીકે એનો એકરાર કરી લીધો હશે.

ચિકાકો પરણી નહીં. એ લાખાનો પ્રભાવ એની આખી જિંદગી પર પડ્યો હશે ?

કીકુજી એ લાખું કદી ભૂલ્યો નહીં. કેટલીક વાર એ એવી પણ કલ્પના કરતો કે એનું પોતાનું પણ ભાવિ એ લાખા સાથે ગુંચવાઈ ગયું હતું.

ચહાના સમારંભને નિમિત્તે ચિકાકો એને કોઈક યુવતી જોડે પરિચય કરાવવાની હતી એવી ચિઠ્ઠી મળી ત્યારે એની નજર આગળ એ લાખું ફરીથી તરવરી રહ્યું. અને પરિચય ચિકાકો કરાવવાની હતી એટલે

એ છોકરીની ચામડી પણ સહેજ સરખા ડાઘ વિનાની હશે કે કેમ એવી એને શંકા થઈ.

એના પિતાએ કદીક એ લાખાને પોતાની આંગળીઓ વચ્ચે દબાવ્યું હશે, એને બચકું ય ભર્યું હશે. કીકુજી આવા તરંગે ચઢી જતો.

અત્યારે પણ મન્દિરના સભામંડપમાંથી પસાર થતો હતો અને પંખીના ટહુકાઓ સાંભળી રહ્યો હતો ત્યારે એનું મન આવા તરંગે ચઢ્યું હતું.

એ બનાવના બે કે ત્રણ વરસ પછી ચિકાકોમાં સ્ત્રીસહજ મૃદુતાને બદલે પુરુષની રીતભાત આવી ગઈ હતી. હવે તો એ જાણે જાતિથી પર થઈ ગઈ હતી.

એ સમારંભમાં આજે ભારે સ્ફૂર્તિથી દોડધામ કરી રહી હતી. પેલું લાખાવાળું સ્તન હવે કદાચ ચીમળાઈ ગયું હશે. કીકુજીના હોઠ પર એ ખ્યાલથી જાણે એને શાતા વળી હોય તેમ સ્મિત ફરકી ગયું. એટલામાં જ એની પાછળથી બે સ્ત્રીઓ ઉતાવળે પગલે આવી.

એમને પસાર થઈ જવા દેવા માટે એ સહેજ ઊભો રહી ગયો.

'કુરીમોતોએ રાખેલી ઝૂંપડી આ બાજુ જ છે કે?' એણે પૂછ્યું.

'હા, આ જ બાજુ.' બન્નેએ સાથે જવાબ વાળ્યો.

કીકુજીને તો જો કે ખબર જ હતી. એ છોકરીઓની વેશભૂષા પરથી એ બન્ને પણ ચહાસમારંભમાં જતી હતી એ તરત જ જણાઈ આવે એવું હતું. પોતાની જાત સાથે પોતે જઈ રહ્યો છે એ વાત સ્પષ્ટ કરવા પૂરતું જ એણે પૂછ્યું હતું.

એમાંની એક છોકરી રૂપાળી હતી. રાતી ક્રેપની પશ્ચાત્‌ભૂમિકા ઉપર ઊડતી ધોળી બગલાં પંક્તિની ભાત ઉપસાવવામાં આવી હતી.

(ક્રમશ:)

## કંકાવટી માસિકનું

### ફૉર્મ ૪ (નિયમ આઠ) મુજબનું ફૉર્મ

૧ પ્રકાશનસ્થાન : નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત-૧.

૨ પ્રકાશનઅવધિ : માસિક

૩-૪-૫ મુદ્રક, પ્રકાશક તથા તંત્રીનું નામ

ડાહ્યાભાઈ જીવણજી નાયક

નાગરિકત્વ : ભારતીય

સરનામું : ગોપીપુરા, સૂરત-૧.

૬ ભાગીદારોનાં નામ સરનામાં :

૧ ડાહ્યાભાઈ જીવણજી નાયક

ગોપીપુરા, સૂરત-૨.

૨ નાનુભાઈ મગનલાલ નાયક

અંબાજી રોડ, સૂરત-૨.

હું ડાહ્યાભાઈ નાયક આથી જણાવું છું કે ઉપરની હકીકત મારી જાણ અને સમજ પ્રમાણે સાચી છે.

ડાહ્યાભાઈ નાયક

પ્રકાશક

## નવાં પ્રકાશનો

**કુમકુમ પ્રકાશન**: મોડલ સિનેમા પાસે, ગાંધીરોડ, અમદાવાદ-૧. **સૂર્યારોહણ**: (વાર્તાસંગ્રહ) લે. કિશોર જાદવ, મૂલ્ય સાડાચાર રૂપિયા. **સપનાનાં ખંડેર**: (નવલકથા) લે. રવીન્દ્ર ઠાકોર, મૂલ્ય સવા ૭ રૂપિયા. **મેઘાડંબર**: (નવલકથા) લે. નવનીત સેવક, મૂલ્ય : સવા ૭ રૂપિયા. **આલોક પરલોક** (નવલકથા) લેખક : નવનીત સેવક, મૂલ્ય : નવ રૂપિયા.

તમારો કોઈ પુત્ર કે પુત્રી

શું

# એસ. એસ. સી. માં ભણે છે ?

તો

સ્ટડી સેન્ટર, સુરતની

એસ. એસ. સી. ના વિદ્યાર્થીઓને ચોક્કસ
પાસ થવાની ગેરંટી આપતી

## ગાઈડ્સ સક્સેસ બુક્સ

અપાવો

મૂલ્ય : પ્રત્યેકનો એક રૂપિયો
દરેક બુકસેલરો વેચે છે



સ્ટડી સેન્ટર
લીમડીફઈ, ગોપીપરા,
સુરત-૨.

જીવનના સાકાર થયેલા સ્વપ્નોને છબિરૂપે સાકાર રાખવા
સંસ્મરણીય ક્ષણોને તસવીર રૂપે ચિરંજીવ રાખવા

અમારા સ્ટુડિયોમાં પધારો



અદ્યતન વૈજ્ઞાનિક સાધનોની સંપૂર્ણ સુસજ્જ અને
નિષ્ણાત છબિકળાથી આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલો સ્ટુડિયો

# વી. એન. મહેતા

સ્થાપના ૧૯૦૧

ચૌટાપુલ, સુરત–૧ ટે. નં. ૨૫૯૫૭



તમામ પ્રકારની ફોટોગ્રાફીના નિષ્ણાત
તેમજ
અદ્યતન ફોટોગ્રાફીનાં તમામ સાધનોના વિક્રેતા



શુભ પ્રસંગે ભેટ આપવા કે શુભ પ્રસંગે વસાવવા
બાળકોના આનંદી મિત્રો સરખાં
અદ્યતન અને આકર્ષક રમકડાં
પણ મળશે

રળિયામણાં; રઢિયાળાં અને રોનકદાર

# નૂતન ભારત પ્રવાસસંઘ

બે મહિને પ્રથમ સપ્તાહમાં યોજે છે

ત્રીસ ત્રીસ દિવસના બે રમ્ય પ્રવાસો

## કાશ્મીર–સિમલા–મસૂરી

બીજો

## કાશ્મીર સહિત ઉત્તર ભારત

પ્રથમ અને ત્રીજા વર્ગની સુવિધાઓ સાથે

મળો યા લખો :-

**નૂતન ભારત પ્રવાસ–સંઘ**

૯/૧૭૯, વાડીફળિયા, પગથિયા શેરી, સૂરત–૧.

ટે. નં. ૨૯૦૪૬.

---

સૂરત સ્ટેશનની નજીકમાં જ શહેરની જાણીતી અને માનીતી

એરકન્ડીશન્ડ હોલવાળી

# સેન્ટ્રલ હોટલ

[ સ્ટેશન સામે, સૂરત ]

ચા, ઠંડાં પીણાં અને સ્વચ્છ–સ્વાદિષ્ટ નાસ્તાની સગવડ

તદુપરાંત

રહેવા માટે આધુનિક સગવડવાળા સ્વચ્છ સુઘડ રૂમો

એક વખતની મુલાકાત આપને

કાયમના ગ્રાહક–ચાહક બનાવી દેશે.

# કંકાવટી

એપ્રિલ ૧૯૭૩

સાહિત્ય-સર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ મું : અંક ૧૭૦ : મૂલ્ય એક રૂપિયો

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૨૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૮. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ' આનંદનગર સોસાયટી, સગરામપુરા, સૂરત, ૨ સરનામે જ કરવો.



તંત્રી · મુદ્રક · પ્રકાશક

'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામાં ટિકિટવાળું કવર અવશ્ય બીડવું, કૃતિ પ્રગટ થયે અંક, ઑફપ્રિન્ટસ મોકલી અપાય છે. કૃતિ રતિલાલ 'અનિલ' આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે મોકલવી.



હાથીભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન

જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ

નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૧

# અનુક્રમ એપ્રિલ, ૧૯૭૩



□

## અવાજ

□ સુરેશ હ. જોષી

પાસેના એક મકાનની ટાંકી છલકાય છે, ત્યાં વરસાદમાં થાય એવું ખાબોચિયું બની ગયું છે. ત્યાં દરરોજ રાતે દેડકાઓ ભેગા થઈને રટણ શરૂ કરે છે. આ કૃત્રિમ વર્ષા એમને મન તો કદાચ સાચી જ લાગતી હશે. રાતે જાગી જતા આ દેડકાઓનો અવાજ સંભળાય છે ત્યારે ઘડીભર આપણને પણ બહાર વર્ષા જામી હશે એવો આભાસ થાય છે. આપણે કહીએ છીએ કે 'નીરવ રાત્રી,' પણ શહેરમાં રહેનારાના નસીબમાં નીરવતા ક્યારેય હોતી નથી. રાતે જાગી જઈએ તો ક્યાંક મોડે સુધી જાગનાર કોઇ ઘોંઘાટ કરતું હોય, કોઇ નાનું બાળક રડતું હોય, કોઈક દર્દથી કણસતું હોય, ક્યાંક લગનને નિમિત્તે ફરી ફરી એના એ રેકર્ડો વાગ્યા કરતી હોય, રસ્તા પરથી ટ્રક દોડતી હોય, શહેરમાં રાત્રીની નીરવતા કે ઘન અંધકાર એ બેમાંનું એકકેય હોતું નથી. જર્મન ફિલસૂફ શોપનહોવરે જંગલી માણસની વ્યાખ્યા આપતા કહેલું કે. જે સૌથી વધુ ઘોંઘાટ સહન કરી શકે તે જંગલી. એ વ્યાખ્યા પ્રમાણે તો શહેરીઓ જ સૌથી વધુ જંગલી ગણાય!

પણ કેટલાક ધ્વનિમાં નીરવતા હોય છે, અથવા બીજી રીતે કહું તો કેટલાક ધ્વનિ નીરવતાને બરાબર ઉપસાવી આપે છે. રાતે તમરાનો અવાજ સાંભળું છું ત્યારે એમ લાગે છે કે, એ રાત્રીના હૃદયનો જ ધબકાર છે. એવું સંમોહન ઘૂંટાતું આવે છે અને એક જાતનો નશો ચઢે છે, પણ આપણા કવિઓ તો 'દાદુર, મોર, પપીહા બોલે' એમ જ કહેવાના ભર બપોરે કોઈ ગાઢ વનમાં કોઇ વિશાળ વૃક્ષરાજની છાયામાં આરામ લેવા બેઠા હોઈએ ત્યારે હોલો એકધારું બોલતો સંભળાય. વનમાં છવાયેલી નિસ્તબ્ધતામાં વિક્ષોભ નથી ઊભો કરતો, એને વધારે ઘેરી બનાવે છે, ત્યારે સમયના અસ્ખલિત વહેણનો અવાજ પણ થંભી ગયેલો લાગે છે.

□

માનવીઓના અવાજનું પણ એવું છે. ઘણીવાર શું બોલે છે તે તરફ મારું ધ્યાન નથી હોતું, પણ ધ્વનિની લીલા મને આકર્ષે છે. એ ધ્વનિ હમેશાં શ્રવણમધુર હોય છે એવું નથી. મધુરમાં જ સ્વાદની કે રસની પર્યાપ્તિ માનવી તે યોગ્ય નથી. કોઈ બોલતી વેળાએ રખેને અમુક અર્થ છતો થઈ જાય એ બીકે ધ્વનિઓને આછા ભૂસી નાખે છે. કોઈ નબળી પોચી વાતને કૃત્રિમ જુસ્સાથી બોલતા જાય, કોઈના બોલવામાં ખંધાઈનો લહેકો હોય, કોઈ ચતુરાઈની ચમક લાવવા જાય, પણ કોઈ શબ્દોને કેવળ રસળતા મૂકવા ખાતર જ, અર્થ પરત્વે નિસ્પૃહતા કેળવે, કોઈના શબ્દો ઘેરી ઘનઘોર રાતે, મુખની રેખાઓ પણ ભૂંસાઈ ગઈ હોય, પાસે હોવાનો કેવળ આભાસ જ વરતાતો હોય ત્યારે સાંભળવા જેવા હોય છે. જાહેર વક્તાઓને સાંભળવાનો આનંદ એમના વક્તવ્યને કારણે નથી હોતો, એની સાથે એ જે શરીરશ્રમ કરે છે, અભિનય કરે છે, ખોટી વાતને કેવળ જુસ્સાથી સચ્ચાઈનો સ્વાંગ આપવાનો પ્રયત્ન કરે છે તે બધું જોવામાં રહ્યો હોય છે. કોઈ શબ્દો એવી રીતે બોલે છે કે, જાણે સુગંધી પુષ્પની કળીઓ ખીલતી આવે છે. કોઈના શબ્દોનો કરકરો સ્પર્શ ગમે છે, એથી થોડું ઉઝરડાવાનું સુખ પણ હોય છે.

પણ મોટા ભાગના રોજ સાંભળવા મળતા અવાજો કેવા હોય છે! કોઈના શબ્દો રૂપિયાની નોટોની થોકડ ગણતી આંગળી જેવા, કોઈના શબ્દો રેકડીના ચૂંચવાતા પૈંડા જેવા, કોઈના શબ્દો સફાઈવાળા, પ્રસ્રીબંધ સાંભળતા હોઈએ ત્યારે પણ રખેને એની સળ ભાંગી જાય એની કાળજી રાખવી પડે, કોઈ શબ્દોમાં શબ્બરની ઘેળાશ હોય, કોઈ શબ્દો પથ્થરને ખોદતા ટાંકણા જેવા કોઈ શબ્દોમાં રાસાયણિક દ્રવ્યોની વિલક્ષણ ગંધ, જે આપણને ત્યાં ઊભા પણ નહીં રહેવા દે એવી અસહ્ય. આથી જ્યાં કોઈ મોઢું ખોલીને બોલવા જાય છે ત્યાં જ હું મારી જાતને સાવધ કરી દઉં છું. સ્મરણમાં હૃદયના ઊંડાણમાં ક્યાંક ગમતા અવાજનું

સરોવર ભરી રાખ્યું હોય, ઇચ્છા થાય ત્યારે એને તળિયે ડૂબકી મારી જવાની હોય તો કેવું સારું.

પણ આ લખું છું ત્યારે કોઈને ત્યાં સીવવાનો સંચો ચાલે છે, કામ કરનારી બાઈનો વાસણ માંજવાનો અવાજ આવે છે, એકધારો નળનો ટપકવાનો અવાજ આવે છે, વાંદરાના એકાએક કૂદવાથી લીમડાની ડાળ જે ઉદ્ગાર કાઢે છે તે સંભળાય છે, સામેની નિશાળનો ઘંટ રણકી ઊઠવાની મુદ્રામાં ઊભેલો જોઉં છું, નિશાળના મકાનના છાપરાનાં નળિયાં આંકનો કોઠો ગોખતાં સંભળાય છે. પાસે કોઈ સ્કૂટરની કીક મારે છે તે સંભળાય છે. પણ કીડીની ચાલી જતી હારનો અવાજ તો સંત કબીર સિવાય કોણ સાંભળે? એણે પેલા બાંગ પુકારતા મુલ્લાને કહેલું કે. ભાઈ, તું શા માટે આટલે મોટેથી બરાડે છે? કારણ કે 'કીડી કે પગ નેપૂર બાજે, સોભી સાંઇ સુનત હૈ.'



એ અવાજ તો હમેશાં આપણે સાથે લઈને ફરીએ છીએ. હૃદયના ધબકારાનો અવાજ અને કાંડા ઘડિયાળનો ટિક્ટિક્ અવાજ. ઘરમાં દીવાલ પરનું ઘડિયાળ ટકટક કરે, સમય વહે છે એનું ભાન કરાવે, છતાં એનો વૈરાગ આવતો નથી. હૃદય પર વિશ્વાસ છે કે, એકેય ધબકારો ચૂકવાનું નથી, એટલે એ તો આપણે સાંભળતા જ નથી. અને જ્યારે એ ધબકારો ચૂકી જશે ત્યારે એની નોંધ લેવા આપણે નહીં જ રહ્યા હોઈએ.

સંસારનો રથ અવાજ કર્યા વિના ચાલતો નથી. બાળક જન્મે તેની જાહેરાત અવાજથી. પછી પગમાં ઝાંઝર, હાથમાં ઘૂઘરો—આ અવાજ વિના બાળકને પણ સૂનું સૂનું લાગે. પછી જેમ જેમ માણસ મોટો થતો જાય, મીંઢો થતો જાય, તેમ તેમ મૂગો થતો જાય. મૌન કંઈ સાધુઓનો જ ઇજારો નથી. સુઘડીઓ પણ પૂરું જોઈએ તેટલું ન બોલવાને કારણે જ પંકાતા હોય છે. પ્રેમીઓ કદાચ મોટેથી ન બોલે-

એને કોઇ સાંભળી જાય એ બીકે, પણ એમનો વિશ્રંભાલાપ આંખોથી ચાલતો હોય એવું કહે છે.

શહેર તો એના હજાર મોઢે સદા બોલતું જ રહે છે. એની દીવાલ પર ઘોંઘાટ કરતી જાહેર ખબરો હોય છે, એની ફ્લોરેસન્ટ મરક્યુરી લાઇટ પણ ઘોંઘાટ કરતી હોય છે. મધરાતે કોઇ મિલની સાયરન આપણને ઉદ્દતાઇથી જગાડી મૂકે છે. શહેરમાં જ રહું છું છતાં એક રીતે શહેરની બહાર છું, પણ બે નિશાળથી ઘેરાયેલો છું. બારી પાસે ચાર લીમડાઓની અરસપરસની તથા પવન સાથેની વાતો સાંભળ્યા કરું છું. કાબરો લડે છે, લેલાંઓ મૂર્ખાઇભર્યો એકધારો લવલવાટ કરે છે, બુલબુલ મિતભાષી છે, અજુબાજુ ફરતા સાપ નિઃશબ્દ છે, એક માણસ અને એનાં વાહનો ઘોંઘાટિયાં છે.

આ બધા અવાજોમાંથી કોઇ પરમહંસ યોગીશ્વર કેવળ પ્રણવનાદને સાંભળે સોહં સોહંનો જ અનાહત નાદ સાંભળે. બ્રહ્મ શબ્દમય છે, અને આ બધા તો એના વિવર્તો છે તે જાણું છું. પણ શબ્દની પેલે પાર જે છે, જે વાણીમનસા અગોચર છે, તે તરફ મીટ માંડું છું. એને જ ઉપનિષદના ઋષિ જેવા પામ્યા હશે અને બોલી ઊઠયા હશે : 'સ વૃક્ષો ઇવ સ્તબ્ધો દિવિતિષ્ઠતિ એક : ' આવી સ્તબ્ધતામાં એ એકના દર્શન થાય છે. □

## સાભાર સ્વીકાર

દીપ્રા પબ્લિશર્સ, ચેતન સોસાયટી, પાલડી અમદાવાદ ૩૮૦૦૦૭ તરફથી જાણીતા યુવાન લેખક કવિશ્રી શેખઆદમ આબુવાળાના ચાર પુસ્તકો પ્રગટ થયા છે : હું એક ભટકતો શાયર છું. ( રસપ્રદ શબ્દ-ચિત્રો ) મૂલ્ય : ૭ રૂ, તાજમહાલ ( મુક્તક સંગ્રહ ) મૂ ત્રણ રૂપિયા, ઘિરતે બાદલ : ખુલતે બાદલ : ( નાગરીલિપિમાં ઉર્દૂ ગઝલ સંગ્રહ ) મૂ. પાંચ રૂપિયા, અપને એક ખ્વાબ કો દફનાકે અભી આયા હૂં. ( ઉર્દૂલિપિમાં કાવ્યસંગ્રહ ) : મૂ. ત્રણ રૂપિયા.

# પર્લ બક



'હું જો મરતી વખતે ભયભીત લાગું તો એનું કારણ એ સમજશો કે, મારું એ જર્જર શરીર મારા પર સવાર થયું છે. એ હમેશાં મારું દુશ્મન રહ્યું છે-હમેશાં મને પરાજિત કરવા વિચારતું રહ્યું છે. પરંતુ યાદ રાખજો મારો આત્મા નિર્ભય જઇ રહ્યો છે. હું ભયભીત નથી...મારા મૃત્યુ પર કોઇ ગીત ન ગાશો, મને પ્રભાતિયું ગમે છે. હું મરવાની નફરત કરું છું. મારી જિંદગી અધૂરી છે-પણ જો મારું અવસાન થાય, હું ખુશી અને વિજયના ભાવથી મરીશ, હું કોઇક રીતે વિદાય થઇશ...'

પર્લ બકના અવસાન વખતે આ શબ્દો બરાબર યાદ આવે છે એ એણે 'ધિ ઇક્ઝાઇલ'માં મરણ-પથારીએ પડેલી માના મોઢે કહેવડાવ્યા છે. આ પુસ્તક પર્લની માની જીવનકથા છે. એણે પોતાના પિતાનું જીવનચરિત્ર પણ લખ્યું છે-'લડાયક દેવદૂત.' માતા-પિતાનાં એ જીવનચરિત્રો માટે જ પર્લ બકને નોબેલ પુરસ્કાર મળ્યો હતો. જો કે પર્લ બકને લોકપ્રિયતા એની નવલકથા 'ગુડ અર્થ' (૧૯૩૦)ને કારણે મળી હતી. એ ચીની ખેડૂતોના જીવન પર લખાઇ છે. એના પતિ જો લાસિંગ બક કૃષિનિષ્ણાત હતા, અને ઉત્તર ચીનના દૂરના ગામડામાં કામ કરતા હતા. ત્યાંના ખેડૂતોએ પ્રથમ વાર યુરોપની ગોરી ચામડી જોઇ હતી. પર્લ બકે ત્યાં કંગાળ ખેડૂતોનું સ્તબ્ધ કરી મૂકનારું જીવન જોયું. હૈયાફાટ રડતી માતાઓ છોકરી જન્મતી તો એનું ગળું દાબીને એને મારી નાખતી. કેમકે, દીકરી કમાઇને ગરીબીમાં કશી મદદ કરી શકતી નહોતી. 'ધિ એક્ઝાઇલ' પર્લ બકની પ્રથમ કૃતિ છે એ એણે પોતાની સદ્ગત માતાની સ્મૃતિ જીવંત રાખવા માટે લખી હતી. જો કે, પ્રકાશનના ક્રમમાં એનું સ્થાન છઠ્ઠું છે.

લેખક તરીકે અનુભવની પ્રમાણિકતા પર્લ બક સમજી છે એટલું બીજા ભાગ્યે જ સમજ્યા હશે. કદાચ એટલે જ જીવનની અજ્ઞાત ગહેરાઈઓની ખોજ કરનારા ધુરંધર સાહિત્યકારોએ કદી એની સાથે બેસવાની ઇચ્છા કરી નથી. બલકે લોકપ્રિય લેખનને નામે એનો તિરસ્કાર કર્યો. એણે પોતાનાં પુસ્તકો દ્વારા અઢળક કમાણી કરી. એની સંખ્યા એંસી જેટલી છે. એમાંથી એશિયાના દેશોમાં જેમના પિતા અમેરિકન હોય એવાં બાળકોને મદદ કરનારી કેટલીયે સંસ્થાઓ સ્થાપી. એની શૈલી એટલી સાહજિક અને વાસ્તવિક છે કે, 'અભિવ્યક્તિની મુશ્કેલી' ક્યાંયે નથી દેખાતી. એટલે એનાં પુસ્તકોનો અનુવાદ કરવાનું સરળ છે બીજા મહાયુદ્ધ પછી એણે અમેરિકન જીવન પર 'જોન સેજેઝ'ના ઉપનામે અનેક નવલકથા લખી તેમાંની 'ધ ટાઉન્સમેન'ની ઘણી ચર્ચા થઈ.

પર્લ બકનો જન્મ ૧૮૯૨ માં વેસ્ટ વર્જિનિયામાં થયો હતો. એક પછી એક ત્રણ બાળકો કોલેરાથી મરી ગયાં પછી એની માતા ચીન છોડીને અમેરિકા આવી ત્યારે, પણ એ ત્રણ માસની થઈ કે, એની મા ફરી ચીન ગઈ. એના પિતા ત્યાં મિશનરી તરીકે કામ કરતા હતા. પર્લ બકે પ્રાથમિક શિક્ષણ ચીનમાં લીધું પરંતુ કોલેજશિક્ષણ માટે અમેરિકા આવી. એ પૂરું થયા પછી એ ફરી ચીન જઈને ભણાવવા લાગી. ૧૯૩૪ માં એ ચીન પાછી ફરી. આવતી વખતે એણે ચીનના ન જોયેલા વિસ્તારો તથા ભારત, થાઈલેન્ડ આદિ એશિયાના દેશોનો પ્રવાસ કર્યો. ભારતમાં એ કલકત્તા ગઈ અને બંગાળનાં ગામોમાં માટીની જમીન પર કેળના પાંદડા પર બેસી ઝૂંપડીમાં જીવન વિતાવનારાઓની ગરીબાઈ જોઇ. એ પછી એ બે વાર ભારત આવી. અહીંનો અનુભવ એણે 'કમ, માય બિલવેડ' પુસ્તકમાં આલેખ્યો છે.

૧૯૩૫ માં પોતાના પતિને છૂટાછેડા આપીને પોતાના પ્રકાશક રિચાર્ડ જે. બોલ્સને પરણી. બોલ્સનું અવસાન ૧૯૬૦ માં થયું. ત્યારથી એ એકલવાયું જીવન વિતાવતી હતી. પર્લ બક જેવી લોકપ્રિયતા પ્રાપ્ત

કરનાર લેખિકાઓ દુનિયામાં બહુ ઓછી છે. પોતાના લેખનથી એણે પૂર્વ અને પશ્ચિમનું અંતર ઓછું કરી નાખ્યું. તમામ રાજકીય વિચારસરણીથી અલગ રહીને માનવીના જીવનસંઘર્ષને જ એણે મહત્ત્વ આપ્યું. સ્પષ્ટ, સીધા સાદા સાચા લેખન માટે એ હંમેશાં યાદ રહેશે. સાદાઈનું સૌન્દર્ય એની વિશિષ્ટતા છે. □

## ચાંદરણાં □ અનિલ

□ રસ્તાની ધૂળ પગલાંની રાહ જુએ છે કે વાયરાની?

□ અફવા એ જાગૃતિનું સ્વપ્નું અને સ્વપ્નું એ ઊંઘની અફવા છે!

□ અરીસો માત્ર પોતાનો 'ઊજળો પ્રતિભાવ' જ વ્યક્ત કરે છે!

□ મુઠ્ઠીમાં કશું જ ન હોય ત્યારે આંગળાં તો હોય જ છે!

□ આપણે પસાર નથી થયા એવા માર્ગો તે આપણા પગ છે.

□ પ્રસન્નતા ખુરશી પર નહીં, કોઈ છોડ પર બેસે તો વધારે શોભે!

□ રિસેપ્સનિસ્ટ અને વાળંદનો અરીસો ઘણા ચહેરાને ઓળખે છે.

□ અજવાળું જાગવા માટે જ પથારીમાં પડે છે...

□ સાંજે ચાલ્યો જતો સૂર્ય માણસનાં કામો વિશે અડધું જ જાણે છે...

□ નિષ્ફળતા એ ઘણીવાર ખરાબ નહીં થઈ શકવાની અશક્તિ હોય છે.

□ સંબંધી બદલાતા નથી છતાં સંબંધોમાં વેરાયટીઝ આવ્યા કરે છે!

# નાટકની આચારસંહિતા □ ચન્દ્રવદન મહેતા

△ બાળકો

૪

△
બાળક
રડે
એથી
નટની
શક્તિની
કસોટી
થાય
છે
△

આ પણે નાટક જોવા બાળકોને લઈ જવાં એ સિદ્ધાંત સ્વીકાર્યો બાદ બાળકોને નાટકશાળામાં નાટક જોતાં યા ચાલુ નાટકે બાળકોને રડવાનો જન્મસિદ્ધ હક્ક પ્રાપ્ત થાય છે. શું થાય, બાળકો નટ બૂમો પાડે, નટ લડે, નટ બંદૂક ફોડે, નટ વિચિત્ર પોષાક પહેરે, એ થકી બાળકો રડે, રડવાં જ જોઈએ એટલે રડે, એમને તરસ લાગે, એમને શીંગ-ચણા જોઈએ, એમને બહાર રમવા જવું હોય, એમને નાટકમાં સમજણ ન પડે, બાજુમાં પ્રેક્ષકની કોણી વાગે, એટલે એ રડવાનાં તો ખરાં, ન રડે એવા ઉપાયો અજમાવવા ઘટે.

△
△ △
△ △ △

આમ બાળક રડે એ થકી નટની શક્તિની કસોટી થાય છે. ધારો કે ત્રણ ચાર બાળકો રડ્યા જ કરે, અને એટલે રોકકળ ચાલુ જ રહે, ત્યાં નટ પોતાના રસની પરાકોટિ લાવવા મથે, યા એની ઉક્તિ મારી જાય, યા રસમાં ખલેલ પડે યા બાકીના આખા પ્રેક્ષકને ખલેલ યા 'ચૂપ' 'ખામોશ' 'શાંતિ' 'બહાર લઈ જાઓ' એવી પ્રેક્ષકોમાંથી બૂમ પડ્યા કરે, એટલે રોકકળમાં ઘોંઘાટનો વધારો જ થયા કરે, એવી પરિસ્થિતિમાં એક તો નટની કસોટી–પોતે પોતાનો પાઠ આગળ વધારવો, ચલાવવો એમાં પડતી મુશ્કેલી; બીજું પ્રેક્ષકોને સાંભળવામાં તકલીફ અને છતાં સાંભળવા પ્રયત્ન કરે એ તાલીમ, અને એમ આખા નાટકમાં પ્રવાહમાં ખલેલ પડતી જ રહે, એ થકી જેઓ નાટકનો એકેએક શબ્દ સાંભળી

વિચાર કરવા યા વિવેચન કરવા તૈયારી કરતા હોય તે આવી પરિસ્થિતિમાં આખું નાટક સાંભળી ન શકવાથી ફરી આવવાનો વિચાર કરે, એથી નાટકની ઘરાકી વધવામાં લાભ ઊભો થાય એ લાભ, આમ બાળકના રડવા થકી ત્રિવિધ પડખામાં–કસોટી નટની, તાલીમ પ્રેક્ષકોની, અને માબાપે પોતાના બાળકને નાટકમાં લઈ જઇ બાળકને યોગ્ય કેળવણી આપ્યાનો પાકો સંતોષ–આ બધા લાભો મેળવવા જેવા હોઈ, દરેક માબાપોએ પોતાનાં નહીં તો પારકાં બાળકોને નાટકો જોવા લઈ જવાં જરૂરી છે.

સામે પક્ષે એવું કહેવામાં આવે છે કે, યૂરોપ અમેરિકામાં નાટક-શાળામાં બાળકને લઈ જવા દેવામાં આવતાં નથી. અને ત્યાં બાળકોના જન્મનું પ્રમાણ નહીં જેવું હોય, યા ઓછું હોય, યા આછું તો છે જ, અને ત્યાંની પ્રજા પોતાનાં બાળકોને આ પ્રકારની કેળવણી આપવામાં માનતી નહીં હોય, એટલે ત્યાં લઇ જવા દેવામાં નહીં આવતાં હોય, પરંતુ ભારતમાં ભરતાચાર્યે કોઈ પ્રકારની બાધા રાખી નથી. ઊલટું નાટકને સામાજિક સાર્વજનિક પ્રવૃત્તિ કહી છે, એટલે કે એમાં આબાલ-વૃદ્ધો બધાં જ એ પ્રક્રિયાનો લાભ લઈ શકે, એટલે હિન્દુસ્તાનમાં બાળકો લઈ જવાં એ એક સાંપ્રદાયિક પ્રવૃત્તિ થઇ રહે છે અને સંપ્ર-દાયમાંથી જ ધર્મ પ્રગટે છે એટલે એ ધાર્મિક પ્રવૃત્તિ થઈ રહે છે, એટલે યુરોપ વગેરે દેશોની વાત અહીં અસ્થાને છે. વળી એ દેશમાં ભરતાચાર્ય જેવી વ્યક્તિ પાકી નથી. ઘણી બાબતોમાં એ દેશ હવે હિન્દુસ્તાનની નકલ કરતા શીખ્યા છે; એટલે જતે કાળે ત્યાંની નાટક શાળાઓમાં માબાપો બાળકો લઈ જશે; એટલે જતે કાળે એ સમયે આપણે અગ્રણીમાં ખપવાનો વારો આવશે. આમ આ પરિસ્થિતિ ઉપર ઘટતો વિચાર કરવો, નાટકમાં બાળકોને લઈ જવાં, રડવા દેવાં, નાટકમાં ખલેલ કરવી યા કરાવવી અને સાર્વત્રિક જનતાને જેટલી તકલીફ પડે એટલી તકલીફો ઊભી કરવા થકી નાટકશાળાના ભારતીય સાંપ્રદાયિકતાનું તેમજ ધર્મનું પાલન થાય છે, એ વાત ધ્યાનમાં રાખવી.

## અન્ય પ્રેક્ષકો

### ૫

હવે જો આપણે નાટકમાં બાળકો લઈ જવાનો હક્ક સ્વીકારી એમને મફત દાખલ કરવાની વિધિ પણ જોઈ, બાળકોનો રડવાનો જન્મસિદ્ધ હક પણ ચકાસ્યો. તો હવે પ્રેક્ષકોના કેટલાક હક્કો પણ તપાસીએ. નાટકમાં શીંગ–ચણા કાતરી કાજુ પિસ્તા ખાવાની છૂટ છે, એટલું જ નહીં, પણ નાટકશાળામાં એ કચરો નાખવાની પણ છૂટ મળે છે. જો પહેલાં અંકમાં બહાર પાન ખાઈ આવ્યા હોય તો પોતાની બેઠકની નીચે પાનની મોંમાંથી પીચકારી ઉરાડવાની ટેવને પણ બહાલી મળી જાય છે. માંહે માંહે પોતાની ધર્મપત્ની સિવાય બીજા બધા સાથે વાતો કરવાનો હક્ક મળે છે, કારણ ધર્મપત્ની સાથે તો ઘરમાં વાતો થઈ શકે છે. પણ સ્ત્રીમિત્ર લઈને આવ્યા હોય તો એની સાથે વાતો કરવાનો આ જ જો અટૂલો એકલો અવસર હોય તો, તે અવસર ચૂકવો ન જોઈએ, એટલા માટે અહીં વાતો કરવાનો એમનો હક્ક સાબિત થઈ શકે છે. એ ચાલુ નાટકે આખી હારના લોકોને તકલીફમાં મૂકી બહાર, જઈ શકે છે. એ મોટેથી હસી શકે છે, એ મોટેથી વાતો કરી શકે છે.

આમ ટિકિટ લઈ નાટક જોવા જનાર પ્રેક્ષક મફતિયો પ્રેક્ષક મફ-તિયાં બાળકો બધાંને નાટકશાળા પોતાની તેમ જ સાર્વત્રિક સંસ્થા હોય એમ, એમાં વિવિધ રીતે વર્તન કરવાની છૂટ મળી રહે છે. આથી બાળકો રડે, એમને રડતા રાખવા માતાઓ સંબોધન કરે, એમાં પ્રેક્ષ-કોની વાતચીત ભળે એ બધી પરિસ્થિતિમાં નટે પોતાનો ઉત્તમ અભિનય બતાવી રસક્ષતિ થયા વિના પોતાનો પાઠ કર્યે જવાની તાલીમ મળે છે. આ તાલીમમાંથી એ પસાર થાય તો એને વિવિધ પ્રકારના આકાડેમિક એવોર્ડ પણ મળે છે. અને તે નામાંકિત થાય છે. (ક્રમશ:)

# શોકસભા

□ વિજય શાસ્ત્રી

□

△

આચાર્યને સાથે જ ખૂબ દુઃખ થતું હતું.

△

સંસ્થાની નાણાંકીય સ્થિતિ સારી નથી માટે ફિલોસોફીનો વિષય બંધ કરવાનો 'દુઃખદ' નિર્ણય કમિટીએ ફિલોસોફીના અધ્યાપક શ્રોફને પહોંચાડયો ત્યારે અધ્યાપક શ્રોફ અવાચક થઈ ગયા! આની પાછળ પોતાને છૂટા કરતો હુકમ પણ આવવાનો જ એ સમજવા તેમને બહુ મહેનત પડી નહીં.

કૉલેજના પ્રિન્સિપાલે તેને છૂટા કરવાનું એક રૂપાળું કારણ શોધી કાઢ્યું હતું. અહીં ફિલસૂફીનો એક પણ સિદ્ધાંત કામે લાગતો નહોતો. બધું એક વ્યવસ્થિત રીતે થતું કાવતરું હતું. પોતે જરા પણ વિરોધ કરી ન શકે એવો ફાંસલો તેમણે તૈયાર કરી દીધો હતો. થાંભલા સાથે હાથપગ બાંધી દીધા પછી ચાબૂક વીંઝાય તેમ સંસ્થાની નાણાંકીય સ્થિતિ ખરાબ હોવાના કારણનું દોરડું તેમને બંધાઈ ગયું હતું. હવે મૂગે મૂગે ચાબૂક ઝીલવાના હતા.

△

△ △

△ △ △

કમિટીના એક માત્ર પ્રામાણિક અને નિષ્ઠાવાન સભ્ય ઝવેરીલાલે આનો વિરોધ કરવાનો યત્ન કર્યો હતો પરંતુ તેઓ એકલા પડી ગયા હતા. તેમના વિરોધને ધાક-ધમકીથી દાબી દેવાયો હતો. વિરોધ કરનારા સારા માણસ ગણાતા નહોતા. ઝવેરીલાલે રાત્રે શ્રોફને ઘેર જઈને બધું નાટક કેવી રીતે શરૂ ને પૂરું થયું તે કહી દીધું હતું.

આજે આચાર્ય ખૂબ ખુશ થયા હતા. પ્રમુખે તેમને આપવાનો ટર્મિનેશન લેટર તૈયાર કરવાનું કામ સોંપ્યું શીખવવાનું બંધ કરવા સિવાય પણ કોઈ બીજું તીખું શોધવા માગતા હતા.

અધ્યાપક શ્રોફ જોડાયા તે જ તેમને ગમ્યું નહોતું. તે વખતે પોતે આચાર્ય નહોતા થયા એટલે ચલાવી લેવું પડેલું. હવે સત્તા હાથમાં હતી. ગમે ત્યારે, ગમે તેને, ગમે તેમ બરતરફ કરી શકવાની તેમની હેસિયત હતી.

અધ્યાપક શ્રોફે એક મહાન ગુનો કર્યો હતો.

કમિટીના સેક્રેટરીની છોકરીના માર્ક વધારી આપ્યા નહોતા. પરિણામે એ 'બિચારી,' 'ગભરુ' 'બાળકી'ની 'કેરિયર' બગડી ગઈ હતી. ત્યારથી શ્રોફની 'કેરિયર' બગાડવાનો તેમને 'મૂડ' આવી ગયો હતો. પણ આ કારણ કંઈ તેમને છૂટા કરવા માટે ચાલી શકે તેમ નહોતું એ આચાર્યની શૃગાલબુદ્ધિ પૂરેપૂરું સમજતી હતી એટલે છેલ્લે 'વિષય' બંધ કરી દીધા!

એમને આધ્યપક શ્રોફને છૂટા કરવાનો પત્ર લખતાં જીવનનો પરમ સંકલ્પ પૂરો પડ્યાનો હરખ થઈ રહ્યો હતો. બની શકે એટલી શુધ્ધ ગલીચ ભાષા એમણે શોધવા માંડી.

કૉલેજના શિક્ષણકાર્યમાં તમે સહકારની ભાવના બતાવી નથી.

કૉલેજમાં તમે ગમે ત્યારે વાંચ્યા જ કરતા હતા.

સંસ્થામાં ભણતા વિદ્યાર્થીઓને તમારે માટે અ-સંતોષ હતો.

સંસ્થાની આબરૂને ધોકો પહોંચે તેવી ચાલચલગત ધરાવતા હતા.

તમે વિદ્યાર્થીઓને વર્ગમાં હસાવતા હતા.

અમારી જેમ વિદ્યાર્થીઓ તમારાથી ડરતા નહોતા પણ તમને ચાહતા હતા.

આ બધાં કારણોસર તેમ જ વિષય બંધ કર્યાના બૉર્ડે લીધેલા નિર્ણયને પરિણામે તમને છૂટા કરવામાં આવે છે...

આચાર્ય મનમાં ને મનમાં, પોતાની સામાને આટલી સરસ રીતે નીચો પડવાની શક્તિ પર મલકાઈ ઊઠ્યા

પોતાના સ્વભાવની બીભત્સ ક્રૂરતાથી તેઓ તૃપ્તિ અનુભવવા લાગ્યા; અને કારકુનને બોલાવી આ 'લેટર' 'અરજન્ટલી' ટાઈપ કરવાનો હુકમ કર્યો.

બીજી બાજુ ઝવેરીલાલે આપેલા સમાચાર પર પ્રાધ્યાપક શ્રોફ વિચાર કરતાં મોડે સુધી બેસી રહ્યા. તેમણે ખેતર વેચી નાખ્યું હતું. બાપ-દાદાથી ચાલતો આવેલો ખેતીનો ધંધો બંધ કરી દીધો હતો. ખેતર વેચાવાને કારણે આવેલી રકમ પાંચ ભાઈઓમાં સરખે હિસ્સે વહેંચાઈ ગઈ હતી. પોતાને ભાગે તેર હજાર રૂપિયા આવ્યા હતા. સાત વરસ પર અને પૂરા થઈ ગયા હતા ત્રણ વરસ પર.

હજુ મોટો છોકરો ઍન્જિનિયરીંગના સૅકન્ડ ઈયરમાં હતો. તેને ઍન્જિનિયર બનાવવાનો હતો. પત્નીને ટી. બી હતો. દવા ચાલતી હતી. મોંઘવારી વધતી જતી હતી. ભાઈઓને તેમને માટે લાગણી નહોતી. બૅન્કમાં માત્ર સાડા બારસો રૂપિયા જ જમા હતા. આમ તો તેરસો હતા. પણ ગયા બુધવારે જ પચાસ ઉપાડયા હતા.

પ્રોફેસર શ્રોફ ઊભા થયા. ઘડિયાળમાં જોયું. સાડા અગિયાર ઉપર આઠેક મિનિટ થઈ હતી.

સૂવાનો ટાઈમ થયો હતો. તેમને થયું કે 'સૂવાનો ટાઈમ' ખરેખર થઈ ગયો હતો.

તેમણે કબાટ ખોલ્યું. ટીકડીઓ લીધી. રોજની જેમ પાણી સાથે ગટગટાવી ગયા અને પછી સૂઈ ગયા.

બીજે દિવસે ઊઠ્યા જ નહિ.



પેપરોમાં ઊંઘની ગોળી વધુ પડતી ખાઈ લેવાને કારણે તેમણે કરેલી કરેલી આત્મહત્યાના સનસનાટીભર્યા સમાચાર છપાયા. પણ પ્રોફેસર જીવતા હોત તો તેનો વિરોધ કરીને કહેતે કે–

તે 'આત્મહત્યા' નહોતી.

તેમણે 'જાતે' પોતાની હત્યા નહોતી કરી.

એમની હત્યા તો–

ખેર.



સવારે આખી કૉલેજમાં ગમગીની છવાઈ ગઈ. પ્રમુખ/સેક્રેટરીએ શોકસભામાં હાજરી આપી.

આચાર્યે 'ગદ્દગદ્દ કંઠે' કહ્યું :

'અધ્યાપક શ્રોફ જેવા મિલનસાર, વિદ્વાન, સ્વતંત્ર વિચારસરણી ધરાવતા અને નિષ્ઠાવાન કાર્યકર્તાના આમ અચાનક ચાલ્યા જવાથી હું ખૂબ દુઃખની લાગણી અનુભવું છું......'

—અને સાચે જ આચાર્યને ખૂબ દુઃખ થતું હતું–ખાસ તો બે કારણોસર.

એક તો પોતાને તાજડતોબ ગાળાગાળીની ભાષાવાળો ટર્મિનેશન લેટર લખવાનું માંડી વાળી દુઃખપૂર્ણ તેમજ 'પ્રશંસા કરતી' ભાષામાં શોકઠરાવ લખવો પડયો એટલે,

બીજું–એમને બરતરફ કરવાનો માંડ હાથમાં આવેલો સોનેરી મોકો આમ અણધાર્યો છીનવાઈ ગયો એટલે

—એમને 'ખરેખર' 'બહુ' 'દુઃખ' 'થતું હતું' ! !

અને પોતાને થતા 'આ' શોકને માટે જ જાણે સભા ભરાઈ હોય એમ ઘડીભર તો તેમને લાગી આવ્યું. □

## મૃત્યુ પત્ર □ વસંત પાપળકર

ઈશ્વર હોય કે ન હોય, અમે ય કાલે નહીં હોઈએ
અમારા પિણ્ડ પૂરતો ભાત હોય તો ય ઘણું
ગીરદી હોય કે ન હોય, પણ અમારી ખોપરી ફાટે ત્યાં સુધી
બે માણસ બેસે તો ય ઘણું
સ્મારક હોય કે ન હોય
પણ જૂનું લુગડું ચે અમારી સ્મૃતિનું જ હોય તો બસ
શ્રદ્ધા પત્ર હોય કે ન હોય
પણ ધૂળ પર નામ લખવા મથતી
એક આંગળી યે રહે તો ય બસ.

# વૈકલ્પિક હું



રતિલાલ 'અનિલ'



વૈકલ્પિક બુદ્ધિથી હું મારો નહીં પણ સમયનો નિર્વાહ કરું છું. સમય સાથે મારો સંદર્ભ 'કોઈ પણ રીતે' જોડાયેલો રહે એ મારી જિજીવિષા હશે. સમયનું માપ હું પૂરું કરું છું અને તેમાં જ ખૂટી ગયેલો હોઉં છું. મારી અવેજીમાં સમયને હું મારો વૈકલ્પિક હું આપું છું–એ સમયની માગ નથી હોતી પણ માગ છે એમ હું માની લેતો હોઈશ. સમય સાથેનો મારો સંબંધ અતૂટ ઇચ્છું છું અને એમાં જ હું કેટકેટલે ઠેકાણે તૂટી ગયેલો હોઉં છું. ખંડ ખંડ થઈને અખંડ રહેવાનો લોભ મને વૈકલ્પિક બુદ્ધિએ આપ્યો લાગે છે. મારા અખંડ દેખાતા રૂપમાં એથી તરાડો પડી ગઈ છે, એ મારા વિભાજનની રેખાઓને આકારની રેખા સમજી લેતો હોઈશ. એ રેખાઓ વચ્ચેના ટુકડાઓ ઉપાડી અલગ કરીને જોઉં છું તો દરેકની માટી જુદી અનુભવું છું. અવકાશ પણ મારા બે સભરને વચ્ચેથી ભરીને હું વિસ્તરી શકું એ મારા ખ્યાલમાં આવ્યું હશે પણ વિશ્વાસમાં નહીં આવ્યું હોય. આંધળો નક્કર પદાર્થ પર આંગળી ફેરવીને પદાર્થની સળંગતા તપાસે એમ મેં મારા કહેવાતા અખંડને તપાસવાનું કલ્પ્યું હશે. સ્પર્શની સપાટી નીચેના પદાર્થની અનુભૂતિ મારાં આંગળાંનાં ટેરવાંએ ખોઈ નાખી હશે. વિકલાંગ વિશેની મારી સમજણ આંધળી હશે. વિકળ અંગનું માંસ સરખું હોય છે, પણ સુડોળ દેખાતાં અંગ વચ્ચે આવેલી વિવિધ માટી એ કેવી તો કુરૂપતા છે એનો મને વિચારે ય નહીં આવ્યો

અખંડ રહેવામાં ખંડ ખંડ થઈ તૂટી ગયો....

હોય. સંબંધના ટુકડા કોઈ એક જ રેણના ક્યારે હોય ? બધા ટુકડા કોઈ એક ધાતુના હોય ત્યારે. પણ પ્રત્યેક ટુકડાને સાંધનાર રેણનો રસ વિવિધ છે. પ્રત્યેક વિકલ્પના ટુકડાની ધાતુ જુદી છે, અને તેને સાંધનારું રેણ પણ જુદું છું અને આશ્વાસન એ છે કે, હું આમ કોઈક રીતે સળંગ છું...લાલ, પીળી અને કાળી માટીના ટુકડાઓને ઘાસની લીલી રેખા જોડે તેમ વિભાજન પણ પ્રગટ કરે, પણ જુદી જુદી માટીમાં કોઈ એકસરખો મોલ ઊગતો નથી. એક જ બિયારણ બધે વાવીને પણ અસમાન ફસલ ભોગવાની છે એની મને કલ્પના જ નહીં. ટુકડો પડવાનો ભય જાગ્યો કે મેં તરત વિકલ્પ વિચાર્યો અને પ્રયોજ્યો—અને દેખીતો અખંડ રહ્યો, પણ પ્રત્યેક ટુકડે હું અટકી ગયો હતો અને બીજે ટુકડે જોડાયા વિના શરૂ થયો તે વાસ્તવમાં મારી નહીં, ટુકડાની શરૂઆત હતી, ફરીથી તૂટવાની શરૂઆત હતી. હું 'એકંદરે માણસ' રહ્યો પણ સળંગ માણસ રહ્યો નહીં. કોઈવાર જેહાદથી લડવા ગયો તો કોઈવાર શાંતિયુગની સ્થાપના કરવામાં છૂટી ગયો, પછી અસ્તિત્વની વાત ઉપાડીને યુદ્ધે ચઢ્યો અને યુદ્ધ પછીના વિનાશના વિષાદે માનવપ્રેમની વાત કરવા માંડી...કોઈ ને કોઈ રીતે માણસ એકંદરે રહ્યો પણ મૂળ સળંગ માણસ રહ્યો નહીં...નૃત્ય કરીને થાક્યો ત્યારે પ્રાર્થના કરવા બેઠો અને પ્રાર્થના પછીની શાંત અવસ્થા બદલીને નવસર્જનની ઈંટોનો ભઠ્ઠો ધખાવ્યો...અને એમ સનાતન માણસનું રૂપ લંબાવ્યું... સમય સાથે રહેવામાં હું આમ ઠેકઠેકાણે અટકી ગયો, છૂટો પડી ગયો અને જે આગળ ચાલ્યો તે સંપૂર્ણ હું નહીં, પણ 'હું'નો એક અંશ હતો અને એને જ મન મનાવીને પૂર્ણ હું માની લીધો હશે. એને મેં સમયની ચેલેન્જ પણ કહી હશે પણ સમયને જ મેં કેમ પડકાર માની લીધો ? સમય સામે હું કેમ પડકાર ન થયો ? એક જ દીવે અંધારી રાતની મજલ કાપવાનું સૂઝે ક્યાંથી ? મને વૈકલ્પિક બુદ્ધિ પર આંધળો વિશ્વાસ હશે...મેં જુદા જુદા દીવાઓ લઈ ને સમયના ખંડોને અજવાળતા આગળ વધવાની યુક્તિ જ અજમાવી. આત્માનું રૂપાંતર

બીજાવસ્તીમાં થતું નથી એ વાત મેં ધ્યાનમાં લીધી નહીં, કેમ કે એમાં દેખીતી રીતે અટકી જવાનું જોખમ હતું...સમય મને મૂકીને ચાલ્યો જશે, સમયને ને મારે છેટું પડી જશે એવા ભયમાં જ્યાં જે વાહન મળ્યું ત્યાં તેમાં બેસી વાહનો બદલતો બદલતો આ ઘડી સુધી આવી પહોંચ્યો છું ત્યારે થોભીને મને તપાસું અને પૃથક્કરણ કરું તો મને મારા અસંખ્ય ટુકડા જ મળે...એને ગોઠવું તો અનેક તરાડોવાળો મારો આકાર જોઈ શકું ખરો...આકારની તરાડે તરાડે મેં કહ્યું કે સમય પરિવર્તનશીલ છે–પણ વાસ્તવમાં હું બદલાયો હતો, સંક્રાન્ત થયો નહોતો, એટલે જ તો કહેવાતી ક્રાંતિ જેવું જૂનવાણી બીજું કંઈ જ લાગતું નથી...આકાશ પર ઋતુ ઋતુનાં વાદળ આવે, આવે અને જાય, પણ આકાશ અખંડ રહે, એવો હું અખંડ નથી રહ્યો, મારા પર ઘણું ઘણું કશું કશું આવ્યું નથી, પણ કશાક ને કશાકમાં હું ટુકડે ટુકડે ગયો હતો અને એ છલાંગોને ધરતીની અખંડતા માની લીધી હશે...આદિમ ચીસને અંત સુધી લંબાવવા જતાં છેવટે એ હસવું આવે કે ભય લાગે એવી સિસોટી ને સિસકારા થઈ ગયાનો અાંચકો લાગ્યો ત્યારે જ વૈકલ્પિક બુદ્ધિએ મને કેટલા કટકે સાંધ્યો છે અને એમાં છેવટ ક્ષીણ થઈ ગયો છું એનો ખ્યાલ આવે છે...હું બીજાને ચાહીને મને ચાહું છું કહીને પછી મને જ ચાહવા લાગ્યો, પછી વળી એમાં લોભ હોવાનું લાગ્યું એટલે આત્મવિલોપનનો ટુકડો આવ્યો, પણ એ પ્રપંચ જ હતો–જાતને જીવાડવાનો જ...પંચધાતુની મૂર્તિ વધારે ટકે છે, એને કાટ ચઢતો નથી, એ સાચું, પણ તમામ ધાતુ એકરસ થઈ જઈને તેની એકરૂપ અને એક ચમકની સળંગ મૂર્તિ બનવી ઘટે એવો આગ્રહ રહ્યો નહીં. તાંબૂ ખૂટ્યું ત્યાં પીત્તળ, અને પીત્તળ ખૂટ્યું ત્યાં વળી બીજી કોઈ ધાતુનો વિકલ્પ વિચાર્યો...ઘર બાંધવા કઠણ પદાર્થ જોઈએ...પોચા પદાર્થની ભીંત ન ચણાય...પોચા પદાર્થને પણ પકવી કઠણ કરી શકાય ને ન કરી શકાય ત્યાં સુધી ખુલ્લું આકાશ વધારે ભલું છે, એટલા જ્ઞાન સુધી ટાઢ તડકો વરસાદ વેઠવાનો પુરુષાર્થ નહીં

એટલે માટીના થર પર પથરાનો થર ને પથરાના થર પર ઈંટનો થર અને ઈંટના થર પર છાપરું ગોઠવવાની ઘટમાળ પૂરી કરવાની ત્રેવડમાં. વિકાસના તબક્કા વિક્રમે પહોંચ્યા પણ એક પછી એના, કાચા માંસ પછી અનાજે પહોંચવાને બદલે પાકાં ફળ પછી કાચું માંસ ને તે પછી કાચું અનાજ ને તેની પછી પકવેલું માંસ અને એમાં ફળનો રસ ઉમેરવા જેવું આવ્યું હોય...

અકબંધ લાગતા સળંગે પોતાની અંદર જ સંબંધના ટુકડે ટુકડા કરી નાખ્યા છે...વૈકલ્પિક બુદ્ધિએ અને યુક્તિએ કુદરત દીધા માણસને બદલે કરામતે જીવાડેલો ને ખોટી રીતે મારી નાખેલો માણસ બનાવી દીધો...સહેદે અવસાન પામવાના કેટલા બધા સફળ પ્રયોગો કરાવ્યા વૈકલ્પિક બુદ્ધિએ ! આકાશમાં હરિયાળાં મેદાનો, પથ્થરિયા મુલકો, રેતીનો સાગર અને ખારા પાણીનો સાગર-એવું ક્યાં છે ? બધે ભૂરું આકાશ છે. એવી વિભિન્નતા તો ધરતી પર છે. પણ મારા પગ લીલા અને માથું સૂકું, પગ લોખંડના ને હાથ મીણના, હૃદય કૂણું અને મગજ કઠોર એવું તે કેમ હોઈ શકે ! હું અંગોના સુગ્રથનથી શરીર બનું છું ખરો, પણ સ્પંદશક્તિ તો પ્રત્યેક અંગની સમાન હોય–એવું વૈકલ્પિક બુદ્ધિએ અને ખંડ ખંડના વિજ્ઞાને રહેવા દીધું નથી......સમયે કશું માગ્યું નથી, કશો પડકાર કર્યો નથી..... મારા સિવાય કશું માગું નહીં ને મારા સિવાય કશું આપી શકું નહીં એવો કોઈ ટેક જ નહીં, અને મેં વિકલ્પો માગ્યા ને વિકલ્પો આપ્યા–સમયે તો માણસની ઇચ્છા ક-દા-ચ કરી હશે પણ મેં માણસ, ગૃહસ્થ ભગત, વેપારી, શૂરવીર, લોભી, કીમિયાગર અને છેવટે ભૂતપ્રેતમાં શ્રદ્ધા રાખે એવો વિચિત્ર વૈજ્ઞાનિક આપવાનું કર્યું... ગેસ ભરેલા ફુગ્ગાને મોઢે વાંસળી બાંધીને તેમાં હવા હડસેલતો રહ્યો કે શું......હવે અટકી પડેલા હૃદયને મારા જ મોઢાના શ્વાસથી ફરી ચાલુ કરી શકું તો ઠીક..... પંપનો કે ધમણનો વિકલ્પ ન સૂઝે તો સારું..... □

## ગીત □ પ્રકાશ ભટ્ટ

ભીનીછમ ભીનીછમ ભીનીછમ સાવ
કાલ ફૂટશે સવાર મારે આંગણે,
આઈ ફૂટશે સવાર મારે આંગણે.

દર્પણની જેમ મારા ઘરમાં ટાંગેલ આભ
ગુલમ્હોરી ડાળ બની ઝૂલશે.
ભીંત્યો કૈં સામસામી તાળી દેશે, ને
મોર ચીતરેલા આમતેમ ઊડશે.

લીલાછમ લીલાછમ લીલાછમ પ્હાડ
લ્હેરે તોરણની જેમ મારા બારણે,
કાલ ફૂટશે સવાર મારે આંગણે.

તડકો ફૂટે તો તૂટે ધુમ્મસ ગુલાબી
પછી ઠેર ઠેર ઊડે ગુલાલ,
ઝાકળના દર્પણમાં નીરખી નીરખી
ને હું ય મ્હેકું જેમ મ્હેકે ગુલાબ.

કલરવતી કલરવતી ચકલી જેમ કલરવતી
છાતી તો સાવ વિના કારણે,
કાલ ફૂટશે સવાર મારે આંગણે.

## આશા □ અ.

ગયાં નદીનાં નીર, તો યે ઊભાં તીર,
પૂર અષાઢી આવશે, કંઈ ઘૂઘવશે ગંભીર.

## ફળિયે □ અજિત ઠાકોર

સાંજની ભૂખર નિશ્ચલ આંખોમાં પડશે પડછાયાં
સબોસબ વીંઝાશે તરવાર ઘડીભર ફળિયે
ફળિયે પીળચટાં પરણો તડકાનાં ખરશે...
ઠેસે ચડશે...
ફળિયે અજવાયેલા અંધકાર શી સંભવનાઓ
શૂન્યમના ઘરમાં સંચરશે...
ફળિયે ભીંતોના અપલક પડછાયા
નિર્જન ચહેરે ટોળે વળશે...
ફળિયે ફુમ્ ફુમ્વરણો સુનકાર ગોખેથી ખરશે...
ખરતો રહેશે...

ઉંબરા દૂ...ર દૂ...ર સૂસવશે
ફળિયું ઝીણી આંખે જોયા કરશે
ઝૂમણાં ઝાંખા ફાનસ જેવું ઘર
ઘરમાં હરશે.....ફરશે.....

## ગીત □ સતીશ વ્યાસ

મને વખથી ભરેલ ડામ આપો,
ઝળહળપનો ભાર : મને લીલો દુકાળ
મને ભડભડતાં કોઈ ચામ આપો!

સૂરજને છાતીમાં બાળીને આજ મારે બાળવાં છે ભવનાં વખ,
જંગલ બધાંય આજ એવાં પીવાં કે ઊગે અંગોથી સાવજની ત્રાડ:

રૂઠ્યા સાંવરિયાના આપો સંતાપ,
મને તાતો અંધાર એક આપો...

ફૂલભરી આંગળીનો ખપ્પ રે નહીં, મારાં રૂંવાંમાં થોરિયાઓ શારો,
બથ્થભરી કોઈ મને એવું તો ભીડજો કે તૂટે આ હાડકાંનો ભારો;

સમડીની ચાંચ જરા બેસજો રે દાંત,
મને લોહીભર્યાં પાન કોઈ આપો...

## ક્યાં સુધી ! □ મનહર ચરાડવા

કારણનાં રણ રણ ક્યાં સુધી !
સવારની વાર વાર ક્યાં સુધી !
આહીં હવા ભીની ભીની ચૂક્યા કરે,
ચિતારનો તાર તાર ક્યાં સુધી !

તરબોળ બની બની ભીંજ્યા કર્યું :
વાદળનાં દળ દળ ક્યાં સુધી !
ચીપળોય મળે મળે પાદરમાં,
પાછળનાં છળ છળ ક્યાં સુધી !

ઓમેરથી કેવું કેવું ડૂબવાનું !
કાજળનાં જળ જળ ક્યાં સુધી !
નગરિયું ચણી ચણી તાણી જતાં,
નૂપુરનાં પૂર પૂર ક્યાં સુધી !

ઉંબરાઓ હવે હવે ઉડાઉડ,
અંધારની ધાર ધાર ક્યાં સુધી !

•

## તે પહેલાં □ હેલ્પર ક્રિસ્ટી

સમયના ઠઠ્ઠાચિત્રમાંનો હાથી
મને કચડી નાખે તે પહેલાં,
ઉજાગરાનું હાડપીંજર
ઓખું ઓખું ભયાવહ હસે તે પહેલાં,
સાંજના આકાશમાં તણાયેલી
મારી મરણચીસ મેં સાંભળી.
પહેલાં યે કેટલી ય વાર સાંભળી હતી.
મને પુનર્જન્મમાં રસ છે, કે
પુનર્મરણમાં ? કે.....

•

## મને તો દુનિયા ◻ મકરન્દ દવે

મને તો દુનિયા હજી એની એ રમત લાગે,
આ હીંચું ખૂબ ગમે, ને ન કારગત લાગે.

હજુ ય ચાલવું ગમે છે ખીસું ખખડાવી,
રહી જે આની બે આની ય તે બચત લાગે.

તમે ખરા છો, ખરેખર ખરા છો, માનું છું,
અમારો જીવ અમોને ય કમબખત લાગે.

ખુશાલીને આ થયું છે શું કે હિસાબ કરી,
નતીજો ખોટનો કાઢે ને ખેરિયત લાગે.

હજાર મૂરતિ દેખું હજાર ખૂણેથી,
અને કમાલ છે, કોઈ ન બદસૂરત લાગે.

તમારા સમ, તમે તો ખૂબ ગમો છો અમને,
એ જુદી વાત, તમારું કહ્યું ગલત લાગે.

પરાઈ વાતમાં એવી લઉં છું દિલચસ્પી,
કે મારા દિલને એ મારી જ મામલત લાગે.

અમારી પાસ તો અભરે ભર્યાં છે ભંડારો,
તમે શું માંગ્યું ? હા, એની જરા અછત લાગે.

ઉમેદવાર નથી જીતતા અમે તો પણ,
અમારી જીત થવાની જ,-શું શરત લાગે ?

## વખત લાગે ◻ રતિલાલ 'અનિલ'

જીવી જવાની હવે વાત પણ રમત લાગે,
સમજની વાત સમજતાં ઘણો વખત લાગે !

સમયનું બીજુ રહે દેખવામાં ઓગળતું,
અને અંગદ-ચરણથી યે વધુ સખત લાગે !

## ઘર □ શ્યામ સાધુ

એકાંત સંગે ફરી આથડ્યું ઘર,
ખંડેર જેવું જુઓ થૈ પડ્યું ઘર.

ધુમ્મસ સમી યાદ ઘેરાઈ જાતાં,
સૂરજવિહોણું થઈને નડ્યું ઘર.

ભીંતે સતત મૌન લીંપાયા કરતું,
ભીની ક્ષણોની ય સામે પડ્યું ઘર.

શેરી મહોલ્લા અને ગામ આખું,
કરતાં ફરે વાત, કેવું રડ્યું ઘર.

આવ્યાં તમે એવો આભાસ થાતાં,
આભે અચાનક જાણું અડ્યું ઘર.

## એક પીંછું □ રતિલાલ 'અનિલ'

હું પુકારે પુકારે નીકળતો રહ્યો,
મૂક થૈને મને પાછો મળતો રહ્યો.

પ્રાણ એવો હતો કે નીકળતો રહ્યો,
શ્વાસ એવો હતો કે એ મળતો રહ્યો.

જીવ દાઝી ગયો કંઈ લીલી આગમાં,
સાવ વેરાને જૈને એ ફળતો રહ્યો.

ટેકરીએ ચરણ લૈ ગયાં કોઈવાર,
હું ઢળેલી નજર થૈને ઢળતો રહ્યો.

ચન્દ્ર-સૂરજને તો કાંઈ પણ ના થયું,
હું જ ઠરતો રહ્યો ને પીગળતો રહ્યો.

જંગલે તો હતાં પક્ષીઓ કેટલાં,
એક પીંછું લઈને હું વળતો રહ્યો.

## પતંગિયાં □ ઉશનસ્

ઘાસની પત્તીઓને
પતંગિયાં આવ્યાં હતાં,
અને
પતંગિયાં ઉપર ઈન્દ્રધનુ ઊતર્યાં હતાં અઢળક
એવી હતી એ તીક્ષ્ણ કુમાશ ક્ષણ
— ને બરાબર એ ક્ષણે જ
ઘાસ વઢાઈ ગયું મૂળસોતું:
— ને પતંગિયાં ને ઈન્દ્રધનુ ફરી પાછાં
ડૂંખડાળાં વિનાનાં બેઘર
બિચારાં ક્યાંય...બેપત્ર!
હે પ્રિય!
આજે તારો પત્ર
સૂંઘું તો
પેલા વઢાયેલા ઘાસની જ આવે પીમળ આબેહૂબ!
ને તેમાં તારા અક્ષર
હે પ્રિય!
પેલાં કૂણાં કૂણાં ઈન્દ્રધનુનાં પતંગિયાં જ ઉડાઉડ.
અને લૂમઝૂમ!
સૌને મળી ગયું છે પોતપોતાનું ઘર વળી પાછું.
છેલ્લે તારા દસ્તખત
હે પ્રિય!
આ જો તો ખરી
જો ત્યાં પેલું પતંગિયું કોઈ
પાંખ બિછાવી નિરાંતે ઊંઘે છે
જન્મોના ઉજાગરા પછી જાણે...

## અમે ▢ અમૃત ઘાયલ

પીધાં છે સૂર્યસ્નાન અને સોમપાન પણ,
માણી છે ખૂબ મોજ દુઃખો દરમિયાન પણ;
ફરતી નહોતી માત્ર હવાઓ જ દેખભાળ,
નહેનાતમાં રહેતાં હતાં આસમાન પણ.

- ગઝલ -

કાયર પરંપરાનો ન તો છે પ્રયોગનો,
આવ્યો નહીં મિજાજ સમજમાં આ રોગનો.
હું વાટ જોતો બેસી રહ્યો રાતભર, અને
દરવાજો ઊઘડ્યો નહીં જોગાનજોગનો.
આંસુ વિષાદનાં, ન તો આવે છે યાદનાં,
ખૂટી ગયો છે જાણે ખજાનો વિયોગનો.
સમજાવી રોગદોગને દીધી વિદાય, પણ
આ વ્હેમ નીકળ્યો જ નહીં રોગદોગનો.
અવસર મઝાનો સળગી અને ખાક થૈ ગયો,
બેઠો હું કાટમાળ બિછાવી સુયોગનો.
જો અડધી કાઠીએ જ હવે સહુ ધ્વજો રહ્યાં,
કહેવાય ના કે ક્યારે પવન વાય સોગનો.
ઘાયલ, કહો શરણને અધીરાં બને નહીં,
નખ્તો હજી તો થાય છે તૈયાર ભોગનો.

# ઢોલિયે ▫ કિસન સોસા

જંપી ગયો ગુલાલ ત્યાં ફાગણને ઢોલિયે,
પડખાં ઘસી રહ્યાં મને શ્રાવણને ઢોલિયે.

ઝરમરને વીંઝણે ઊડે વનરાઈઓના કેશ,
છતથી ખરે છે રેત, અમે રણને ઢોલિયે.

હંસીઓ હારબંધ ઊભી સૂર્ય પોંખતી,
પરભાતિયાં જગાડતાં આંગણને ઢોલિયે.

મુગતીઓ ભીંજવી નદી ઘુમરાય રાસડે,
આઠમની રાત રણઝણે કંકણને ઢોલિયે.

ચોવટ રમે ચોપાટ એની ભીડ ચોતરે,
રમઝટ મચાવતા દૂહા ચારણને ઢોલિયે.

ફળિયે નિરાંત ઘોરતી ત્યાં 'શાંતિ પર્વ'ની,
અમને નહીં નિરાંત, અમે મણને ઢોલિયે.

ભાવે ન ઢેબરાં કશું ક્યાંયે ગમે નહીં,
વલખે અજંપ જાગરણ ભવરણને ઢોલિયે.

છે એમ આયખું હવે સ્થિતિની બાથમાં,
જાણે કે જાનકી રૂએ રાવણને ઢોલિયે.

ચોધાર આંસુએ ટપકતી શ્રાવણી ગઈ,
ફૂલવન્તી રણઝણી નહીં નવઘણને ઢોલિયે.

# શ્રીયુત્ વાસેક

□ ઇગ્નેત હેરમાન

□ અનુ. શિરીષ પંચાલ

△

વાસેક
પણ
આવી
રીતે
જ
મરી
ગયેલો

△

પવિત્ર પાણીથી જાણે છળી મરીને ભાગતા ભાગતા શેતાને જ ધક્કો માર્યો હોય એવી રીતે હોરાલેકના મકાનની બારી એકાએક ખૂલી ગઈ. હોરાલેક એક સારો બાંધણીગર હતો. એ વિસ્તારમાં જ નહીં પણ આખા પ્રેગમાં એના જેવો કોઈ કારીગર નહોતો. કદાચ આખા બોહેમિયામાં એમના જેવો બાંધણીગર શોધ્યો ન જડે.

અરે, કોને ખબર છે એના જેવો બાંધણીગર જગતમાં ય છે કે કેમ! એવું એક પણ પુસ્તક ન મળે જેની એકાદ નકલ પણ એણે બાંધી ન હોય. એણે જોઈ ન હોય એવી એક પણ બાંધણી ન હતી; અને બાંધણીની કોઇ ખૂબી એવી ન હતી જે તે જાણતો ન હોય.

△
△ △
△ △ △
△ △ ▷ △

તેણે બારી ધડાક કરતીકને ખોલી નાખી અને કડી વાસી અને નીચે શેરીમાં ડોકિયું કરી શકાય એવી રીતે તે બારીમાંથી ઝૂક્યો. હજુ વહેલી સવાર હતી એટલે નીચે કોઈ ન હતું. આમતેમ ક્યાંક એકાદ બારી ખુલ્લી હતી. શેરીના નાકે પાટેક દુકાન ખોલતો હતો, એ ખૂબ જ ભલો અને પ્રમાણિક મોચી હતો, પાડોશી પણ; પ્રેગની લશ્કરી ટુકડીઓનો એ સભ્ય પણ હતો.

'કેમ છો, પાટેક!' હોરાલેકના અવાજમાં હજુ ઊંઘ હતી.

'મજામાં તમે?' પાટેકે બૂમ પાડી અને ઉમેર્યું : 'પુસ'

'હેં ? ફ્રુસ ?' આશ્ચર્ય પામતાં હોરાલેકે પૂછયું.

'ફ્રુસ–આજે દિવસ ખુશનૂમા રહેવાનો. હું જ્યારે 'ફ્રુસ' કરું ત્યારે એનો અર્થ દિવસ ખુશનુમા રહેવાનો છે એમ સમજવાનું.' પાટેકે જવાબ આપ્યો.

હોરાલેકે પાટક સામે તાકયા કર્યું અને પછી કહ્યું : 'હં અ, દરેકને કોઈ ને કોઈ આદત હોય છે. વાસેક પણ એમ જ કહેતા હતા. એ હમેશાં કહે : 'ગ્રુસ' એનો અર્થ હવામાન ખરાબ છે એવો થાય.'

'વાસેક ? એ કોણ ?' પાટેકે સલકારીને પૂછયું.

હોરાલેકે જમણો હાથ લંબાવ્યો, પાંચે આંગળાં પહોળાં કર્યાં, મો થોડું પહોળું કર્યું, આંખો ઝીણી કરી : 'વાસેક ? તમે એમને નથી ઓળખતા.' છેવટે કહ્યું.

'એમ.' જાણે કે બધું સમજાઈ ગયું હોય એમ પાટેકે જવાબ વાળ્યો. ભીંતમાંના હુક સાથે શટર ભરાવી દીધા જેથી પવનને કારણે અથડાય નહિ. પછી તે દુકાનમાં અને હોરાલેક અંદર જતો રહ્યો.

હોરાલેક બારી આગળથી પાછો ફર્યો એટલે તેની પત્ની રસોડામાંથી નાસ્તો લઈ આવી. ટેબલ પર ચાર કપ તેણે મૂકયા, તાજા પાણીનો જગ લેવા રસોડામાં પાછી ગઈ, અને પછી ટેબલ આગળ બેઠી, તેની બાજુમાં હોરાલેક બેઠો અને સીટી વગાડવા લાગ્યો. વર્કશોપનું બારણું ઊઘડ્યું અને ઝભ્ભાને હાથ લૂછતો લૂછતો જોસેફ દેખાયો. એની પાછળ પાછળ નાકા–શિખાઉ કામદાર–પણ આવ્યો. માલિક–માલિકણથી થોડે દૂર તેઓ બેઠા અને પછી તરત કપ ખાલી કરીને ઊભા થઈ ગયા. એ વરવહુ થોડીવાર બેસી રહ્યાં, ઘરવાળી રસોડામાં રકાબીઓ લઈ ગઈ અને હોરાલેક કામકાજમાં ગંભીરતાથી પરોવાયો.

હોરાલેકનો આ રોજિંદો ક્રમ હતો. વહેલી સવારે તે જાગી જતો અને જો ઉનાળો હોય તો બારીઓ તરત ખોલી નાખતો; શિયાળો હોય તો તાજી હવા મેળવવા માટે બારી સહેજ ઉઘાડતો. તાજી હવાથી

હોરાલેકને બહુ શક્તિ મળતી. પછી તે આખો દિવસ બંને કારીગર સાથે ખૂબ મહેનત કરતો. બપોરે બારથી બે સુધીનો સમય તેના ભોજનનો, ભોજન લઈને તે વાંચતો. હોરાલેક વાંચનથી પણ ખૂબ શક્તિ મેળવતો, હોરાલેકની પત્નીએ જ્યારે ફરિયાદ કરી કે તમે જેટલી ચોપડીઓ બાંધો છો એના કરતાં વધારે વાંચો છો, ત્યારે જવાબ મળ્યો : 'જે વાંચે નહીં તેને વાસેક મૂરખ ગણે છે.' અને વાસેકે જે કહ્યું તે હોરાલેકને માટે તો બ્રહ્માવાક્ય. જોગાનુજોગ વાસેકે જેની પ્રશંસા કરી હોય તેનાથી હોરાલેક દોરવાય પણ ખરો. હોરાલેક જે વાસેકની વારંવાર વાતો કરતો હતો તેને કારણે તેની પત્નીને ખૂબ માઠું લાગતું. એના મત સાથે કદી હોરાલેક સંમત થાય જ નહીં, કારણ કે તે તો પોતાના સિદ્ધાન્તોને જડપણે વળગી રહે, જો એની સામે તેની પત્ની કંઈક કહેવા જાય તો તે એમ જ કહે : 'વાસેકે આમ જ કરેલું–વાસેક આમ જ કહેતા.' અને જ્યાં વાસેકનું નામ આવે એટલે કોઈ દલીલ કરી જ ન શકાય. દરેક ચૂપ થઈ જાય. શ્રીમતી હોરાલેક વાસેકના પરિચયમાં આવી ન હતી, એને કદી જોયો ન હતો કે એની સાથે વાત પણ કરી ન હતી. પણ મનમાં હજારો ગાળો વરસાવી હતી, કારણ કે આખી દુનિયામાં બીજા બધા કરતાં વાસેકનું મહત્ત્વ તેના વરને ખુબ હતું.

આવું તે એકલી માનતી ન હતી. હોરાલેકની સાથે જેને પાનું પડે તે દરેક વ્યક્તિ આમ જ માનતી હતી. શ્રીમતી હોરાલેકોવા કરતાં જોસેફ વાસેકને વધારે ભાંડતો હતો.

ઘણી વાર હોરાલેકે જોસેફના હાથમાંથી એકાદ તૈયાર પુસ્તક લઈને સંભળાવ્યું હતું : 'જોસેફ, સાંભળ. આવી ભંગાર બાંધણી હજુ મેં જોઈ નથી. વાસેક પાસે ઢગલાબંધ ચોપડીઓ છે પણ આવી બાંધણીવાળી તો એકે નથી. હવે ધ્યાન રાખજે.'

એક દિવસ તેના શેઠની ગેરહાજરીમાં જોસેફે કદી જોઈ ન હોય એવી ચોપડી બાંધવા લીધી. શેઠ આવ્યા કે તરત જ તેણે આ વાત કહી : 'શેઠ, આપણે આવી ચોપડી આ પહેલાં તો બાંધી જ નથી.'

પણ શેઠે તો ઊંચું જોયું, ચશ્માની દાંડીમાંથી ચોપડી જોઈ અને બેદરકારીથી કહ્યું : 'આ ? વાસેક માટે આ ચોપડી બહુ પહેલાં બાંધી દીધેલી. લીલા રંગનું પૂઠું વાપરેલું.'

સવારથી સાંજ સુધી વાસેકની વાતો ચાલ્યા કરતી. કોઈ એવો ટુચકો ન મળે જે વાસેકે ભૂતકાળમાં કહી દીધો ન હોય. કોઈ એવી ઘટના આખા જગતમાં બની નહીં હોય જેની વાત વાસેકે કહી ન હોય અથવા વાસેકના જીવનમાં એ ઘટના બની ગઈ ન હોય, અથવા વાસેકે એના વિશે સાંભળ્યું ન હોય. કોઈ ચોરી, લૂંટ કે ખૂન થાય તો તરત જ હોરાલેક કહી દેવાનો કે વાસેકે પણ આવી જ ઘટના કહેલી ખરી, આખરે દરેક ઘટનાનું પુનરાવર્તન થયા જ કરવાનું એટલે એનું ઝાઝું મહત્ત્વ નહીં. જો આકાશમાં ધૂમકેતુ દેખાય તો વાસેકે વીસેક વર્ષ પહેલાં એના કરતાં પણ મોટો ધૂમકેતુ જોયો જ ન હોય, આમ ચાલ્યા જ કરતું.

એક વખત કોઈના પીઠામાં એના પાડોશીઓએ તેને કહ્યું : 'ગઈ કાલે તમારે અહીં આવવા જેવું હતું. કોકાંડા શું પત્તામાં જીત્યો છે ! અમે માંડ માંડ બેઠા અને એટલામાં તો ત્રણ વખત એ જીતી ગયો.'

બીઅરનો એક ઘૂંટડો હોરાલેકે પીધો, સ્વસ્થતાથી જોયું અને પછી કહ્યું : 'હંઅ, એક વખત હું વાસેક સાથે રમતો હતો, એણે છ બાજી એકસામટી જીતી લીધી. પણ એવું એક જ વખત બનેલું, પડોશીઓ તો મોં વકાસીને જોઈ જ રહ્યા, એક શબ્દ બોલી ન શક્યા'. હોરાલેકે ચુંગીમાંથી ધુમાડો કાઢનાંકને લોકો સામે ખૂબ જ સ્વસ્થતાથી તાક્યા કર્યું, હજુ તે તો વધારામાં જાણે કહેવા માગતો હતો. 'એ માણસ બહુ હોંશિયાર, ભાઈ !'

વાસેક હોરાલેકને માટે તો હુકમનો એક્કો જ હતો. દરેક પ્રસંગે તે વાસેકને ધરી દેતો, બીજા બધાના એક્કા ઉપર વાસેકની તો જીત જ થતી, એટલે છેવટે હોરાલેકના ઓળખીતાઓમાં વાસેકનું નામ જીભે રમવા લાગ્યું.

'તમને આ વાત ક્યાંથી મળી ?' કોઈ પૂછે પણ ખરું.

'વાસેક આમ કહેલું.'

'કોણ વાસેક ?'

'હોરાલેક જેની વાત કરે છે તે.'

પછી તો હોરાલેકે પોતાની પત્નીને જીવવું ભારે થઇ પડે એવી સ્થિતિમાં મૂકી દીધી. વાત આમ બનેલી. એક રવિવારે બંને સાથે ભોજન લેતાં હતાં, હોરાલેક સૂપ પીતાં પીતાં છાપાના છેલ્લા સમાચાર વાંચતો હતો, ભોજન વખતે આડીઅવળી વાતો કરવાને બદલે આમ છાપાં વાંચ્યા કરે એને કારણે વર્ષોથી હોરાલકોવા મનમાં કચવાટ અનુભવતી હતી. એને રાજકારણમાં રસ નહોતો. એના વરની આદતને એ ભુલાવી ન શકી. 'વાસેક પણ ભોજન લેતા લેતા વાંચતા હતા અને નેવું વર્ષના થયા ત્યાં સુધી વાંચ્યું, તબિયત પણ સારી રહેલી. અને ચાલને તું જ કહે-બપોરે ન વાંચું તો ક્યારે વાંચું ?' એક વખત આવી દલીલો કરી, વાચન આરોગ્ય માટે પણ લાભદાયી છે એમ ઠસાવ્યું ત્યાર પછી તેની પત્નીએ એની સાથે આ અંગે લમણાઝીંક કરવાની છોડી દીધી.

પણ આજે હોરાલકોવાને વાત કહેવાની ચળ ઉપડેલી. ટેબલ પર બધું ગોઠવી દીધું અને પછી બેસતાં વેંત તે બોલી: 'પેલો સ્ટેન્ડેરા, એની તો આવી જ બની!' આટલું કહીને એનો વર સાંભળે છે કે નહીં એ ત્રાંસી આંખે તેણે જોયું. પણ એ તો કંઈ બોલ્યો જ નહીં. પછી તે બોલી: 'આવા દિવસોમાં બધા પૈસા જતા કરવા પડે એ કેટલું ખરાબ !'

હોરાલેકે ટેબલ પર છાપું મૂકી દીધું. પછી ભવાં ચડાવીને પૂછ્યું, 'શું થયું ?'

'શું થયું ? લો, પૈસા આપવાનું પરિણામ ચાખે હવે.' ઉકળીને બોલી.

'કોની વાત છે?' હોરાલેકે નાક ઊંચું કરીને પૂછ્યું.

'મેં કહ્યું તો ખરું, સ્ટેન્ડેશની વાત કરું છું. પેલા દારૂડિયા, માંદલા ટ્રનેચેકને એણે બસો નોટો ગણી આપી, કશું લખાવી લીધું નહિ, હવે બેલીફ ટ્રનેચેકને ઘેરી વળ્યા છે અને સ્ટેન્ડેશ આમથી તેમ ફાંફળો ફાંફળો થઈને ફરે છે.'

'બસ આટલી જ વાત! હું સમજ્યો બહુ ભારે ઊથલપાથલ થઈ હશે!' હોરાલેકે તુચ્છકારતા કહ્યું.

હોરાલ્કોવા તો ચિડાઇ ગઇ: 'બસ આટલી જ વાત! દાનેશ્વરી, તમે પોતે આ સંજોગોમાં મૂકાયા હોત તો!'

હોરાલેકે છાપું ફેંકી દીધું: 'બસ ચિબાવલી! હું પણ આ સંજોગોમાં મૂકાયેલો છું. મેં તો વાસેકને ત્રણસો નોટો ગણી આપેલી, હજુ રકમ પાછી નથી મળી અને એક શબ્દ પણ હું અત્યાર સુધી બોલ્યો નથી.' તિરસ્કારપૂર્વક તે બબડી ઊઠ્યો.

હોરાલ્કોવાના હાથની ચમચી એવી ને એવી અદ્ધર રહી ગઈ. મોંમાંનો કોળિયો ગળી ગઈ, મોં ઉઘાડ્યું અને બબડી: 'તમે...ત્રણસો નોટો ગણી આપી? ક્યારે?'

હોરાલેકે ફરી છાપું હાથમાં લીધું અને ટ્રંકમાં પતાવી દીધું. 'એ? બહુ વખત થયો.'

'બહુ વખત થયો? તમારી પાસે લખાણમાં કશું છે?' તે બરાડી ઊઠી.

'લખાણમાં? હું શું શાહુકાર છું?' પત્ની સામે તાકીને તેણે પૂછ્યું.

'કોણ છે આ વાસેક? શું કરે છે?' એકશ્વાસે હોરાલ્કોવાએ પૂછી નાખ્યું.

'હં. તું એને ન ઓળખે,' આ જિદ્દી સ્ત્રીને જાણે ટાળવા માગતો હોય એવી રીતે હોરાલેકે જવાબ આપ્યો. પણ વાત આટલેથી પતે એવી ન હતી. અત્યાર સુધી વાસેકે શું કર્યું અને શું કહ્યું એની

પરવા હૅારાલ્ડોવાએ કરી ન હતી. એના વિશે પૂછપરછ કરવાની, એ ક્યાં રહે છે એ જાણવાની જિજ્ઞાસા પણ તેણે બતાવી ન હતી, પણ જે ઉછીની રકમ એના વરે આપી એનામાં તો તેનો પણ હિસ્સો હતો, અને એનો વર ભલે પૈસા ઉડાડી દઈ ને ભિખારી બનવા માગતો હોય, એ પોતે એવી રીતે પૈસા ગુમાવવા તૈયાર ન હતી. એટલે એણે તો દલીલ ચાલુ રાખી.

'વાસેક ક્યાં રહે છે એ જરા કહો તો ખરા ? હું એની પાસે જઈને પૈસાની યાદ અપાવું. બોલોને, જવાબ આપો.' અકળાઈને તે બોલવા માંડી.

સ્ટેન્ડેરાએ બસોની રકમ આપીને અત્યારે હોરાલેકને કફોડી પરિસ્થિતિમાં મૂકી આપ્યો, પણ હવે થાય શું, એની વહુ જલદીથી રિઝે એવી પણ ન હતી.

'હોરાલેક, ચાલો ચાલો જવાબ આપો. એ ક્યાં રહે છે, મારે એને મળવું છે.' હોરાલેકે કશો ઉત્તર આપ્યો નહીં એટલે એની પત્તર તેણે રગડવા માંડી.

'કરડી નજરે પત્ની સામે જોયું અને સાવધાની રાખીને તે બોલ્યો : 'વાસેક ? એ તો કબ્રસ્તાનમાં છે !'

'એટલે એ મરી ગયેલો છે. આપણી લેણી રકમ ચૂકવ્યા વિના જ. અને તમે અત્યાર સુધી મૂગા મરી રહ્યા...તમે વસિયતનામું પણ જોયું નહીં. એના વારસદારો સામે કેસ પણ ન માંડ્યો, અરે કઠોર ! મારી કેવી દુર્દશા કરી મૂકી ! આ દાનેશ્વરી ત્રણસોની રકમ લુંટાવી દે અને અહીં મારે પાઈ પાઈ માટે દુઃખ વેઠવાનું !' હોરાલ્ડોવા તો બરાડી ઊઠી.

'અરે ભગવાન ! ભોજન લેતા પતિની સામે આમ તડૂકી ઊઠતા પહેલાં પત્નીએ દસ વખત વિચારવું જોઈએ! મેં રકમ આપી તે નથી આપી ઓછું થવાનું છે,! પાછી કેવી રીતે લેવી એ મારે જોવાનું છે. સમજી !' હોરાલેકે પણ બૂમ પાડીને ટેબલ પર હાથ પછાડ્યા.

પછી તે કામે લાગ્યો અને ચિડાયેલા ચહેરે તેણે જ છાપું વાંચ્યા કર્યું. હોરાલ્કોવા થોડી વાર રડી પછી છેવટે ઊભી થઇ, ગુસ્સામાં આંખો લૂછી અને જૂના ટેબલનું ખાતું ઉઘાડયું. એક જૂની ડાયરી કાઢી અને એ દિવસના પાના પર લખ્યું : 'આજે મારા પતિએ મને કહ્યું કે વાસેક પાસે આપણા ૩૦૦ લેણા નીકળે છે. વાસેક જીવતા હતા ત્યારે એ રકમ આપેલી. તેણે આ વાત યાદ રાખવી જ જોઈએ.'

જૂનાં કાગળિયાં, ડૂચા, દોરા પાછળ તેણે ડાયરી છૂપાવી દીધી અને પોતાને કામે વળગી. ત્રણ દિવસ સુધી તે બોલી નહિ એટલે હોરાલેકને શાતા વળી.

તેની પત્નીના મૌનથી કદી પણ હોરાલેકને ચિંતા થયેલી નહિ. અબોલાં તૂટયાં ત્યારે પરિસ્થિતિ વધારે કફોડી થઈ. વારંવાર એ રકમ એમની વાતોનો વિષય બનવા લાગી. અઠવાડિયું માંડ વીતે ન વીતે એટલે હોરાલ્કોવા એ રકમની વાત ગમે તે રીતે વચ્ચે લઈ આવે, વાસેકનું ઠેકાણું પૂછે. હોરાલેકને ચિડાવું પડતું, તે ટેબલ પછાડે, બારણું પછાડે, એ એટલો તો અકળાઇ ગયેલો કે વાસેકનું નામ પણ ભાગ્યે જ દેતો, પત્નીની હાજરીમાં તો નહિ જ. પણ તેની પત્ની તો જેને એણે પાસે જોયો નથી, ઓળખતી નથી અને છતાં જેને એના પતિએ એવી મોટી રકમ ઉછીની આપી દીધી એટલે વારંવાર એને ભાંડતી.

હોરાલેકના જીવનમાં હજુ એક ઘટના રાહ જોતી હતી. નવા વરસની સાંજે તેને પુષ્કળ ઠંડી ચઢી અને તે જ દિવસે તે પથારીવશ થઇ ગયો. દિવસે દિવસે તેની તબિયત લથડતી ચાલી અને લાંબા સમય સુધી ડોકટરને બોલાવ્યો નહિ એટલે પછી તો ડોકટરને પણ હાથ ધોઇ નાખવા પડે એટલી હદે તેની તબિયત ખરાબ થઇ ગઈ. હોરાલેકને પોતાના મૃત્યુના ભણકારા વાગવા માંડ્યા ડોકટરે હોરાલેકની પત્નીને પરિસ્થિતિની જાણ કરી અને એને કારણે તે વધારે દુ:ખી થઇ. પણ એ દુ:ખ જ્યારે ઓછું થયું ત્યારે પથારીવશ પતિ પાસે ગઈ, અને તેને

સમજાવવાનો પ્રયત્ન કર્યો : 'હોરાલેક, જરા અક્કલથી વર્તો. જો તમને કશું થાય તો... (હોરાલ્કોવા ધ્રુસકે ધ્રુસકે રડવા માંડી) હું એકલી પડી જવાની અને હું કેવી રીતે સાવ એકલી આ સંસાર નભાવીશ. તમે મને આ વાસેકની વાત નથી કરી એટલે તમારો આત્મા તમને ડંખશે નહીં ? હજુ પણ સમય છે. એ રકમ હું કેવી રીતે પાછી કઢાવું ?'

તેણે ઝાંખી આંખે પત્ની સામે જોયું, નિઃશ્વાસ નાખ્યો અને દીવાલ સામે તે તાકી રહ્યો. કશો ઉત્તર ન આપ્યો.

'અરે વ્હાલા, કંઈક તો સમજો. મારા પર દયા કરીને ય બોલો.'

પણ એની કંઈ અસર ન થઈ, હોરાલેકે કશો ઉત્તર જ ન આપ્યો. ફરી થોડા નિષ્ફળ પ્રયત્નો તેણે કર્યા, જ્યારે હોરાલેકની તબિયત વધારે બગડી ત્યારે વળી પાછી તે ડૉક્ટર પાસે ગઈ. તેણે ડૉક્ટરને ઉછીની રકમની બધી વાત કરી અને સમજાવ્યું કે આટલી વાત જો મરનાર પાસેથી કઢાવી શકાય તો સારું. પણ ડૉક્ટરના પ્રયત્નો ય નિષ્ફળ નીવડ્યા અને હોરાલ્કોવા સાવ ભાંગી પડી.

છેવટે મૃત્યુ વધુ નજીક આવતું ગયું, બહુ પ્રયત્ને એ રકમનો વિચાર તેણે થાળે પાડ્યો. હોરાલેક ઘડી બે ઘડીનો મહેમાન હવે હતો. ડૉક્ટરે આવીને તેની સામે જોયું અને પત્નીને પાદરીને બોલાવવા કહ્યું. હોરાલ્કોવાના મનમાં છેક છેલ્લી આશા ઝબકી ઊઠી. કદાચ ડૉક્ટરને અને પોતાને ન કહે પણ આવા માનનીય પાદરીને તો એ કહે પણ. એ પાદરીને મળવા ગઈ. પાછા આવતી વખતે પાદરીને આ વાત કરી અને આજીજી કરી કે છેલ્લી કેફિયત વખતે આ ત્રણસોની રકમની વાત પણ કઢાવે. હોરાલ્કોવાની ગણતરી ખોટી ન હતી. હોરાલેકને પાદરીમાં પૂરેપૂરો વિશ્વાસ હતો.

- જ્યારે હોરાલેકે પાપપુણ્ય કબૂલ્યાં અને છેવટની મુક્તિ મેળવી લીધી ત્યારે પાદરીએ એની નજીક જઈને હળવેથી પૂછ્યું 'સારું', હોરાલેક, હવે તમે જે ત્રણસોની રકમ વાસેકને આપેલી એનું શું છે ?'

હોરાલેક પાદરી સામે જોઈ જ રહ્યો, મોં પહોળું કર્યું અને તે બબડયો. 'મેં કોઈને કશું પણ આપ્યું નથી.'

'હોરાલેક સાચું બોલો તમે જ તમારી પત્નીને આ રકમની વાત કરેલી. આ વાસેક કોણ હતો ?'

હોરાલેક ઊભા થવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો. માંદા માણસનું માથું ઓશીકા પર ઢળી પડ્યું અને તે હારી ગયો. 'હું વાસેકને ઓળખતો જ નથી.'

'પણ હોરાલેક, તમે તો એની વાતો પુષ્કળ કરતા હતા.' પાદરીએ સમજાવવાનો પ્રયત્ન કર્યો.

બહુ પ્રયત્ને હોરાલેકે જવાબ આપ્યો : 'એ વાત સાચી છે. પણ હું એને ઓળખતો જ નથી.' એ પાદરી શાંતિથી સાંભળ્યે ગયો. 'મેં એને કદી જોયો નથી; મેં કદી એની સાથે વાત સુદ્ધાં કરી નથી.' હોરાલેકે ખૂબ જહેમતથી ઉત્તર આપ્યો.

પાદરીએ આશ્ચર્યચકિત થઈને પૂછ્યું : 'તો પછી તમે એની આટલી બધી વાતો શા માટે કરી ! શા માટે વારંવાર એનો ઉલ્લેખ કરતા હતા ?'

'એ...તો...માત્ર મારી આદતને કારણે.' હોરાલેકે ખૂબ જ ક્ષીણ અવાજે કહ્યું. પાદરીને હવે સમજ પડવા માંડી છતાં છેલ્લી વખત પૂછ્યું : 'શું તમે સાવ સાચું કહો છો ?' હોરાલેકે તરત તો જવાબ ન આપ્યો, પણ પછીથી જરા વધુ સ્વસ્થતાથી તેણે જવાબ વાળ્યો. જાણે એનાથી એને રાહત થતી ન હોય : 'મારું જીવન જેટલું સાચું છે, મારું મૃત્યુ જેટલું સાચું છે એટલું જ સાચું આ પણ છે.' હોરાલેક ચૂપ થઈ ગયો, તેણે આંખો મીંચી દીધી, ઊંડે ઊંડેથી લાંબા લાંબા શ્વાસ તે ભરવા માંડયો. ધીરેથી પાદરી ઊભો થયો અને આતુરતાથી રાહ જોઈ રહેલી હોરાલ્કોવાને મળવા દિવાનખાનામાં ગયો

'બોલો, શા સમાચાર છે? એણે કબૂલ કર્યું ખરું? આતુરતાથી તેણે પૂછ્યું. નંખાઇ ગયેલી એ સ્ત્રીની સામે પાદરીએ ગ્લાનિથી જોયું, ડૉકટરની સામે પણ જોયું અને ધીમા અવાજે મરતા માણસે કહેલી વાત પૂરેપૂરી કહી સંભળાવી. હોરાલ્કોવાએ હાથ મસળ્યા, ફરી તેની આંખો છલકાઈ ગઈ: 'અરે ભગવાન, આ દુર્ભાગ્યની પળોમાં છેક છેલ્લી મૂંડી પણ ઝૂંટવાઇ ગઈ.'

ડૉકટર મરનારનું નિવેદન સમજી શકયો અને હોરાલેકના વાસેકનો પણ તેને ખ્યાલ આવી ગયો. તેણે હોરાલ્કોવાનો હાથ પકડયો અને આશ્વાસન આપતા સમજાવવાનો પ્રયત્ન કર્યો. 'બેન, ધીરજ રાખો. તમે માત્ર તમારી આશાઓ ગુમાવી છે, તમે પેસા ગુમાવ્યા નથી. આ વાસેકની હયાતી તો માત્ર તમારા પતિના ચિત્તમાં જ હતી...સમજાય છે?'

હોરાલ્કોવાએ પોતાની આંખો વસ્ત્રના છેડાથી લૂછી નાખી અને બાઘાઇથી ડૉકટર સામે જોયા કર્યું, જે વ્યક્તિની હયાતી જ ન હોય એના વિશે કેવી રીતે વાત કરી શકાય તેની તેને સમજ જ ન પડી. પછી શયનખંડમાંથી આછેરી હેડકીનો અવાજ આવ્યો. ડૉકટર માંદા માણસની પાસે દોડી ગયો. પણ તરત જ તેણે હોરાલ્કોવા અને પાદરીને અંદર આવવા ડોકું ધુણાવ્યું અને મરનારની પત્નીને શાંતિથી અને આદરથી વર્તવા સમજાવી, હોરાલેક સામે ડૉકટર એક પળ તાકી રહ્યો. પાદરી પાસે જઇને તેના કાનમાં બબડયો: 'આટલી શાંતિથી, સ્વસ્થતાથી મરતાં મેં કોઈને જોયો નથી.'

એટલે હોરાલેક મહાપરાણે આંખો ભૂરા અને ઝાંખા વાતાવરણ પરથી ઊંચી કરી. તેના ફીકા અને સૂકા હોઠ ધ્રૂજ્યા.

ડૉકટર તેના ઉપર ઝૂકયો અને છેવટે હોરાલેક બબડયો: 'હા, મેં એવું જોયેલું. વાસેક પણ આવી જ રીતે મરી ગયેલા.'

એટલા બોલવાની સાથે બીજી વખત તેને હેડકી આવી અને તે મરી ગયો. એની સાથે એનાં સપનાનો વાસેક પણ અદ્રશ્ય થઇ ગયો. □

# હજાર સારસો

□ યાસુનારી કાવાબાતા

□ અનુ. સૌ. ઉષા જોષી

જ્યારે કીકુજી ત્યાં જઈ પહોંચ્યો ત્યારે પેલી બે છોકરીઓ નવાં મોજાં પહેરતી હતી.

△

કીકુજીને કશુંક હિમ જેવું જાણે સ્પર્શી ગયું

△

એણે એમની પાછળથી જોયું. મુખ્ય ખંડ ખાસ્સો મોટો હતો. એમાં એકી સાથે સાત સાદડી બિછાવી શકાય એમ હતું.

આમ છતાં મહેમાનો ઘૂંટણ વાળીને અડોઅડ બેઠાં હતાં. ત્યાં માત્ર ઉજળાં રંગના કિમોનો પહેરેલી સ્ત્રીઓ જ સ્ત્રીઓ દેખાતી હતી.

ચિકાકોએ એને તરત જ જોયો. જાણે નવાઈ પામી હોય તેમ એ ઊભી થઈને એનું સ્વાગત કરવા ગઈ.

'આવ્યો ? સારું થયું. કંઈ નહીં. આ બાજુથી આવને, ચાલશે.' એણે ખૂણા તરફનું સરકાવી શકાય એવું બારણું ચીંધ્યું.

△

△ △

△ △ △

કીકુજી શરમથી રાતોચોળ થઈ ગયો, બધી સ્ત્રીઓની આંખ એના પર મંડાઈ હોય એવું એને લાગ્યું.

'માત્ર સ્ત્રીઓ માટે એવું છે કે શું ?'

'આ પહેલાં એક સજ્જન આવ્યા હતા પણ ચાલ્યા ગયા. હવે તો તું જ તેજનું ટપકું.'

'પણ એટલું બધું ઊજળું નહીં.'

'ઊજળું કેમ નહીં ? તારામાં બધી જ પાત્રતા છે. એક રાતું ટપકું.'

કીકુજીએ હાથ હલાવીને સૂચવ્યું કે બધાંની નજરે ન ચઢે એવા બારણામાંથી દાખલ થવાનું એને ગમશે.

પેલી જુવાન છોકરી ઉતારી નાંખેલાં જૂનાં મોજાં બલ્લાકા પંક્તિના ભરતવાળા રૂમાલમાં લપેટતી હતી. કીકુજીને રસ્તો કરી આપવા એ સહેજ બાજુએ સરી ગઈ.

પરસાળમાં મિઠાઈનાં પડીકાંઓનો ઢગલો હતો. ચિકાકોએ આણેલા ચહા માટેનાં વાસણો હતાં. અને મહેમાનોનાં પોટકાંઓ હતાં. દૂરના ખૂણામાં એક નોકરડી કશુંક ધોતી હતી.

ત્યાં ચિકાકો અંદર પ્રવેશી.

'બોલ, કેવી લાગી તને? બહુ સરસ છોકરી છે નહીં!'

'કોણ? પેલી સારસોના ભરતથી ભરેલા રૂમાલવાળી છોકરી!'

'રૂમાલ? રૂમાલની વાત તો હું શું જાણું? પેલી રૂપાળી છોકરી પણે ઊભી હતી તે. એ ઇનામુરા કુટુમ્બની છે.'

કીકુજીએ સહેજ માથું હલાવીને 'હા' જેવું કહ્યું.

'રૂમાલ, તારી નજરે ખરું ચઢે છે ને!'

'માણસ કેટલું સાવધ રહી શકે! મને તો એમ કે તમે બન્ને સાથે આવ્યાં. હું તો એથી ખૂબ રાજી થઈ હતી.'

'તમે શેની વાત કરો છો?'

'તમે બન્ને રસ્તે મળી ગયાં ખરું ને? એ તમારી બે વચ્ચેના સંબંધનો સંકેત છે અને તારા પિતા મિ. ઇનામુરાને ઓળખતા હતા.'

'એમ?'

'એ લોકોનો યોકોહામામાં રેસિલ્કનો વેપાર હતો. એને તો બિચારીને એની કશી ખબરેય નથી. તું તારે જરા નિરાંતે એને જોઈ લેજે ને!'

ચિકાકો કંઈ ધીમે અવાજે બોલતી નહોતી. વચમાંના કાગળના પડદામાંથી બીજી બાજુ બેઠેલી સ્ત્રીઓને આ બધું સંભળાઈ જાય તો! કીકુજીને એની બીક હતી. એકાએક ચિકાકો એનું મોઢું છેક કીકુજીની પાસે લઈ આવી.

'પણ વાત જરા ગોટાળાભરી છે.' એણે અવાજ ધીમો કરીને કહ્યું, 'મિસિસ ઓટા અહીં છે ને સાથે એની છોકરી પણ છે.' ચિકાકો કીકુજીના મોઢા પરના ભાવ જોઈ રહી. 'મેં એને નોતરું દીધું નહોતું. પણ આવો સમારંભ હોય ત્યારે આજુબાજુમાં રહેનારા આવી શકે એવી પ્રથા છે. એક દિવસ તો અમેરિકનો પણ આવી ચઢ્યા હતા. હું બહુ દિલગીર છું પણ એને વાતનો અણસાર મળી જાય પછી મારે શું કરવું? અલબત્ત એને તારી કે ઈનામુરાની છોકરીની કશી ખબર નથી.'

'મારી ને ઈનામુરાની છોકરીની? પણ હું...' કીકુજી એમ કહેવા જતો હતો કે એ કાંઈ ભવિષ્યની નવવધૂને જોવા માટે ખાસ અહીં આવ્યો નહોતો. પણ એ શબ્દો એને હોઠે આવ્યા નહીં. એને ગળે ખખરી બાઝી ગઈ.

'પણ મૂંઝવણ તો મિસિસ ઓટાને થવી જોઈએ. તમે તો કશું જ ખોટું થયું નથી એમ માનીને ચાલોને!'

ચિકાકોએ જે રીતે આખી વાત કાઢી નાખી તેથી કીકુજી બહુ કચવાયો.

એના પિતા સાથેનો ચિકાકોનો સંબંધ બહુ થોડા ગાળાનો હતો. આમ છતાં એના પિતા જીવ્યા ત્યાં સુધી ચિકાકો ઘરમાં કંઈક ને કંઈક કરતી રહેતી. જ્યારે ચાનો સમારંભ હોય ત્યારે, અને સામાન્ય નો આવવાના હોય ત્યારે એ રસોડામાં મદદે લાગતી.

કીકુજીની માને જાતિથી પર બની ગયેલી ચિકાકોની અદેખાઈ આવતી તે કીકુજીને હસવા જેવું લાગતું. એના પિતાએ ચિકાકોનું

સાખ્યું જોયું હતું એનો અણસાર એની માને મળી ચૂક્યો હતો. પણ તોફાન પસાર થઈ ચૂક્યું હતું. અને કદાચ ચિકાકો પણ એ વાત ભૂલી જઈ ને એની માની સહિયર બની ગઈ હતી.

વખત જતાં કીકુજી પણ એની જોડે હળવાશથી વર્તવા લાગ્યો. શિશુસહજ તોફાન કરીને એ એને સતાવતો. બાળપણમાં એને ગાટે જે રૂંધી નાંખે એવી જુગુપ્સા હતી તે ધીમે ધીમે વિલાઈ ગઈ હતી.

આમ જાતિથી પર થઈ ને એના ઘરનું કોઈ કાયમનું માણસ હોય એમ ચિકાકો રહેવા લાગી હતી તે જ કદાચ એને માટે યોગ્ય હતું.

કીકુજીના કુટુમ્બને આધાર તરીકે રાખીને એ યુવાન કન્યાઓને ચહાનો વિધિ શીખવીને જીવતી. એમાં એને સાધારણ સફળતા પણ મળી હતી.

એના પિતાના મરણ પછી એટલા એક ટૂંકા અને તરત પૂરા થયેલા પ્રસંગ બાદ ચિકાકોએ પોતાના સ્ત્રીત્વને દબાવી દીધું હતું તેથી કીકુજીને એને માટે અમુક પ્રકારની આછી સહાનુભૂતિ પણ થતી.

મિસિસ ઓટાને કારણે કીકુજીની માની ચિકાકો પ્રત્યેની શત્રુતા પણ કાબૂમાં આવી ગઈ હતી.

મિસ્ટર ઓટા કીકુજીના પિતાના ચહાસમારંભોના સાથી હતા. એમના મૃત્યુ પછી મિસ્ટર ઓટાના ચહાનાં ખાસ પાત્રો એમણે કાઢી નાખ્યાં હતાં. આ કારણે મિસ્ટર ઓટાની વિધવા જોડે એમને સંપર્કમાં આવવાનું થયું હતું.

ચિકાકોએ આ વિશે તરત જ કીકુજીની માને જાણ કરી હતી.

ચિકાકો આ બાબતમાં એની માને જ પક્ષે હતી. અને એ ઘણો પરિશ્રમ કરીને બધી માહિતી પૂરી પાડતી. એ એના પિતાનું પગેરું કાઢી લાવતી ને મિસિસ ઓટાને ધાકધમકી પણ બતાવતી—એની અત્યાર સુધીની દબાવી રાખેલી ઈર્ષ્યા હવે જાણે ભડકો થઈ ઊઠી હતી.

બધું મનમાં ને મનમાં રાખનારી કીકુજીની મા ચિકાકોની આવી બળીઝળી દખલગીરીથી ડઘાઈ જતી અને લોકો શું ધારશે એના ખ્યાલે ચિંતાતુર બની જતી.

કીકુજીની હાજરીમાં પણ ચિકાકો મિસિસ ઓટાને ઉતારી પાડતી અને એની મા જ્યારે અણગમાનાં ચિહ્ન બતાવતી ત્યારે કીકુજી આ બધું સાંભળે તેનો કશો વાંધો નથી તેમ કહેતી.

'આગલે વખતે હું એની જોડે લડી લેવા ગઈ હતી ત્યારે એની છોકરી બધું સાંભળતી હતી. બાજુના ઓરડામાં મેં એકાએક એનો સળવળાટ નહોતો સાંભળ્યો ?'

'એની છોકરી ?' કીકુજીની માએ ભવાં ચઢાવીને પૂછ્યું.

'હા, અને તે ય નાની નહીં. ખાસ્સી અગિયાર વરસની. એવું એની મા જ કહેતી હતી. મને તો એમ કે છુપાઈ ને આવી વાતો સાંભળવા બદલ એની મા એને ઠપકો આપશે. પણ એણે શું કર્યું તે જાણો છો ? એ તો ઊઠીને દીકરીને અન્દર તેડી લાવી. ને એને ખોળામાં બેસાડીને હાથ ફેરવવા લાગી. કદાચ એને ડૂસકાં ભરીને નાટક કરવા કોઈ સાગરીતની જરૂર હતી.

'પણ નાના બાળક સાથે આવું કરવાનું એ તમને જરા કરુણ નથી લાગતું ?'

'એથી જ તો એને ઠેકાણે લાવવા આપણે એની છોકરીનો ઉપયોગ કરવો જોઈએ. છોકરીને કશી ગતાગમ નથી. જોકે એની છોકરી છે રૂપાળી. સરસ ગોળમટોળ ચહેરો છે.' ચિકાકોએ કીકુજી સામે જોયું.

'કીકુજી એના બાપને આ વિશે વાત કરે તો ?'

'મહેરબાની કરીને ઝેર ઓકું ફેલાવશો નહીં.' કીકુજીની મા સુદ્ધાં રોષે ભરાઈને વિરોધ કરવા લાગી.

'તમે ઝેર ગળી જાઓ છો એથી જ તો આફત ઊભી થાય છે. જરા શક્તિ એકઠી કરો, બધું ઝેર થૂંકી નાખો. જુઓને તમે કેવા સુકાઈ ગયા છો. અને એ તો દહાડે દહાડે ખાસ્સી હૃષ્ટ પૃષ્ટ થતી જાય છે. પણ એનામાં કશુંક છે જે આપણને ખૂંચ્યા કરે છે—એ એમ માને છે કે જો એ દયામણી બનીને રડ્યા કરે તો બધા એની વાત સમજે. જે ઓરડામાં એ કીકુજીના બાપને મળતી તે જ ઓરડામાં એના વરનો ફોટો પણ પ્રદર્શન માટે મૂક્યો છે. તમને મિતાનીએ આ વિશે કશું કહ્યું જ નથી એની મને નવાઈ લાગે છે.'

અને કીકુજીના પિતાના મરણ પછી આ મિસિસ ઓટા ચિકાકોના ચહાસમારંભમાં આવી એટલું જ નહીં, પોતાની દીકરીને પણ સાથે તેડતી આવી.

કીકુજીને કશુંક હિમ જેવું ઠંડુ જાણે સ્પર્શી ગયું.

ચિકાકોએ કહ્યું હતું કે એણે મિસિસ ઓટાને આજે નોતરું દીધું નહોતું છતાં આ જરા અચરજ થાય એવું હતું: એના પિતાના મરણ પછી આ બન્ને સ્ત્રીઓ એકબીજાને મળતી રહેતી હતી. કદાચ મિસિસ ઓટાની દીકરી પણ ચિકાકો પાસે ચહાનો વિધિ શીખતી હશે.

'જો તને ઠીક નહીં લાગતું હોય તો હું એને વદાય કરી દઉં.' આમ કહીને ચિકાકોએ કીકુજીની આંખમાં જોયું.

'એની સાથે મારે કશી લેવાદેવા નથી. અલબત્ત એમને જવું હોય તો...'

'એવું બધું જો એ વિચારતી હોત તો એણે તારા મા ને બાપ પર આટલું બધું વીતાડયું ના હોત.'

'એની દીકરી પણ એની સાથે છે?' કીકુજીએ એને કદી જોઈ નહોતી.

મિસિસ ઓટાની હાજરીમાં પેલી સારસોના ભરતવાળા રૂમાલવાળી છોકરીને મળવાનું એને ઠીક ન લાગ્યું. એમાં યે તે મિસિસ ઓટાની છોકરીને અહીં મળવાના ખ્યાલે એને ઘણો અણગમો થયો.

પણ ચિકાકોનો અવાજ જાણે એના કાને નહોર ભરવા લાગ્યો. એની શિરાઓને તોડવા લાગ્યો. 'હું અહિંયાં છું એની તો એને જાણ થશે જ. હવે હું કંઈ ભાગી જઈ શકું નહીં.' એ ઊભો થયો.

ખૂણ માંના બારણા પાસે થઈને એ અંદર ગયો અને ઓરડીને આગલે છેડે એણે બેઠક લીધી.

ચિકાકો તરત જ એની પાછળ પાછળ આવી. 'આ છે મિસ્ટર મિતાની. સદ્‌ગત મિસ્ટર મિતાનીના પુત્ર.' એણે બહુ ઔપચારિક રીતે પરિચય કરાવ્યો,

કીકુજીએ ઝૂકીને અભિવાદન કર્યું અને નજર ઊંચી કરતાં મિસિસ ઓટાની દીકરી એને બરાબર દેખાઈ. શરૂઆતમાં ઊજળા કિમોનો પહેરેલી છોકરીઓથી એ એવો તો ડઘાઇ ગયો હતો કે એમાંની કઈ કોણ તેની એને કશી ખબર જ નહોતી પડી. હવે એણે જોયું તો મિસિસ ઓટા એની બરાબર સામે જ બેઠેલી હતી.

કીકુજીને માટે આ ખરેખર વિચિત્ર પરિસ્થિતિ હતી. મિસિસ ઓટાની રીતભાતમાં એને સહેજે દુશ્મનાવટનો અણસાર વર્તાતો નહોતો. ઉલટાની એ તો ઉષ્માભરી કોમળ અને આ અણધાર્યા મેળાપથી આનંદિત થયેલી લાગી. આખા સમારંભમાં એનું સ્થાન કયાં હતું એનું એને સહેજે ભાન નહોતું. એમ જ કહેવું રહ્યું.

એની છોકરી માથું નમાવીને સહેજ અક્કડ બનીને બેઠી હતી.

મિસિસ ઓટાનું એના તરફ ધ્યાન જતાં એ પણ હસી. એ હજી કીકુજીને જ જોઈ રહી હતી. કેમ જાણે એની પાસે બેસી જઈને એને કશુંક કહેવા ન માગતી હોય.

'ત્યારે તું પણ ચહાનો વિધિ શીખે છે એમ ?'

'ના રે, એની મને તો કશી ગતાગમ નથી.'

'ખરેખર ! પણ એ તો તારા લોહીમાં જ છે.' એ લાગણીવિવશ થઈ ગઈ હોય એવું લાગ્યું. એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

કીકુજીએ એના પિતાના અંત્યેષ્ટિ સંસ્કાર પછી એને જોઈ નહોતી. ચાર વર્ષોમાં એ ભાગ્યે બદલાઈ હતી.

એની ગૌરવ ગ્રીવા પહેલાંના જેવી જ સહેજ લાંબી હતી અને એના ભરાવદાર ખભાનો એ પાતળી ડોક સાથે કંઈ અજબ મેળ ખાતો હતો. એની વયના પ્રમાણમાં એ યુવાન લાગતી હતી. એની મ્હોંફાડ અને નાક નાનાં હતાં એની આંખોના પ્રમાણમાં એનું નાનું નાક બહુ સુડોળ અને આકર્ષક હતું. એ જ્યારે બોલતી ત્યારે એનો નીચલો હોઠ સ્હેજ આગળ આવતો. કેમ જાણે એ રિસાઈ ને મ્હોં નહીં ચઢવતી હોય !

દીકરીને પણ લાંબી ડોક અને ભરાવદાર ખભાં વારસામાં મળ્યાં હતાં. એની મ્હોંફાડ મોટી હતી અને એના હોઠ સખત બીડેલા રહેતા. દીકરીના હોઠ આગળ માના નાના નાજુક હોઠ કંઈક રમૂજી લાગતા. દીકરીની આંખો માની આંખો કરતાં કંઈક વધારે કાળી હતી. એમાં વિષાદની છાયા હતી.

ચિકાકોએ સળિયાથી અંગારા પરની રાખ ખંખેરી. 'મિસ ઈના-મોરા, તું મિસ્ટર મિતાની માટે ચહા બનાવ. તારો હજી સુધી વારો નથી આવ્યો ખરું ને ?'

સારસના ભરતના રૂમાલવાળી છોકરી ઊભી થઈ.

આમ છતાં એકવાર મિસિસ ઓટા ને એની છોકરીને જોયા પછી કીકુજીએ છોકરીને જોવાનું ટાળ્યું હતું.

ચિકાકો એ છોકરીને એ બરાબર ધ્યાનથી જુએ એટલા માટે જ આમ કરી રહી હતી.

સગડી પાસે જઈને બેઠા પછી એણે ચિકાકો તરફ વળીને પૂછ્યું, 'કયું પાત્ર વાપરું ?'

'જોતા દે જોઉં ? *ઓરિબે ચાલશે.' ચિકાકોએ જવાબ વાળ્યો. 'એ મિસ્ટર મિતાગીના પિતાનું છે. એમને એ બહુ ગમતું, એમણે જ મને આપ્યું હતું.'

એ છોકરીની આગળ ચિકાકોએ મૂકેલું ચહાનું પાત્ર કીકુજીને યાદ આવ્યું. એ એના પિતાનું જ હતું અને મિસિસ ઓટા પાસેથી એના પિતાને મળ્યું હતું.

આજના ચહાસમારંભમાં એના મૃત પતિએ શોખથી સંઘરી રાખેલું અને એમની પાસેથી કીકુજીના પિતા પાસે થઈ ચિકાકોના હાથમાં ગયેલા એ પાત્રને જોઈને મિસિસ ઓટાને શું થયું હશે.

ચિકાકોની આ બાધાઈ જોઈને કીકુજીને અચરજ થયું.

પણ મિસિસ ઓટામાં પણ આવી જ બાધાઈ દેખાતી હતી એવું માન્યા વગર છૂટકો જ નહોતો.

પ્રૌઢ વયની આ બે સ્ત્રીઓના કૂપભર્યા ઇતિહાસ પડછે એને માટે ચહા બનાવતી ઇનમુરા કન્યા એને સુંદર લાગી. (ક્રમશઃ)

* સોળમી સદીનું સેતો પાત્ર.

## ૧૯૭૩ના વર્ષે નવાંમાં પ્રકાશનો


| | | |
|---|---|---|
| મિતવા | (નવલકથા) | હરિસિંહ દોડિયા |
| બીલેશ્વર | (નવલકથા) | જી. જોશી |
| એના આવવાથી | (નવલકથા) | શાંતિલાલ મેરાઈ |
| અર્વાચીના | | સરોજ પાઠક |
| અભિનિવેશ | (વાર્તાસંગ્રહ) | જ્યોતિષ જાની |
| એક + શૂન્ય = ૦ | (વાર્તાસંગ્રહ) | જશવંત મહેતા |
| કોલાહલ | (વાર્તાસંગ્રહ) | અભેસિંહ પરમાર |
| બે ચોકલેટ | (વાર્તાસંગ્રહ) | સ્નેહસેતુ |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત-૧**

તમારો કોઈ પુત્ર કે પુત્રી

શું

# એસ. એસ. સી. માં ભણે છે ?

તો

## સ્ટડી સેન્ટર, સૂરતની

એસ. એસ. સી. ના વિદ્યાર્થીઓને ચોક્કસ

પાસ થવાની ગેરંટી આપતી

# બાવીસ સકસેસ બુકો

અપાવો

મૂલ્ય : પ્રત્યેકનો એક રૂપિયો

દરેક બુકસેલરો વેચે છે



સ્ટડી સેન્ટર

લીમડીકૂઈ, ગોપીપરા,

સૂરત-૨.

*With Best Compliments*

*From*

# M/S SURAT MOTORS

*Dealers For Premier President cars;*

*Premier trucks / Premier Safari*

Sahra gate,
Ring Road,
Surat-1.

Telegram : 'Sumoto'
Telephone : 26845



# અનુક્રમ : મે ૧૯૭૩

# આનેજ સત્ય કહેવાય! □ પ્લેટો

□ અનુ. વિજય શાસ્ત્રી

[ સોક્રેટીસના બાહ્યાન્તર વ્યક્તિત્વની છબી આલેખતી પ્લેટોની 'એપોલોજી' નામક કૃતિના સોળમા ખંડમાંથી પ્રસ્તુત ગદ્યખણ્ડ લેવામાં આવ્યો છે. જેમાં સોક્રેટીસ પોતાનો બચાવ કરતાં મૅલેટસને જવાબો આપે છે. દેખીતી રીતે આ જવાબ મૅલેટસને અપાતો હોવા છતાં વાસ્તવમાં તો 'જાહેરમતની વિરુદ્ધ થઈ મોત શા માટે વહોરી લો છો?' એવો પ્રશ્ન પૂછનાર સોક્રેટીસના એક 'મિત્રવિરોધી' ને અપાયો છે. મૃત્યુનો ભય શા માટે તેને પોતાના સત્યાનુસરણમાંથી વિચલિત કરી શકે એમ નથી તેની શહીદવાણી અહીં સાંભળવા મળે છે, તેથી તેમાં તર્કપ્રપંચનો અભાવ હશે પણ એક શહીદની આત્મશ્રદ્ધાના તણખા પ્રગટ થાય છે. ]

□

મિત્રો, મૅલેટસે કરેલા આક્ષેપોના બચાવમાં જે કંઈ કહેવા યોગ્ય હતું તે મેં કહી દીધું છે તેથી વધુ ચર્ચાચૂંથણાં બિનજરૂરી છે, પણ તેમ છતાં હું કહીશ કે જો મને મોતની સજા થાય તો તેને માટે મૅલેટસ કે ઍનેટસ નહીં પણ મેં બનાવેલા મારા કટ્ટા શત્રુઓ જવાબદાર બની રહેશે. એટલું જ નહીં પણ આ નિંદાખોર જગતની ઈર્ષ્યા પણ કારણભૂત બનશે. ઇતિહાસ પર નજર નાખશો તો જણાશે કે આ ઈર્ષ્યા અને નિંદા માત્ર મારા જ નહિ, મારી આગળ પણ ઘણા શુદ્ધ માણસોનાં મોતનું કારણ બની હતી અને મારા પછી પણ ઘણાને માટે કારણ બનશે. એમની હરોળમાં જો હું કદાચ છેલ્લો જ નીવડું તોય તેની ફિકર નથી.

કોઈ કદાચ પૂછશે કે "સોક્રેટીસ, તમને અ-કાલ મોતના કાંઠે આણી દેનાર તમારા જીવનના પ્રવાહ અંગે તમને શરમની લાગણી

નથી થતી?" તેનો જવાબ હું બરાબર આપી શકું છું કે 'મિત્ર, ત્યાં જ તમે ભૂલો છો. જે માણસ કોઈ પણ પ્રકારના સત્તને માટે જ નિર્માયો હોય તેને જીવવા-મરવાની ગણતરીઓ કરવી પાલવે એમ જ નથી. એણે તો માત્ર એટલો જ વિચાર કરવાનો હોય છે કે પોતે જે કોઈ કાર્ય કરે છે તે સાચું છે કે જૂઠું. પોતે સાચા માણસની જેમ વર્તે છે કે દંભી માણસની જેમ. તમારી સૂફિયાણી માન્યતા મુજબ તો ટ્રૉયના યુદ્ધમાં મોતને વરેલા બધાય શૂરવીરો નકામા ઠરે અને (તમે જાણો છો કે) થૅટીસના પુત્ર ઍકિલિસે પણ કલંકિત જીવન કરતાં મૃત્યુને પસંદ કર્યું હતું. પોતાના મિત્ર/સાથી પૅટ્રોકલસના મૃત્યુનો બદલો લેવા હૅક્ટરનો વધ કરવા જ્યારે એ તૈયાર થયો ત્યારે તેની દૈવી માતાએ તેને કહ્યું કે જો તે તેના મિત્રનું વેર વાળવા હૅક્ટરને મારશે તો તરત જ તેનું પોતાનું પણ મૃત્યુ થશે. બીજા શબ્દોમાં કહીએ તો "દૈવ" તેણીએ કહ્યું, "હૅક્ટરની પછી તને ભરખવા તૈયાર ઊભું છે." આ ચેતવણી છતાં તે મૃત્યુભયઅનાકુલ વીરને મૃત્યુ કરતાં કલંકસભર જીવનનો ડર વધુ લાગ્યો, મિત્રના મોતનું વેર ન લેવાનો ડર વધુ લાગ્યો. "મને મૃત્યુ જ પામવા દો" તેણે કહ્યું, "અહીં ઊંચાં તૂતકવાળાં જહાજો અને ટીકાભરપૂર હારચોની વચ્ચે પૃથ્વી પર ભારરૂપ બની જીવ્યા કરવા કરતાં મિત્રના મોતનો બદલો જ લેવા દો."

શું ઍકીલસે મૃત્યુ કે ભયનો વિચાર સરખો યે કર્યો? માનવી જે સ્થાન પર નિયુક્ત થયો હોય, સ્વેચ્છાએ કે ઉપરીના આદેશથી, તેણે સંકટની પળોમાં પણ તે જ સ્થાન પર અડગ રહેવું જોઈએ. ચારિત્ર્યહાનિ સિવાય મૃત્યુ કે બીજા કશાનો વિચાર સરખો યે તેણે કરવો જોઈએ નહીં.

અને આને જ, હે ઍથેન્સનિવાસીઓ, 'સત્ય' કહેવાય છે. □

# કાવ્યગોષ્ઠિ

□ સુરેશ હ. જોષી

□

△

એ
ઉધ્વસ્ત
સ્વર્ગની
શોધ
ન
કરવી
જોઈએ

△

કોઈ કવિએ કહ્યું છે : 'ના, તમારાં એ ગામડાંમાં પાછા જશો નહીં, એ ઉધ્વસ્ત સ્વર્ગની ભાળ કાઢવા જશો નહીં.' વ્યારા જતાં કોઈક વાર બસ વાલોડ થઈને જાય છે ત્યારે મારી આંખો એ ઉધ્વસ્ત સ્વર્ગને શોધે છે. વાલોડમાં મારો જન્મ થયેલો, પછી મારા ફુવાજી પોસ્ટમાસ્તર હતા ત્યારે થોડો વખત રહેવાનું થયેલું. પણ જ્યારે મારી બહેનને ત્યાં પરણાવી ત્યારે મેં એ વાલોડ જોયું તો લાગ્યું કે, હું તો હવે ઈતર-જન બની ચૂક્યો છું. વાલોડના થાણાની સામે પ્રભાતફેરી કાઢીને દેશભક્તિનાં ગીત ગાયાં, દેશદ્રોહીને ફિટકારવા–આ બધાંનાં ઝાંખાં ચિત્રો આંખ સામેથી સરી જાય છે. ડાહ્યા આતુની એ દુકાન ત્યાં હવે નથી. એ મારું મોસાળનું ઘર પડી ચૂક્યું છે. માધ્યમિક શાળાના એ પીળા રંગે રંગેલા મકાનમાં શેતૂરનાં ઝાડ હતાં તે પણ હવે નથી. બાળપણમાં ત્યાંની પથરાળ નદી બિહામણી લાગતી. આજે એ એવી લાગતી નથી. આ બધું છતાં મને લાગે છે કે હું પોતે જ ત્યાં ખોવાઈ ગયો છું. બાલ્યાવસ્થામાં મોડી રાત સુધી ત્યાં ઘેરાતી આંખે સંગીતના જલસા સાંભળેલા, નાટકો પણ જોયેલાં, એક વાર ગાંધીજીને ખુલ્લી મોટરમાં બેસીને પસાર થઈ જતા જોયેલા. ફુવાજીના હાર્મોનિયમ પર 'કરણરાય રે ક્યાંય તું ગયો, નગર છોડીને શીદને વસ્યો'ના સૂર બેસાડવાના પ્રયત્નો કરેલા ત્યારે એ કૃષ્ણરાય વિશે ઘણું કુતૂહલ થયેલું. પછી સોનગઢના કિલ્લા પરથી દૂરથી ઝાંખતા બાગલાણના કિલ્લાને કોઈએ બતાવ્યો ત્યારે મારી

△
△△
△△△

શિશુવયની કલ્પનામાં કરણુરાયનાં અનેક ચિત્રો અંકાઈ ગયેલાં. આમ છતાં સ્મૃતિમાં સૌથી સજીવ તો છે કેટલાક સ્પર્શ, કેટલીક ગંધ. અહીં કોઈક વાર અમુક પ્રકારની ગંધનો અનુભવ થાય છે કે, તરત કેટલાંક ચિત્રો મનશ્ચક્ષુ સમક્ષ ઊપસી આવે છે, શરીરમાં એક સ્પન્દ થાય છે. પણ આજના સંદર્ભમાં એ બધું અનાહૂત આગન્તુકની જેમ ઊભું રહે છે.

બાળપણ એક સ્વર્ગ હતું માટે એને યાદ કરીને ઝૂરીએ છીએ એવું નથી. ત્યારે આપણી સંવેદના અક્ષત હતી, અકલુષિત હતી. વિભાવનાઓનાં બીબાં જ તૈયાર થયાં નહોતાં. વિચારની કવાયત શરૂ થઈ નહોતી. ત્યારે એ વિસ્મય આનન્દ અને રોમહર્ષણ થતાં તે અપૂર્વ હતાં. મોટા થયા પછી એ બધું તૈયાર કોષ્ટકોનાં ખાનાંમાં ગોઠવાતું ગયું. આપણે ઝૂરીએ છીએ તે સમયની આપણી ચિત્તસ્થિતિની પુનઃ પ્રાપ્તિ માટે.

એથી જ તો શહેરમાં બેઠો બેઠો ફ્રીઝમાં મૂકેલાં શેતૂર ખાઉં છું ત્યારે એ શેતૂરમાં સિંચાયેલો સૂર્યનો સ્વાદ આવતો નથી, એ શેતૂરમાં મારા ગામની એ નદીનો કલ્લોલ ભળી ગયેલો તે જીભ પર રવરવી ઊઠતો નથી. એની સાથે સ્વાદનું એક સ્વયંસંપૂર્ણ વિશ્વ રચાઈ જતું તે આજે શોધવા જતાં જડતું નથી. ત્યારે સાંભળેલા શબ્દોનો રણકાર પણ જુદો હતો, ત્યારે સ્પર્શ નિષેધની સીમામાં સરી નહોતો ગયો, આથી સ્પર્શના અનેક પોત માણવાનું શક્ય હતું. આથી જ પેલા કવિની વાત સાચી છે કે હવે બાળપણનાં એ ગામમાં પાછા જઈને એ ઉધ્વસ્ત સ્વર્ગની શોધ કરવી ન જોઈએ.

કબ્રસ્તાનની ચૂનો ધોળેલી, અર્ધી ભાંગી પડેલી કબરો પર લહેરાતી લીમડાની શાખાઓ ચાંદનીમાં જે ભાત આલેખી દેતી તે મારી બારી સામેના લીમડાને જોઉં છું ત્યારે યાદ આવે છે. નદી પર ઝૂકેલા ઉમરાના ઝાડની ડાળી પર બેસીને ઝૂલતા તે વૈશાખના પવનમાં ઝૂમતી વૃક્ષની શાખાઓ જોઈને યાદ આવે છે. ઢળતા અંધારે

ઉઝરડાયેલાં ધૂંટણો સંતાડતાં ઘરમાં બિલાડીપગલે ભરાઈ જતા તે યાદ આવે છે. પણ ક્યાં ગયા એ સમયના વાત્સલ્યપૂર્ણ સ્પર્શો, ચમકતી આંખો, રણકતાં હાસ્યો, ખળખળ વહેતા શબ્દો? હમણાં જ પિતાજીના અસ્થિ પધરાવીને નદીકાંઠે બેઠો હતો ત્યારે મનમાં થયું કે અગ્નિ અને જળ વચ્ચે મેં પિતાજીને સોંપી દીધા. અગ્નિ અને જળનો આ સંયોગ તે મરણ?



મને ટાઢી શીળી, ચીપીચીપીને બોલનારી, નાની નાની ચતુરાઈ બતાવનારી, ઠાવકી, મર્મમાં બોલનારી, વિદગ્ધ, વ્યંગની કારીગીરીવાળી કવિતા બહુ ગમતી નથી. એની વાર્નિશ કરેલી ભદ્રતાથી મારો આરણ્યક જીવ રૂંધાઈ જાય છે. આથી સ્પેઈનની કે ઈટાલીની કે દક્ષિણ અમેરિકાની કવિતા તરફ રુચિ વિશેષ. વાલેરી, રિલ્કે ઊંચી કોટિના કવિ ખરા. પણ રસમીમાંસામાં તો જે મનને વધારે રુચે તે અને જે રસદૃષ્ટિએ ઉચ્ચ તે વચ્ચે ભેદ રહેવાનો. ઓક્તાવિયો પાસની ઘણી કવિતા હું ફરી કેટલી યે વાર વાંચું છું. નેરુદામાં કોઈ વાર એકાએક પ્રચારનું રણશિંગડું બરાડી ઊઠતું સંભળાય છે. યેઝારે વાલેજો પણ કોઈ વાર એ પાટે ચઢી જતો લાગે છે. પણ ઓક્તાવિયો પાસમાં એમ ઠગાઈ જવાનો પ્રસંગ હજી આવ્યો નથી. એની પંક્તિની આજુબાજુ મારી બધી ઈન્દ્રિયો લાલસાતુર બનીને ટોળે વળે છે, ઓચ્છવ થઈ જાય છે.

હમણાં જ એમની, ઉપર ચર્ચા કરી તેવા ભાવને નિરુપતી, કવિતા વાંચી. નામ હતું 'Return.' ઘણે વર્ષે વતન પાછા ફરવાનો અનુભવ ઘણા કવિઓનો કાવ્યવિષય બન્યો છે. પણ આમાં તો કવિની સાથે ફરતાં ફરતાં આપણે પણ આપણા વતનમાં જે ખોયેલું તે બધું પામીને પાછા આવીએ છીએ. બસમાંથી ઊતર્યા. પાદરેથી ગામ તરફ વળ્યા ત્યાં અવાજો સંભળાવા લાગ્યા—સૂરજના પ્રસરેલા હાથ પર ઝિલાયેલા, લગભગ પ્રવાહી બની ગયેલા અવાજો. વળી ઘરની હાર,

વચ્ચે વચ્ચે વૃક્ષો, મુલાયમ રેશમી પોતવાળી ધૂળ, પ્રકાશ અને છાયા. એ અવાજમાં નીચું ધાલીને રંદો ફેરવતા સુથારના મુખમાંથી વાગતી સીટી–અરે પેલા થાણા પાસેના ચોકમાં સાથે ઊભેલા ત્રણ પીપળાઓ પણ સીટી વગાડતા હતા. આ અવાજોનો અદૃશ્ય પર્ણગુચ્છ ઘટા વિસ્તારે છે, ઊંચો વધે છે. ઘરનાં છાપરાં પર સમયને પહોળો પાથરીને સૂકવવા નાખ્યો છે. હું મારા ગામમાં આવી પહોંચ્યો છું. ચૈત્ર વૈશાખની બપોરવેળાએ ઘરમાં પુરાઈ રહેવું પડે ત્યારે બહારથી મિત્ર સીટી વગાડે, સંકેત ઓળખી લઈએ ને મોટેરાંની નજર ચૂકવીને ભાગી છૂટીએ. સીટીનો આ સંકેત હજી ભૂલાયો નથી.

આ ગામમાં તો આપણે વર્ષોથી ગયા નથી. પેલા ટપાલના રાતા ડબલામાં કાગળો પડ્યા પડ્યા સડે છે. ચૂનાથી ધોળેલી દીવાલની કિનાર પર સૂરજે બોગનવિલીઆને હાથની હથેળીથી દાબીને ચપ્પટ કરી નાખી છે. ધોળી દીવાલ પર એના જાંબુડી રંગના ડાઘ–ઉત્કટ વાસનાની લિપિબદ્ધ પંક્તિઓ! હું પાછો વળું છું, જેને છોડીને આવ્યો હતો તે તરફ, જેણે મને છોડી દીધો હતો તેની તરફ.

સ્મૃતિ–ઝળુંબી રહેલી કરાડોની ધાર, શૂન્ય પર ઝૂલતો ઝરૂખો. હું ચાલું છું અને સહેજેય વધતો નથી. હું નગરથી ઘેરાયેલો છું, શ્વાસ લેવા પૂરતી હવા નથી. મારું શરીર મને તરછોડી જાય છે. આ બપોર, પ્રકાશની ઉગામેલી મુઠ્ઠી, મારા લમણામાં એ વાગે છે, વાગ્યા જ કરે છે. મારી ઑફિસમાં ફસડાઈ પડું કે ફૂટપાથ પર ઢળી પડું, અન્ત આખરે ઇસ્પિતાલમાં. એવી રીતે મરવાની યાતના–એવા મરણ માટે કોણ વેઠે એટલી યાતના!

હું પાછું વળીને જોઉં છું: પેલો જે હમણાં જ મારી પાસે થઈને ગયો તે હવે માત્ર નર્યું ધુમ્મસ છે, દુઃસ્વપ્નો પલ્લવિત થઈ ઊઠે છે–આ સિનેમાથિયેટરના ઉદરમાં. ભૂમિના ઉદરમાં ગેસને દાટવાની કબર, વીજળી, ગટર, સ્વપ્નો, વાસનાઓ: સર્વનાશનો વનવિસ્તાર ભૂમિની નીચે ફાલે છે. રિઝર્વ બૅન્કવાળા કરોડો રૂપિયાની જૂની નોટો બાળી નાખે છે.

પક્ષાઘાતગ્રસ્ત સ્થાપત્યો, સપડાઈ ગયેલા વિસ્તારો, મ્યુનિસિપાલિટીના સડી રહેલા બાગ, નિર્જન ટુકડાઓ, સુરેખારના ઢગલાઓ, શહેરી ભટકેલ જીવની છાવણીઓ, ફેંકી દીધેલાં ડબલાં, કાંકરા, પ્લાસ્ટિક. સૅનેટરી નેપકીન, ઘાના સરિયામ રસ્તાઓ, જીવતા માંસની આંધળી ગલીઓ, સ્મશાનગૃહ જેવા દીવાનખાના, વેશ્યા-કુલક્ષણી રાત્રિના આધારસ્તંભ-કૉફિન મૂકેલી દુકાનની કાચની બારીઓ આગળ ઊભી ઊભી ઘરાકની રાહ જુએ છે. લોકોનો એક રેલો દારૂના પીઠા તરફ વળે છે.

મળસ્કે આ વિરાટકાય દર્પણનું ધૂંધળાપણું ઓગળવા માંડે છે. રડયાખડયા એકાદ બે શરાબી પોતાના ચહેરાને શી રીતે ઓગાળી નાખવા તેનું ચિન્તન કરતા હજી બેસી રહ્યા છે. ધૂળિયા ખૂણાઓમાં પવન પોતાની બડાશ મારે છે, પેપરનાં પાનાં ઊથલાવે છે, ગઈકાલના સમાચાર એકદમ દૂર જઈ પડે છે-ફાયરના ટુકડે ટુકડા થઈ જાય તેમ. ધર્મગ્રન્થોમાં તરાડ પડે છે, ભાષા છિન્નભિન્ન થઈને વેરાઈ જાય છે; ચિહ્નોનો ભાંગીને ભુક્કો થાય છે. કયાંય માનવીઓને ભેગા થઈને પ્રાર્થના કરવાનો ચોક રહ્યો નથી. સમયને ફરવાની ધરી ભાંગી ગઈ છે, વર્ષો વેરાઈને દૂર જઈ પડયાં છે. ક્ષિતિજો ટોળામાંથી છૂટી પડી ગઈ છે.

એ લોકોએ દરેક ઘરને બારણે નગરની છાપ આંકી દીધી છે, દરેકના કપાળમાં દ્રવ્યની મુદ્રાના ચિહ્નને ડામી દીધું છે. આપણે ચારેબાજુથી ઘેરાઈ ગયા છીએ.

મેં જ્યાંથી પ્રારમ્ભ કર્યો હતો ત્યાં હું પાછો વળ્યો છું. હું જીત્યો કે હાર્યો ? તમે પૂછો છો : સફળતા અને નિષ્ફળતા કયા નિયમને આધારે નક્કી થાય છે ? માછીમારનાં ગીતો નદીના સ્થિર કાંઠા પરથી ઊંચે તરતાં તરતાં આવે છે. પણ મારે કોઈ બૌદ્ધિકોના આશ્રમમાં સંન્યાસ લેવો નથી. □

## ગ્રીક કવિતા □ અનુ. કનુ જોષી

### પૌરાણિક કથાઓ પરથી ○ જ્યોર્જ સેફરીસ

ત્રણ વર્ષ
તત્પરતાથી દૂતની પ્રતિક્ષા કરી
ઝીણવટભરી શોધ કરી
પાઈનનાં વૃક્ષોમાં, કિનારા પર અને તારલાઓમાં
એક હળના પાના વડે કે વહાણના તળિયાથી
અમે બીજ શોધતા હતા
જે પુરાણું નાટક ફરી શરૂ કરી શકે.

ભાંગેલ હૈયે અમે પાછા ફર્યા
અમારાં અંગાંગો અશક્ત
અમારાં મોંઢાં પડી ગયેલાં
કાટ અને ખારા પાણીના સ્વાદથી.

અમે જાગ્યા...
અમે ઉત્તર તરફ પ્રયાણ કર્યું
અજાણ વ્યક્તિઓ ધુમ્મસમાં કૂદી પડી
હંસોની ડાઘવિહીન પાંખો દ્વારા–
જેણે અમને જખ્મી કર્યા.

શિયાળુ રાતોમાં, પૂર્વના તોફાની વાયરાએ
અમને ઉન્મત્ત બનાવી મૂક્યા,
ઉનાળે અમે વેદનામાં ખોવાઈ ગયા,
જેનો કદી અંત ન આવ્યો.

અમે લાવ્યા
રસ્ય કળા વડે કંડારેલ ઉપશમો.

## કોરીન્થના સૂર્યનું રસપાન કરતાં ▫ ઓડિસીયસ ઈલીટીસ

કોરીન્થના સૂર્યનું રસપાન કરતાં
આરસપહાણનાં ખંડિયેરોનું અધ્યયન કરતાં
દ્રાક્ષલતાની વાડીઓ ને સમુદ્રોની તે તરફ ફલાંગો ભરતાં

ભાલા ઉપરની
બલિદાન અર્થેની માછલીને દૂર સરકતી જોતાં
મેં જોયા પલ્લવો
કે જેને સૂર્યનું પવિત્ર ગીત યાદ કરે છે
જીવંત ભૂમિ જેનો આવેશ પ્રારંભમાં આનંદ માણે છે.

હું જળપાન કરું છું, ફળ કાપું છું
મારો હાથ પવનનાં પર્ણોમાં લંબાવું છું
લીંબુનાં વૃક્ષો ઉનાળુ પુષ્પરજોને સીંચે છે
હરિત પંખીઓ મારાં સ્વપ્નોને ચીરી નાખે છે
હું એક દૃષ્ટિ સાથે છોડી જાઉં છું
એક વિશાળ સૃષ્ટિ
કે જેમાં વિશ્વનું નવસર્જન થાય છે
હૃદયના માપદંડ પ્રમાણેનું, પ્રારંભથી સુંદર રૂપમાં.

## મારું ઘર ▫ બ

સાંજે ઘેર પાછો ફરું છું, ઘસાયેલાં પગથિયાં ચંપલથી ફરી એકવાર ઘસવા, ખૂણે અચૂક બેઠેલા કૂતરાને નિરખવા, ઝાંખી પડેલી નેઈમપ્લેટ વાંચવા અને કોલબેલના લૂઝ થઈ ગયેલા બટન પર આંગળીનું ટેરવું મૂક્યા વિના પ્રવેશવા.

એ 'મારું ઘર' છે, કેમ કે કોલબેલ પર આંગળીનું ટેરવું મૂક્યા વિના હું એમાં પ્રવેશી શકું છું.

## મર્યા પછી □ સેઝાર વેલેજો

યુદ્ધ પૂરું થયું ત્યારે એક મરેલા સૈનિકની પાસે એક આદમી આવ્યો અને સહાનુભૂતિથી બોલ્યો : હું તને કેટલો ચાહું છું...તું મરીશ નહીં!' પરંતુ હાય! તે મરેલો સૈનિક એમ જ મૃત પડી રહ્યો.

બીજા બે માણસો આવ્યા અને એમણે કહ્યું, અમને છોડીને ન જા, હિંમત કર, જીવતો થઈ જા! પરંતુ હાય! એ મરેલો સૈનિક મૃત જ રહ્યો.

લોકોની સંખ્યા વધતી જ ગઈ. વીસ, પચાસ, સો, હજાર, પાંચ લાખ....કહેતી રહી, 'શું આટલા માણસોનો પ્રેમ મૃત્યુ સામે કશી જ હેસિયત ધરાવતો નથી?' પણ સૈનિક ઊઠ્યો નહીં.

કરોડો એ જ પોકારની સાથે એને ઘેરીને ઊભા, 'ભાઈ, તું ઊઠ!' પણ એ ઊઠ્યો નહીં.

અને પછી ધરતી પર જેટલાયે માણસો હતા તે બધા જ ભેગા થઈ ગયા. એટલા બધા માણસોને જોઇને દુ:ખી શબ હાલ્યું, ઊઠ્યું, સૌથી નજીકના એક માણસને આલિંગન કર્યું અને એક બાજુ એ ચાલ્યું ગયું.

## મરણ □ બ

પોલાણથી ભરેલા પાતળા લીલા વાંસનું બંધ પોલાણ ખુલ્લું કરી શકાય, એમાં છેદ પણ કરી શકાય, ફૂંકેલા શ્વાસને આંગળાંનાં ટેરવાંથી રોકી રોકીને જવા દેવાય–
માંડેલી આંગળી અને હાંફતાં ફેફસાં કોઇ
સ્પૃહામાં, જૂના સૂર નવા કાને સાંભળવા

# સ્વર્ગ કોને મળે ?

□ ચન્દ્રવદન મહેતા

△

એ
પોતાને
ફાળે
ધર્મનો
ફાળો
નોંધાવતા
રહે
છે

△

એકવાર બ્રહ્માએ ચિત્રગુપ્તને પૂછ્યું, 'સ્વર્ગ કોને મળે ?' ચિત્રગુપ્તે જવાબ આપ્યો, 'સ્વર્ગ નાટકને, નાટક કરનારને, નાટક જોવા માટે ટિકિટો વેચનારને મળે.' તો બ્રહ્મા પૂછે છે કે, 'નાટકના લેખકને કેમ નહીં ?' તો ચિત્રગુપ્ત જવાબ આપે છે, 'ભગવાન, આજે મારા ચોપડામાં અસંખ્ય દાનવીરોની યાદી પડી છે, પરંતુ તેઓએ એક જ વાર યા બે વાર પોતા તરફથી દાન આપ્યાં એમ નોંધાયું છે, પરંતુ વીસમી સદીમાં. એટલે કે હડાહડ કળિયુગ જામવાનો તે પહેલાંના જરા નિકટના કાળમાં નાટક ભજવીને નટોએ અને નાટકની ટિકિટ ખપાવી નાટકના સેવકોએ હજારો ધર્માદાફંડ માટે હજારો નાટકો કરી બતાવ્યાં છે. આસામમાં ૧૯૦૧ થી ભયંકર ખુવારી સાથે રેલસંકટો આવે છે. દર વર્ષે, પ્રતિવર્ષે, આસામ રેલસંકટ ફંડ માટે ગુજરાતનાં નાટકોનો ફાળો અઢળક નોંધાયો છે. ત્યાર બાદ દર ત્રીજું વર્ષ દુકાળનું–બિહાર ઓરિસ્સાનું, ત્યાર બાદ વચ્ચે વચ્ચે કવેટા, સિકિમ, કચ્છના ધરતીકંપો, ત્યાર બાદ ફરીવાર અનાવૃષ્ટિ, ત્યાર બાદ ટાગોર સ્મૃતિફંડ, કસ્તુરબા સ્મૃતિફંડ, ટિળક મહારાજ સ્મૃતિફંડ, ત્યાર બાદ દુકાળ એમ જે ભગવાનનો ચરખો ચાલ્યા કર્યો છે, એમાં નાટકો કરી ધર્માદા ફંડોના ફાળા અનેકગણા ઉભરાવી દેવામાં નાટકનો ફાળો એકકો કરવામાં આવ્યો છે, એને લઈને નટ, નાટકશાળાના માલિક, નાટક માટે ઘર ઘર જઈ, પગે ચાલી યા ટેકસી યા કોઈ

△
△△
△△△

રાષ્ટ્રસેવકની મોટર, યા ટેલિફોન યા ખાસ મીઠા સ્વભાવની બહેનોની ટુકડી લઈ જે રીતે ટિકિટોનું વેચાણ કરવામાં આવ્યું છે, એને લઈને જે ધર્મ એકઠો કરવામાં આવ્યો છે, એથી એ બધાને સ્વર્ગની પ્રાપ્તિ થશે જ. નાટકના લેખકને આ ફંડફાળામાંથી કોઈ રાતી પઈ પકડાવાનું નથી, ધર્માદા માટે ખેલ લખી આપવામાં પણ કહેવામાં આવે અને એ લખી પણ આપે, પરંતુ એ ભાઈ તરફથી ફાળો અપાયો છે, એવું દફતરમાં નોંધાયું નથી. એમની સેવા ભલે મૂક હોય, પરંતુ કળિયુગમાં આરતીની હરાજી જે રીતે જાહેર થાય છે, એ રીતે એની કોઈ પણ રીતે જાહેરાત કરવાની વ્યવસ્થા નથી, એટલે નાટકના લેખકને સ્વર્ગમાં સ્થાન મળવું મુશ્કેલ છે.'

ત્યારે ભગવાન કહે છે, 'અમારી ત્રિકાળ દૃષ્ટિમાં એવું જોવા મળે છે કે, આ પ્રમાણે ટિકિટ વેચનારાઓમાંથી કેટલાક ધર્માદાના નામે ટિકિટ વેચી પૈસા પોતાના ખીસ્સામાં મૂકે છે, એને સ્વર્ગ શી રીતે મળે?' તો ચિત્રગુપ્ત મહાશય જવાબ આપે છે, 'ભગવાન! આ પ્રકારના ધર્માદાનો મોટો શું પણ સકળ ફાળો ખીસ્સામાં જ મુકાય છે. એ મતલબનું પૃથ્વીપટે, ભારતવર્ષમાં જયકૃષ્ણ નારાયણ મહાશયે બિહાર દુકાળમાં જાહેર કર્યું છે કે કૃપા કરી ફંડફાળાની રકમ ન મોકલો. એ અમને કદી પહોંચતી નથી, માટે અન્ન, યા વસ્ત્ર, યા પગરખાં યા એવી કોઈ વસ્તુ મોકલો, અને શ્રી જયકૃષ્ણ નારાયણની આજે સત્ય વક્તામાં ગણના થાય છે, એટલે શ્રી જયકૃષ્ણ નારાયણના કથનના આધારે આ સકળ પૈસા ધર્માદામાં આપવાનું જાહેર થતાં છતાં ધર્માદામાં જતા નથી માટે કરી જુઓ એ પૈસા પોતાના ખીસ્સામાં મૂકે છે એ લોકો એ ધન વડે પોતીકાં દુઃખો દૂર કરે છે, આમ એ પોતાને ફાળે ધર્મનો ફાળો નોંધાવતા રહે છે, એથી એ સૌ સ્વર્ગના અધિકારી થઈ જાય છે. માટે ભગવાન! નાટકની પ્રવૃત્તિ કરનારા સ્વર્ગના અધિકારી છે.' □

# હેન્રી મિલર જોડે પ્રશ્નોત્તરી

□ અનુ. પ્રમોદકુમાર પટેલ

['પેરિસ રિવ્યૂ'ના તંત્રીએ ૧૯૬૧માં હેન્રી મિલર જોડે કરેલી સાહિત્યવિષયક પ્રશ્નોત્તરીનો કેટલોક ભાગ અહીં અનૂદિત કર્યો છે]

□
સર્જકની ઉદ્વિગ્નતા જ તેના કાર્યમાં સહાયક નીવડે છે
□

તંત્રી : હું જાણું છું કે 'ટ્રોપિક ઑફ કેન્સર'ની કથાનું તમે અનેક વાર પુનર્લેખન કર્યું છે અને સંભવતઃ તમારી બીજી કૃતિઓને મુકાબલે એ કથા તમારે માટે વિશેષ કસોટીરૂપ પણ બની છે. જો કે તમારી લેખનકારકિર્દીનો એ આરંભકાળ હતો, પણ આજેય લેખનકાર્ય તમારે માટે પરિશ્રમરૂપ બન્યું હોય એમ નથી લાગતું ?

મિલર : આવા પ્રશ્નો મને નિરર્થક લાગે છે. કોઈ એક કથા લખતાં તમને કેટલો સમય લાગે એ મારે મન એવી મહત્ત્વની બાબત નથી, આ અંગે તમે સિમેનન જેવા લેખકને પૂછો તો અમુક ચોક્કસ જવાબ તેઓ આપી શકે. એક કથા પૂરી કરતાં તેમને ચારથી સાત અઠવાડિયાં જોઈએ એવો મારો ખ્યાલ છે, અને આટલા ગાળામાં કથાલેખનનું કાર્ય પૂરું થશે એવી તેમની પ્રતીતિ થઈ ગઈ હોય છે. તેમનાં પુસ્તકો પણ સામાન્ય રીતે અમુક કદનાં નિશ્ચિત થઈ ચૂક્યાં હોય છે. વળી, 'હવે હું આ પુસ્તક લખવાનું શરૂ કરું છું' એમ કહીને મંડી પડનારા થોડાક વિરલ લેખકોમાંના તેઓ એક છે અને એક વાર કથા શરૂ કર્યા પછી પૂરી ન થાય ત્યાં સુધી તેઓ ચીવટાઈથી તેને વળગી રહે છે. એ દરમ્યાન તેઓ બીજા કશાયનો વિચાર કરતા નથી કે નથી બીજું કંઈ કામ હાથમાં લેતા. ઠીક, પણ મારું જીવનચક્ર ક્યારેય આ રીતે

ચાલતું નથી. મારું લેખનકાર્ય ચાલુ હોય એ દરમ્યાન આ સંસારમાં સંભવી શકે એવાં નાનાંમોટાં બધાં જ કામો મારે કરવાનાં હોય છે.

**તંત્રી :** તમે તમારી હસ્તપ્રતમાં ઘણી કાપકૂપ કરો છો અથવા તેમાં ઘણું બદલો છો ખરા ?

**મિલર :** આ બાબતમાં મારા અનુભવો જુદા છે. પહેલી વાત તો એ કે લેખનકાર્ય બરોબર ચાલુ હોય ત્યારે તેમાં ક્યારેય કશો વધારો કરવાનું કે તેના પુનર્લેખનનું કામ હું કરતો નથી. મારે એમ કહેવું જોઈએ કે હું સૌ પ્રથમ તો કથ્ય વસ્તુનું કોઈ પણ રીતે આલેખન કરી લઉં છું અને એક બે મહિનાના ગાળા પછી ચિત્તમાં બધું શમી ગયું હોય છે ત્યારે તદ્દન તાઝગીભરી નવીન દૃષ્ટિએ તેનું અવલોકન કરું છું. આ ક્ષણો મારે માટે અપૂર્વ મહત્ત્વની બની રહે છે. લખાણમાં જરૂરી કાપકૂપ માટે હું ઓજાર લઈને બેઠો હોઉં છું. જો કે કાપકૂપ હમેશાં અનિવાર્ય જ હોય એવું પણ નથી. કેટલીક વાર તો મને જે પ્રકારનું આલેખન અપેક્ષિત હોય એવું જ એમાં ઊતરી આવ્યું હોય એમ પ્રતીત થાય છે.

**તંત્રી :** પુનર્લેખનની પ્રક્રિયા દરમ્યાન તમે ખરેખર શું કરતા હો છો ?

**મિલર :** જ્યારે હું પુનર્લેખનનું કાર્ય આરંભું છું ત્યારે શાહીથી જ ક્યાંક રહેતો જાઉં છું, ક્યાંક શબ્દો બદલું છું તો ક્યાંક ઉમેરું છું. એમ કરતાં બાલ્ઝાકની હસ્તપ્રત જેવી જ એ એક આકર્ષક પ્રત બની રહે છે. એ પછી હું એ લખાણનું ફરીથી ટાઈપિંગ શરૂ કરું છું અને આ બીજી વારના ટાઈપિંગ દરમ્યાન બીજા ઘણા ફેરફારો કરતો જાઉં છું. બધું લખાણ હું મારી જાતે જ ફરીથી ટાઈપ કરવાનું પસંદ કરું છું કેમકે મૂળ લખાણમાં જરૂરી એવા બધા જ સુધારાવધારાઓ મેં કરી લીધા છે એમ માનતો હોવા છતાં પણ ટાઈપના મશીનની ‘ કી ’ પર મારી આંગળીઓ ‘ ટચ ’ કરે છે ત્યારે એ ‘ ટચ ’ માત્રથી જ મારા સંવેદિત વિચારો વધુ તીક્ષ્ણ ને

ધારદાર બનતા હોય છે અને આમ જે કૃતિ આખી લખાઈ ગઈ છે એમ જ્યાં લાગતું હતું ત્યાં વળી પાછું પુનર્લેખન ચાલતું રહે છે,

**તંત્રી :** ટાઈપના મશીન અને તમારી વચ્ચે જાણે કે કશુંક ચાલી રહ્યું હોય છે એમ તમને લાગે છે ?

**મિલર :** હા, ટાઈપનું મશીન પણ એક રીતે ઉદ્દીપકનું કાર્ય જ કરી રહ્યું હોય છે. મારા લેખનમાં એનો ય સહયોગ રહ્યો છે.

**તંત્રી :** 'ધ બુક્સ ઈન માય લાઈફ' ગ્રંથમાં તમે એમ કહ્યું છે કે મોટા ભાગના લેખકો અને ચિત્રકારો કોઈ ને કોઈ માનસિક અજંપામાં કામ કરતા હોય છે. તો એવી મનોદશા સર્જનમાં ઉપકારક નીવડે છે ખરી ?

**મિલર :** હા, એવી મનોદશા ઉપકારક નીવડે. કોણ જાણે શાથી પણ હું એમ માનતો રહ્યો છું કે સર્જનકાર્યમાં રત હોય ત્યારે કોઈ લેખક કે ચિત્રકાર સુખવૈભવની કલ્પનામાં રાચી શકે જ નહિ. સર્જકની ઉદ્વિગ્નતા જ કદાચ તેના કાર્યમાં ઉદ્દીપક નીવડે કે તેને સહાયક બને. કેટલાક એવા લેખકો છે જેઓ ચાહત તો ઘણા સુખા સંજોગો મેળવી શક્યા હોત તેમણે પણ લેખનકાર્ય માટે વિષમ કઠોર પરિસ્થિતિ સહી લીધા છે.

**તંત્રી :** સુખદુ:ખના આ જાતના ખ્યાલો લેખક માટે કેટલીક વાર માત્ર ભ્રાંતિસમા જ હોય છે એમ તમને નથી લાગતું ? દોસ્તોએવ્સ્કીનું જ દૃષ્ટાંત એ રીતે ધ્યાનપાત્ર છે.

**મિલર :** ઠીક. આ અંગે હું કંઈ વિશેષ કહી શકું નહિ. પણ એટલું જાણું છું કે દોસ્તોએવ્સ્કી હમેશાં બેચેન અવસ્થામાં જ રહ્યા હતા અને એ અજંપો તેમણે કંઈ ચાહીબૂઝીને માગ્યો હતો એમ તમે કહી શકો નહિ. એટલું જ નહિ, એ બાબતમાં મારો વહેમ મોટો છે. કોઈ લેખક ચાહીને એવી કઠોર પરિસ્થિતિની પસંદગી કરે એમ હું માનતો નથી, પણ કોઈએ કદાચ અભાનપણે એમ ઈચ્છયું હોય એમ બને. અલબત્ત, તમે જેને demonic nature કહો છો એવી

પ્રકૃતિ ઘણા સર્જકોમાં હોય છે એમ હું માનું છું. તમે જાણો છો જ કે એવા લેખકો હમેશાં યાતના વેંઢારતા હોય છે. તેઓ લખે છે ત્યારે જ નહિ, અથવા લખે છે તે કારણે જ નહિ પણ લગ્ન, પ્રેમ, વ્યવસાય પૈસા એમ જીવનની બધી જ બાબતોમાં તેઓ આપત્તિ નોતરતા હોય છે. આ બધી વસ્તુ જાણે કે એક સાથે ગૂંચાતી રહે છે. અને એક જ વસ્તુસ્થિતિનાં એ માત્ર વિભિન્ન પાસાં જ દેખાય છે. તેમની સર્જકવ્યક્તિતાની એ એક પ્રાણવાન બાજુ હોય છે. જો કે બધી જ સર્જક પ્રતિભાઓ માટે એ કદાચ એટલું સાચું નથી તોપણ થોડાઓ માટે તો એ જ સત્ય છે.

**તંત્રી :** તમે તમારા એક પુસ્તકમાં તમને કોઈ અણદીઠ શક્તિ dictation કરાવી રહી છે એમ કહ્યું છે તો એ પ્રક્રિયા શી છે?

**મિલર :** અચ્છા, આવી dictation ની પ્રક્રિયા બહુ જ વિરલ ક્ષણોમાં સંભવે છે. એ વખતે તમે જાણે કશીક શક્તિથી અભિભૂત થયા હો અને એ તમને કશુંક dictate કરે અને તમે શબ્દશઃ એ ઉતારી લેતા હો એવું લાગે. ડી. એચ. લોરેન્સ વિષેના પુસ્તકના લેખનમાં મને એની પ્રતીતિઓ થઈ. જો કે એ પુસ્તક હું ક્યારેક પૂરું કરી શક્યો જ નહિ. મારે એ અંગે ખૂબ ખૂબ વિચાર કરતા રહેવું પડ્યું એથી એ પૂરું થઈ શક્યું નહિ. સર્જક એકલા વિચારો જ કર્યા કરે એ પણ ઈષ્ટ વસ્તુ નથી. એમ હું માનું છું. લેખકે અતિશય વિચારોથી મુક્ત રહેવું જોઈએ. પણ મારા એ પુસ્તકની બાબતમાં વિચારવું પડે એમ હતું. અને મને તો સારી રીતે વિચાર કરતાં આવડતું જ નથી. હું તો ચિત્તના ક્યાંક ગહન સ્તર પર પડેલી કોઈ વસ્તુને ઉપાડીને કામ પાડું છું અને જ્યારે હું લખવા બેસું છું ત્યારે તો પછીની ક્ષણે હું શું લખવાનો છું તેનો કોઈ ચોક્કસ ખ્યાલ મને હોતો નથી. મારે ક્યા વિષયનું આલેખન કરવાનું છે તે હું જાણતો હોઉં છું પણ એની રજૂઆત શી રીતે કરવી એ વિષે વિશેષ ચિંતા મેં ક્યારેય કરી

નથી. પરંતુ પ્રસ્તુત પુસ્તકના સંદર્ભમાં હું કેટલાક વિચારો સંમુખ મૂકાયો હતો અને કોઈ રીતે એને આકાર અને અર્થ આપવાનો મારો પ્રયત્ન હતો. મને લાગે છે કે લગભગ બેએક વર્ષ સુધી હું એ વિષયમાં કામ કરતો રહ્યો. મારું મન એના વિચારોથી પૂરેપૂરું ભરાઈ ગયું હતું. એ વિચારોએ મને જાણે કે જકડી લીધો હતો એટલે એનો ત્યાગ કરવાનું શક્ય નહોતું. એ દરમ્યાન હું ઊંઘી પણ શક્યો નહિ. ઠીક. એ પુસ્તકમાં, મેં આગળ જણાવ્યું એમ. dictation કરતી કોઈ શક્તિએ ખૂબ બળવાન રીતે મને પકડી લીધો હતો. 'કેપ્રિકોર્ન'માં યે મને એ પ્રકારનો અનુભવ થયો તેમ જ બીજા પુસ્તકોના લેખનમાં યે અમુક અમુક ખંડમાં એ વસ્તુની પ્રતીતિ થઈ. મારા સાહિત્યમાં આવા ગદ્યખંડો અલગ જ તરી આવતા હોય છે એમ મને લાગ્યું છે. જો કે બીજાઓના ધ્યાન પર એ આવ્યા છે કે નહિ તે હું જાણતો નથી.

તંત્રી : આવા ગદ્યખંડોને જ તમે Cadenzas કહો છો ?

મિલર : હા, મેં એ સંજ્ઞા યોજી છે. એના ગદ્યાંશોનો તો રવ જ નિરાળો હોય છે. શબ્દો એકબીજા પર આવી પડતા હોય એમ ધસી આવે છે, અવિરતપણે લખ્યે જ જાઉં એમ મને થાય. અલબત્ત, સર્વ કાળે લેખકો આવી ક્ષણોમાં જ લખે તો કેવું સારું એમ પણ ઇચ્છું. અને અહીં જ તો પૌર્વાત્ય અને પાશ્ચાત્ય ચિંતન વર્તન અને શિષ્ટાચાર વચ્ચેનો મોટો ભેદ; સમગ્ર ભેદ ઉપસી આવતો તમે જોઈ શકશો. ઉદાહરણ લઈએ. કોઈ ઝેનપંથી લેખક જો કંઈ સર્જન કરવા ચાહતો હોય તો પોતાના ઇષ્ટ વિષયમાં તેણે ખૂબ ધ્યાનચિંતન કર્યું હશે, એ અંગે નિદિધ્યાસન પણ કર્યું હશે, અને એ પછી? પછી મહિનાઓ ક્યારેક તો વર્ષો સુધી માત્ર મૌન, ખાલીખમ અવકાશ અને પૂર્ણ નિઃશબ્દતા અને પછી જ્યારે તે કલમ ઉપાડે છે ત્યારે વિદ્યુતઝબકારની જેમ બધું જ તેને અખિલાઈમાં ઝળઝળાં થઈ રહે છે. સમગ્ર જ પૂર્ણ રૂપે ઉપલબ્ધ થાય છે. બધી કલાકૃતિઓ આ

રીતે જ નિર્માણ થવી જોઈએ એમ મેં માન્યું છે, પણ એવું કોણ કેટલા કરે? આપણે તો જે ખ્યાલોનું સમર્થન કરીએ છીએ તેથી વિપરીત જીવન ગાળવાને જ ટેવાયેલા છીએ ને?

**તંત્રી :** લેખકે કોઈ ચોક્કસ શિસ્ત સ્વીકારવાનું હોય છે ખરું?

**મિલર :** હાસ્તો, પણ એ કોણ સ્વીકારે છે? જો કે જાણ્યે અજાણ્યે ય દરેક કળાકાર કોઈ શિસ્ત સ્વીકારી લેતો હોય છે અને એક યા બીજી રીતે પોતાને નિયંત્રિત કરે છે. દરેકની પદ્ધતિ અલગ અલગ હોય છે. અંતે તો, લગભગ બધું જ સર્જન ટેબલ કે ટાઈપ-રાઈટરનો યોગ થાય તે પૂર્વે આકારાતું હોય છે. તમે લટાર મારતા હો, હજામત કરતા હો, રમત રમતા હો ત્યારે શાંત નિરવ ક્ષણોમાં એ પ્રક્રિયા ચાલી રહી હોય છે. તમારા ચિત્તના ઊંડાણમાં ક્યાંક તમે, તમારું ચિત્ત કાર્યરત હોય છે જ. એટલે તમે જ્યારે મશીન પર ટાઈપ શરૂ કરો છો ત્યારે તમારે તે વસ્તુને ઉતારવાની જ રહે છે.

**તંત્રી :** તમે આગળ એમ કહ્યું કે લેખન દરમ્યાન તમને કશુંક અંદરથી અભિભૂત કરી દે છે!

**મિલર :** હા, સાંભળજો. મહાન ગ્રંથો કોણ સર્જે છે? આપણે જેઓ આપણા નામના દસ્તખત કરીએ છીએ તેઓ નહિ, કળાકાર તે કોણ? તે એક એવી વ્યક્તિ છે જેની પાસે antennae છે, જે વાતાવરણમાં ને બ્રહ્માંડમાં વહેતા પ્રવાહોને તાગવાનું જાણે છે; એમ કહો કે પોતાના antennae ને ગોઠવી લેવાની ક્ષમતા તેની પાસે છે. મૌલિક પ્રતિભા ક્યાં છે? આપણે જે કંઈ કરી રહ્યા છીએ, તે સર્વ અસ્તિત્વમાં આવી ચૂક્યું જ હોય છે અને આપણે તો માત્ર વચલી એજન્સી જ છીએ કે જે વાતાવરણમાં રહેલી વસ્તુઓનો વિનિયોગ કરી લઈએ છીએ. શા માટે મોટા વિચારો ને મહાન વૈજ્ઞાનિક શોધો જગતના જુદા જુદા ખૂણામાં એક સાથે ઉપલબ્ધ બનતી હોય છે? કાવ્ય, મહાન નવલકથા કે કોઈપણ કળાકૃતિના સર્જનમાં જે તત્ત્વોનો વિન્યાસ થાય છે તે માટે પણ એ એટલું જ સાચું છે. એ તત્ત્વો વાતાવરણમાં આવી ચૂક્યાં હોય છે માત્ર તેને હજી Voice મળ્યો

હોતો નથી એટલું જ એવાં તત્ત્વોનો વિનિયોગ કરવાને, માનવવ્યક્તિની દુભાષિયાની જરૂર પડતી હોય છે. અને, અલબત્ત, એ સાચું છે કે કેટલાક માણસો પોતાના યુગની આગળ હોય છે. પણ આજે વૈજ્ઞાનિકની તુલનામાં કળાકાર આગળ નીકળી ગયો હોય એમ લાગતું નથી. આજે કળાકાર સમયની પાછળ રહી ગયો છે. વૈજ્ઞાનિકની ગતિ સાથે તેની સર્જકકલ્પના ચાલી શકતી નથી.

**તંત્રી :** અમુક જ માણસો સર્જકશક્તિ ધરાવતા હોય છે તેનું કારણ બતાવી શકશો? અંગસ વિલ્સન કહે છે કે કળાકાર એક પ્રકારના **trauma** ને કારણે લખવા પ્રેરાય છે, પોતાના ચિત્તના **neurosis** ને અતિક્રમી જવા કળાને તે **therapy** તરીકે યોજે છે. બીજી બાજુ આલ્ડસ હક્સલી વળી બિલકુલ ઊલટો જ મત પ્રગટ કરે છે. તે એમ કહે છે કે લેખક ઘણા તંદુરસ્ત મનવાળો હોય છે અને જો કશીક **neurosis** નો અંશ તેનામાં હોય તો તે તેને માટે અવરોધ બની રહે છે. તમે આ વિષયમાં શો મત ધરાવો છો?

**મિલર :** મને લાગે છે કે દરેક લેખકનો આગવો પ્રશ્ન હોય છે. સમગ્ર લેખકમંડળ માટે તમે આ કે તે કોઈ વિધાન કરી શકો નહિ-એમ મને લાગે છે. લેખક પણ છેવટે તો માનવી જ છે, બીજા બધા માનવીઓ જેવો જ. તેને **neurosis** હોય પણ અને ન પણ હોય. તેની આવી કોઈ **neurosis** કે તેના વ્યક્તિત્વનું એવું કોઈ પાસું તે તેના સર્જનનું રહસ્ય સમજાવી શકે નહિ. સર્જન તો એથી પણ ઘણી ગહન ઘટના છે અને તેથી જ એ વિષયમાં હું કોઈ સ્પષ્ટ નિર્દેશ પણ કરીશ નહિ. મેં આગળ કહ્યું તેમ લેખક એ **antinual** વાળો માણસ છે અને પોતે જો પોતાને સમજતો હોય તો તે ઘણો વિનમ્ર બન્યો હશે. પોતાની એ વિશિષ્ટ શક્તિ બીજાઓની સેવા માટે યોજવાની છે એ વાતનું તેને ભાન હોય છે. તેને કશાયનો ગર્વ હોતો નથી. તેને પોતાની કીર્તિનો ય કોઈ મોહ હોતો નથી, તેનો અહં નિઃશેષ બની ચૂક્યો હોય છે. એક પ્રલંબ ઘટનામાં તે તો સાધન માત્ર છે. □

## મધરાતે □ અજિત ઠાકોર

એક ડોશી
રાત્રે અઢી વાગ્યે
હાથમાં ઝાંખું ફાનસ લઈ
ફળીમાંથી થાય છે પસાર.

એના જીંથર વીંથર ઊડતા વાળ સમારવા
એ જે ઘર સામે
મૂકે ફાનસ
સવારે
તે ઘરમાંથી ઓછું થાય એક 'માણસ.'

સાંભળ્યું છે:
એને ઝાંપો ઠેકતી જોતાં
ગામ આખાનાં કૂતરાં રડી ઊઠે છે...

હું જાગી ગયો છું...

મારા પલંગ તળેથી ઊભરાતો
અંધકાર
કદાચ એક ઝાંખા ઝાંખા ફાનસમાં
પલટાઈ રહ્યો છે...

હું ચાદર ખેંચું છું
ફળીનો વાંસો પોલો જણાય-
સૂસવતો લાગે
પાંપણના એક વાળ પર હું ધ્રૂજતો ઊભો છું
ઘૂઘવે છે ફેનિલ દરિયો
પાંપણો પાછળ
તરે છે દૂ...ર
એક ઝાંખું ઝાંખું ફાનસ.

## ચિરકુંવરીનું ગીત ▫ રમેશ પારેખ

મારી આંખ્યુંના દરવાજે કોઈ ઊભો, કોઈ ઊભો રે...
હાલો મારી હાથણી, કળશ તમે ઢોળો રે

ઢૂંકડી આ વેળ રે મોંસૂઝણાની વેળ
મારા ગઢના કમાડ ઝટ ખૂલજો
ધૂળમાં તરે એનાં ચરણકમળ
મારી ધૂળનાંય પાણીલગાં મૂલ, જો
કંકુ ને કેસરમાં મલિર મારું ઘોળો રે...

નોખતું વજાડો, હવે દરવાજા ખૂલશે
ને બે'ક વેણ બોલશું ન બોલશું
એટલામાં આપમેળે ખૂલશે પતાળ
પછી આયખાને આંગળીએ તોળશું
ઝાંઝરથી વેણી લગી લેશું અંઘોળો રે...

(વળી વળી પોંખું એને મોતીશગાં થાળથી
કે આગળા ખોલાવો મારી વાટના)
(દરવાજે મણ મણ તાળા રે તોતાગ
અને રાફડા બંધાણા તાળે કાટના)
(કૂંચી નથી કૂંચી રે ખોવાણી કોઈ ખોળો રે...)
હાલો મારી હાથણી, કળશ તમે ઢોળો રે...

## હું અને મેના ◻ કિસન સોસા

દુઃખના ઘેઘૂર વૃક્ષને નીડે જન્મ્યા છીએ.

દુઃખને લીલે પાંદડે ઝૂલી આંખ હો મેના!
દુઃખની લીલી ડાળીએ ઝૂલી પાંખ હો મેના!
દુઃખના રાતા દવમાં લીલું ટહુક્યા છીએ...

યાદ ન, ક્યારે ચણ દેનારી ચાંચને ચૂક્યા,
આંખ ખૂલી ત્યારે ૐ હતો ને એક અમે'તા,
યાદ ન, ક્યારે ખરપોરના ભણકાર ઢબૂક્યા,
પાંખ ખૂલી ત્યારે વ્યોમ હતું ને એક અમે'તા.

સૂરજ–ડીબે ચાંચ બોળી અમે તડકો પીધો,
અફાટ વ્યોમે સંગમાં કેવળ ટહુકો લીધો,
એટલે તને એકલી ભાળી પીગળ્યા છીએ,
આંસુ જેવું આંખથી ઊગી નીકળ્યા છીએ.

હેતને ટહુકે ગૂંથતી હો મારું નામ તે એવી–
ક્યાંય નથી કોઈ ડાળ હો મેના...
અમથું ઘેરી વળતું કાચા રંગનું ટોળું,
ક્યાંય નથી કાંઈ વ્હાલ હો મેના...

થાક્યું'પાક્યું ટહુકી–ટહુકી ઝંખી ઝંખી,
મારામાં ઓલું પંખી ગયું ક્યારનું જંપી,
કાંઈ ખબર નૈં, ક્યાં કેવા અને કેટલા છીએ,
રંગબેરંગી પીંછાં વચ્ચે એકલા છીએ,
તો જાવ રે ઊડી જાવ હો, મેના...

પીપળ–પાને નીમ કદંબે,
ગૂંથી માળો ગાવ, હો મેના...
જાવ રે ઊડી જાવ, હો મેના...

ટહુકવાની ટેવ પડી તે અમે ટહુક્યા છીએ,
દુઃખના ઘેઘૂર વૃક્ષને નીડે જન્મ્યા છીએ.

## મૂઢ ટપાલી

ચાલ્યા ગયેલા સૂર્ય સાથે તું પહોંચી ગઈ છે તારા આજના ઘરમાં (જ્યાં હવે તારું મન રહેતું નથી.)

ટપાલપેટી છેલ્લે ઊઘડી તે પછી કોઈએ નાખી દીધી જાણે મને જ મળનારી સ્થાનિક ટપાલ...

આપણી આ દૂરતા ટપાલપેટી અને મારા ઘર વચ્ચેના અંતર જેવી છે

ટપાલ આખી રાત પડી રહેશે લાલ ડબલામાં–તું રહેશે તારા આજના ઉબાઉ પીળા ઘરમાં

શિખાઉ નવો, જુવાન ટપાલી એકાએક બદલાય છે ત્યારે, મને ને મારા સરનામાને નહીં જાણતો એ મારી ટપાલ 'બીજા ઘરે' પહોંચાડી દે છે

મને આ રાતે એ મૂઢ ટપાલીનો ચહેરો જ દેખાયા કરે છે.

## તો—

ભીડભર્યા રસ્તાને પેલી ધૂળિયા શેરીમાં પલટાવી શકું તો

હરેશ, રોમેશ, ચન્દ્રકાન્ત, મગન, અવનીશને હરિયા, રમલા, ચંદુ, મંગા અને અંબુમાં પલટાવી શકું તો

આ રેસ્ટોરાંની બેઠકને આંબાની ઝૂકેલી શાખામાં પલટાવી શકું તો

આ સિગાર સળગાવવાના લાયટરને એક પૈસાની પતરાની સીટીમાં પલટાવી શકું તો

આ સિગારેટને ગલકાના વેલાની સૂકી સળીની દેશી બીડીમાં પલટાવી શકું તો

આ પૅન્ટને ધૂળરજથી સભર, ચાંદીના કંદોરા નીચે દબાયેલી છતાં વારંવાર નીચે ઊતરી જતી જાંખલી ચડ્ડીમાં અને એમાં

## અન્ના કેરેનીના ▫ રતિલાલ 'અનિલ'

સ્ટેશને નહીં આવી શકું દોસ્ત !
ગાડીની રાહ જોતાં કંટાળો આવે
એથી નહીં
(દોસ્તની રાહ જોતાં અધીર થવું
એ ય મધુર તીવ્ર અનુભૂતિ છે)
પણ
આગગાડી આવે છે અને દૂરના
પૈડાંના રવથી જ
હું વ્યાકૂળ થઈ જાઉં છું
એના ફરતાં પૈડાં નીચે
અન્ના કેરેનીનાને કચડાઈ મરતી જોઉં છું.
જ્યારે જ્યારે પૈડાં ફરતાં જોઉં છું
ફરી ફરી
અન્ના કેરેનીનાને કચડાઈ મરતી જોઉં છું.
ટૉલ્સ્ટૉય તો દયાળુ ઈસુ જેવા હતા
કળા નિષ્ઠુર છે
ઍન્જિનનાં પૈડાંને
અન્ના કેરેનીનાના લોહીથી
ભીંજાયેલાં જ રાખે છે...

## એક આશ ▫ કાંતિ ચાવડા

ભરશિયાળે
મખમલિયો વરસાદ થઈ બેઠો
હું, અને
કૂંપળિયાં માથાં બની ફૂટી નીકળ્યા રૂંવાડાં,
ફૂલોની વાટ
પથરાઈ રહી બની લીલીછમ, લીલુંછમ
વાદળિયું આકાશ, પણ
ચન્દ્ર ફૂલ બની ઊગ્યો નહીં.

## થશે □ રતિલાલ 'અનિલ'

ચાલો, પ્રવાસ આપણો ઇચ્છા વગર થશે,
જ્યાં યે થશે મુકામ તે છાયા વગર થશે.

થાશે નગાધિરાજ તે થીજ્યા વગર થશે,
ને સાત રંગનો સૂરજ ઊગ્યા વગર થશે.

ફૂલોય રસ્તે આવશે, પડશે વળી નજર;
સંબંધ પણ થશે અને માયા વગર થશે.

આંખો સમક્ષ દૃશ્ય હશે, પણ દીદાર નહિ;
એવી રીતે જુદાઈ પણ પરદા વગર થશે.

મનમાં જ આપણે હવે મળશું, જુદાં થશું;
થાશે અવરજવર અને રસ્તા વગર થશે.

કરવું હશે કશું નહીં, તોયે થશે ઘણું,
મારા વગર થશે અને ઇચ્છા વગર થશે.

ખુલ્લી હશે જ આંખ ને જીવતી હશે ત્વચા,
થાશે અબોધ ને વળી મૂર્છા વગર થશે.

તારાભરેલી રાત તે એક જ વિરાટ મૌન,
દરબાર તો થશે અને સંખ્યા વગર થશે.

ભીંતો ને કાગળો ઉપર ઝૂમી જશે વસંત,
બસ, બાગ બાગ ફૂલના ઊગ્યા વગર થશે.

વીંધી જશે અવાજ વિના સર્વ વીજળી,
સીધો પ્રવાસ એમનો ધ્રૂજ્યા વિના થશે.

રણનો ય અર્થ નહિ રહે, મૃગજળ થશે ઉદાસ,
અવસાન તો થશે અને તૃષ્ણા વગર થશે.

## મળે તમને ▫ હેલ્પર ક્રિસ્ટી

જે અપરિચિત નગર મળે તમને,
ક્યાંક એમાં જ ઘર મળે તમને.

દાંડી પીટો હવે તમે પોતે,
તો તમારી ખબર મળે તમને.

કાન માંડીને સાંભળો ત્યારે,
જાત પોતાની પર મળે તમને.

કીકી વચ્ચે હવે ઊગે સૂરજ,
દૃશ્ય છાયા વગર મળે તમને.

પાછલા ઓરડાની ભીંતો શું –
ચીતરામણ વગર મળે તમને?

સ્વપ્નથી એક પગલું આગળ લો,
ને યુગોની સફર મળે તમને.

## મળે તમને ▫ ભ.

કે પરાયું જ ઘર મળે તમને,
ના અટકતી સફર મળે તમને.

એ જ આત્મીય પોતીકાં લાગે,
જે પરિચય વગર મળે તમને.

સાવ આકાર હોય ઝાકળનો,
કોઈ રેખા વગર મળે તમને.

એમ રેખા અખંડ લાગે, પણ,
કો વમળમાં સફર મળે તમને.

પીગળી પીગળીને જામી જાય,
મીણ એવું અફર મળે તમને.

કોઈ પીંછું સફરને સંભારે,
ક્યાંક એવી ખબર મળે તમને.

# એ તો ટેવાઈ જવાય

□ વિજય શાસ્ત્રી

△
અનુભવે
બધું
દુઃખ
સહેલું
લાગે
△

'હું જરા ચૂનીભાઈને ત્યાં જતો આવું' કહી મગનલાલે ટોપી માથે મૂકી અને સામે બારણે રહેતા ચૂનીભાઈને ત્યાં પહોંચી ગયા. ચૂનીભાઈની બીજી વારની પત્નીનું ગઈ કાલે મરણ થયું હતું. સ્મશાનેથી હમણાં જ તેઓ બધા પાછા આવ્યા હતા. ચૂનીભાઈની પહેલી પત્ની સવિતાના મરણ પછી ચૂનીભાઈનું વેરવિખેર થવા માંડેલું ઘર, નવી આવેલી લક્ષ્મીએ વ્યવસ્થિત કરી આપ્યું હતું. પણ છતાં ક્યારેક ક્યારેક ચૂનીભાઈને સવિતા યાદ આવી જતી.

△
△△
△△△

સવિતાના મરણ પછી ચૂનીભાઈને લાગેલા આઘાતને લક્ષ્મીના આવવાથી થોડી કળ વળી હતી ત્યાં જ લક્ષ્મી પણ ઊપડી ગઈ અને માંડ માંડ દબાવી રાખેલી સ્પ્રિંગની જેમ આઘાતની વળવા આવેલી કળ છૂટી ગઈ હતી અને ચૂનીભાઈ વળી પાછા પટકાઈ પડ્યા હતા.

મગનલાલે આવીને સૂનમૂન બેસી રહેલા ચૂનીભાઈની પાસે બેઠક લીધી. થોડીક વાર તો આજુબાજુ જોયું. દરમિયાનમાં ક્યાંથી શરૂઆત કરવી તે મનમાં ગોઠવવા લાગ્યા અને પછી વાત શરૂ કરી.

'ચૂનીભાઈ....'

ચૂનીભાઈએ અન્યમનસ્કતાથી મગનલાલ સામે જોયું.

'ચા પીધી ?'

ચૂનીભાઈએ નકારમા ડોકું હલાવ્યું.

'એ તે કંઈ ચાલે ? અલ્યા નગીન, ચા મૂકી છે ને ?'

[ વાત જામવા માંડી, મગનલાલને કાબૂ આવી ગયો. મનમાં સારું લાગ્યું ]

નગીન થોડી વારમાં ચા લાવ્યો એટલે મગનલાલે નક્કી કરેલાં વાક્યો બોલવાની શરૂઆત કરી.

'ચૂનીભાઈ, લો.'

ચૂનીભાઈએ લીધી.

એ તો એમ જ હોય, ભગવાનના કરવા આડે કંઈ હાથ દેવાય છે!'

કહી પાછા મૂગા થઈ ગયા. કંઈ ફાવટ આવી નહીં, બોલાયું નહિ. ચૂનીભાઈ પર કંઈ અસર થઈ નહિ. થોડીક વાર પ્રસંગને યોગ્ય એવી વાત કરવાના ફાંફાં મારી મગનભાઈ ઊઠયા ને ઘેર આવ્યા.

'બહુ રડતા'તા ચૂનીભાઈ?' મગનલાલની વહુ ગંગાએ પૂછ્યું.

'ના, ના. રડે તો શું પણ......' હવે પત્ની પાસે ઘરમાં મગનલાલને બોલવામાં ફાવટ આવતી હતી. 'એ તો સવિતા વખતે લાગ્યું એટલું હવે થોડું લાગે? માણસ પર એકનું એક દુઃખ આવે તો પછી ટેવાઈ જાય, ઘડાય, રીઢો થઈ જાય.'

મગનલાલે, આ ફિલોસૉફી, પોતે કેટલી સરસ ઠાવકી રીતે કહી તાવી તે જોઈ, મનોમન સંતોષ અનુભવ્યો, પછી તો જોર પકડ્યું.

'આ જો, આપણે પહેલી વાર અંબાજી ગયેલાં ત્યારે ભીડમાં કેટલાં ત્રાસી ગયેલાં? પણ બીજે ફેરે ગયાં ત્યારે ભીડ એટલી ને એટલી જ હતી છતાં બહુ લાગ્યું નહોતું. ખરી વાત કેની?'

'હાસ્તો.' ગંગાને અંબાજીની બાધા યાદ આવી ગઈ. બાધાને લીધે તો આ જ બે છોકરા ઘરમાં રમતા થઈ ગયા હતા. મોટો તો નવ વરસનો હતો અને નાનો સાતનો. 'હજુ એક છોકરી હોય તો....' ગંગા વિચારી રહી હતી.

'પાછાં જઈશું અંબાજી?' તેણે પૂછી માર્યું.

'અરે હોય? આ તો એટલા માટે કહ્યું કે....આ તો દાખલો

આપ્યો મેં, કે વારે વારે એકની એક વાત થાય તો પછી દુઃખ, દુઃખ લાગે જ નહિ.'

કહી મગનલાલ પાનપટ્ટી બનાવવામાં પડ્યા.

મગનલાલનો તો આ સિદ્ધાન્ત જ હતો કે દુઃખથી કદી ગભરાવું નહિ. દુઃખ આવે તો સામે મોંએ વેઠી લેવું. જેમ જેમ દુઃખનો અનુભવ થાય તેમ તેમ માણસને તે ઓછું અકારું લાગતું થાય અને બહુ દુઃખિયાને તો દુઃખ લાગે જ નહિ!! મગનલાલ વાર તહેવારે દરેકને આ વાત કહ્યા કરતા. અત્યારે પણ ચૂનીભાઈને આ જ વાત કહેવા તેઓ તૈયાર થઈ બેઠા હતા પણ કંઈ ઘાટ આવ્યો નહિ. કંઈ નહિ ગંગાને તો કહ્યું! અનુભવે બધું દુઃખ સહેલું લાગે એ વાત પર મગનલાલ પાન ચાવતાં ચાવતાં પગના એક ઠેસાથી હીંચકો ઝુલાવી રહ્યા.



આ પાનનો પણ એક નાનકડો પ્રસંગ હતો. મોટો, નવ વરસનો છોકરો મનુ એક દહાડો બોલ્યો,

'ભાઈ, મને આપોની!'

'નાના છોકરાથી ન ખવાય દાંત ગબડે!'

'તો તમે ખાઓ છો?'

'હું તો મોટો કહેવાઉં....'

'હું પણ મોટો થઈને ખાઈશ જોજોની. ખાયા જ કરીશ. પછી તમને ના પાડીશ!' કહેતો ચાલી ગયો.

'મનુ 'મોટો થઈને' પાન ખાવાનો હતો.



એટલામાં એકદમ ગોકીરો થયો.

ગંગા હાંફળી ફાંફળી રસોડામાંથી બહાર આવી.

લોકોનું ટોળું ઓટલા પાસે જમા થયું હતું.

અને ટોળાને ખસેડીને અંદર જોતાં જ તે બેભાન થઈને ઢળી પડી.

તેનો મોટો છોકરો મનુ અગાશી પરથી પડી ગયો હતો. મગનલાલ ઘેર નહોતા, નોકરીએ ગયા હતા.

આવ્યા.

ખબર પડી. અને–

ભગવાને પહેલો ફટકો માર્યો હતો.

ભગવાને આપેલો છોકરો ભગવાને લઈ લીધો હતો.

હવે મગનલાલ હીંચકે બેસતા હતા પણ પાન ખાતા નહોતા. મોટા થઈને પાન ખાવાની મનુની હોંસ કેવી હતી તે તેમને યાદ આવી જતું અને પાનના ડબ્બા તરફ નજર સુદ્ધાં જતી નહિ. ગંગા કહેતી–

'આમ કેટલા દહાડા વગર પાને ચાલશે !'

મગનલાલ કંઈ જવાબ આપતા નહીં. મૂગા મૂગા બેસી રહેતા.

ગંગા માનતી કે તાજો આઘાત છે એટલે પાન ખાતા નથી. છી આવી જશે. તે પતિનો સિદ્ધાન્ત સાચો માનતી હતી કે વખત દુઃખ ઓછું થાય છે ને દુઃખથી ટેવાઈ જવાય છે પણ મગનલાલ જેમ જેમ દિવસ વીતતા ગયા તેમ તેમ બહુ ઓછું બોલતા થઈ ગયા. આખો દહાડો વિચારમાં બેસી રહેતા. ખાતા તે પણ યંત્રવત્ ને નહાતા તે પણ યંત્રવત્.

આમ ને આમ છએક માસ વીતી ગયા. દિવાળી પણ વીતી ગઈ.

ઉત્તરાયણ પણ નજીક આવવા લાગી.

છોકરાં અગાસી–છાપરેથી કનકવા ઉડાડવા લાગ્યા.

નાના લાભુને અગાસીમાં જવાની ના હતી. અગાસીના દાદર પરના બારણે ગંગાએ જાતે જઈને તાળું મારી દીધું હતું.

લાભુ પણ સમજુ હતો. તે છાપરે ચડતો નહિ. મહોલ્લામાં જ સામે ખુલ્લો ટેકરો હતો, ત્યાં પતંગ ચગાવતો.

દિવસો વીતી રહ્યા હતા.

દિવસો વીતી રહ્યા હતા.

એક દુઃખ આવી ગયું હતું.

બીજું દુઃખ તેમને હવે, તેમના જ સિદ્ધાન્ત પ્રમાણે ઓછું સાલવાનું હતું.

અને સાથેસાથ ધીમે ધીમે મગનલાલનો સ્વભાવ પૂર્વવત્ આવવા લાગ્યો. હવે તેઓ ગંગા સાથે વાતો પણ કરતા. લાભુને નિશાળમાં શું ચાલે છે તે પૂછતા. ગંગા પણ મનોમન રાજી થઈ. મગનલાલ હવે મનુનું દુઃખ ભૂલી બહાર નીકળે એ તેને ગમવા લાગ્યું. એને હજી એક છોકરીની ઇચ્છા હતી.

વરસ વીતી ગયું.

બીજું વરસ શરૂ થયું.

મગનલાલનો એક દુઃખ તો દાંત હાલતો હતો તે તેમણે પડાવી નાખ્યો.

રાહત થઈ ગઈ હતી. હવે બધું ખવાતું હતું.

કઠણ શીંગ પણ ચાવી શકાતી હતી, ને, ને—

પાન પણ ચાવી શકાતાં હતાં.

અને આ દિવાળીએ તો તેએ પાછા અંબાજી જવા માટે પણ વિચારી રહ્યા હતા. થોડાક મઠિયાં ઘૂઘરા બનાવવાનો પણ પ્રોગ્રામ હતો. 'લાભુ પણ બિચારો છો મજા કરતો' કહીને ફટાકડા તેને અપાવવાના હતા.

લાભુ બે વર્ષે ફટાકડા જોઈને ખુશ ખુશ થઈ ગયો.

તનકતારા ઝરતા હતા. બોમ્બના ધડાકાઓ થતા હતા. મગનલાલ હીંચકે બેસી પાન બનાવતા હતા. હીંચકો ધીમી ઠેસે ધીમો ધીમો ઝૂલતો હતો.

એટલામાં ત્યાં એકદમ ગોકીરો થયો. અને તેઓ હીંચકેથી સફાળા

ભીંઠીને બહાર આવ્યા અને જોયું તો લાભુ ફટાકડાથી સખત દાઝી ગયો હતો.

મગનલાલ હાથમાંના અડધો ચૂનો ચોપડેલા પાન સાથે જ બેભાન થઈ ગયા.

ત્રીજે દહાડે લાભુ હૉસ્પિટલમાં મૃત્યુ પામ્યો ત્યાર પહેલાં મગનલાલ ગાંડા થઈ ચૂક્યા હતા. □

### ચાંદરણાં □ અનિલ

વૃક્ષ પર ફૂલ ન બેઠાં હોય ત્યારે પણ પક્ષીને વૃક્ષ પર બેસવું પડે.
પાંદડાં આવે ને રહી જાય, ફૂલ બેસે અને ઊઠી જાય...
પાંદડું વિનમ્રતા છોડતું જાય ને લીલું થતું જાય....
પીળાં પાંદડાંનો દેશ, તેમાં વળી વંટોળિયો આવ્યો...
રસ્તે અટકી જાય તે અહીં 'માઈલસ્ટોન' બની જાય!
માણસને ચાંચ નહીં મળે ત્યાં સુધી એ ઝાંઝા જ કરવાનો...
માણસની વાંઝણી ચાંચ પોલાં ઈંડાં ફોડ્યા કરે છે....
હાથના પડછાયાને ઘડપણે પણ કાળી રૂંવાટી જ ઊગે છે.
પંખો વીંઝો તો યે પડછાયા થોડા હાલવાના હતા!
મૃગજળ ભરેલી પ્યાલીને તમે આંખ કહો છો...
રેતીનો એક કણ આંખમાં ખૂંચે, આખું રણ નહીં!
કાચબો ધીરજના કૂવામાં દીર્ઘાયુષ્ય ભોગવે છે.
પોપટનું પીંછું સુકાય તો યે, પાંદડું થોડું છે, કે પીળું પડે!
કૂંડાનો છોડ કોઈપણ દીવાનખાનાની શોભા બને!
સ્પર્શ ખોઈ બેઠેલાં ટેરવાંને અદીઠ રક્તપીત્ત થયો છે.
જેટલા કોરા કાગળ, એટલાં આપણાં વસિયતનામાં!
હોળીનાં લાકડાં સુખડનાં લાકડાંને ન્યાતબહાર જ મૂકે!
ખાખરાની ખિસકોલી કેસૂડાંનો રંગ તો જાણે....
ચીતરવાની ધીરજ ન રહે ત્યારે રંગી નાખીએ...

# હજાર સારસો △ યાસુનારી કાવાબાતા

△ અનુ. સૌ. ઉષા જોષી

△
હજાર
સારસો
જાણે
એની
આસપાસ
ઊડી
રહ્યાં
ન
હોય!
△

**પોતાનું** પ્રદર્શન થઈ રહ્યું હતું એથી સાવ અણજાણ એ છોકરીએ આખો વિધિ જરા યે ખંચકાયા વિના પતાવ્યો. અને એણે જાતે જ કીકુજી આગળ ચા મૂકી.

ચા પીધા પછી કીકુજીએ પાત્ર પર નજર કરી. એ કાળું ઓરિબે હતું. એની એક બાજુએ ધોળા રંગની છાંટ હતી ને સાથે કાળા રંગમાં વાંકાચૂંકા કાંટાળા છોડનાં ડાખળાંની ભાત હતી.

'તને તો આ યાદ હશે જ.' ચિકાકોએ ઓરડાને સામે છેડેથી કહ્યું.

કીકુજીએ વાત ટાળવા અસ્પષ્ટ જવાબ વાળ્યો અને પાત્ર નીચે મૂકી દીધું.

△
△△
△△△

'આ ભાતમાં પર્વતનો સંસ્પર્શ છે.' ચિકાકોએ કહ્યું. 'વસન્તના પ્રારમ્ભને માટેનું આ સારામાં સારું પાત્ર છે. તારા પિતા ઘણીવાર એ વાપરતા. અત્યારે જરાક મોડું થયું કહેવાય. પણ મને થયું કે કીકુજી માટે.......'

'પણ મારા પિતા પાસે એ પાત્ર થોડીવાર રહ્યું તેથી શો ફેર પડ્યો? આખરે એ ચારસો વરસ જેટલું જૂનું છે. છેક મોમોયામાં અને રિક્યુ*ના સમયનું. ચ્હાનો વિધિ શીખવનાર ઘણા ગુરુઓના હાથમાંથી સદી પછી સદી એ પસાર થતું આવ્યું છે એમાં મારા

* સેન રિક્યુ (૧૫૨૧ થી ૧૫૯૧) ચ્હાનો વિધિ શીખવનાર

પિતાનું તે કેટલુંક મહત્વ!' આમ એ પાત્ર સાથે સાંકળવામાં આવેલા સંસ્કારોને ફીકુજી ભૂલવા મથ્યો.

ઓટા પાસેથી એ પાત્ર એની પત્નીના હાથમાં આવ્યું હતું, અને એના પાસેથી ફીકુજીના પિતાના હાથમાં, ને એમની પાસેથી ચિકાકોના હાથમાં, ઓટા અને ફીકુજીના પિતા મરી પરવાર્યા હતા. રહી હતી આ બે સ્ત્રીઓ. એ પાત્રની કારકીર્દિમાં કશુંક અમંગળ રહ્યું હોય એવું લાગતું હતું.

આજે વળી ઓટાની વિધવા ને દીકરી, ચિકાકો, ઈમાનુરા કન્યા અને બીજી છોકરીઓ ચહાના એ પાત્રને હાથમાં ધરીને હોઠે લગાડતાં હતાં.

'હું એ ઓરિબેમાંથી થોડી ચા પી શકું?' એકાએક મિસિસ ઓટાએ પૂછ્યું, 'ગયે વખતે તો તમે બીજું પાત્ર આપ્યું હતું.'

ફીકુજી ફરી ચમકી ઊઠયો. આ સ્ત્રી મૂરખ છે કે નફ્ફટ!

એને હજુ માથું ઝુકાવીને બેસી રહેલી ઓટાની દીકરીની દયા આવી.

મિસિસ ઓટા માટે ફરીથી ઈનામુરાની દીકરીએ બધો વિધિ કર્યો. બધાં એને જોઈ રહ્યાં હતાં. એને કદાચ આ કાળાં ઓરિબે પાત્રના ઈતિહાસની ખબર નહોતી. એણે શીખવ્યા પ્રમાણેની બધી મુદ્રાઓ કરી.

એનો પ્રયોગ સાવ સાદો સીધો હતો. એમાં કશી વૈયક્તિક છટા નહોતી. ખભાથી તે ઘૂંટણ સુધીની એની અંગભંગી જોતાં એનાં આભિજાત્યની પ્રતીતિ થતી હતી.

બારણાંમાં જડેલા કાગળ પર કૂણાં પાંદડાંના પડછાયા પડતા હતા. ખભાથી તે એ ઊજળા રંગના કિમોનોની બાંય સુધી પડતો આછો પડછાયો જોઈ શકાતો હતો. એના વાળ ચળકતા હોય એવું લાગતું હતું.

ચહાઘરમાં પ્રકાશ જરા વધારે પડતો આકરો લાગતો હતો.

પણ એથી કન્યાઓનું યૌવન ચમકી ઊઠતું હતું. ચાને માટેનો રૂમાલ યુવતીને છાજે એવો લાલ રંગનો હતો, અને એના મુલાયમપણાને નહીં તેટલી એની તાજગીની છાપ જોનારાના પર પડતી હતી. કેમ જાણે કન્યાની આંગળીઓ કોઈ રાતી કળીને પ્રફુલ્લિત ન કરતી હોય.

અને સાથે દેખાતાં હતાં હજાર સારસો, નાનાં અને ધોળાં, જાણે એની આજુબાજુ ઊડી ન રહ્યાં હોય!

મિસિસ ઓટાએ કાળું ઓરિબે પાત્ર હથેળીમાં લીધું. 'પાત્રના કાળા રંગની પડછે ચાનો લીલો રંગ વસન્તના પ્રારમ્ભમાં લીલા રંગની આછી છાંટ દેખાય એવો.' પણ એ પાત્ર એકવાર એના પતિનું હતું એ વાત એણે સુદ્ધાં કહી નહીં.

ત્યાર પછી ચહાનાં પાત્રોનું કંઈક ઉદાસીનતાથી નિરીક્ષણ કરવાનો વિધિ થયો. ભેગી થયેલી છોકરીઓને એની કશી ઝાઝી ગતાગમ નહોતી. અને મોટે ભાગે ચિકાકોએ આપેલી સમજૂતીથી એઓ સંતુષ્ટ હતી.

પાણીની સુરાઈ અને ચહાનું માપ કીકુજીના પિતાનાં હતાં. કીકુજીએ કે ચિકાકોએ એ વાતનો નિર્દેશ કર્યો નહીં.

કીકુજી છોકરીઓને જતી જોઈ રહ્યો હતો. એવામાં મિસિસ ઓટા એની પાસે આવી.

'માફ કરજે. હું કદાચ જંગલીની જેમ વર્તી હોઈશ. એથી તું કદાચ કચવાયો પણ હશે. પણ મેં તને જોયો કે તરત બધું હઠાવીને એ જૂના દિવસોની યાદ મારા મનનો કબજો લઇ બેઠી.'

'એમ?'

'પણ તું તો ખાસ્સો ગૃહસ્થ જેવો લાગવા માંડ્યો છે ને!' એની આંખમાંથી હમણાં આંસુ ઢળી જશે એવું લાગ્યું, 'હા, તારી મા–મારે શ્રાદ્ધ વખતે આવવું હતું પણ કંઈ આવી શકાયું નહીં.'

કીકુજી સહેજ અસ્વસ્થ થયો.

'પહેલા તારા પિતા ને પછી તારી મા. હવે તને બહુ એકલવાયું

લાગતું હશે,'

'હા, કંઈક એવું જ.'

'કેમ, જવું નથી ?'

'ખરું કહું તો—'

'કોઈક વાર આપણે નિરાંતે મળીએ તો ઘણી બધી વાતો કરવાનું મન છે.'

'કીકુજી.' ચિકાકોએ બાજુના ઓરડામાંથી બૂમ પાડી. મિસિસ ઓટા ખિન્ન બનીને ઊભી થઈ. એની દીકરી બહાર જઈને બગીચામાં એની રાહ જોતી ઊભી હતી.

કીકુજીને 'આવજે' 'આવજે' કરીને બન્નેને જણે વદાય લીધી. છોકરીની આંખમાં કશીક આજીજીનો ભાવ હતો, ચિકાકો એની માનીતી બે શિષ્યાઓ અને નોકરડી સાથે બીજો ઓરડો સાફ કરી રહી હતી.

'મિસિસ ઓટા શું કહેતી હતી તને ?'

'ખાસ કંઈ નહીં, કશું જ નહીં.'

'એની સાથે જરા સાવધ રહીને વર્તજે, આમ તો એવી નરમ ને ગરીબડી લાગે છે-એ સાવ નિરુપદ્રવી છે એવો એ દેખાવ કરી શકે છે. પણ એના મનમાં શું ચાલતું હશે તે તમે કળી નહીં શકો.'

'મને લાગે છે કે એ તમારા સમારંભોમાં ઘણીવાર આવતાં હશે.' કીકુજીએ સહેજ વ્યંગમાં પૂછ્યું. 'ક્યારથી એમણે આવવું શરૂ કર્યું ?'

ચિકાકોના ઝેરથી બચવાને એણે બાગ તરફ જવા માંડ્યું.

ચિકાકો એની પાછળ પાછળ ગઈ. 'ને એ તને ગમી ? બહુ સારી છોકરી છે નહિ ? તને શું લાગે છે ?'

'ઘણી સારી છોકરી છે. તમે, મિસિસ ઓટા અને મારા પિતાશ્રીનું પ્રેત જો આજુબાજુ ભમ્યાં ના કરતા હોત તો એ વધારે સારી લાગી હોત.'

'એમાં તારું શું ગયું? મિસિસ ઓટાને અને ઈનામુરાની દીકરીને કશી લેવાદેવા નથી.'

'પણ એ બિચારી છોકરીને આવું નહોતું કરવું જોઈતું.'

'કેમ? મિસિસ ઓટા અહીં આવી એથી જો તું અકળાયો હોય તો માફી ચાહું છું. પણ તારે એ ભૂલવું ન જોઈએ કે મેં કંઈ નોતરું દીધું નહોતું. અને તારે એ બધાં સાથે ઈનામુરાની દીકરીનો વિચાર નહિ કરવો.'

'મારે હવે જવું જઈએ.' એ ઊભો રહી ગયો. જો એણે ચિકાકોની સાથે ચાલ્યે રાખ્યું હોત તો એણે એને કોણ જાણે ક્યારે છોડ્યો હોત.

એ એકલો પડ્યો ત્યારે એણે જોયું તો ટેકરીઓ ઉપર સુગન્ધી પુષ્પો ખીલી ઊઠયાં હતાં. એણે ઊંડેથી શ્વાસ લીધો.

ચિકાકોના કહેવાથી એ ખેંચાયો તેથી એ એની જાત પર ધૂંધવાયો. પણ પેલી હજાર સારસના રૂમાલવાળી કન્યાની યાદ એના મનમાં સ્પષ્ટ અને તાજી હતી.

એને કારણે કદાચ એના પિતા સાથે સંકળાયેલી બે સ્ત્રીઓને જોઈને એ વધારે પડતો અસ્વસ્થ થઈ ગયો હતો.

એની મા મરી પરવારી હતી, અને આ બે સ્ત્રીઓ એના પિતા વિશે વાતો કરવા હજી જીવતી હતી. એને ક્રોધનો ઉભરો આવ્યો. પેલું કદરૂપું લાખું ફરી એની નજર સામે તરવરી રહ્યું.

સાંજ વેળાની પવનની લહરી કૂણાં પાંદડાંઓને હલાવી જતી હતી. કીકુજી હેટ હાથમાં લઈને ધીમે ધીમે ચાલતો હતો.

થોડે દૂરથી એણે મિસિસ ઓટાને મુખ્ય દરવાજાના પડછાયાની ઓથે ઊભેલી જોઈ.

એને ટાળવાનો રસ્તો એ શોધવા લાગ્યો. જો એ ડાબી કે જમણી તરફનું ચઢાણ ચઢે તો મંદિરમાંથી બહાર નીકળવાનો બીજો કોઈ દરવાજો મળી આવે.

આમ છતાં એ દરવાજા તરફ ચાલ્યો. એના મોઢા ઉપર કઠોરતાનો

ભાવ આવી ગયો.

મિસિસ ઓટાએ એને જોયો અને એ એની તરફ આવી. એના ગાલ લાલચોળ થઈ ગયા હતા.

'હું તારી જ રાહ જોતી હતી. મારે તને ફરી મળવું હતું. હું કદાચ નફ્ફટ લાગતી હોઈશ, પણ મારે તને કશુંક કહેવું હતું. જો ત્યાં જ આવજો કરીને છૂટી પડું તો ફરી તને ક્યારે મળી શકાય તેની શી ખબર પડે?'

'તમારી દીકરીનું શુ થયું?'

'ફ્યુમિકો આગળ ચાલતી થઈ, એની સાથે એની સહિયર હતી.'

'તો તમે મારી રાહ જોઈને ઊભાં હતાં તેની એને ખબર હતી?'

'હા.' એણે કીકુજીની આંખો સામે જોતાં કહ્યું

'એને તમારું આવું વર્તન ભાગ્યે જ રુચ્યું હોય. મને એને માટે ઘણું લાગી આવ્યું. એ મને મળવા ઇચ્છતી નહોતી તે તો સાવ સ્પષ્ટ હતું.' આ શબ્દો કંઈક તોછડા હતા અને છતાં જરા ગોળ ગોળ રીતે કહેવાયા હતા, પણ મિસિસ ઓટાનો જવાબ સાવ સીધો હતો.

'તને મળવાનું ફ્યુમિકો માટે ભારે કસોટીરૂપ હતું.'

'મારા પિતાએ એને માથે ઘણું વીતાડ્યું હતું તેથી?' કીકુજીને કહેવું એમ હતું કે, 'મિસિસ ઓટાએ એને ઘણો દુખી કર્યો હતો.'

'ના રે ના. તારા પિતા તો એની પ્રત્યે ઘણા ભલા હતા. કોઈક વાર હું તને એ બધું કહીશ. પહેલાં તો એ એમની જોડે અતડી રહેતી ને એમના માયાળુપણાની કશી પરવા જ કરતી નહોતી. પછીથી લડાઈ પૂરી થવા આવી ત્યારે વિમાની હુમલાઓ બહુ ખતરનાક બન્યા હતા તે અરસામાં એ કંઈક બદલાઈ. મને ખબર નથી કે શાથી એની પોતાની રીતે એણે એમને માટે જેટલું સારું બની શકે તેટલું કર્યું. એને મન સારું એટલે એમને માટે બહાર જઈને એમને ખાસ ભાવતી

વસ્તુ લાવી આપવી તે. એ બહુ દૃઢ મનવાળી છોકરી છે. કશું જોખમ ખેડવાનો એને સહેજે વાંધો નહોતો. તારા પિતા તો અચરજ પામી જતા. એનામાં એકાએક આવો ફેરફાર થઈ ગયો હતો. મને પણ આ હૃદયને સ્પર્શી ગયું, એટલું બધું કે જાણે મને એનો આઘાત લાગ્યો. સાથે સાથે એ જાણે મને ઠપકો આપી રહી હોય એવું પણ લાગતું હતું.'

ફયુમિકોએ એના પર ને એની માના પર પણ આવા ઉપકાર કર્યા હશે એવું કીકુજીને થયું. કોઈક વાર એના પિતા કશીક અસાધારણ ભેટ ઘરે લાવતા. એ બધી ફયુમિકોએ લાવી આપી હશે?

'મને ખબર નથી કે ફયુમિકો શાથી આટલી બધી બદલાઈ ગઈ? કદાચ ત્યારે જિંદગી જ એવી હતી કે બીજે દિવસે જીવતા હોઈશું કે કેમ તે પણ સાવ અનિશ્ચિત લાગતું. કદાચ એને મારું લાગી આવ્યું હશે. અને તેથી એણે તારા પિતાનું પણ કામ કર્યું હશે.'

દેશ યુદ્ધમાં હાર્યો અને જે અંધાધુંધી ફેલાઈ એ ગાળામાં એને સમજાયું હશે કે એની માને કીકુજીના પિતાનો કેટલો બધો આધાર હતો. એ દિવસોની લોહિયાળ વાસ્તવિકતામાં એણે જે ભૂતકાળમાં એના પિતા જીવતા હતા તે ભૂતકાળને કદાચ પાછળ મૂકી દીધો હતો. અને જે વર્તમાનમાં એની મા જીવતી હતી તેની વાસ્તવિકતાને માત્ર જોઈ હતી.

'ફયુમિકોએ હાથે વીંટી પહેરી હતી તેના પર તારી નજર પડી હતી ખરી?'

'ના.'

'એ વીંટી તારા પિતાએ આપી હતી. મારી સાથે હોય ત્યારે પણ હવાઈ હુમલાની ચેતવણી સંભળાય કે તરત એઓ ઘરે દોડી જતા. ફયુમિકો એમને ઘર સુધી મૂકી આવતી, એમ કરતાં કોઈ એમને વારી શકતું નહીં. જો એઓ એકલા જાય ને એમને કંઈ થઈ જાય તો તો એમ એ કહેતી. એક રાતે એ પાછી આવી નહીં. મને

થયું કે તમારે ઘરે રહી હોય તો સારું, પણ એ બન્ને માર્યાં ગયાં હોય તો? પછી સવારે એ ઘરે પાછી ફરી અને કહ્યું કે એમને દરવાજા સુધી મૂકી આવીને એણે આખી રાત હવાઈ હુમલાથી બચવાના ભોંયરામાં ગાળી હતી. બીજે દિવસે એઓ આવ્યા ત્યારે એનો આભાર માન્યો અને આ વીંટી આપી, એ વીંટી તારી નજરે પડે એવા ખ્યાલથી એ બહુ મુંઝાઈ હશે.'

ફીકુજી બહુ અસ્વસ્થ થઈ ગયો. એ સ્ત્રી જાણે એનો હક હોય તેમ સહાનુભૂતિની આશા રાખતી હતી, તે એને ભારે વિચિત્ર લાગ્યું.

એને અણગમો કે અવિશ્વાસ નહોતો થયો. એ સ્ત્રીના વર્તનમાં કશી ઉષ્મા હતી. તેથી એ જરા અસાવધ થઈ ગયો હતો.

એ છોકરી એના પિતાને માટે મરણિયા બનીને બધું જ કરી ચૂકતી હતી ત્યારે એની માના પર નજર રાખતી હતી ખરી કે પછી એ નજર નહોતી રાખી શકતી.

છોકરીની વાત કરવાને નિમિત્તે મિસિસ ઓટા પોતાના જ પ્રેમની વાત કરી રહી હોય એવું ફીકુજીને લાગ્યું. ભારે અભિનિવેશથી એ કશીક આજીજી કરી રહી હતી અને ત્યારે ફીકુજી અને ફીકુજીના પિતા વચ્ચે જાણે એ કશો ભેદ કરી શકતી નહોતી. એની પાછળ ઊંડી અને સ્નેહભરી ભૂતકાળની સ્મૃતિ હતી, કેમ જાણે આ શબ્દો એ ફીકુજીના પિતાને ન કહી રહી હોય.

ફીકુજીને પણ એની માની જેમ મિસિસ ઓટા માટે કંઈક ત્રુવટ હતી. એ બિલકુલ દૂર તો થઈ નહોતી. છતાં એની તીવ્રતા કંઈક ઓછી થઈ હતી. જો પોતે સાવધ ન રહે તો મિસિસ ઓટા જેને ચાહતી હતી તે પિતાનો એને પોતાનામાં અનુભવ થવા લાગે એવો એને ભય પણ થતો. આ સ્ત્રીના દેહને ઘણા વખતથી એણે જાણ્યો છે, એવું કલ્પવાને પણ તે લલચાતો.

ફીકુજીને ખબર હતી કે એના પિતાએ ચિકાકોને તરત જ છોડી દીધી હતી પણ મિસિસ ઓટા સાથે એમનો મરણ સુધી સંબંધ હતો.

ચિકાકોએ મિસિસ ઓટા જોડે તિરસ્કારભર્યું વર્તન રાખ્યું હોય તે એને સંભવિત લાગતું હતું. એ જ જાતની ક્રૂરતાનાં લક્ષણ કીકુજીને પોતાનામાં પણ દેખાતાં હતાં. હળવે હૈયે એ મિસિસ ઓટાને આઘાત આપી શકે એવો વિચાર જાણે એને હસાવી દે એવું લાગતું હતું.

'કુરિમોતોના સમારંભમાં હજુ તમે ઘણું ખરું જાઓ છો?' એણે પૂછ્યું, 'એનાથી તમે હજુ ધરાઈ ગયાં નથી?'

'તારા પિતાના મરણ પછી એણે મને એક કાગળ લખ્યો હતો. મને તારા પિતાની ખોટ ઘણી સાલતી હતી. મને ખૂબ એકલું એકલું લાગતું હતું.' એ માથું ઝુકાવીને બોલી.

અને તમારી દીકરી સુદ્ધાં તમારી સાથે આવે છે?'

'ફ્યુમિકો? એ તો માત્ર મને સાથ આપવા આવે છે.'

એ લોકો પાટા ઓળંગીને ઉત્તર કામાકુરા સ્ટેશનને વટાવી ગયાં હતાં, અને ઈંગાકુજીની સામેની ટેકરી ચઢી રહ્યાં હતાં. (ક્રમશઃ)

—

## ખાલીપાની સાંકળે △ કિસન સોસા

ખાલીપાની સાંકળે ખખડાઉં છું,
ઊંબરા પર હું મને ભટકાઉં છું.
સાંજના સાડાછએ અંધાર થાય,
એકલો આ ઓરડે કણસાઉં છું.
સાત અશ્વો જાય છૂટી શ્વાસથી,
હું વરૂના દાંતમાં ઝડપાઉં છું.
જાઉં બાઝી થાંભળે, ભીંતે, છતે,
કોઈ પીંજે, રૂ સમો પીંજાઉં છું.
ક્યાંકથી છૂટે સૂસવટો શબ્દ, ને
કાચી માટીનો હું ફૂટી જાઉં છું.
બૂંદ મારામાં ભમરડા ફેરવે,
હું પવનના સ્પર્શથી શરમાઉં છું,
પ્રશ્ન છે કે કેમ સંકેલું મને!
ચોતરફ અફવા સમો ફેલાઉં છું,

◻

## ક્લાસરૂમમાં

ક્લાસરૂમમાં પીરિયડ
પીરિયડમાં પાઠ
પાઠમાં બોધ
બોધમાં ટાંચણ
ટાંચણ પર ટિપ્પણ......
હું, 'બાબર' ને બે નોટબુક
વચ્ચે ધીરેથી દબાવી
સાહેબની આંખના રજિસ્ટરમાં
પ્રેઝન્ટ પુરાવી
નીકળી ગયો બહાર...
શ્વેતાચ્છાદિત
હરિત ઘાસ પર
અનેકાનેક શકુંતલાનાં
ઝાકળભીનાં આંગળાંએ
અજાણી લિપિમાં આલેખેલા
અક્ષરો ...શબ્દો
ઉકેલવા ..

· હેલ્પર ક્રિસ્ટી ·

**અ**નુભૂતિને કવિતામાં આકારવાના અનેક તરીકા હોય. ક્યારેક કવિ સાંપ્રત સ્થિતિના વિરોધમાં ઈષ્ટ સ્થિતિને મૂકીને Juxtaposition થી ઈષ્ટાર્થને સૂચિત કરી આપે, સાંપ્રતની ક્ષણનું આલેખન કરતાં ચિત્તમાં ચાલતી ભાવ-પ્રક્રિયાનો આલેખ આવે ને એમ એક કૃતિમાં અભિવ્યક્તિનું બે સ્તરે પ્રગટીકરણ સાધે. આમ કરતાં વાસ્તવ

ઉપર કલ્પનાનું આરોપણ કરીને તે કાવ્યચમત્કૃતિ સિદ્ધ કરે, વાસ્તવ અને કલ્પનાના પરસ્પર વિરોધમાંથી ઈષ્ટાર્થ સારવે.

આ કાવ્યમાં કવિ એક અણગમતી સ્થિતિમાંથી ગમતી સ્થિતિમાં થયેલા ચૈતસિક પલાયનની વાત કરે છે. વર્ગના વાસી જીવનમાંથી પ્રત્યક્ષ તાજા ને સમૃદ્ધ જીવનમાં પલાયનની વાત કરે છે. વર્ગમાં ગોંધાયેલો વિદ્યાર્થી શિક્ષકને મુખે, એની વાણીમાં જીવનની માહિતી મેળવે છે, માત્ર માહિતી મેળવે છે. એની માહિતીમાં જીવનનો જીવંત સ્પર્શ અનુભવાતો નથી. એમાં આપણી ઈન્દ્રિયો મુક્તપણે વસ્તુનું રહસ્ય પામી શકતી નથી. કારણ કે એમના પર અભિપ્રાયોનું, મંતવ્યોનું, બીજાનાં મંતવ્યોનું નિયંત્રણ હોય છે. શિક્ષક જો સારા હોય તો પોતાના ને રેઢિયાળ હોય તો બીજાના અભિપ્રાયો આપણે માથે મારે છે. વર્ગના શિસ્તમાં આપણી કલ્પનાને મુક્ત રીતે ઊડવાનો અવકાશ મળતો નથી, જીવનનો પ્રત્યક્ષ, First hand સંપર્ક સંસર્ગ કરવાનો મોકો મળતો નથી. જીવન ઉપર આમ બીજાનું વિવેચન જીવનને જાણવા–માણવામાં ભાગ્યે જ ઉપકારક થાય. બીજાના અનુભવોને અવગત કરીએ તોય તે આપણી બુદ્ધિ સુધી પહોંચે, આપણા સંવિત્‌ના સકલ કોષો સુધી એ ભાગ્યે જ વ્યાપી શકે.

કવિએ વર્ગના શિક્ષણ પ્રત્યે પોતાનો અણગમો ને અકળામણ આરંભમાં સ્વસ્થતાથી, અનાકુલ અભિવ્યક્તિમાં, કેવળ હકીકતોની રજુઆત કરીને જ વ્યક્ત કરેલ છે. વિદ્યાર્થીને પરિચિત એવા આ અનુભવને વિદ્યાર્થીની રોજિંદી ભાષામાં જ મૂકીને કવિએ નીરસ હકીકતોને, વાસી જીવનને ઉચિત ઉઠાવ આપ્યો છે. બોધ, ટાંચણ, ટિપ્પણ, એ સૌ અહીં જીવનના અનુભવની તાજપના અભાવના વાચક બને છે. કિતાબોમાં બાબર વિશે પાઠ હોય છે, પણ ઈતિહાસના એ પાઠમાં આલેખાયેલું જીવન કેટલું નિર્જીવ હોય છે! એમાં જીવતો જાગતો બાબર ભાગ્યે જ જોવા મળે. એમાં તો છાપેલા શબ્દોનાં

નિર્જીવ ખોખાંમાં પુરાયેલું એક મૃત પાત્ર જ જોવા મળે. કવિએ નોટબુક વચ્ચે એને દબાયેલો બતાવીને ચોપડીમાંના બાગરની ક્ષુદ્રતા સૂચવી દીધી છે.

કાવ્યમાં કવિ બહાર નીકળવાની વાત કરે છે તે કદાચ ચૈતસિક છૂટકાની છે. શરીરથી એક સ્થાને હોઈએ (ને અણગમતું સ્થાન શરીરથી સહેલાઈથી છોડી ય ન શકાય) પણ મનથી દૂર દૂર ચાલ્યા જવાની માણસને સુવિધા મળી છે. એની પાસે ચિત્ત છે જેના કલ્પનાબળથી એ સ્થળકાળમાં યથેચ્છ વિહરી શકે છે. વર્ગનું બંધિયાર, સ્થગિત, કલ્પનાવિહોણું ભણતર મૂકીને વિદ્યાર્થી કુદરતના વિશાળ ને જીવંત સંપર્કમાં મુકાઈ જાય છે. ત્યારે આ દીવાલોની બહાર પથરાઈને પડેલું જીવન ને સાચા પાઠવાળું પુસ્તક સમજાય છે. એમાં સંવેદનને તીવ્રતાથી માણવાની મોકળાશ છે. એમાંથી ચિત્તમાં જાગતી સંવેદનાઓ આપણી પોતાની છે, કોઈએ આપેલો બોધ કે સાર એમાં નથી.

કવિના લીલું ઘાસ, ઝાકળ, શકુંતલાનાં આંગળાં જેવા ઉલ્લેખોનું Symbolic મહત્ત્વ તરત સમજાઈ જાય છે. સૌન્દર્યસભર આખું વિશ્વ આપણી નજર આગળ પડ્યું છે. પણ આપણે આપણી સાંકડી ઓરડીમાં ચાર દીવાલો વચ્ચે પુરાઈ રહીને આંગણે આવેલી જીવનશ્રીને જાણ્યે-અજાણ્યે અવગણીએ છીએ. અહીં રંગો છે, સંગીત છે સૌન્દર્ય છે, કવિતા છે, પણ પેલા વર્ગમાંથી આપણે ક્યાં છૂટી શકીએ છીએ! ચોપડીના અક્ષરો ને શબ્દો ઉકેલવામાં આંખે એવી ઝાંખ આવી ગઈ છે કે, બહારની પ્રકાશમય દુનિયાનાં આનંદ સૌન્દર્ય ઝીલવામાં એ નબળી પડે છે. ક્લાસરૂમ પણ આમ આપણી બદ્ધ સીમિત દુનિયાનું પ્રતીક બની જાય છે. અંત સુધી કવિએ અક્ષરો, શબ્દો આદિના ઉલ્લેખથી પેલી માનવીની શાળા ને કુદરતની શાળા વચ્ચેનો વિરોધ નિભાવ્યો છે, જે કાવ્યને એકતાની છાપ, ને ધાર પણ, આપે છે. □

# શિષ્ટ, ઈનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| નાઈટમેર (નવલકથા) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસમુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું (નવલકથા) | વિજય શાસ્ત્રી | ૩–૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી (નવલકથા) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| મેઘશ્યામ | હરિસિંહ દોડિયા | ૪–૦૦ |
| સરજત (વાર્તાસંગ્રહ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| નગરનંદિની | વજુભાઈ ટાંક | ૩–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ (ભાગ ૧–૨) | જ્યોત્સ્ના શુક્લ | ૪–૦૦ |
| કવિમેળો (સોળ કવિઓની કવિતાનો સંગ્રહ) | | ૦૦–૭૫ |
| ઘુઘવાટ (વાર્તાસંગ્રહ) | નગીન મોદી | ૫–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| સાંસારિકા | સરોજ પાઠક | ૬–૦૦ |
| મારો અસબાબ, મારો રાગ | સરોજ પાઠક | ૪–૦૦ |
| મીણની પૂતળી | નવીનચંદ્ર પંડ્યા | ૬–૦૦ |
| સ્વર્ગ અને નરક (વાર્તાસંગ્રહ) | હરીશ નાયક | ૪–૦૦ |
| રેલના રણઝણાઓ | શાંતિ દામકાકર | ૧–૦૦ |
| ભારતદર્શન (પ્રવાસકથા) | અમૃતલાલ શાહ | ૮–૦૦ |
| ચાર દીવાલો, એક હેંગર | જ્યોતિષ જાની | ૪–૦૦ |
| મહેક મળી ગઈ | ભગવતીકુમાર હ. શર્મા | ૩–૦૦ |
| અભિષેક (વાર્તાસંગ્રહ) | મધુસૂદન પારેખ | ૩–૫૦ |
| મસ્તીની પળોમાં (મુક્તકસંગ્રહ) | રતિલાલ 'અનિલ' | ૩–૦૦ |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત–૧**

# કંકાવટી

મે ૧૯૭૩

સાહિત્ય સર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ મું : અંક ૧૭૧ : મૂલ્ય એક રૂપિયો

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૮. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ પ્રગટ થયે અંક, ઑફપ્રિન્ટસ મોકલી અપાય છે. કૃતિ રતિલાલ 'અનિલ', આનંદનગર, સગરામપરા, સૂરત–૨ સરનામે મોકલવી.



તંત્રી • મુદ્રક • પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન

જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨

પ્રકાશનસ્થળ

નાની છીપવાડ અંબાજીરોડ સૂરત–૧

જે લઈ જાય છે અને જમા કરે છે એ
ઈબાદત-ગુજાર (પૂજારી) કરતાં, જે ખાય છે
અને બીજાને આપે છે તે વધારે સારો છે.



ગુન્હો જેનાથી યે થાય તે ખરાબ જ છે.
અક્કલમંદ માણસ ગુન્હો કરે એ તો વધારે
ખરાબ છે, કારણ કે અકલો-ઈલ્મ શયતાન
સામે લડવાનું હથિયાર છે, અને હથિયાર-
ધારી જ કેદ થઈ જાય તો ઘણું ખરાબ છે.



-: શેખ સાદી :-

□ એક શુભેચ્છક તરફથી □

## ૧૯૭૩ના વર્ષમાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| મિતવા | (નવલકથા) | હરિસિંહ દોડિયા |
| ભીલેશ્વર | (નવલકથા) | જી જોષી |
| એના આવવાથી | (નવલકથા) | શાંતિલાલ મેરાઈ |
| અર્વાચીના | | સરોજ પાઠક |
| અભિનિવેશ | (વાર્તાસંગ્રહ) | જ્યોતિષ જાની |
| એક + શૂન્ય = * | (વાર્તાસંગ્રહ) | જશવંત મહેતા |
| કોલાહલ | (વાર્તાસંગ્રહ) | અભિસિંહ પરમાર |
| તારી આંખો ખરેખર સુંદર છે | | નવીન કા. મોદી |
| માનવતાના મંગલ દર્શન | | જ. ઓ. કાનુગા |
| રૂપકિરણ ( એકાંકી ) | | વજુભાઈ ટાંક |
| રંગબેરંગી પીંછાં વચ્ચે | | કિસન સોસા |
| અહીં તો | (વાર્તાસંગ્રહ) | વિજયશાસ્ત્રી |
| બે ચોકલેટ | | સ્નેહ સેતુ |

સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સુરત-૧

*With Best Compliments*

*From*

# *Vakharia Silk Mills*

*( Vakharia Industries )*

**Begumpura, Falsawadi,**

**Surat-1.**

Manufactures, Processers & Producers of All sort of Synthetic Fabric, Voiles Sarees and Fancy Dress Materials.



તમારો કોઈ પુત્ર કે પુત્રી

શું

## એસ. એસ. સી. માં ભણે છે ?

તો

સ્ટડી સેન્ટર, સૂરતની

એસ. એસ. સી. ના વિદ્યાર્થીઓને ચોક્કસ

પાસ થવાની ગેરંટી આપતી

## બાવીસ સકસેસ બુકો

અપાવો

મૂલ્ય : પ્રત્યેકનો એક રૂપિયો

દરેક બુકસેલરો વેચે છે



સ્ટડી સેન્ટર

લીમડીફૂઈ, ગોપીપરા,

સૂરત-૨.




# લક્ષ્મીચંદ ભગાજી

શ્રોફ એન્ડ ફાયનાન્સર

## હાયર પરચેઝ ફાયનાન્સ

આપને ભાડા ખરીદ ધોરણે જોઈતી મહત્ત્વની જરૂરિયાત- જેવી કે મશીનરી, ટ્રક, મોટરકાર, એરકન્ડીશનર્સ, ટી. વી. અને ધંધાદારી સાધનો માટે.

## ફિક્ષ ડિપોઝીટ

વ્યાજના દર : ત્રણ માસ : ૭ ટકા, છ માસ ૮ ટકા, ૧ વર્ષ ૯ ટકા, ત્રણ વર્ષ દસ ટકા, કરન્ટ એકાઉન્ટ ૩ ટકા, સેવિંગ્સ એકાઉન્ટ ૫ ટકા.



ટૂંકી મુદતની લોન-ચેક હૂંડી વ્યાજબી દરે વટાવવાની સવલત, સલામત, સદ્ધર રોકાણ અને આકર્ષક વ્યાજ.



રમણ હાઉસ, ૧૬૯ બેકબે રેકલેમેશન,
ચર્ચગેટ, મુંબઇ-૨૦ (બી. આર)
ફોન નં. ૨૫૬૨૪૬. (ત્રણ લાઇન)

**ગુજરાત-સૌરાષ્ટ્રનાં તમામ શહેરો અને મહત્ત્વનાં ગામોમાં પેઢીની શાખાઓ છે.**

## સુરત વિભાગ

પારસી શેરી, સુરત. સ્ટેશન રોડ, વાપી. બીલીમોરા. ગણદેવી. અમલસાડ. ચીખલી. નવસારી. મહુઆ. બારડોલી. વાલોડ. રાંદેર. ઓલપાડ. અંકલેશ્વર. ભરૂચ. રાજપીપળા. જંબૂસર.

# કંકાવટી

જૂન, ૧૯૭૩

મૂલ્ય

એક રૂપિયો





આવીન્યોનની સુંદરીઓ ચિત્રકાર : પિકાસો

# કંકાવટી

જૂન ૧૯૭૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ મું : અંક ૧૭૨ : મૂલ્ય એક રૂપિયો

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૮. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ પ્રગટ થયે અંક, ઑફપ્રિન્ટસ મોકલી અપાય છે. કૃતિ રતિલાલ 'અનિલ', આનંદનગર, સગરામપરા, સૂરત–૨ સરનામે મોકલવી.



તંત્રી • મુદ્રક • પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન

જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨

પ્રકાશનસ્થળ

નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

## અનુક્રમ : જૂન, ૧૯૭૩



## રૂ. ૧૦૧ નું ઈનામ

'કંકાવટી'ના જૂન ૧૯૭૩ થી મે ૧૯૭૪ સુધીના અંકોમાં આવનાર ગદ્યપદ્ય કૃતિઓમાં શ્રેષ્ઠ ઠરતી કૃતિને વડોદરાના **શ્રી વિઠ્ઠલભાઈ** પટેલ બી. કૉમ., એફ. આર. ઈ. એસ. (લંડન) તરફથી તેના લેખકને રૂ. ૧૦૧ નું ઈનામ અપાશે.

( વિશેષ જાહેરાત ૪૮ મે પાને જુઓ )

# કાવ્યગોષ્ઠિ

△

□ સુરેશ હ. જોષી

△

દૂરતાથી
ઘેરાયેલાં
કોઈ
દ્વજ
જેવો
હું
છું

△

△
△△
△△△

**બ્રાઉન** પેપરનું પૂઠું ચઢાવેલી એ ચોપડી મારી નિત્યસંગિની છે. ભાગ્યે જ કોઈ દિવસ એવો ગયો હશે જ્યારે મેં એને હાથમાં લીધી નહીં હોય. એમાં લખલૂંટ કવિતાઓ છે. એ કવિતાઓની અડાબીડ વસ્તીમાં બધાં સ્થાનો પરિચિત છે. કાંઈ કેટલીય વાર એ પરિચિત સ્થાનોમાં મારું મન વિહાર કરી આવે છે.

સવારે ઊઠું છું ત્યારે નિદ્રાના જુવાળ પૂરા ઓસર્યા નથા હોતા. એની જળરેખાથી દિવસની કોર ભીંજાયેલી હોય છે. હમેશાં કોઈ અસાધારણ સ્વપ્ન આવતું નથી. આંખો ખોલ્યા પછી એનો એ સ્થગિત થઈ ગયેલો સૂર્ય નજરે પડે છે. ધીરે ધીરે નિત્યનૈમિત્તિક કાર્યોનો ચરખો ચીંચવાતો ફરવા લાગે છે. નાહકના ઉધામા, જંજાળ, વાર્તાલાપ, ખટપટ, મિથ્યા વાણીવિલાસ–આ બધાંમાં સંડોવાઈને થાકીને ફરી નિદ્રાધીન થઈએ છીએ. કશું જ કહી બતાવવા જેવું બનતું નથી. પણ એક અસાધારણ ઘટના તો અવશ્ય બને છે: હું રિલ્કેની થોડી કાવ્યપંક્તિઓ દરરોજ વાંચું છું.

હું આ કહું છું તે રિલ્કેની કાવ્યસરિતાનો પ્રવાહ શરૂ થઈ જાય છે. એનો કલ્લોલ કાને પડે છે: જે કંઈ હૃદયમાં તે જ નિકટ, બાકીનું બધું દૂર. એ બધું કેવું ભર્યું ભર્યું–દિવસે દિવસે સભર બન્યે જ જાય, જેને શબ્દો કહી શકે નહીં. દિપો કોઈ ક્ષીણતેજ તારાના જેવા. એને આ અવકાશે નિઃશબ્દપણે આપણી ચેતનામાં

ઊંડે ઊંડે વિખેરી નાખ્યો છે, એ નિઃશબ્દપણે આપણામાં ફરી પ્રકાશવા મથે છે.

આ બધાંનો ક્યાંક તો અન્ત આવશે જ એવી આશાથી એ પોતે શોધેલા કક્ષમાં ફરે છે, અન્ધકારમાં અન્ધ બનીને, ગ્રહનક્ષત્રની ભાતમાંથી છૂટો પડીને, નવા સૂર્યજગત ભણી.

દરરોજ પ્રભાતે જાણે આખાય બ્રહ્માંડમાંથી વિખૂટા પડીને, કોઈ નવા સૂર્યજગત તરફ ચાલી નીકળવાની આ યાત્રા. ફરીથી બધું જ રચવાનું, એ રચતાં રચતાં જાતે રચાતા જવાનું. આથી જ તો રાતે નિદ્રાના દ્રાવણમાં માયાને ઓગાળી નાખવાની, સૂર્ય–ચન્દ્રો નિઃશેષ કરી નાખવાના.

જતાં જતાં ગાડીમાંથી દૂરના મંદિરના શિખરે ધ્વજ ફરકતો જોઉં છું. નીચે સરોવરનાં જળ નિશ્ચળ છે, પણ એ ધ્વજ હવામાં ફરફરે છે. આ જોતાં જ રિલ્કેની પંક્તિઓ સંભળાવા લાગે છે. દૂરતાથી ઘેરાયેલા કોઈ ધ્વજ જેવો હું છું. દૂરથી વહી આવતા પવનોનો અણસાર હું સૌ પ્રથમ પારખું. નીચે તો જાણે આ પવનનાં કશાં ખેંચાણ નહીં અને સૌ નિશ્ચિન્તપણે આનન્દે. બારણાં હજી તો ધીરેથી વસાય, તાપણી આગળ બધાં બેઠાં છે શાન્ત, બારીઓ હજી ધ્રૂજતી નથી, ને ધૂળના થર હજી એમના એમ.

પણ મને તો મળી ચૂક્યો છે ઝંઝાવાતનો સંકેત અને એનાં સાગર જેવાં મોજાંનો. હું મારી જાતને દૂર ફંગોળું. આમ હું આ મહાઝંઝાવાતમ સાવ એકાકી ને અટૂલો.

એ એકાકી હું તે કોણ? કવિ જ ને? અહીં ધ્વજનું કલ્પન બારે તાદૃશતાથી આલેખાયું છે. ધ્વજ ફરફરે, પવનમાં જાણે દૂર દૂર પોતાને પ્રસારી દેવા ઇચ્છે, પણ દણ્ડ એને વળગીને રહે. આમ ઊછળી ઊછળીને પોતાનામાં જ રહે. આ ધ્વજ અને સમુદ્ર એ બે કલ્પનોનું કેવું telescoping થયું છે!- જેવો ધ્વજ તેવો જ સમુદ્ર. એ પણ

ઊછળી ઊછળીને છલકાય, પણ આખરે પોતાનામાં જ જઈને પડે. એવી જ દશા કવિની. એ માનવજાતિનાં સુખદુઃખના સંકેતો પ્રથમ પામે, નીચેનો સંસાર તો સુખથી તાપણીએ બેઠો બેઠો ગપસપ હાંકે. એના તો ઘરની બારીઓ પણ ધ્રૂજે નહીં. સુખશાંતિનું એક સરસ ચિત્ર કવિએ અહીં થોડી રેખાઓમાં આંક્યું છે. પણ આ બધાંથી દૂર, ઝંઝાવાત વચ્ચે, કવિ માત્ર એકલો અને અટૂલો કેવળ દૂરતાથી ઘેરાયેલો એ ધ્વજ– એમાં આપણને બાથમાં ભીડનાર દૂરતા પોતે જ હોય ત્યારે આપણી એકલતા કેવી ઘેરી બને ! પણ કવિની એ નિયતિ. પણ આપણી તો દુનિયા જ એવી. આખરે તો છૂટાં પડવાનું. કશું જ આપણી પકડમાં સદાકાળ જકડાઈને રહે નહીં. માટે જ તો હમેશાં વદાયની પ્રતીક્ષામાં જ મિલનને સ્વીકારવું. ભાવિની વદાયનો ચહેરો પહેલેથી જ ઝાંખી લેવો. આપણે પણ કેટલાંને પાછળ છોડીને આવ્યા ! ઋતુઓ આપણી આગળ થઈને સરતી જ જાય છે તેમ. છતાં કોઈ શિશિરની શિશિરતા તમને એવી તો ઘેરી વળે કે હવે જાણે કશી ગતિ નહીં એવું જ લાગે. છતાં આ રીઢું હૃદય એ શિશિરના પાશમાંથી પણ છટકી નાસે. ઓર્ફિયસની વીણાના સૂરમાં જ યુરિડાઈસ જીવે, એ સંગીતના હિલ્લોળે જ એ વધુ શુદ્ધ સમ્બન્ધની ભૂમિકાએ જઈને ઓચ્છવ કરે. પછી કવિનો કણ્ઠ વધુ ઉત્સવઘેરો થઈને ગાઈ ઊઠે. આ દુનિયા જેમાં બધું ક્ષીણ થતું જાય પાંખું પડતું જાય, હ્રસ્વ થતું જાય તેમાં તો તૂટતાં તૂટતાં પણ ધ્રૂજીને રણકાર મૂકી જતો કાચનો પ્યાલો થવું તે જ સારું.

તો જીવનનું કૈવલ્ય માણો, જે અસ્તિત્વનો નકાર છે તેનાથી આંખ આડા કાન કરીને નહીં, એ તો તમારા પ્રાણવન્ત સ્પન્દનોનું અનન્ત ક્રીડાક્ષેત્ર છે. તેથી જ તો 'ફરી કદી નહીં' ના વિષાદભર્યા સૂર વચ્ચે પણ હૃદયને આનન્દથી ધબકવા દો.

આ સમૃદ્ધ પ્રકૃતિમાં મૂક બની ગયેલી, ક્ષીણ થઈ ચૂકેલી અનેક

વસ્તુઓ વચ્ચે-જેનો સરવાળો કોઈ વાણીમાં માંડી શકાય નહીં-તમારો આંકડો આનંદપૂર્વક માંડી દો, પછી આખા હિસાબને ભૂંસી નાંખો.

ઈશ્વરે માયા રચી છે, પણ ઈશ્વરની યે કેવી માયા છે, જેને વૃક્ષના જેવો સ્તબ્ધ, સ્થાણુ, નિર્વિકલ્પ, અવ્યયી અવિકૃત કલ્પ્યો છે તેને કવિઓએ કેટલાં બધાં રૂપોમાં અહીંતહીં વિખેરી દીધો છે! કવિઓની એ તોતડાતી વાણીના સૂસવાટામાં ઊડી જઈને અહીંતહીં પડેલા ઈશ્વરના ખણ્ડો-એ છિન્નવિચ્છિન્ન ઈશ્વરને ફરી કોણ અખણ્ડ રૂપ આપે? રિલ્કે કહે છે હું કવિ, તારો ફરીથી સંચય કરીશ, તને યોગ્ય પાત્રમાં ફરી સંભરીશ. હું ય એમ તો કેટલા યે ઝંઝાવાતો સામે ઝૂકી ચૂક્યો છું. એ દરમિયાન તું ઝંઝાવાત સાથે સૂસવાઈને મને સ્પર્શી ગયો છે. જે કંઈ મને સ્પર્શી ગયું તેનો હવે હું સંચય કરું છું. આંધળાના હાથમાં તું અસ્થિર પાત્ર બનીને રહ્યો, નોકરોએ તને ઊંડે ઊંડે સંતાડી રાખ્યો, ભિખારીઓએ એમના પ્રસારેલા હાથ સાથે તને પ્રસાર્યો. કોઈકના બાલિશ મનમાં જ કદાચ તારું મહત્ત્વ પ્રગટ થઈ ઊઠ્યું. હું તો આ શોધકો પૈકીનો જ એક છું. મારા લંબાયેલા હાથમાં તું હવે પાછો વળ, તારી સાથે એકાન્તના ધણને પાછું વાળી લાવ (એને ક્ષોભ પમાડે એવા દૃષ્ટિપાતને પાછો વાળ) હું તને પૂર્ણ કરવાનાં સ્વપ્નો સેવું છું-એ રીતે જ મને પૂર્ણ કરવા ઝંખી રહ્યો છું.

કોઈ કોઈ વાર લાગે છે કે અહીં બધું કેવું ભારે ભારે છે! આ ક્ષણો મણકાની જેમ ગોઠવાતી જાય છે. સૂર્યનાં પગલાં આપણા માથા પર કેવા ભારથી ચંપાય છે! જળ આપણને ઘેરી વળીને એના ભારથી તળિયે ખેંચી લઈ જાય છે. પૃથ્વી આપણને એની નજીક ખેંચ્યા કરે છે, પણ જો એવું કશું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હોત, અને કોઈ એવા યુગમાં, કોઈ એવી સૃષ્ટિમાં જન્મ્યા હોત જ્યાં દરેક દિવસ સાવ હળવો હોત, દરેક કલાક જરા વધારે પાતળો હોત તો તારે માટે

એની અદ્‌ભુત સૃષ્ટિમાં—મેં કેવો તો ઉત્સવ રચાવ્યો હોત! મારા હાથ પણ તને અત્યારે અધીરાઈ અને ચિન્તાથી કચડી નાખતો હોય તેમ પકડે છે. તેમ ત્યાં પકડવા ન દેત.

ત્યાં તને સંઘરી રાખવાની કંજૂસાઈને બદલે તને ખરચી નાખવાનું સાહસ પણ મેં કર્યું હોત. તું હોત કેવળ અનિબદ્ધ નર્યો વર્તમાન. કોઈ સમુદ્રના દરેક ઊછળતાં મોજાં પર દડો નાખીને એને ઝુલાવે તેમ મેં તને મારામાં ઉછાળી હોત અને તારા દરેક અવતરણને મેં સામેથી ઊછળીને સુખપૂર્વક ઝીલી લીધું હોત. મારા એ ઊર્ધ્વ બાહુમાં તું કેવી સરસ સમાઈ હોત

તલવારની ધાર પર જેમ પ્રકાશ વિચ્છુરિત થઈને વધુ ઉજ્જવળ થાય તેમ મેં તને વિચ્છુરિત કરી હોત. તારા અગ્નિને મેં અત્યન્ત શુદ્ધ સવર્ણની મુદ્રામાં નંગની જેમ મઢી લીધો હોત. એ અગ્નિને કેવળ હું જ આશ્લેષીને રહ્યો હોત. પણ આપણી ક્ષણો પણ કશાક ભારથી હાંફે છે. કશાક ભારથી કચડાતી હવાના નિઃશ્વાસ હમેશાં સંભળાયા કરે છે.

આ વિષાદ, આ ગ્લાનિ, છતાં ક્યાંક એકાએક કોઈકનું સ્મિત દેખાઈ જાય છે ને જાણે આપણા જીવનનો એક નવો મંગળમય પ્રારમ્ભ થાય છે. એવે પ્રસંગે એ સ્મિત પ્રત્યે ઉપકારવશ બનીને બોલી ઊઠીએ છીએ: હે સ્મિત, મંગળ પ્રારમ્ભ કરતું સ્મિત, આપણું સ્મિત ('આપણું' કારણ કે સ્મિત કરનારને જોનાર પણ તરત એ સ્મિતમાં ભળી જાય છે.) એ આપણું બધું મળીને કેવું એક અને અભિન્ન! એમાં શિરીષની સુગન્ધનો ઉચ્છ્‌વાસ, બાગમાં છવાયેલી શાન્તિનો શ્રવણે પડતો ધ્વનિ—નિઃસ્તબ્ધતા, એમાં એકાએક નજર ઊંચી કરીને આપણું એકબીજા સામે જોવું, વિસ્મિત થવું અને અન્તે ફરી પાછું સ્મિત!

એ સ્મિતમાં હતાં આપણાં બંનેનાં ભેગાં રહસ્યો, નાનકડું

હરણું જેને આપણે જોતાં હતાં તે પણે છવાયેલા ઘાસમાં ક્રીડા કરતું હતું ત્યાં, એટ જ તો હતું આપણું શૈશવ અને ત્યાર વેળાનું આપણું એ સ્મિત. પછીથી જોયેલા હંસની ગતિથી એણે કાંઈક એવી છટા ધારણ કરી, એણે સરોવરનાં શાન્ત જળને બે ભાગમાં વહેંચી નાખ્યું. એક બાજુ નિઃશબ્દ ઢળતી સન્ધ્યા અને વૃક્ષનાં શિખરો, મુક્ત શુદ્ધ આકાશની પડછે દેખાતાં, આસન્ન રાત્રિથી છલકાતાં. એણે એની રેખાઓનો આભાસ અંકિત કરી દીધો હતો આપણા હર્ષોન્મત્ત ભવિષ્યની પડછે આપણા મુખ ઉપર. □

## 'ક' ને કંઈ નહીં 'ક' □ અ.

હું કેટલી યે વાર મારી મરણચીસ સાંભળી ચૂક્યો છું...
જન્મ્યો છું એકના એક ઘરમાં ફરી ફરી...
દરેક જન્મે આગલા જન્મનું જ નામ...
દરેક જન્મે આગલા ભવની જ સ્મૃતિ
કોઈ જન્મે બાળકની અવસ્થા જ નહીં...
અજ્ઞાન નહીં, કુતૂહલ, વિસ્મય, કૌતુક નહીં...
એકની એક રાત જીવીને મેં મરણચીસ પાડી...
એકની એક રાતે જન્મ્યા કર્યું...
પ્રત્યેક અવસ્થાએ આગલી જ અવસ્થા
ત્રણે કાળે વર્તમાનની સનાતન વ્યવસ્થા
પ્રત્યેક ઋતુએ આગલી જ ઋતુ...
ઋતુઓ ગઈ, ચક્ર ચાલ્યા કર્યું...

# સ્વાતંત્ર્યોત્તર કાળના શ્રેષ્ઠ કવિ

પ્રિય ભાઈશ્રી અનિલ,

ભાઈ ઉશનસ્‌ને ગુજરાતી કવિતામાં એમના વિશિષ્ટ પ્રદાન માટે રણજિતરામ સુવર્ણચંદ્રક મળ્યો તે નિમિત્તે તમે મને કંઈક લખવા કહો છો તેથી આનંદ સાથે થોડો સંકોચ પણ અનુભવું છું. શ્રી ઉશનસ્‌નું સન્માન તે મને મારું જ સન્માન લાગે એવો અમારો સંબંધ, ને તેથી મારે વિશે કહેતાં જેવો સંકોચ થાય તેવો સંકોચ થાય છે. વારુ.

સુન્દરમ્‌-ઉમાશંકર પછીની કવિપેઢીના ઉશનસ્‌ Maljor poet છે. એક મોટા ગજાના કવિમાં દર્શનવર્ણનની જે સમૃદ્ધિ હોય તે એમનામાં છે. અનુભૂતિની વ્યાપકના ને ઉત્કટતા, અસાધારણ કલ્પનાબળ ને અભિવ્યક્તિપ્રભુત્વ ઉશનસ્‌ની કવિતાને અનુગાંધીયુગની કવિતામાં ઉચ્ચ સ્થાન અપાવે છે. દુઃસાહસ ગણો તો તેમ, પણ હું તો કહું કે તેઓ સ્વાતંત્ર્યોત્તર કાળના શ્રેષ્ઠ કવિ છે. 'પ્રસૂન' (૧૯૫૫) 'નેપથ્યે' (૧૯૫૬), 'મનોમુદ્રા' (૧૯૫૯), 'આર્દ્રા' (૧૯૫૯), 'તૃણનો ગ્રહ' (૧૯૬૫) ને 'સ્પંદ અને છંદ'–એમ કાલાન્તરે પ્રગટેલા એમના કાવ્ય-સંગ્રહો કવિ અને માનવ લેખેની એમની વિકાસયાત્રાનો આલેખ આપે છે.

જે કાળે એમણે કાવ્યપ્રવૃત્તિનો આરંભ કર્યો ને કાળે કવિતાક્ષેત્રમાં બલવન્તરાય ઠાકોરનો બપોર તપતો હતો; અર્થપ્રધાન, કવિતા ને સૉનેટની ત્યારે બોલબાલા હતી. ઉશનસ્‌ની કવિતા ઉપર એનો પ્રભાવ સ્પષ્ટ જણાય છે. કંઈક અંશે ગાંધીજીના જીવનદર્શનની અસરથી આ અરસામાં કવિ સામાજિક–રાજકીય–સાંસ્કૃતિક ચિંતન કવિતામાં ઝીલવાના પ્રયાસ કરે છે, સુન્દરમ્‌–ઉમાશંકરની કવિતાના સન્તાન (Extension) જેવી કવિતા ઉશનસ્‌ની કલમે લખાઈ છે. ગાંધીજી ને જવાહરલાલ, દેશ, દેશની સંસ્કૃતિ ને સાંપ્રત સ્થિતિ, આ બધું કાવ્યવિષય બનીને અમની કવિતામાં આવે છે ને એમની પ્રબળ

કલ્પનાશક્તિ ને વ્યક્તિઆવેગથી કલામાં પ્રગટ થાય છે. પ્રકૃતિપ્રેમ એમના હાડમાં છે ને માનવી લેખે એમને માનવીમાં રસ છે. પ્રણય-વિષયની એમની કવિતા વાંચતાં સુન્દરમ્‌ની તેવી કવિતા સાંભરે છે, પણ સાચું કહું ? અનુભૂતિઓની અનેકવિધતા ને સૂક્ષ્મતા, કલ્પનોની વ્યાપકતા ને બહુલતા તથા અભિવ્યક્તિની અનેકવિધ તરેહોના પ્રયોગમાં તેઓ સુન્દરમ્‌થી એક ડગલું આગળ લાગે છે. મેઘાણીએ 'વસુધા' માં પ્રેમની લાલી જોઈને તેને બિરદાવી ને પછી એવી લાલી ઉશનસ્‌ની કવિતામાં પ્રગટેલી જોવા મળે છે. ટાગોરી ભાવલઢણોમાં તેઓ ક્યારેક પકડાયા છે ને શ્રી અરવિંદ આશ્રમની અસરમાં પણ આવ્યા છે; છતાં એવી અસરોને વ્યાપીને એમની કવિતા દશાંગુલ ઊંચે ઊઠીને એની નિજી મુદ્રા પ્રગટાવ્યા વિના રહેતી નથી.

ભાઈ ઉશનસ્‌ની કવિતાને એના આરંભકાળમાં જ બરછટતાનું ને અધરાપણાનું મહેણું મળ્યું છે. જેમ સાસરે નવી નવી આવેલી કન્યાનાં સાસરિયાં ખૂંદણાં કાઢે ને પછી પોતાનું વર્તન એ ગમે તેટલું સુધારે તો ય એ મહેણાં તો ચાલુ જ રહે એવો ઘાટ એમને વિશે થયો જણાય છે. ઉશનસ્ કોઈ પણ આધુનિક કવિ જેટલા જ સભાન કલાકાર છે એ સત્યની પ્રતીતિ એમની કવિતાને કાલક્રમમાં જોનારને સહેજે થશે. એમનીકૃતિમાં Smoothness ઓછી લાગતી હોય, Ruggedness વધારે લાગતી હોય તો એ એમના કલાપ્રમાદનું પરિણામ નથી, એમની શક્તિના આગવા આવિષ્કારનું પરિણામ છે, અપરિચિત કે અલ્પપરિચિત, ઘરાળુ, સંસ્કૃત કે પ્રાદેશિક ઉચ્ચારણની છાંટવાળા શબ્દો પ્રયોજતાં એમના મનમાં ઔચિત્યનો ખ્યાલ હોય છે જ, એમને શબ્દો નથી જડતા એટલે ગમે તેવા શબ્દોથી ચલાવે છે એવું તો એમની વિવિધ ઉક્તિછટાઓ, છંદપ્રયોગો ને લયલઢણો જોઈને કોઈ નહિ કહી શકે. ઉશનસ્‌ની કવિતાને 'અઘરી'ને 'લઘરી' વિશેષણો વળગાડવામાં ભાવભાષાની એમની લીલાપ્રવૃત્તિ પરત્વે અત્યુક્તિ ને Over simplification થયેલાં લાગે છે. કાવ્યના

શીર્ષક પછી આ કવિ 'અનુભૂતિઓ' કે 'એક્સ્ટસી' એવું કોઈવાર લખે છે તેમાં ઉપરના આરોપોનો જવાબ ને નિવારણ પણ શોધી શકાય.

ને છતાં એ સાચું જ છે કે ઉશનસ્‌ની કવિતા જનસમુદાય માટેની કવિતા નથી, અધિકારી સહૃદય માટેની કવિતા છે. કવિ સંમેલનોમાં 'લોકો' પાસેથી એમને તાળીઓ ન જ મળે ને ન મળે તેમાં જ એમની કવિતાની સાચી કદર રહેલી છે. એલિયટના સ્વકાવ્યપઠનના કાર્યક્રમમાં ભીડ જામી ને હૉલ ઊભરાઈ ગયો એવો હેવાલ આપનાર શ્રોતાને પેલો વિવેચક સાશ્ચર્ય પૂછે છે: "What is wrong with Eliot's poetry?" ઉશનસ્‌ની અધિકારી ભાવકોને તો સો ટચના સોના જેવી કવિતા લાગે છે. એમનાં ભાવચિંતન અને કલ્પનાથી સઘન સૉનેટ, કલ્પનોથી ખચિત પરંપરિત છંદની કે છંદમુક્ત રચનાઓ, એમના પૂરા ખુલ્લા ગળે ગવાયેલાં નહીં તો ય એકંદર લલિતમધુર ને કોઈવાર તો ભવ્યતાને અડી આવતાં ગીતો અધિકારી ભાવકોને તો આહ્‌લાદક ને ચિત્તસંતર્પક લાગ્યાં છે; ને હવે તો એમણે 'ગુજરાતી કવિતામાં વિશિષ્ટ પ્રદાન' તરીકે એમની કવિતાની ગુણવત્તાનો ચંદ્રકથી જાહેરમાં સ્વીકાર પણ કર્યો છે.

તૃણમાં બ્રહ્મ જોવાનો ને સમયમાં નિઃસમયતા અનુભવવાનો કીમિયો કવિ ઉશનસ્‌ને હાથ લાગ્યો છે. આ વિશ્વની લીલાના જ એક અંશ તરીકે તેઓ શબ્દની લીલાને જુએ છે ને કવિના વિશેષાધિકારના દાવે ને બળે બ્રહ્માની અનેક ખૂણાખાંચાવાળી સૃષ્ટિને શબ્દની વિવિધ રમણીય ને આહ્‌લાદક મુદ્રાઓમાં પ્રગટ કરી આપે છે. એમના ને એમની કવિતાના થયેલા આ બહુમાનથી આપણે આનંદ પામીએ ને વ્યક્ત કરીએ છીએ તેમાં આપણી ઉપર એમના અહેસાનનો સ્વીકાર પણ આપોઆપ થઈ જાય છે.

કુશળ હશો　　　　લિ૦ સ્નેહાધીન

૧૫–૫–'૭૩　　　　જયન્ત પાઠકના વં. મા.

# પાબ્લો પિકાસો

□ ગુલામ મોહંમદ શેખ



મોટાભાગના લોકો પિકાસોને આધુનિક કલાનો માત્ર પ્રણેતા જ નહિ, એનું અનન્ય પ્રતીક સમજે છે. શિક્ષિતોમાં આવી માન્યતા, કળાનું અધકચરું જ્ઞાન ધરાવનાર કારકૂનો, માધ્યમિક શાળાના શિક્ષકો, વિશ્વવિદ્યાલયના ઘણા અધ્યાપકો અને સ્થાનિક વર્તમાનપત્રમાં 'સંસ્કાર' વિષયક કટાર લખનાર 'લેખકો' પણ ધરાવતા હોય છે. 'આધુનિક' કળાને નામે થતી મનસ્વી પ્રવૃત્તિનો એ સૂત્રધાર છે એવાં વિધાનો કલાદંભી 'વિવેચકો' પિકાસોની 'ઝાટકણી' કાઢવાનો આનંદ લેતા હોય છે. સાહિત્યક્ષેત્રે પિકાસોને અમુક પ્રકારની 'અમૂર્ત' કલાનું પ્રતીક ગણી નાખ્યાના નમૂના છે, કળા વિશે ડોળ કરનાર લોકોએ એને નામે દંતકથાઓ, રમૂજો અને રોમેન્ટીક વાતો રચવામાં કશું બાકી રાખ્યું નથી. ફ્રાન્સ્વા ગીલોએ લખેલ સ્મરણોના પુસ્તક બાદ એના વ્યક્તિગત જીવન વિશેની વાતો પણ ચલણી થઈ ગઈ છે. પરંતુ જોહ્ન બર્જર કહે છે તેમ આમાંના મોટાભાગના લોકો પિકાસોનું નામ જાણતા હોય છે, પણ એનું કામ જાણનારાની સંખ્યા ઘણી નાની છે. આના અનુસંધાનમાં એવી જ ખ્યાતિ પ્રાપ્ત કરનાર સિને-કલાકાર ચાર્લી ચેપ્લીનનો દાખલો સૂચક છે. ચાર્લી ચેપ્લીનના સંદર્ભમાં લોકો એના સિને-સ્વરૂપને (અથવા એની કળાને) ઓળખતા હતા, જેથી ઘણીવાર ચાર્લીને એના સાચા સ્વરૂપે જોઈ લોકો ડઘાઈ ઊઠયાં હતાં. રમકડા જેવા વિદૂષકની જગાએ, ચાર્લી એના મૂળ સ્વરૂપે 'લાઇમ લાઈટ' નામના ચિત્રમાં આવ્યો ત્યારે ઘણાને અકળામણ થયેલી.

પિકાસોનાં ચિત્રો કે કોઈપણ પ્રકારની 'આધુનિક' કલાના અભ્યાસની ભૂમિકા આપણે ત્યાં બંધાઈ નથી, ત્યાં આબોહવાનો

પ્રશ્ન તો ક્યાંથી ઊઠે ? કેટલાક સાહિત્યકારો કળા–કળાકારોના દાખલા ટાંકે છે. પરંતુ ઘણીવાર એની વિસંગતતા એમની કળાસૂઝ વિશે શંકાઓ ઉત્પન્ન કરે છે. તેમનાં કળા વિશેનાં વિધાનો મોટે ભાગે પશ્ચિમી કળાકારોવિષયક હોવાથી, તેઓ પશ્ચિમી સાહિત્યનાં પુસ્તકો વાંચી આવા વિધાનો કરે છે એમ કહેવું તદ્દન ભૂલભરેલું નથી. હજુ સુધી કોઈપણ સાહિત્યિક વિવેચકે ભારતીય કે અન્ય કલાની સૂઝ દર્શાવતું કોઈ વિધાન કર્યું હોય તેવું મારા ધ્યાનમાં નથી, ખરેખર તો મેં કળામાં 'રસ ધરાવનાર' અનેક સાહિત્યકારો–વિવેચકોને, કળાકૃતિ નિરખવાના અકસ્માત્ પ્રસંગો દરમ્યાન અચૂક ગૂંચવણમાં પડેલા જોયા છે. કળાનાં રહસ્યદ્વાર ખોલવાની સાહિત્યિક ચાવીની શોધમાં તેઓ હજુ કળા વિશે વિસંગત પ્રલાપ કરતા રોકાયા નથી. પિકાસોની વાત કરતા, ભૂલમાં જ, પણ સાચી રીતે ઘણાં ક્યૂબિઝમનું નામ એની સાથે જોડી દે છે. આપણે ત્યાં તો વળી 'ક્યૂબિસ્ટ' કવિતા લખવાના પણ અખતરા થયેલા છે, પરંતુ હવે એ સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે આ 'કવિ' ઓએ ક્યૂબિસ્ટ કલાની વૈચારિક ભૂમિકા જાણવા કે સમજવાનો સંનિષ્ઠ પ્રયત્ન કર્યો નથી. વળી, સાહિત્ય–કલાના સંદર્ભે 'ક્યૂબિસ્ટ' કે એવી કોઈ વિચારસરણીની, આપણા વ્યક્તિગત કે સામાજિક સ્વભાવની દૃષ્ટિએ, યોગ્યાયોગ્યતા વિચારવાનો પ્રશ્ન પણ આ કવિઓ કે વિવેચકોને ઊઠયો નથી. આમ વિવેચનક્ષેત્રે ખરેખર આત્મવિવેચનનો અભાવ છે એમ કહીએ તો કશું ખોટું નથી. એને લીધે જ 'ક્યૂબિસ્ટ', 'અમૂર્ત', 'એબ્સર્ડ' એવી સંજ્ઞાઓના અસ્પષ્ટ ઉપયોગને કારણે અનર્થ સર્જાયો છે, કારણ કે કીર્તિ–લાલચુ લેખકો અને વિવેચકોએ આવી સંજ્ઞાઓનો 'આધુનિક'માં ખપવા છૂટથી ઉપયોગ કર્યો છે. પરંતુ એથી વધારે દુર્ભાગ્યની વાત તો એ છે કે આવા છીછરા કવિતાપ્રયોગો અને વિવેચનોને પડકારે તેવા સંનિષ્ઠ અને અભ્યાસી વિવેચકોનો આપણે ત્યાં, એક–બેને બાદ કરતા, સદંતર અભાવ છે.

કેટલીક દૃષ્ટિએ પિકાસોને ગેરસમજનો ભોગ બનેલ કળાકાર કહેવામાં અતિશયોક્તિ નહિ ગણાય. એની કળા આપણી સદીના છેલ્લાં ૭૦ વર્ષની પશ્ચિમી કળાપ્રણાલી સાથે સંલગ્ન હોવા છતાં કેટલાક પશ્ચિમ યુરોપીય (ખાસ કરીને માર્કસવાદી) વિવેચકોએ એને એ પ્રણાલીનો પ્રતિનિધિ ગણવાનો ઇન્કાર કર્યો છે, કારણ કે એમને પિકાસોના બહોળા કળાસર્જનમાં-ક્યૂબિસ્ટ તબક્કા સિવાય-પશ્ચિમી યુરોપની ક્રાંતિકારી, ઔદ્યોગિક, પ્રગતિશીલ વૃત્તિનાં દર્શન થયાં નથી. બલ્કે તેમની માન્યતા પ્રમાણે પિકાસો સ્પેન જેવા અર્ધવિકસિત, સામન્તશાહી દેશની રોમેન્ટીક અને અગતિશીલ વૃત્તિનો પ્રતિનિધિ છે. એમના મતે પિકાસોની કલા-વિભાવનાના ઘડતરમાં આ 'અગતિશીલ' વૃત્તિનાં મૂળ રહેલાં છે, તેથી એણે પશ્ચિમ યુરોપની પ્રગતિશીલ રૂચની સાથે કદમ મિલાવવાને બદલે અપરિવર્તનશીલ રહેવાનું વધારે પસંદ કર્યું. જોહન બર્જરે એના 'પિકાસોની સફળતા અને નિષ્ફળતા' નામના પુસ્તકમાં પિકાસોને એના પુરોગામી ગોગાંની જેમ કોઈ એશિયાઈ-આફ્રિકી (એણે ભારતનું નામ સૂચવ્યું છે) દેશમાં રહી, એની કળાનું આ દેશોની વિચારસરણી જોડે સામ્ય શોધી, સાર્થકય સિદ્ધ કરવાની પણ કલ્પના કરી છે.

પિકાસોનાં ચિત્રોએ એની કારકીર્દિની શરુઆતથી જ તરખાટ મચાવ્યો છે. એનાં ચિત્રોએ માત્ર ડોળઘાલુ પ્રજાને જ આઘાત પહોંચાડ્યા નથી. ઘણીવાર કળાકારો પણ એનાં પ્રસ્થાનોથી ડઘાઈ ગયાના દાખલા છે. એણે ૧૯૦૭માં ચીતરેલ 'આવીન્યોનની સુન્દરીઓ' જોઈ માતીસ અને બ્રાક બન્નેએ આઘાત પામ્યાની લાગણીઓ વ્યક્ત કરેલી. આ આઘાતોના પડઘા આપણી સદીમાં વારંવાર પડતા રહ્યા છે, જેને કારણે પિકાસોની 'કીર્તિ' દિન-બ-દિન વધતી રહી છે, પરંતુ એની કળાનું વસ્તુલક્ષી મૂલ્યાંકન આઘું ને આઘું ઠેલાતું રહ્યું છે. ક્યૂબિસ્ટ તબક્કા (૧૯૦૭-૧૯૧૪) પછી પિકાસોની કળાએ

કશા નાટકી વળાંકો નહિ લીધા હોવા છતા, પ્રસંગોપાત્ એના પ્રશંસકો અને વિવેચકોએ (જેમાં ડોળઘાલુ કળાવિવેચકોની સંખ્યા ઘણી મોટી છે), એની કળા અને કળાવિષયક વિચારોને આગળ ધરી કળા વિષેની ઘણી, અઘટિત ચર્ચાઓને વેગ આપ્યો છે. આને કારણે એક બાજુથી એની કળા અને જીવન વિષે કદાચ કોઈ પણ કળાકાર કરતાં વધારે સામગ્રી પ્રગટ થઈ છે (અને એનાં ચિત્રો મોંઘામાં મોંઘી કિંમતે વેચાયાં છે) જ્યારે બીજી બાજુ એના વિવેચકો વધારે ને વધારે જક્કી બનતા ગયા છે અને ડોળઘાલુ કળારસિકો વધારે ને વધારે દંભી અને રુઢિચુસ્ત બનતા ગયા છે. આમ, પિકાસોને રાજદ્વારી વ્યક્તિઓ અને સિનેમાના અભિનેતાઓ–અભિનેત્રીઓ જેટલી ખ્યાતિ અને અઢળક સંપત્તિ મળ્યાં છે કારણ કે આપણી સદીએ દર્શાવી આપ્યું છે કે વિવાદાસ્પદ હોવાના લાભ સૌથી મોટા છે આને કારણે પિકાસોના વ્યક્તિવાદની એટલી myth થઈ છે કે ઘણા એને વીસમી સદીની સંકુલ, વિરોધાભાસી અને વિલક્ષણ સંસ્કૃતિના પર્યાય તરીકે ગણે છે. જોકે આ વ્યક્તિવાદે પિકાસોના વૈયક્તિક જીવનને તો માત્ર હાનિ જ પહોંચાડી છે. એનાં જીવન અને કલાને જાહેર રીતે ચૂંથાતાં જોઈ છેલ્લાં વર્ષોમાં એણે એકાન્તવાસ શોધ્યો હતો.

પિકાસો સ્પેનનો રહેવાસી હોઈ એની કળામાં સ્પેનની વિશિષ્ટ સંવેદનાનાં દર્શન કરવાનો લોભ વિવેચકો રોકી શકયા નથી. લોર્કાના 'દુએન્દે' ના અણુસાર જોહ્ન બર્જરને પણ જણાયા છે. તેમજ એના 'બુલફાઈટ'નાં ચિત્રોનો મેળ સ્પેનની સંસ્કૃતિ જોડે બેસાડાયો છે. એના ચિત્રોનું અભિવ્યક્તિવાદી જોમ અને સ્વભાવની 'ઉષ્ણતા' ને પણ ઘણા સ્પેનીશ પ્રજાની દેન ગણે છે. જ્યારે હકીકતમાં પિકાસોએ સ્પેનમાં એના જીવનનો ચોથો હિસ્સો પણ ગાળ્યો નથી. એના સ્પેન–કાળનાં ચિત્રોમાં કશી સ્પેનીશ અનુભૂતિ જોવી તો બાલિશ ગણાય કારણ કે એ ચિત્રોનું academicism આખા યુરોપમાં એ સમયે પ્રસરેલું હતું. એના એ ચિત્રોની વિકાસશીલ દૃષ્ટિમાં

'ઈમ્પ્રેશનીઝમ'ની, વાસ્તવને ખુલ્લા દિલે રંગવાની વૃત્તિ જણાય છે તેમાં પણ કશી સ્પેનીશ સંવેદના હોવાને બદલે પશ્ચિમ યુરોપની 'આધુનિકતા' તરફનો રોમેન્ટીક ભાવ જ વધારે પ્રબળ છે. પારીસ આવી એણે જે ચિત્રો દોર્યાં તેમાં શહેરના લાટીન લત્તાના ગરીબો, વેશ્યાઓ અને ભિખારીઓનાં તેમજ સરકસના વિદૂષક કુટુંબની વિષમ જીવન-સ્થિતિ તથા વેદના દર્શાવતાં ચિત્રો મુખ્ય છે. આ ચિત્રોને એના પ્રશંસકોએ 'બ્લ્યૂ પિરિયડ' અને 'પીંક પિરિયડ' કહી નવાજ્યાં છે, કારણ કે એમાં એ રંગોનો વધારે ઉપયોગ થયો હતો. પરંતુ ખરેખર તો એ ચિત્રોમાં પિકાસોનો નવી ધરતી અને નવી પ્રજા પ્રત્યેનો સમભાવ, તેમજ રોમેન્ટીક વિષય તરફનો લાગણીપ્રધાન ઝોક મહત્ત્વનો ભાગ ભજવે છે. આ ચિત્રોમાં દરેક કલાકારની ઉગતી કારકીર્દિના અનિવાર્ય અંગ જેવી અખતરાપ્રધાન વૃત્તિના આછાં દર્શન થાય છે, છતાં એને પ્રયોગશીલ કહેવા તે વધારે પડતું કહેવાય. ૧૯૦૭ માં ચીતરેલ 'આવીન્યોનની સુન્દરીઓ' નામના ચિત્રથી પિકાસોની અને પશ્ચિમ યુરોપની કળામાં અનન્ય ફેરફાર થયેલો જોવા મળે છે, તેના મૂળમાં સ્પેનની કે સ્પેનીશ કળાની સંવેદના શોધવી મુશ્કેલ છે. ખરેખર તો આ ચિત્ર દ્વારા પશ્ચિમ યુરોપની અખતરા-પ્રધાન મનોવૃત્તિને વિચારસરણીનું રૂપ મળ્યું, જેને લીધે નવી સંવેદનાને શબ્દબધ્ધ કરવા અનેક કવિઓ અને વિવેચકો—આપોલીનેર અને ગર્ટ્રુડ સ્ટાઈન જેવાં—કટિબધ્ધ થયા. માતીસનાં એ ગાળાનાં ચિત્રો જોતાં સ્પષ્ટ છે કે પદ્ધતિની દષ્ટિએ આકૃતિનું રૂપાન્તર કરવામાં એ પિકાસોના ચિત્રની ઘણો નજીક પહોંચી ગયો હતો, પરંતુ એણે પૂર્વ અને પશ્ચાદ્ભૂમિને જુદી પાડતી રેખાનો વિલય કરવાની હિમ્મત કરી નહોતી. એવું જણાય છે કે પિકાસોએ આંતરરાષ્ટ્રીય રમતના ખેલાડી જેવા જુસ્સાથી વિક્રમ સ્થાપવાના ઈરાદાપૂર્વક આવી હિમ્મત કરી જેથી ચિત્રની સપાટી જુદા જુદા વિસ્તારો પર સ્થિર રહેવાને બદલે એકત્રિત થઈ ગઈ. પૂર્વ અને પશ્ચાદ્ભૂમિનાં ઘટકોએ

એકબીજાં પર આક્રમણ કર્યું હોય તેવી પરિસ્થિતિ સર્જાઈ. આકૃતિઓનાં અંગો એકબીજામાં ઓગળ્યાં, ઓલવાયાં તેમજ આકૃતિઓ અને આકૃતિઓ વચ્ચેના અભૂતપૂર્વ ambivalence ની ભૂમિકા સર્જાઈ, જેને કારણે કદાચ ક્રમવાર પ્રગતિ કરવાની મનોવૃત્તિ ધરાવનાર કળાકારો અને આવા આક્રમક અને હિંસક અખતરાથી ગભરાયેલ કળારસિકો ચોંકી ઊઠયા.

આ ચિત્રથી પશ્ચિમની કલાપ્રણાલી પર પદ્ધતિ અને વિચારની દષ્ટિએ સીધા પ્રહાર થયા હોય તેવું ઘણાને લાગ્યું. એક તો આમાં ગ્રેકો-રોમન વાસ્તવિકતાની ભ્રામકતાનો પડદો સંપૂર્ણ રીતે ફાટયો, બીજું એમાં યુરોપની કલામાં આફ્રિકી 'પ્રાકૃત' કળાનાં બીજ પેઠાં (પિકાસોએ આફ્રિકી મ્હોરાંઓનો આ ચિત્રમાં ઉપયોગ કર્યો છે) તથા એને કારણે યુરોપીય આકૃતિ-સૌન્દર્યનો ખ્યાલ હબસી આકૃતિ-સૌન્દર્ય સાથે અથડાવાથી ઘવાયો. પદ્ધતિની દષ્ટિએ હાથના મુક્ત અને બળપૂર્વક ઉપયોગ દ્વારા calligraphic છરકા લગાવવાની 'પહેલ' થઈ, અને સૌથી વધારે મહત્ત્વની વાત તો એ બની કે 'વાસ્તવ' ને એક જ દષ્ટિબિન્દુથી જોવાને બદલે અનેક દષ્ટિબિન્દુઓથી જોઈ, એનું ભૌમિતિક આકૃતિઓમાં પૃથક્કરણ કરી, એના અનેક પાસાંઓને, પદાર્થના વિલક્ષણતાઓ દ્વારા નહિ, પણ ચિત્રનાં મૂળ તત્ત્વોની સ્વરચિત આગવી ભાષા દ્વારા દર્શાવવાનો પ્રયત્ન થયો. તેથી વાસ્તવ હવે કેમેરાની જેમ એક દષ્ટિબિન્દુ દર્શાવતી મર્યાદિત ઘટના બની રહેવાને બદલે સર્વાંગી-Kinetic દષ્ટિનું દ્યોતક બન્યું-જેથી એમાં પદાર્થ અને પદાર્થ વચ્ચે અવકાશનાં Interaction ની પ્રક્રિયા સર્જાઈ અને આ Interaction દ્વારા ચિત્રની 'સ્થિર' વાસ્તવિકતામાં ગતિનું-સમયનું અભૂતપૂર્વ પરિમાણ પ્રવેશ્યું. આ ગતિ અને સમયના પરિમાણનો જ્યારે ક્યૂબિસ્ટ તબક્કા દરમ્યાન વધુ સંગઠિત પ્રયોગ થયો ત્યારે વિવેચકોએ એની, નવાયુગને અનુરૂપ નવી વિચારસરણીના પ્રતીક તરીકે પ્રતિષ્ઠા કરી.

આમ 'સામન્તશાહી, અર્ધવિકસિત' સ્પેનનો રહેવાસી પિકાસો પશ્ચિમ યુરોપની 'પ્રગતિશીલ' પ્રણાલીનો પ્રણેતા બન્યો. ક્યૂબિઝમની સૌથી બહોળી અસર સ્થાપત્યની કળા પર થઈ: જેથી વીસમી સદીના સ્થાપત્યમાં જે ભૌમિતિક આકારોનો અતિરેક જણાયો છે તે ક્યૂબિઝમની વિચારસરણી અને પદ્ધતિની સીધી અથવા આડકતરી અસર તળે જ થયો છે.

પિકાસોની ક્યૂબિસ્ટ તબક્કા પછીની કળામાં પણ ક્યૂબિસ્ટ વિચારસરણી અને પદ્ધતિની ઊંડી અસર છે, પરંતુ એનું વલણ અનુકરણશીલ નહિ હોવાથી એ બીજા કળાકારોથી જુદો પડે છે. કેટલાક કળાકારો ક્યૂબિઝમની ભાષાનું અનુકરણ કરી ગમે તે વિષય વસ્તુનું ત્રિકોણ-ચોરસ જેવી આકૃતિઓમાં વિભાજન કરવામાં પડી ગયા, તેમની સરખામણીમાં પિકાસોનો દાખલો સૂચક છે. એણે ક્યૂબિસ્ટ ભાષાને જડતાપૂર્વક વળગી રહેવાને બદલે, બદલાતા સમય અને સંદર્ભોને અનુરૂપ નવાં રૂપાંતરો કરવાની દૃઢ દૃષ્ટિ બતાવી છે. એની અનેક કૃતિઓમાં આવાં રૂપાંતરો સાર્થક થયાં છે: 'ગુએર્નિકા' નામના યુદ્ધસંબંધી મહાચિત્રમાં ક્યૂબિસ્ટ વિચારસરણીના ક્રમિક અનુસંધાનરૂપ પ્રકૃતિનું પુનઃ સંયોજન કરવાની વિભાવનાએ જે વિકરણનાં સ્વરૂપો યોજ્યાં છે, તે વીસમી સદીની કળાના ઇતિહાસમાં અદ્વિતીય છે. મારી થેરેસનાં ચિત્રોમાં એણે અનેક પ્રકારની ઐન્દ્રિય સંવેદનાની સૂક્ષ્મતાઓ પ્રગટ કરવા ક્યૂબિસ્ટ અનેકાક્ષી દૃષ્ટિકોણને ખૂબ જ સૂઝપૂર્વક પ્રયોજ્યો છે. જેથી, એના વિપુલ સર્જનમાં માત્ર વિપુલતાનો જ આગ્રહ જોવો, તે અતિશયોક્તિ છે. એણે શૈલીના નાટકી ફેરફારો તરફ દૃષ્ટિ રાખવાને બદલે, શૈલીની મર્યાદામાં રહીને નવી સંયોજના, ભાષાની મર્યાદામાં રહીને નવી અર્થ-વિભાવનાઓ, અને માધ્યમની મર્યાદામાં રહીને એની શક્ય વિલક્ષણતાઓને ગંભીરતા, ચપળતા, રમૂજ અને સાહજિકતાથી પ્રગટાવવાનો જે પ્રયત્ન કર્યો છે તે વિરલ છે. □

## નિર્જન □ અ.

નિર્જન 'હું'ની વસ્તીમાં
એક માણસ આવ્યો
અફવાનગરમાં એક ઘટના બની
એક માણસ આવ્યો !
કોઈ દેવદૂત થઈને નહીં
ઇન્દ્રધનુષ્ય કે પારિજાત લઈને નહીં
સિગારેટ ને દીવાસળીબૉક્સ લઈને
એની પાસે કોઈ સંદેશ નહોતો
નહોતો એ પાયાનો પથ્થર
નહોતો એ શિખરનો સુવર્ણકળશ
એ તો માત્ર માણસ હતો
એની આંખમાં વિસ્મય નહોતું
કીકીમાં કૌતુક નહોતું
નહોતું કંઠમાં કોઈ ગીત
એકલો એક માત્ર માણસ
મારે એટલાથી જ ઓચ્છવ થઈ ગયો.
મને લાગ્યું હું યે હવે માણસ છું
હવા ખાવાનું સ્થળ નહીં.
હવા તો એના ઘરે ય આવે છે...
તે શું કામ આવ્યો હતો
હવે હું જાણતો નથી
તે પણ નહીં જાણતો હોય
કેમ કે તે ચાલ્યો ગયો છે...
જાણું છું માત્ર માણસ આવ્યો હતો
અહીં માણસ જ ચાલ્યો જાય છે
માણસની અફવા રહી જાય છે...

## ઠૂંઠું □ અ.

ઠૂંઠા શા અસ્તિત્વે ગ્રીષ્મે ઊગેલું
સમ્બન્ધનું એક લીલુંછમ પાંદડું
અરે, એકાએક ખરી પડ્યું...

હવા થંભી ગઈ ( કે મારો શ્વાસ ? )
એક લાંબો નિઃશ્વાસ મૂકી દઉં છું
ખરેલું પાંદડું હાલ્યું ( કે કંપ્યું ? )
નિઃશ્વાસના પવને ( કે સીઝાયું ? )

મેં આંખ મીંચી, ઊંડો શ્વાસ લીધો
પાંદડાની સુવાસ હૃદય સુધી પહોંચી
ઉચ્છ્વાસ મૂકતા જીવ ન ચાલ્યો
લીલા પાંદડાની ગંધ ચાલી જાય તો ?
એક વાર ગઈ તો...
તૂટેલા પાંદડાની ગંધ ગઈ તો...

જીવ રૂંધાયો–ઉચ્છ્વાસ મૂક્યો
પાંદડું હાલ્યું ( કે સીઝાયું ? )
શણ લીલું હોય તો યે શણ છે
મેં આંખ બંધ કરી, ગંધ જીવે છે
હૃદયે સુવાસ ભરવા મેં ઊંડા શ્વાસ લીધા
મગ્ન રહ્યો, પણ ક્યાં સુધી ?
તૂટેલા પાંદડાની લીલાશ ક્યાં સુધી ?
સુવાસ ક્યાં સુધી ?
અને આંખ ખૂલી ત્યારે પાંદડું નહોતું...
તૂટે છે તે ઊડી જાય છે...
છાતીએ ડૂમો ભરાય છે
કોઈ હોળૈયો આવે–ઠૂંઠાનું લાકડું લઈ જાય...

## — એન્તોનિક બાર્તુસેકનાં બે કાવ્યો*

અનુ. શિરીષ પંચાલ

### સ્મૃતિલેખ

આ નગરમાં
માનવીઓને જીવતા દાટવામાં આવે છે.
શરૂઆતમાં તો અમે
લાંબા સમયથી મૃત હતા એવો
દેખાવ કર્યો.

તેમણે અમને પાગલ ઠરાવ્યા
અને બાકી રહેલા બીજા બધાની સાથે
બીજા બધાનાં રક્તપાન કરવાની ફરજ પાડી.
રક્ત હતું મધુર અને ભયંકર.

એક દિવસે
સતત જીવતા દટાતા માનવીઓથી
અમારાથી અમે ધરાઈ ગયા.

હુંફાળા રક્તથી પેટ ભરવાની
અમે ના પાડી,
એટલે તેમણે અમારી પાસે
અમારી કબર ખોદાવી
અને અમને માથા પાછળ ગોળી દઈને
મારી નાખ્યા.

હવે અમે સાચે મરી ગયા હતા
હવે અમે માન્યું કે ત્યાં બધો ખેલ પૂરો થઈ ગયો.
પણ તેઓ અમને જીવતા દાટી શકે
એટલા માટે તેમણે અમને સજીવન કર્યા.

* Ewald Osersના અંગ્રેજી અનુવાદના આધારે

યુદ્ધ

એ રાત્રે
આકાશના ખૂબ જ હળતા છાપરા હેઠળ
શાંતિથી ઊભા હતા અમે

અને

જો કોઈને કશો અફસોસ હોય તો
માત્ર વાદળોએ તારાઓને સંતાડી દીધા હતા
એટલો જ હતો.

પણ છતાંય
સંધ્યા
સમાપ્ત થયેલા યુદ્ધ જેવી હતી

એ યુદ્ધમાં
સૈનિકો
પોતાના રાજા માટે
મરી ફીટયા હતા.

જ્યારે વાદળો વિખરાયાં
અને તારાઓ ચમકી ઊઠયા
ત્યારે
જનરલ પોટેમ્કીને
રાબસેનાને
હુકમ કર્યો
અમારા મૃત સાથીઓને દાટવાને.

## બે ગીત □ કિસન સોસા

રાધાની છાતી પર ઝૂકીને કો'ક વાર રોયા હશે ઘનશ્યામ,
હિમાળા ઢાળેથી ઢળ્યું હશે પછી શ્યામળી ગંગાનું નામ.

રાધાના સ્કંધ પર ઢાળીને શીશ ક્હાન ટહુક્યા હશે એવું વેણ,
ઓઢણીને દાંતમાં દાબીને રાધાએ ઢાળી દીધાં હશે નેણ.

સૌરભના મધપુડા બંધાયા હશે પછી વૃંદાવને ફૂલ-ફૂલમાં,
કેસૂડાં પથ પથ કોળ્યાં હશે, હશે ગુલમો'ર ખીલ્યાં ગોકુળમાં.

રાધાને કાંઠડે બેસીને ક્હાનજીએ પીધા હશે મીઠા વાધૂ,
લીલાછમ ઘૂંટડા ન્યાળીને મોર મોર બોલ્યા હશે: સાધુ, સાધુ!

ક્હાનજીની છાતીએ ઘોળાયું હશે પછી રાધાનું કેસરિયું નામ,
રાધાના રોમ રોમ ફૂટયા હશે, હશે ઢોળાયું બ્રહ્માંડનું ગામ.



રાતની ગાડીએ આવે મે'માન એમ મધરાતે મેઘ ચઢી આવ્યા,
વાતે ચઢ્યાં પછી એવાં કે પ્રાતઃ લગી કોઈએ ન હેઠાં ઉતરાવ્યાં.

કાનજીનાં પગલાં સાંભળી લજ્જાથી રાધિકા નેણ લે'ય બીડી,
શ્યામલ વાદળાંની બથમાં એક એક તારલીએ આંખડી મીંચી,
ગુલાબી સુરખી ચીતરતી દેહમાં ફરી વળી શેરડાની પીંછી.

ઓરતાની આંખ્યું બીડાણી ને પાછા અબોલાના હોઠે બોલાવ્યાં,
વાતે ચઢ્યાં પછી એવાં કે પ્રાતઃ લગી કોઈએ ન હેઠાં ઉતરાવ્યાં.

મેદાને ઢોળિયા ઢાળી ઢળેલાં ઠામનાં નામ ઊભાં ડેલીએ,
તડતડતાં ગીત ફરી વેરતી છાપરે હડિયું કાઢી ઓલી હેલીએ,
ફોરમનું ઝીણું લુગડું સંભાળતી પડખું બદલ્યું ફુલ-વેલીએ.

ફૂલોના ગામમાં ફાટી નીકળ્યું ફોરમનું તોફાન, દ્વાર બીડાવ્યાં;
વાતે ચઢ્યાં પછી એવાં કે પ્રાતઃ લગી કોઈએ ન હેઠાં ઉતરાવ્યાં.

## કે- □ ઇન્દુ ગોસ્વામી

કે એમ કાંઈ ભીંજાશે પાંખ ?
આવડું આકાશ હાલું માથે મૂકીને પછી ટલવાશે પથ્થરની પાંખ.

એવું બને કે અહીં લોહીઝાણ ચાખવાનું
કુંવારું નામ હોય કાયદો,
પડઘાતા પાણીને જોઈ જોઈ ત્રાડતો
કૂવાનો રાત અલાયદો
વ્હેતા સમયની કુંક અમે એવી
કે ખોબામાં તરતો વળાંક.

ડોશીના દાબલામાં રમતો પવન હવે
કહેવાશે વરસાદી બાણ,
કોલસાની ખાણમાંથી નીકળતા કાચને
સાતે રંગોની ઓળખાણ,
આછરી ગયેલ પછી ટીપાંના ઝાડને
લાગશે ન લ્હેરાની ઝાંખ.

## એક કવિતા □ અજિત ઠાકોર

આકાશની ભૂરી ભૂરી છાતી ક્યાં ગઈ?
મારા અસ્તિત્વને વીંટળાઈ ગયેલો ઉષ્ણ અંધકાર
કેમ નથી જણાતો ?
મારી તંદ્રિલ આંખોનાં રાતાં અજવાળાં
કોણે લૂંટી લીધાં ?
મારા હાથપગમાંથી ક્યારે ફૂટી નીકળ્યા રસ્તાઓ, કામો.
ક્યાં ગઈ મારા નાભિબિન્દુ સાથે સંકળાયેલી
કાચા મુલાયમ માંસની દોરી ? ક્યાં ગઈ?
હા, હું તમને પૂછું છું
નવજાત વાછરડાના ઉદ્ધત વિસ્મયથી હું તમનેજ પૂછું છું :
'હું ક્યાં છું ?'
('અહીં મને કોણ લાવ્યું ?')

## મૃત્યુ પામતા પંખીનું ગીત □ કરસનદાસ લુહાર

હોલવાતા જાય મારા ટહુકાના દીપ
અને અંધારું ઓસરતું આંખથી,
આભ ખોવાતું જાય જાય મારી પાંખથી.

આંખોમાં, પાંખોમાં લીંપી ભૂરાશ તણા
પોપડાઓ તરડાઈ ખરતા,
ચાંચ માહીં રાખીને ઊડું છું નીડ છતાં
તરણાં રોકાય નહીં સરતાં.

એવાં તે ભાગ્ય નથી મારાં કે ભાઈ
ફરી પામું જીવતરને રાખથી,
આભ ખોવાતું મારી આંખથી.

શ્વાસોના પડિયાથી પીધેલાં વન
હવે સાંભર્યાં ને શ્વાસ સૂસવાતા,
પારધિની જાળ સમા પથરાતા અંધકાર
લીલા તે છંમ બની જતા.

પળપળમાં પલટાતા વાદળિયા વૈભવને
જોઈ લઉં છેલ્લેરી ઝાંખથી!
આભ ખોવાતું જાય મારી આંખથી.

## ગઝલ □ લલિત ત્રિવેદી

અંધકારો ગતિ થૈને રમતા રહ્યા,
સૂર્ય છાના પછીતોમાં ભમતા રહ્યા.

આજ રેતીમાં ક્યાંયે ન છાયા મળે,
દશ્ય લોહીનાં વૃક્ષેથી ખરતાં રહ્યાં.

માર્ગમાં ક્યાંક જળના બનાવો હતા,
ઝાંઝવાંઓ છતાં પણ ઘૂઘવતાં રહ્યાં.

દર્પણો પર નજર કાં ન માંડી શકું?
સૂર્ય દર્પણની પાછળ વિકસતા રહ્યા.

# જીભ પર — ☐ દિનેશ પંડ્યા

મારી જીભ પર
ક ખ ગ ઘ
ચ છ જ ઝ
ટ ઠ ડ ઢ
ત થ દ ધ
પ ફ બ ભ–નાં પંખીઓ
માળો કરીને સૂર્યને ઢસે છે, ને
ઠંડીને ઠારે છે.

મારી લેંકાર જીભની બખોલમાં
સળવળે એક સાપ
પંખી જાગ
ભાગ ભાગ
સાપ તો ઊડેય ખરો ને તરેય ખરો
આગ પર ચાલીને હેમખેમ પારેય ઊતરે.

મારી જીભના સુક્કા ઠુંઠા પર
ફરતી કીડીઓની હાર તો
મરેલા સાપને જ તાણે,
સાપને પંખી બહુ ભાવે
ક ખને ખાય
ગ ઘને ખાય
એમ કરતાં કરતાં
ભ સાપને જ ખાય તો જ
મારી જીભ પરના માળા
સલામત રહે.

## પિતાનું મૃત્યુ (?) □ સતીશ વ્યાસ

એઉ ઉપર તો તમે અજાણ્યા લાગ્યા !
એ જ ક્ષણે તો
સવારનો સૂરજ ઊગતો'તો
(માતા કેરા કપાળ પરની બિંદી જેવો.)
તમે હતા ત્યાં સુધી તો
આકાશ જરા યે જોયું નહોતું,
જોયો નહોતો ખાલીપાનો ભાર !
(નનામીમાં યે લાગ્યા હળવા ફૂલ !)
દર્ભ સરીખો કૃશ છતાં યે કડક તમારો દેહ...
સરાવવાને દિન રચીને પિંડ
લોભી શુક્લ મોટે સાદે મંત્ર બોલતો
ત્યારે એના ઠાલા પડઘે
અટ્ટહાસતા તમે !
ચટ મૂકેલી દર્ભદેહડી માંહીં
તમારા પ્રાણ હોય કે ?
નાટકની પારેખ તમારી આંખ
હસંતી ભાળી'તી મેં.
અપસવ્યે ઉદ્ધાર થતો શું હોય ?
ત્રયોદશાએ
આથમતા સૂરજની સાખે
દાનકર્મનો દંભ પતાવી,
નદીતટેથી પાછા આવી
માતા કેરા પવિત્ર ભાલે
કોરા કંકુ શો જ્યાં જોયો
હસતો નમણો ચહેરો તમનો
થયું મને કે:
દીધો'તો મેં દાહ જેહને
હતી અજાણી કાયા !
હતી અજાણી માયા !

## ચાલો હવે ! □ મનહર ચરાડવા

આલો હવે
અફાલો હવે !
છોડી રગો
ફાલો હવે !

ખુદને તમે
આલો હવે !
આ વાયરો
ઝાલો હવે !

આંખો દઈ
ખાળો હવે !
ઉર-ચીરડા
ગાળો હવે !

ભીંત-ઊમરા
ટાળો હવે !
આપણપણું
વાળો હવે !

ઈ કોલસા !
બાળો હવે !
જબાન તો
ચાળો હવે !

ખગ અર્થના
પાળો હવે !
પાંપણ ખરી
ઢાળો હવે !

અફસોસ છે
ટાલો હવે !
શ્વાસો કહે :
ચાલો હવે !

# ખંડિત પ્રતિબિમ્બો

□ રતિલાલ 'અનિલ'



આકાશના તારાઓ સાગરનાં મોજાંમાં પોતાને ઝાંખા ઝાંખા લંબાઈને ભાંગીને વેરવિખેર થતા જુએ છે, બસ જોયા જ કરે છે અને હસ્યા કરે છે...એમને આશ્ચર્ય થાય છે : આ પાગલ સાગરને સમજાતું કેમ નથી કે પડછાયાની જેમ પ્રતિબિમ્બોને પણ ભાંગીને છિન્નભિન્ન કરી શકાતાં નથી...અમને વેરવિખેરને એ સવાર સુધી વેરવિખેર કર્યા કરે છે, પણ શું, જે વેરવિખેર–છિન્નભિન્ન છે, તેને ફરી ફરીને વેરવિખેર, છિન્નભિન્ન કરવાના રહે છે ખરા? આ ગાંડાતૂર મોજાંઓ જરા ઠરે તો એમને એવો ખ્યાલ આવે ને!

સૂર્યનો પ્રકાશ આવે છે અને પેલા તારાઓ અને એમનાં ભાંગ્યાં કરતાં પ્રતિબિમ્બો–બંનેને અદૃશ્ય કરી નાખે છે, અને પ્રતિબિમ્બો ભાંગનારાં સાગરનાં મોજાં આખો દિવસ સૂર્યના સળંગ લંબાયેલા પ્રકાશના કટકેકટકા કરી નાખવા, કરચળિયાળો અને કરચ કરચ કરી નાખવા મોજાંઓમાં ઊછળ્યા કરે છે ઊછળ્યા કરે છે, બસ ઊછળ્યા કરે છે, પણ સૂર્યનો પ્રકાશ તો એવો ને એવો સળંગ સળ વગરનો રહે છે.

દિવસે અદૃશ્ય કરી નાખેલા તારાઓ ફરી હસતા હસતા પ્રગટ થાય છે, અને ફરી સાગર એમનાં પ્રતિબિમ્બોને ભાંગી નાખવા માટે ગાંડાતૂર મોજાંઓમાં ઊછળ્યા કરે છે...ઊછળ્યા કરે છે...ઊછળ્યા કરે છે....અને વળી અદૃશ્ય થયેલા સૂર્યપ્રકાશની વિરાટ ચાદર પણ સહજપણે પથરાઈ જાય છે.

પેલા તારાઓ અને આ સૂર્ય મને કહે છે કે, તું યે સંસાર સાગરનાં પ્રવૃત્તિમય મોજાંઓનાં આંદોલનમાં પડેલો છે, તને યે સ્પૃહા રહેતી હશે કે, મારું અખંડ રૂપ એમાં બિમ્બાય, તેજના નાનકડા

ટપકા જેવું યે મારું અખંડ રૂપ દેખાય, પણ અમારાં પ્રતિબિમ્બ–પ્રતિરૂપની જેમ તારું યે પ્રતિબિમ્બ–પ્રતિરૂપ ભાંગ્યા કરે છે, બસ ભાંગ્યા કરે છે...અને એ જ સૂચવે છે કે એ ભાંગ્યું નથી, કેમકે જે ભાંગેલું છે તેને વળી સતત ભાંગ્યા કરવાની ગાંડી રમત હોય નહીં ..પણ એ તો સાગરનો સ્વભાવ છે.

પેલા તારાઓ અને સાગરની વાત સાચી છે. મને ક્યારેક ક્યારેક ઘેરો વિષાદ થાય છે કે મારી બહાર જાણે મારું, કોઈ પ્રતિછાયા કે પ્રતિરૂપ જેવું અસ્તિત્વ જ નથી! આસપાસ ચાલતા પ્રવૃતિના આંદોલનમાં જરા જેટલું યે મારું બિમ્બ કે છાયા દેખાતાં નથી, કદાચ એ આંદોલનનો હેતુ જ એવો છે કે, તમામ પ્રતિબિમ્બો અને છાયાઓ સતત ભાંગ્યા કરે, વિચ્છિન્ન થયા કરે, વેરવિખેર થાય અને વેરવિખેર જ રહે...માત્ર આંદોલનોનું અસ્તિત્વ પ્રગટ રહે અને એમાં તમામ રૂપો અને છાયાઓ ડહોળાયાં, ચૂંથાયાં અને ભાંગ્યાં કરે...

પેલા તારાઓ અને સૂર્ય મને કહે છે કે, પ્રકાશ એ જ અમારો પ્રાણ છે, પ્રકાશ જ અમારું અસ્તિત્વ છે. અમારો પ્રકાશ અમારામાં છે, અને અમારી બહાર પણ છે. પ્રકાશનો સ્વભાવ જ એ છે કે, પોતાના ઉદ્ભવસ્થાન કરતાં યે તેની બહાર એ અનેકગણો પ્રગટ રહે, ફેલાય. પણ બહાર છે એટલે અને એટલો જ, બહારનાં આંદોલનોમાં વલોવાય, વીંખાય, વેરવિખેર અને અસ્પષ્ટ થાય છે...સ્થિરતા બહાર નહીં, અંદર છે. સ્થિરતાને પોતાની બહાર જોવાનો મોહ ન રાખ અને એવી ઇચ્છા યે કરવી એ અસ્તિત્વ બહારના અસ્તિત્વની જીવંતતા માટે, અયોગ્ય છે.

પેલો સાગર એક સ્થિર સપાટીવાળો વિરાટ અરીસો બની જાય તો અમારાં સ્થિર પ્રતિબિમ્બો પ્રતિરૂપો તો સચવાઈ રહે પણ સાગરનું પ્રલંબ ઘેઘૂર ગીત ખોવાઈ જાય, જળચરોનું જીવન આથમી જાય અને તારી હોડી એક વેંત પણ આગળ ન વધે, તારો પ્રવાસ પણ ખોવાઈ

જાય...તું યે તારા સ્થિર પ્રતિબિમ્બની ઝાંખી મૃત સંસારમાં જ કરી શકે...એવી અમાનુષિ ઇચ્છા થઈ જ કેમ શકે ? અને એ ફળવાની તો નહીં જ !

પ્રકાશ, પોતામાં રહેલો પોતીકો પ્રકાશ એ જ અસ્તિત્વ છે, તે જ સ્થિર છે અને પોતાનું સ્થિર પ્રતિબિમ્બ–પ્રતિરૂપ પણ પોતામાં જ નીરખી શકાય. તું પ્રકાશ છે, ગ્રીષ્મમાં ખીલેલું સેમરનું રૂ–પુષ્પ નથી કે આંદોલનોનો લહેરાતો વાયરો તને તાંતણે તાંતણે છૂટો પાડીને વિખેરી નાખે અને પેલું ફૂટેલું ફૂલ બિહામણું, બોખું બોખું, વહેતા વાયરાને તાક્યા કરે... □

## આપણે, નામો □ હેલ્પર ક્રિસ્ટી

આપણે સંજ્ઞારૂપે મળતાં રહ્યાં,
અર્થના સંકેત ઓગળતા રહ્યા.

ખીણનું પોલાણ ના પૂરી શક્યાં,
મીણના સેતુ ય પીગળતા રહ્યા.

કોઈની પાસે જવાનું ક્યાં હતું ?
જાતને પણ ક્યાં સતત મળતાં રહ્યાં !

હસ્તરેખા ના બની મળવાનો માર્ગ,
બંધ મુઠ્ઠીમાં જ સળવળતાં રહ્યાં.

પંથ કોઈ કાપવાનો ક્યાં હતો ?
ભીંતનાં પડખને સાંકળતાં રહ્યાં.

સૂર્યનીચે મીણના માઈલસ્ટોન,
દૂરતાના આંક ઓગળતા રહ્યા.

'આપણા' જેવું કશું યે ક્યાં રહ્યું ?
કાળને 'નામો' રૂપે મળતાં રહ્યાં.

# હજાર સારસો

△

▫ યાસુનારી કાવાબાતા

અનુ. સૌ ઉષા જોષી

△

એ
રડતી
સ્ત્રી
હવે
કદરૂપી
લાગતી
હતી

△

△
△ △
△ △ △

મિસિસ ઓટાને પિસ્તાળીસ તો થયાં જ હશે. કીકુજીથી આશરે એ વીસેક વરસ મોટી હશે. છતાં સંભોગવેળાએ એ એની મોટી વયનું કિકુજીને ભાન થવા દેતી નહીં. એના બાહુપાશમાંની નારી એનાથી પણ વયમાં નાની હોય એવો એને અનુભવ થતો હતો.

એ નારીના અનુભવમાંથી મળતું સુખ માણતી વેળાએ બીનઅનુભવને કારણે એનામાં જે સંકોચ-ભર્યો અણગમો હતો તે હવે જરાય રહ્યો નહોતો.

જાણે પહેલી જ વાર નારીનો પરિચય થયો હોય એવું એને લાગતું હતું. અને પોતાને પણ જાણે કે પહેલી જ વાર પુરુષ તરીકે એ ઓળખતો થયો હતો. આ એક અસાધારણ પ્રકારની જાગૃતિ હતી. કોઈ નારી આટલી બધી ગ્રહિષ્ણુ અને અનુકૂળ હોય એવું એણે ધાર્યું નહોતું. એને અનુસરતી છતાં એને એની પાછળ જવાને આકર્ષતી. એની ઉષ્માભરી સુગંધમાં એને પૂરેપૂરો ઘેરી લેતી.

કુંવારા કીકુજીને આવા પ્રસંગો પછી ભ્રષ્ટતાની લાગણી થતી. પણ હવે, જ્યારે ભ્રષ્ટતાની લાગણી અત્યન્ત તીવ્ર બનવી જોઈએ ત્યારે, માત્ર એને ઉષ્માભરી આસાએશનો જ અનુભવ તો હતો.

ઘણું ખરું એ છૂટા પડતી વેળાએ તોછડાઈથી વર્તતો. પણ આજે જાણે પહેલી વાર કોઈની હૂંફભરી ઉપસ્થિતિ એ અનુભવી રહ્યો હતો. અને સ્વેચ્છાએ એ સુખમાં તણાયે જતો હતો. નારીના દેહમાંથી

ખરો? આવો વિરોધ કરવા છતાં એ પ્રતિકાર કરતી નહોતી. કીકુજીએ રેડેલા ઝેરની એના પર કંઈ અસર થઈ હોય એમ લાગતું નહોતું. એ જાણે કીકુજી તરફ જ પાછું વહી જતું હતું.

"પણ એથી ફેર તો જરૂર પડે. મેં તો એ એક જ વાર જોયું છે હું જ્યારે આઠ નવ વરસનો હતો ત્યારે. અને આજે પણ એ મારી નજર આગળ સ્પષ્ટ છે."

"કેમ?"

"તમે પણ એ લાખાના શાપની અસર નીચે હતાં. મારા વતી ને મારી મા વતી લડતી હોય એમ કુરિમોતો તમારી સામે નહોતી થઈ?"

મિસિસ ઓટાએ માથું ધુણાવ્યું ને દૂર ખસી ગઈ. કીકુજીએ વધારે જોરથી એને આલિંગનમાં જકડી લીધી.

"એ લાખાનું એને હમેશાં ભાન રહેતું. તેથી એ વધારે ને વધારે ખારીલી બની."

"કેવો ભયંકર ખ્યાલ!"

"અને કદાચ એ મારા બાપ સામે વેર લેવા પણ ઇચ્છતી હશે."

"શા માટે?"

"એના લાખાને લીધે એઓ એને ઉતારી પાડતા હતા એવું એને લાગતું હતું. કદાચ એટલા જ ખાતર એઓ એને છોડી ગયા એવું પણ એણે પોતાની જાતને મનાવ્યું હશે."

"એવી જુગુપ્સાજનક વસ્તુની વાત કરવી રહેવા દે." પણ એના મનમાં એ લાખાનું સ્પષ્ટ ચિત્ર એ ઉપસાવી શકતી નહોતી. "કુરિમોતોને હવે એની ચિંતા હોય એવું મને લાગતું નથી. એની વેદના તો કયારની દૂર થઈ ગઈ હશે."

" વેદના દૂર થઈ જાય અને પાછળ કશું ચિહ્ન મૂકી ન જાય એવું બને ખરું ?"

" અરે, એ વિશે લાગણીવશ પણ થઈ જવાય." એ જાણે અર્ધી સ્વપ્નમાં હોય તેમ બોલી.

પછી કીકુજી જે કોઈ પણ હિસાબે કહેવા નહોતો માગતો તે બોલી ગયો.

" આજે સાંજે તમારી ડાબી બાજુએ જે છોકરી હતી તે યાદ આવે છે ?"

" હા. યુકિકો. ઇનામુરાની દીકરી."

" કુરિમોતોએ આજે એને નોતરી હતી, જેથી હું એને ધારી ધારીને જોઈ શકું."

" ના !" એ એની સામે વિસ્ફારિત નેત્રે નિષ્પલક જોઈ રહી. " તો એ કન્યા જોવાનો વિધિ હતો ? મને તો એનો સહેજે અણસાર નહોતો આવ્યો."

" ના, એવું તો ખાસ નહોતું."

" તો વાત એમ હતી ? તું કન્યા જોઈને ઘરે પાછો ફરતો હતો !" એક આંસુ આંખમાંથી સરીને રેખા આંકતું ઓશિકા પર પડયું. એના ખભા ધ્રૂજતા હતા. " બહુ ખોટું થયું. બહુ ખોટું. મને કહ્યું કેમ નહીં ?"

એણે એનું મોઢું ઓશિકા સાથે દાબી દીધું.

કીકુજીએ આવા ઉગ્ર પ્રતિભાવની આશા નહોતી રાખી.

" જો એ ખોટું છે તો ખોટું છે જ. પછી હું કન્યા જોઈને આવતો હોઉં કે ન આવતો હોઉં." એ પ્રમાણિકતાથી બોલ્યો. " હું એ બે વચ્ચેનો સંબંધ જોઈ શકતો નથી."

પણ ચહાની સગડી આગળ બેઠેલી મુદ્રિકોની છબી એની નજર આગળ તરવરી રહી. એ હજાર સારસના ભરતવાળો રાતો રૂમાલ એને દેખાવા લાગ્યો.

એ રડતી સ્ત્રી હવે દદરૂપી લાગતી હતી.

"એ તો ખોટું જ થયું. મેં આવું કર્યું જ શી રીત ? હું કેવો દોષ કરી બેઠી !" એના બન્ને ખભા હાલી ઊઠ્યા.

કીકુજીને આવો પ્રસંગ ઊભો થયાનો જો વસવસો હોત તો એને ભ્રષ્ટતાની લાગણી થઈ હોત. કન્યા જોવાના પ્રસંગની વાત બાજુએ રહી. આખરે એ એના પિતાની સ્ત્રી હતી.

પણ અત્યાર સુધી એને ખેદ કે જુગુપ્સા થયાં નહોતાં.

એ એટલું સ્વાભાવિક રીતે બન્યું હતું કે એ શી રીતે બન્યું તે જ એને સમજાયું નહીં. કદાચ એને આવી રીતે ફસાવ્યો તે બદલ એ ક્ષમા યાચતી હતી. અને છતાં એને એમ ફસાવવાની કદાચ એની ઇચ્છા નહોતી. એણે એને ફસાવ્યો હોય એવું કીકુજીને પણ લાગતું નહોતું. એણે કે એ સ્ત્રીએ કશો પ્રતિકાર કર્યો હોય એવું પણ નહોતું. એમાં અન્તરાત્માનો કચવાટ નહોતો એવું પણ એ કદાચ કહી શકે.

એ બન્ને એંગાકુજીની સામેની ટેકરી ઉપરના વિશ્રાન્તિગૃહમાં ગયાં હતાં. મિસિસ ઓટાની કીકુજીના પિતા વિશેની વાતો ચાલુ જ હતી એટલે બન્ને ત્યાં જ જમ્યા હતા. કીકુજીને એ બધું સાંભળ્યે જવાની જરૂર નહોતી. એ આટલી સ્વસ્થતાથી બધું સાંભળી રહ્યો તે એને જ વિચિત્ર લાગ્યું. પણ આવી કશી વિચિત્રતાનો ખ્યાલ કર્યા વિના મિસિસ ઓટા પોતાના ભૂતકાળ વિશેની આસક્તિની વાતો કર્યે ગઈ હતી. એ સાંભળતાં જ કીકુજી જાણે કશીક ભલમનસાઈની લાગણી અનુભવી રહ્યો હતો. મૃદુ સ્નેહનો ભાવ એને ઘેરી વળ્યો હતો.

પણ ઊંડે ઊંડે એના હૃદયમાં એક કાળો પડછાયો રહી ગયો હતો. એણે ચિકાકો અને ઈનામુરા કન્યાની વાત કાઢીને ઝેર રેડ્યું હતું.

ઝેરની અસર વધારે કાતીલ નીવડી હતી. આથી એને ખેદ થયો. ભ્રષ્ટતાની લાગણી થઈ. જુગુપ્સા થઈ. પોતાની જાત પ્રત્યેના તિરસ્કારનું એક પ્રચંડ મોજું એના પર ફરી વળ્યું અને કશુંક વધારે ક્રૂરતામયું કહેવાનું એના પર દબાણ કરવા લાગ્યું.

"એ વાત ભૂલી જા. એ તો કશું નથી." મિસિસ ઓટાએ કહ્યું. "ખરેખરે આમાં કશું જ નથી."

"તમને મારા પિતા યાદ આવ્યા?"

"શું?" એણે આશ્ચર્યથી ઊંચે જોયું. એ રડતી હતી. એની મોટી કીકીમાં સ્ત્રીસહજ અવસાદ એને દેખાતો હતો. "જો તું એમ જ કહેતો હોય તો મારી પાસે એનો જવાબ નથી. પણ હું બહુ દુઃખી જીવ છું."

"તમારે જૂઠું કહેવાની જરૂર નથી." કીકુજીએ કંઈક તોછડાઈથી એનો કિમોનો ખોલી નાખ્યો, "જો સાચું હોય તો તમે એ ભૂલી નહીં શકો. એની છાપ ......" એ પોતે શું બોલી રહ્યો હતો એનો ખ્યાલ આવતાં એ જ ચોંકી ઊઠયો.

"તું આમ મારી સામે ધારી ધારીને જોઈશ નહીં. હું કંઈ હવે જુવાન રહી નથી."

કીકુજી જાણે એને કરડવા જતો હોય તેમ એની તરફ ધસ્યો.

પહેલાનાં મોજાં ફરી છલકાવા લાગ્યાં. નારીના દેહમાંથી છલકાતાં મોજાં.

એ વિશ્રમ્ભપૂર્વક સૂઈ ગયો.

તન્દ્રામાં એણે પંખીઓને ટહૂકતાં સાંભળ્યાં, જાણે એ પહેલી જ વાર પંખીના ટહૂકારથી જાગતો હતો.

વરંડા આગળનાં વૃક્ષો સવારના ધુમ્મસથી ભીનાં થયાં હતાં. કીકુજીને લાગ્યું કે એના મનના બધા ખૂણાઓ ધોવાઈને સ્વચ્છ થઈ ગયા હતા. એ હવે કશું વિચારતો નહોતો.

મિસિસ ઓટા એની પીઠ કરીને સૂઈ ગઈ હતી. ક્યારે એણે પડખું બદલ્યું હશે તેની એને નવાઈ લાગી. આછા અંધકારમાં કોણીને ટેકે સહેજ ઊંચા થઈને એણે એ મુખ જોયું.

(૫)

બે એક અઠવાડિયાં પછી મિસિસ ઓટાની દીકરી ફ્યુમિકો કીકુજીને મળવા ગઈ. એને દિવાનખાનામાં બેસાડવાને એણે એની નોકરડીને કહ્યું. એના ધડકતા હૃદયને શાન્ત કરવા એણે ચહાનું કબાટ ઉઘાડયું અને અંદરથી મીઠાઈઓ કાઢી. એ એકલી આવી હશે કે પછી એની મા અંદર નહીં આવી શકવાને કારણે બહાર રાહ જોતી ઊભી હશે.

"મેં તમને બેસાડી રાખ્યાં ખરું?" કીકુજીએ બાગ તરફનું કાચનું બારણું ખોલ્યું. ફ્યુમિકોની પાછળથી જતાં એને ફૂલદાનીમાંના ધોળાં ફૂલની આછી સુવાસ આવી. ફ્યુમિકોનાં ભરાવદાર ખભા સહેજ આગળ તરફ ઝૂકેલા હતા.

"બેસોને." કીકુજી પોતે પણ બેઠો. એ છોકરીમાં એની માની છબી જોઈને એ કંઈ ગજબ રીતે સ્વસ્થ થઈ ગયો.

"મારે પહેલાં ટેલિફોન કરવો જોઈતો હતો." એનું માથું હજી ઝૂકેલું હતું.

"ના રે ના. પણ તમને આ જગ્યા જડી ગઈ એની મને નવાઈ લાગી."

ફ્યુમિકોએ માથું ધુણાવ્યું.

પછી કીકુજીને યાદ આવ્યું: હવાઈ હુમલા દરમ્યાન એ એના પિતાને બારણા સુધી તો મૂકી જતી હતી. એંગાકુજીમાં એની માને મોઢે એ વાત એણે સાંભળી હતી.

એ વાત એ કહી દેવા જતો હતો ત્યાં અટકી ગયો. એણે ફ્યુમિકો સામે જોયું.

મિસિસ ઓટાની ઉષ્મા એના પર હુંફાળા પાણીની જેમ છવાઈ ગઈ. એને યાદ આવ્યું કે મિસિસ ઓટાએ ધીમે ધીમે બધું સોંપી દીધું હતું. અને એ નિશ્ચિન્ત બન્યો.

એ નિશ્ચિન્તતાને કારણે એની સાવધાની દૂર થઈ ગઈ. ફ્યુમિકોએ નજર ઊંચી કરીને એની સામે જોયું નહીં.

"હું...." એ અડધેથી બોલતી અટકી ગઈ અને એણે ઊંચે જોયું. "મારે એક વિનંતિ કરવાની છે. મારી માને વિશે."

કીકુજી સ્તબ્ધ થઇ ગયો.

"તમે એને માફ કરી દો એમ હું ઇચ્છું છું."

"હું એને માફ કરું ?" એની માએ એને પોતાને વિશે કહ્યું હશે, તે કીકુજી કળી ગયો. "જો કોઈને માફ કરવાનું હોય તો તે મને."

"તમારા પિતા વતી પણ તમે એને માફ કરો એમ હું ઇચ્છું છું."

"મારા પિતાને જ માફ ન કરવા જોઈએ ? પણ મારી મા તો હવે જીવતી નથી. તો માફ કોણ કરે !"

"તમારા પિતા આટલા જલદી મરી ગયા એ મારી માનો વાંક છે. અને તમારી મા પણ. મેં મારી માને કહ્યું છે."

"એ બધી તમારી કલ્પના છે. તમારી મા પ્રત્યે તમારે આવા નિષ્ઠુર ન થવું જોઈએ."

"મારી મા જ પહેલાં મરી જવી જોઈતી હતી." શરમ જાણે અસહ્ય લાગી હોય એવી રીતે એ બોલી.

કીકુજીએ જોયું કે એ એના ને એની માના સંબંધ વિશે બોલતી હતી. એથી એને કેટલો ઊંડો આઘાત લાગ્યો હશે ને કેવી શરમ લાગી હશે ?

"તમે એને માફ કરો એમ હું ઇચ્છું છું." અવાજમાં આજીજી લાવીને એણે ફરી એકવાર કહ્યું.

"આમાં માફ કરવા ન કરવાનો પ્રશ્ન જ નથી." કીકુજી ચોકસાઈથી બોલ્યો. "હું તમારી માનો આભારી છું."

"એ દુષ્ટ છે. એ જરાય સારી નથી. અને તમારે એની સાથે કશો સંબંધ રાખવાનો નથી. તમે એને માટે થઈને કશી ચિંતા કરતા નહીં." એના મોઢામાંથી શબ્દો વહ્યે ગયા. એનો અવાજ ધ્રૂજતો હતો. "મહેરબાની કરીને આટલું કરજો."

માફ કરવું એટલે શું તે હવે કીકુજી સમજ્યો. કીકુજી હવે પછી મિસિસ ઓટાને કદી પણ મળે નહીં એવી માગણી એણે એમાં ઉમેરી દીધી હતી.

"એને ટેલિફોન સુદ્ધાં કરશો નહીં." આટલું બોલતાં એનું મોઢું રાતુંચોળ થઈ ગયું. એણે માથું ઊંચું કરીને કીકુજી સામે જોયું. એ જાણે એના શરમાળપણા પર કાબૂ મેળવવા મથી રહી હતી. એની મોટી લગભગ કાળી આંખોમાં આંસુ હતાં. એમાં દુષ્ટતાની છાયા સરખી ન હતી. એ આંખો ભરણિયા બનીને અરજ ગુજારતી હતી.

"હું સમજું છું." કીકુજીએ કહ્યું. "હું દિલગીર છું."

"મહેરબાની કરીને આટલું કરો." જેમ એની શરમ ઘેરી બની તેમ મોઢા પરની રતાશ એની લાંબી ગૌરવર્ણ ગ્રીવા સુધી પ્રસરી ગઈ. એણે પશ્ચિમની ઢબનો પોશાક પહેર્યો હતો. અને નેકલેસને કારણે એના ગળાની શોભા વધી ગઈ હતી. "એણે ટેલિફોન પર મળવાનો સમય નક્કી કર્યો હતો પણ પછી એ ગઈ નહીં. મેં એને જતાં રોકી, એણે જ્યારે બહાર જવાનો પ્રયત્ન કર્યો ત્યારે હું એને બાઝી પડી ને જવા ન દીધી." હવે એના અવાજમાં થોડી રાહતની લાગણી હતી.

એમની મુલાકાત પછી ત્રીજે દિવસે કીકુજીએ મિસિસ ઓટાને ફોન કર્યો હતો. એ ખૂબ આનંદિત લાગી અને છતાં નક્કી કર્યા મુજબ એ ચહાઘરમાં આવી નહોતી.

એકવાર એને ટેલિફોન કર્યો હતો તે સિવાય કીકુજીને એની સાથે સંપર્ક નહોતો.

"પછીથી મને એની દયા આવી. પણ ત્યારે તો એ એવું તો ખરાબ લાગતું હતું–હું ગમે તે પ્રયત્ને એને જતી અટકાવવા ઇચ્છતી હતી. એણે મને એના વતી ના પાડવાનું કહ્યું. પછી હું ટેલિફોન સુધી ગઈ પણ ખરી. પણ કશું કહી શકી નહીં. મા ટેલિફોન સામે જોઈ રહી હતી. એની આંખમાંથી આંસુ વહે જતાં હતાં. તમે ત્યાં ટેલિફોનમાં હો એવું એને લાગતું હતું એની મને ખાત્રી છે. મારી મા એવા સ્વભાવની છે."

બંને જણા થોડીવાર સુધી શાંત બેસી રહ્યાં. પછી કીકુજીએ કહ્યું, "તો પછી કુરિમોતોના ચહાસમારંભ વેળાએ શા માટે એમને મારી રાહ જોવા દીધી?"

"કારણ કે તમે ધારતા હશો એટલી એ ખરાબ નથી એની તમને ખબર પડે એવી મારી ઇચ્છા હતી."

"ખરાબ તો નથી જ. વાત એથી સાવ ઊંધી જ છે."

એ વળી નીચું જોઈ ગઈ. ઘાટિલા નાકની નીચે એની નાની મ્હોંફાડ અને જાણે રીસમાં મચકોડયો હોય એવો એનો નીચલો હોઠ આગળ આવેલો દેખાતો હતો. એનો સુડોળ ગોળ ચહેરો એની માની યાદ આપતો હતો.

"મિસિસ ઓટાને એક દીકરી છે તેની મને ખબર હતી. એની જોડે મારા પિતા વિશે વાત કરવાની મને ઇચ્છા થતી."

એણે માથું ધુણાવ્યું. "મને પણ એવી જ ઇચ્છા થતી."

મિસિસ ઓટાને વચ્ચે લાવ્યા વિના એના પિતા વિશે મુક્તપણે વાત કરી હોય તો કેવું સારું એમ કીકુજીને થયું.

પણ મિસિસ ઓટાને વચમાં લાવ્યા વિના એ રહી શકયો નહોતો ને તેથી એ એને માફ કરી શકયો હતો. એના પિતા અને મિસિસ ઓટાની વચ્ચે જે સંબંધ હતો તેને પણ જાણે તે માફ કરી રહ્યો હતો. આ એને વિચિત્ર લાગવું જોઈએ ખરું ?

એણે ઘણો વખત લીધો એવું લાગવાથી એ એકાએક ઊભી થઈ ગઈ.

કીકુજી એને બારણા સુધી વળાવી આવ્યો,

"કોઈક વાર મારા પિતા વિશે વાત કરવાની આપણને તક મળશે એવી મને આશા છે. અને તમારી મા વિશે, એનામાં જે સૌન્દર્ય રહ્યું છે તે વિશે પણ."

કીકુજીને લાગ્યું કે એ કંઈક અતિશયોક્તિ ભરેલી ભાષા બોલી ગયો. છતાં એના મનમાં જે હતું તે જ એણે કહ્યું હતું.

"પણ તમે તો હવે થોડા જ વખતમાં પરણી જશો."

"હું પરણી જઈશ ?"

"હા. મારી મા એવું કહેતી હતી. તમે ઈનામુરા યુકિકોને જોવા ગયા હતા."

"ના, ના, એવું કશું નહોતું.'

દરવાજાની બહાર નીકળતાં ટેકરીનો ઢોળાવ દેખાતો હતો. એ ઢોળાવમાં અર્ધે સુધી આવ્યા પછી શેરી વળાંક લેતી હતી. ત્યાંથી પાછું વળીને જોતાં માત્ર કીકુજીનાં બાગનાં વૃક્ષો જ દેખાતાં હતાં.

હજાર સારસના ભારતના રૂમાલવાળી છોકરીની છબી એની આંખ આગળ તરવરી ઊઠી. ફ્યુમિકો સહેજ ઊભી રહી અને 'આવજો' કહ્યું.

કીકુજી ઘર તરફ પાછો વળ્યો.

(ક્રમશઃ)

# ગીત

▫ નગુયેન વાન થોંગ



ઓચિંતા બે નવા પ્રવાસી એમના સ્કાઉટ ગ્રુપમાં ભળી ગયા અને હવે એ પાંચ હતા.

એ લોકો યૂઈ ટેકરીએ ચઢતા હતા ત્યારે એમની વૃક્ષઝૂંડમાં કાળા વાળ અને ભૂરા રંગના બ્લાઉઝવાળી એક દુબળી પાતળી છોકરી મળી. એ નર્સ હતી–ખૂબ જ સુંદર. એની આંખો વિચિત્ર જેવી હતી. અમે બધા આગળ વધ્યા.

આગળ એક નાળું હતું, એની વચ્ચે પડેલી શીલા પર યુનિફોર્મમાં સજ્જ એક સૈનિક એકલો બેઠો ગિટાર વગાડતો હતો. અમારા સાથી દ્રાને સાદ કર્યો, 'તોઆન...' પછી એણે અમને તોઆનનો પરિચય કરાવ્યો, 'એ સંગીત યુનિટમાં જોડાયેલો છે. અમારું સ્કાઉટગીત એણે જ રચેલું છે.'

તોઆન એક બહાદુર અને ખુશમિજાજ જુવાન હતો. એ અમારી સાથે તરત ભળી ગયો.

રાતે અમે સેનાના સ્વયંસેવકોએ નાખેલા કેમ્પમાં ઊતર્યા. દ્રાને તાપણું કર્યું અને તોઆન અમને પોતાને વિશે કહેવા લાગ્યો.

પહેલાં એણે એક ગીત ગાયું અને કહ્યું કે આ ગીતને કારણે જ હું સેનામાં ગાયક બન્યો. આ ગીત મારા મોટાભાઈએ રચ્યું હતું.

બે તોઆનભાઈઓમાં એ નાનો હતો. એના મોટાભાઈ અત્યંત કોમળ અને દયાળુ સ્વભાવના હતા. એ બંને ભાઈઓ સેનામાં ભરતી થઈ ગયા.

એકવાર એ માંદો પડયો ને હોસ્પિટલે જવું પડ્યું. એના મોટાભાઈને બીજા યુનિટમાં જવું પડ્યું.

એક દિવસ એના મોટાભાઈનો ભેટો થઈ ગયો. મોટાભાઈ પણ કળાકાર યુનિટમાં હતા.

એક વાર અમે નદી પાર કરતા હતા. નાવિક ઘરડો હતો, છતાં અમારી જરા જેટલી યે મદદ લેતો નહોતો. એણે કહ્યું કે, મારી દીકરાવહુને ફ્રેન્ચ લોકોએ ગોળીથી ઠાર કરી નાખી. એમને શક ગયો કે એણે ક્રાન્તિકારીઓને દુશ્મનની હાજરીની ખબર કરી દીધી હતી. હું મારા દીકરાની રાહ જોઉં છું—એ એની પત્નીની હત્યાનો બદલો લઈ શકે. અને એક મોરચા પર એના દીકરાએ બદલો લીધો યે ખરો.

તોઆનનો ભાઈ પણ એક મોરચા પર શહીદ થઈ ગયો હતો. તોઆનને પોતાના ભાઈની ડાયરી મળી. એ પરથી જાણવા મળ્યું કે, એની પ્રેમિકા એક વિચિત્ર આંખવાળી છોકરી હતી.

તોઆન જ્યારે આ વાત કરતો હતો ત્યારે એણે નર્સના રૂદનનો અવાજ સાંભળ્યો અને સમજાયું કે, એ જ એના ભાઈની પ્રેમિકા છે.



### નવાં પ્રકાશનો

સુવાસિત પ્રકાશન, મોટી દેસાઈ પોળ, સુરત–૨ તરફથી શ્રી વિજય શાસ્ત્રીનો વાર્તાસંગ્રહ 'અહીં તો' (રૂ. ૬) અને શ્રી રતિલાલ 'અનિલ'ના મુક્તક-સંગ્રહની સંવર્ધિત આવૃત્તિ 'મસ્તીની પળોમાં' (રૂ. ૩) પ્રગટ થયાં છે.


શુભેચ્છા સાથે

રમેશ ટ્રેડર્સ

ઉત્તમ ક્વોલિટી ઓફ્ જ્યોર્જેટ તથા સીફોન
બનાવનાર અને વેચનાર

'અલકા એસ્ટેટ'
આશાપુરી, ગોટાલાવાડી, કતારગામ સૂરત. ૪.
ફોન : ફેક્ટરી, ૨૮૧૮૮ : ઘર : ૨૯૦૦૧ : દુકાન : ૨૬૦૦૮

શંદેરિયા સાયન્સ એપેરેટસ હાઉસ

અને

શાંતિલાલ પી. શંદેરિયા

એટલે

વિજ્ઞાન, રમતગમત અને વ્યાયામનાં
સાધનો તેમજ નકશા, ચાર્ટસ્ વગેરે
માટેના અધિકૃત વિક્રેતા



ભાગાતળાવ, પાણીની ભીંત
સૂરત-૧

ંગલગ્રુપ
માં સભાસદ બની.....

ટે. સ્ટીલનો પ્યાલો



ભેટ મેળવો



તેમજ ૩ સભાસદ બનાવી
સ્ટે. સ્ટીલનો સેટ
ભેટ મેળવો......

માસીક બચત રૂ.૨૫/-
યોજના પુરી થયેથી રૂ.૯૫૦/- પરત
કુલ રૂ. ૬,૧૮,૨૫૦/- ના ઈનામો

બ્રાઈટ કોમર્સીયલ
સીન્ડીકેટ પ્રા. લીમીટેડ
લીમડા ચોક, સુરત.

RHIMA

## ૧ લી જુલાઇ, ૧૯૭૩થી શરૂ થાય છે

## પંદર શિક્ષકોની પેનલ દ્વારા સંપાદિત

# એસ. એસ. સી. મેગેઝીન

## વાર્ષિક લવાજમ રૂ. ૩૦ : રૂ. ૪૦ ઉપરની ભેટો

દર પખવાડિયે પ્રગટ થશે–મોટી સાઈઝ, સારા કાગળ — દર અંકે સાંઠ પાનાં : પંદર અનુભવી શિક્ષકોની પેનલ દ્વારા સંપાદિત, વર્ષમાં બે વાર ઘેર બેઠાં પરીક્ષા



તા. ૧-૭-૭૩ સુધીમાં લવાજમ ભરનારને રૂ. ૪૦ની કિંમતનાં અભ્યાસ વિષયક પુસ્તકો ભેટ (પોસ્ટેજ પેકિંગના રૂ. બે વધુ). બુકસેલર દ્વારા ભરનારને પોસ્ટેજ ભરવાનું નથી. લવાજમ ભરો ત્યાંથી મેળવી લો.

**૨૦ ટકા કમિશન**

એસ. એસ. સી. મેગેઝીનના વાર્ષિક ગ્રાહકને સ્ટડી સેન્ટરની કોઈપણ બુક ટપાલ દ્વારા મંગાવશે તો તેમાં ૨૦ ટકા કમિશન મળશે. એસ. એસ. સી. પાસ સિરિઝ (દરેકની કિંમત રૂ. ૬=૦૦) નો પણ એમાં સમાવેશ થાય છે.

**આજે જ ગ્રાહક થાવ**

બુક એમ્પોરિયમ, બાવાસીદી ગોપીપુરા, સૂરત–૨.

# શિષ્ટ, ઈનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| નાઈટમૅર ( નવલકથા ) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસમુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું ( નવલકથા ) | વિજય શાસ્ત્રી | ૩–૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી ( નવલકથા ) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| મેઘશ્યામ | હરિસિંહ દોડિયા | ૪–૦૦ |
| સરજત ( વાર્તાસંગ્રહ ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| નગરનંદિની | વજુભાઈ ટાંક | ૩–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ ( ભાગ ૧–૨ ) | જ્યોત્સ્ના શુક્લ | ૪–૦૦ |
| કવિમેળો ( સોળ કવિઓની કવિતાનો સંગ્રહ ) | | ૦૦–૭૫ |
| ઘુઘવાટ ( વાર્તાસંગ્રહ ) | નગીન મોદી | ૫–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| સાંસારિકા | સરોજ પાઠક | ૬–૦૦ |
| મારો અસબાબ, મારો રાગ | સરોજ પાઠક | ૪–૦૦ |
| મીણની પૂતળી | નવીનચંદ્ર પંડ્યા | ૬–૦૦ |
| સ્વર્ગ અને નરક ( વાર્તાસંગ્રહ ) | હરીશ નાયક | ૪–૦૦ |
| રેલના રણઝણાઓ | શાંતિ દામકાકર | ૧–૦૦ |
| ભારતદર્શન ( પ્રવાસકથા ) | અમૃતલાલ શાહ | ૮–૦૦ |
| ચાર દીવાલો, એક હેંગર | જ્યોતિષ જાની | ૪–૦૦ |
| મહેક મળી ગઈ | ભગવતીકુમાર હ. શર્મા | ૩–૦૦ |
| અભિષેક ( વાર્તાસંગ્રહ ) | મધુસૂદન પારેક | ૩–૫૦ |
| મસ્તીની પળોમાં ( મુક્તકસંગ્રહ ) | રતિલાલ 'અનિલ' | ૩–૦૦ |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત–૧**

# પારિતોષિક

'કંકાવટી'ના જૂન ૧૯૭૩થી મે ૧૯૭૪ સુધીના અંકોમાં આવનાર ગદ્યપદ્ય કૃતિઓમાં શ્રેષ્ઠ ઠરતી કૃતિને વડોદરાના શ્રી વિઠ્ઠલભાઈ પટેલ તરફથી રૂા. ૧૦૧નું પારિતોષિક અપાશે.



બીજું પારિતોષિક રૂ.૫૧નું સૂરતની એક પુસ્તક પ્રકાશન સંસ્થા તરફથી

અને

રૂ. ૨૫–૨૫નાં બે પારિતોષિક સૂરતની બીજી પુ. પ્રકાશન સંસ્થા તરફથી અપાશે.

રેડિયો-રિપેરિંગની ઉત્તમ સેવા

તેમ જ

નવા રેડિયોસેટની ખરીદી માટેનું

એકમાત્ર

ભરોસાપાત્ર મથક

# જાવિદ રેડિયો-સર્વિસ

મુગલીસરા પોસ્ટ-ઑફિસ પાસે,

સૂરત.


□

બાળમંદિર માટેનાં સાધનો, સંગીત-સાધનો,
વિજ્ઞાન-સાધનો, ફૂટબોલ, ક્રિકેટ, વોલીબોલ
અને જિમ્નાસ્ટીક-સાધનો માટે

યાદ રાખો

# સેન્ટ્રલ સ્પોર્ટસ્ એજન્સી

અને

# રમેશ એન્ડ કંપની



ઉપરાંત, આદર્શ સંસ્થાઓ માટેનાં વિજ્ઞાન-પ્રયોગશાળાનાં
સાધનો અને રસાયણો માટેનું
ભરોસાપાત્ર મથક



ભાગાતળાવ,

સૂરત-૧.

કંઈ લાખા નિરાશામાં અમર આશા છુપાઈ છે
શિક્ષણક્ષેત્રે સફળતાનાં સોપાનો સર કરનાર
- અજોડ કલાસ એટલે જ

# આશા ટ્યુશન કલાસ

દેસાઈ શેરી સગરામપરા, સૂરત-૨

ગત વર્ષમાં અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત કરી
આશા ટ્યૂશન કલાસ

**ચોથા**

શૈક્ષણિક વર્ષમાં પ્રવેશતાં ગૌરવ અનુભવે છે.

□

ધોરણ ૮ થી ૧૦ માં બધા જ વિષયો
S. S. C. ના મુખ્ય સાત વિષયો

તથા

પ્રિ. યુનિ.ના વર્ગોમાં અંગ્રેજી, તર્કશાસ્ત્ર
તથા એકાઉન્ટન્સી શીખવાનો અજોડ
કલાસ એટલે જ 'આશા ટ્યુશન કલાસ'.

□

વધુ માટે રૂબરૂ મળો

સમય :
સવારે ૭ થી ૧૧
સાંજે ૩ થી ૮

સંચાલક
જશવંતલાલ એ. જરીવાલા

# કંકાવટી

જુલાઈ ૧૯૭૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪મું : અંક ૧૭૩ : મૂલ્ય એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૮. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ પ્રગટ થયે અંક, ઑફપ્રિન્ટસ મોકલી અપાય છે. કૃતિ રતિલાલ 'અનિલ', આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે મોકલવી.



તંત્રી • મુદ્રક • પ્રકાશક
ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન
જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ
નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૧

# અનુક્રમ : જુલાઈ ૧૯૭૩



'ફંકાવટી'નો ઓગસ્ટ અંક વાર્તાઅંક રૂપે પ્રગટ થશે.

# ગ્લાનિ

ડૉ. સુરેશ હ. જોષી



**એવા** ખમીરવંતા સર્જકો હોય છે, જેઓ પોતાની ગ્લાનિના સાતમા પાતાળમાં હિંમતભેર ડૂબકી મારે છે. એમાંના કેટલાક ફરી સપાટી પર નથી આવતા, અને કેટલાક ડૂબકી મારીને એવાં 'રત્ન' બહાર લઈ આવે છે કે, માનવજાતિ અસ્વસ્થ થઈ ઊઠે છે. 'ડાર્કમૂડ'ના આવા સર્જકો વિશે એક યુવાન ચિત્રકાર મિત્ર ફરિયાદ કરતા હતા. સામ્યવાદી વલણ ધરાવતા એ મિત્રનું કહેવું એ હતું કે, આવા સર્જકોએ કાળો રંગ જ ઘેરો ઘૂંટયો છે, એથી જિંદગીની સોનેરી બાજુ ઢંકાઈ ગઈ છે. આશા, ઉત્સાહ, પુરુષાર્થનો આખો ખંડ જ એ લોકોએ લુપ્ત કરી નાખ્યો છે.



અશ્વત્થામાની
અમરતા
તો
કેવી
યાતનાની
અમરતા
છે



આ પ્રકારની વિચારધારા ધરાવનાર કપરી વાસ્તવિકતાને પુરુષાર્થ કરવા માટેની પ્રેરણા રૂપે આગળ ધરે છે, પણ એઓ જે આદર્શવાદીઓની ઠેકડી ઉડાવે છે તે આદર્શવાદીઓના જેવું જ માનસ ધરાવતા હોય છે. એમનામાં, ધર્માંધ લોકોમાં હોય છે તેવું, કટ્ટર ઝનૂન હોય છે. તેઓ ક્યાંક હમેશાં 'યુટોપિયા'ને નજર સામે રાખતા હોય છે. 'સ્ટેઇટલેસ સ્ટેઇટ'ની કલ્પના કરીને એઓ રાચે છે, આવાં કલ્યાણ રાજ્ય આખરે પોલિસસ્ટેટ થઈને ઊભાં રહે છે. આપણા જમાનાને એનો કપરો અનુભવ થઈ ચૂક્યો છે.









હા, અન્યાય સામે ઝઝૂમવું જોઈએ. વાત કબૂલ છે. પણ પછી આજુબાજુના લોકોને હું અન્યાય, વગવસીલો, ગેરરીતિ–આ બધાંને

આધારે જ જીવતાં જોઉં છું. 'સફળતા જેવું બીજું કશું સફળ જિંદગીમાં નથી' એમનું સૂત્ર છે. આપણે ખુમારીથી રહેવા ઇચ્છીએ તોય સોફા આંગળા ચીંધીચીંધીને આપણી દયા જ ખાવાના!

પ્રશ્ન આ કે તે નાની પ્રાપ્તિ ક્ષતિનો નથી, બધું જ હોડમાં મૂકાઈ ચૂક્યું છે. દોસ્તોએવસ્કીએ 'ક્રાઇમ એન્ડ પનીશમેન્ટ'માં બતાવ્યું છે તેમ બધું ગીરવે મૂકીને જ આપણે રોજ-બ-રોજની જિંદગી ગુજારવાની છે.

> કોઈ શરાબમાં પોતાની ગ્લાનિને ધોવા મથે છે કે કોઈ બુદ્ધિનો નશો કરીને એ ગ્લાનિને મોહક રંગે જોવા મથે છે. પણ આ બધા પ્રયત્નો દયાજનક નથી લાગતા? એમા ખુમારી ક્યાં રહી છે?

આ ગ્લાનિના ભારને ઉપાડવા જતાં કેટલાય સર્જકોએ વિનાશ વહોરી લીધો છે. સૂફિયાણી ફિલસૂફીઓ ડહોળવી સહેલી છે. કાયર બનીને આ કે તે આશ્વાસન શોધી લેવું સહેલું છે. જડતાને જ સ્વસ્થતાને નામે ખપાવવાનો દંભ કરવો સહેલો છે, પણ જાતને હોડમાં મૂકીને પોતાના સર્વનાશના ભોગે સાહસ કરવું ઘણું દુષ્કર છે. કિર્કેગાર્ડે 'આમરણ માંદગી' કહીને ઓળખાવી હતી તે સંવેદનાની અતિ માત્રા પામવી અને એને જીરવવી એ ભારે અઘરી વાત છે. આ વ્યક્તિગત નાનાં સુખદુઃખનો પ્રશ્ન નથી. એની તડકી છાંયડી તો બદલાયા કરે છે, પણ પ્રકાશને પણ ભેદીને એની આરપાર જનારી દૃષ્ટિ જે અન્ધકારની એંધાણી પામે છે તેને નકલી હજાર સૂર્યોથી છેતરવી મુશ્કેલ છે. આલ્બેર કેમ્યૂએ પણ સૂર્યથી લલચાઈ જવાની ભૂલ કરેલી. એણે પણ આશ્વાસન લેતાં કહેલું. 'બીજી સવારે, આ બધું છતાં સૂર્ય ઊગે છે'-હેમિંગ્વેએ પણ કહ્યું: 'ધ સન ઓલ્સો રાઈઝીસ—આ બધું છતાં, સૂર્ય પણ ઊગે છે. સૂર્યોદયપંથાઓની

ઉજળી એ એક બાજુ છે. પણ આપણને એ અર્ધ અને ખંડિત સાથે નિસ્બત નથી. પ્રકાશ અને અંધકાર સાંધો જણાય નહીં એવી રીતે એકરૂપ થઈને ભળી જતા હોય તે સ્થાન માટે આ શોધ છે. ખંડદર્શન મોહક નીવડે છે, જે અખંડ છે તે રમ્ય ન પણ હોય. જે ભવ્ય છે તેમાં ન જીરવી શકાય એવો ભય પણ રહ્યો હોય છે. જિંદગીમાં જ્યાં સુધી કશું જીરવી ન શકાય એવું આવતું નથી ત્યાં સુધી આપણે આપણી મર્યાદિતતાનું રક્ષણ છોડીને બહાર નીકળવાનું સાહસ કરતા નથી.

કોઈ પ્રશ્ન પૂછે: સાહસ કરીને જવાનું ક્યાં? લક્ષ્ય શું? ગતિ તો આપણે કરવાની છે જ. કાંઈ નહીં તો આખરે મરણ તરફની ગતિ, આપણે અનિવાર્યતયા ગતિ કરવાની રહે, માટે જ આપણે કોઈ ધ્રુવ પરમ તત્ત્વની કલ્પના કરી, એને આપણું લક્ષ્ય માણ્યું. એની પ્રાપ્તિના ઘણા દાવા થયા. એથી માનવજાતિ એ આશ્વાસનને વળગી રહી. આશ્વાસન માટેની આ આસક્તિએ જ એ આશ્વાસનને સત્યનું રૂપ આપી દીધું.

આમ છતાં વિશદ નિર્ભ્રાન્તિની અવસ્થાને પામવાનું સાહસ કરનારાઓ પણ નીકળ્યા. બૌદ્ધોએ શૂન્યની વાત કરી. સ્વયં બુદ્ધ નિર્વાણને નકારીને લોકોના આર્તિનાશનો સંકલ્પ કરી આપણી વચ્ચે આવી અવલોકિતેશ્વર બન્યા. જે બુદ્ધ છે, જાગૃત છે તેની ચેતના હોલવાઈ જઈ શકે નહીં, માટે એનું કદી નિર્વાણ હોય નહીં.

સાન્ત અને અનન્ત, જીવન અને મરણ, બંધન અને મોક્ષ, મર્યાદા અને મુક્તિ–આ દ્વંદ્વો વચ્ચે રહેંસાયા કરવું એ માનવની નિયતિ છે. આ રહેંસાયા કરવાની જે યાતના છે, ગ્લાનિ છે તેનો કશો ઉપાય નથી. આથી ગીતામાં ભગવાને ખૂબ જ આસાનીથી કહી દીધું: તત્ર કા પરિદેવના? એનો તે વળી શોક શો? જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુ–જન્મેલાનું મરણ નક્કી જ છે એ જાણવાથી આપણો શોક મટી જાય છે ખરો? જ્ઞાન જ કેટલીક વાર શોકનું કારણ બને છે,

માટે જ તો અજ્ઞાનમાં જ કેટલાકોએ પરમાનન્દ જોયો છે. મરણ પામનારનો જન્મ પણ થાય છે એવું કહ્યું છે,' પણ મરણથી એક શૃંખલા તૂટે છે તે ફરી એ ને એ રૂપે સંધાતી નથી. એ ચૈતન્યસૂત્ર ફરી સંધાતું નથી માટે મરેલાંનો પણ જન્મ છે એવું આશ્વાસન આપણને બહુ ખપનું નથી. વળી અમરતા પણ કોઈ મોટું આશ્વાસન નથી. પછી તો અમરતાનો જ ઉકરડો થઈ જાય. અશ્વત્થામાની અમરતા તો કેવી યાતનાના અમરતા છે. આપણે બધા માનવી હોવાનો વ્રણ લઈને તો જીવીએ જ છીએ, તેમાં વળી અમરતા ઉમેરીએ તો કેવું અસહ્ય થઈ પડે!

આમ આ બધી અસંગતિ જ અંતે તો દૃષ્ટિએ ચઢે છે. એમાં માનવી જે પરિવેશ વચ્ચે જીવે છે, એ પરિવેશ માનવી પ્રત્યે સાવ નિર્ઘૃણ છે, ઉદાસીન છે. હું મારે હાથે જતન કરીને ગુલાબ ઉછેરું પણ મારાં દુઃખમાં ગુલાબ ગ્લાન થાય નહીં, આપણી આજુબાજુની પ્રકૃતિ આપણી પરત્વે તો ઉદાસીન છે! આવી બેપરવાહ પ્રકૃતિ વચ્ચે રહેવું, ઉપર એવું જ તારા ખચિત પ્રકાશમંડિત, અંધકારભૂષિત ઉદાસીન આકાશ. આ ઉદાસીનતાને ખોળે ગ્લાનિનું ધાવણ ધાવીને ઉછરનારો માનવી મોઢા પર હાસ્ય લાવી શકે છે, આ ઉદાસીન શક્તિની પૂજાનાં સ્તોત્ર ગાઈ શકે છે, આ મર્યાદાઓ વચ્ચે સ્વતંત્રતાની જયઘોષણા કરી હસતે મુખે બલિદાન આપે છે. આપણે એની એ શક્તિનું ગૌરવ કરીશું કે પછી આને પણ એક વધુ અસંગતિ જ ગણીશું?

મહાભારતકારે આ માનવીનો મહિમા જોયો અને અંતમાં કહ્યું: ન માનુષાત્, શ્રેષ્ઠતરં હિ કિંચિત્–માનવીથી શ્રેષ્ઠતર કશું નથી. બંગાળના ભક્ત કવિ ચંડીદાસે ગાયું: સબાર ઉપરે માનુષ સત્ય, તાહાર ઉપરે નાઈ–સૌથી ઉપર માનવી છે એનાથી ઉપર બીજું કશું નથી. માનવીનું આ મહિમાગાન શું આશ્વાસન માત્ર છે? □

## ગઝલ □ જયન્ત પાઠક

આમ તો કારણ કશું જડતું નથી,
બેચેનીનું, ને ચેન પણ પડતું નથી.

રૂપસૃષ્ટિઓ સદા ઘડતો રહ્યો,
ને મને મારું જ રૂપ જડતું નથી.

દુઃખ કે સુખની સમજ પડતી નથી,
તેથી હૃદય હસતું નથી, રડતું નથી.

કેમ પંખી ઊતરી આવ્યું નીચે?
પાંખને આકાશ તો અડતું નથી!?

લો, તરસ મારી કમળ થૈને ઊગી,
જલમાં છતાં જલનું ટીપું અડતું નથી!

## ગઝલ □ રતિલાલ 'અનિલ'

કંઈ આંખમાં ઊગેલું મરડાય અને તલસે,
દર્પણમાં દીવા સળગે ને જ્યોત બહુ મલકે.

શ્રાવણની ભીની રાતે કંઈ જ્યોત સમું સળગે,
અંધારે ઊગેલું એ ઊજળું ય બહુ વલખે.

બિન્દુની અલગતામાં લો સૂત્ર પરોવાયું,
ઝરમરને ઊજવવાને વીજળી યે વળી ચમકે.

પામ્યા ને પમાડ્યાના કંઈ હોશ નથી રહેતા,
શ્વાસોમાં મળે છે તે ઉચ્છ્વાસે બહુ છલકે.

છત પર ને છજા પર આ પથરાઈ ગયો સૂરજ,
ચૂએ છે છતાં ભીંતો, પરનાળ હજી છલકે.

૨૯-૬-'૭૦ □ અજિત ઠાકોર

ડાળ ડાળમાં સૂરજ આખો ગરક
વૃક્ષ વૃક્ષથી નીતર્યો નીલો મોરટહુકો
ફફડાવે પાંખો નભમાં વાદળપારેવાં
પલળી ઊઠી ભીંત
કો' મથતું ખજાર નીકળવા
ગામગોંદરે પગલાંનું ધણ
કેડસમાણું કૂએ
 -તૃણને તાકે
નીંદરતું વાદળ સપનામાં
 ઝબકી જાગે.

ફળીમાં નમણી નમણી નદિયું ખળકે
ઘરમાં ભીને પગલે ગોકળગાય પ્રવેશે
...અળસિયું તણુગાતું ચાલ્યું જાય...

## કાચંડો □ અ.

વર્ષાએ છમ્મ થયેલા વૃક્ષના થડે
ડાળે ડાળે ફરંતો, ઠેકતો કાચંડો
લીલાંછમ્મ ચળકતાં પાંદડાંઓને
પોતાના પલટાતા રંગો બતાવ્યા કરે છે.

## દીકરીબાનું હાલરડું □ હરિકૃષ્ણ પાઠક

મારા રે વ્હાલાના છેલ્લા સૂર
તને મેલી જશે નીંદરડીને પૂર.
મારી રે વાતોના મઘમઘ વેશ
તને મેલી જશે સોનપરીને દેશ.
મારી રે કાયાના ઊતર્યા ઢોળ
તને છોળી જાશે રૂપ તણાં અંઘોળ.
મારો રે આ કામગરો સંસાર
અચરીમાં બાંધી દીધો સાર.
મારાં રે હેવાતણ રાતે રંગ
વાંચું રે તારે ચૂડલે અખંડ.
મારા રે વ્હાલાના છેલ્લા સૂર
તને મેલી જશે નીંદરમાં ભરપૂર.
મારી રે વાતોના મઘમઘ વેશ
તને મેલી જાશે સોનપરીને દેશ.

## અમે- □ કિસન સોસા

ભાઠાની રેતમાં અમે 'ઈન્ફ્રૂલ' દાટતા,
તરતા વહેણમાં, વમળમાં બેટ દાટતા.
'છો-સાત' ભેરુબંધ અમે હાર્યે જ હાલતા,
ખૂંદી નદી-તળાવ સાંજ ઘેર આવતા.
મારે વઢે ન કોઈ ઘરે એટલે અમે,
ખીસામાં રામવૃક્ષનું એક પાન રાખતા.
એ સાપ તો વહી ગયો ભવરણ લિસોટતો,
આજે અમે અહીં પડયા આ ધૂળ ચાટતા.

## ....નામના માણસનું ગીત ◻ કિસન સોસા

અવગત ગયેલા કોઈ માણસની જેમ
જીવ ભટકે છે આમ અને તેમ,
શોષાતી સાંજે એ ઝંખે છે ઉંબરની
પાસેથી એક ગ્લાસ પ્રેમ.

લમણે બાઝેલ ઝીણા ઝીણા સૂરજ
શીળા પાલવની પાંદડીઓ પીએ,
બાલપનો હાથ બોલે વાંસામાં : ભાઈ,
કાંઈ એટલો નથી તું, અમે છીએ !
ટેરવાંની કોમળતા નાડી દબાવીને
પૂછે કે, છોવ હવે કેમ...?

ઊડતી રકાબીની અફવાની જેમ કદી
આવી ચડે છે કશું બારણે
આંગણામાં અચરજનો વરસે વરસાદ, અને
આંગળિયું દુઃખતી ઓવારણે,
રેતી તો હાં, પછી રેતી જ દેખાય
એમાં ઊગે નૈં પાણીનો વહેમ...

કાંઈ નહીં-કેશ અહીં ગૂંથે છે, કાંઈ નહીં-
વિહરે છે રેશમિયા વેશમાં,
કાંઈ નહીં-દાવ અહીં ખેલે છે, કાંઈ નહીં-
હારે છે ભવ અહીં રેસમાં,
એવી ઘડિયાળનો શું છે અરથ
જેનો પૂછે નહીં કોઈ કદી ટેમ ?
શોષાતી સાંજે એ ઝંખે છે ઉંબરની
પાસેથી એક ગ્લાસ પ્રેમ.

## ગઝલ □ હેલ્પર ક્રિસ્ટી

હર શ્વાસ સાથે શક્યતાનું આવરણ હશે,
ને આસપાસમાં વળી ભ્રમણાનું રણ હશે.

ગતને અનાગતેય કંઈ શોધ્યા કરીશ હું,
જાણું છું, ત્યાંય ફક્ત તારું સંસ્મરણ હશે.

આપી જશે મનેય કોઈ પુષ્પ શબ્દનું,
એકાદ લેરખી સમી ક્ષણનું શરણ હશે.

ભીંતોથી ધ્રૂજતી હશે ને દ્વાર તૂટતાં,
સામે પ્રલયનું ધૂંધળું વાતાવરણ હશે.

બોલાવતા હશે પછીથી સૂર દૂરના,
મીંચીને આંખ દોડતું મારું હરણ હશે.

## ગઝલ □ મલય

સંબંધ પણ ગયો અને સંવાદ પણ ગયો,
એકાદ રહી ગયો હતો અપવાદ પણ ગયો.

પોલા અરવમાં કોઈ ક્યાં પડઘાતી ભીંત છે,
શબ્દો ગયા ને અર્થ ગયા, વાદ પણ ગયો.

આ શૂન્યતાની કેડીએ પગરવ ગયો વહી,
ઊઠી ઊઠીને દોડતો એ નાદ પણ ગયો.

તરણું ગયું ને પાણી બધું થૈ ગયું બરફ,
સંદર્ભ એ પ્રવાહનો એકાદ પણ ગયો.

શબ્દઆને એકલી હવે સંભળાવું શું ગઝલ,
'ઈરશાદ' બોલતો હતો એ સાદ પણ ગયો.

# મનમાં આવ્યું



મનોજ



વીતી ગયેલા ઉનાળાએ સૂત્ર આપ્યું કે, માણસને ઉનાળે પણ 'હૂંફ' જોઈએ. સમ્બન્ધની ઉષ્મા વિના સૂની એકલતામાં પરસેવે નીતરતો માણસ હરતો જાય છે...અધ્યાત્મના સ્પર્શ ન હોય તો એ અટૂલો હીજરાય છે. પણ માણસ પ્રતિબદ્ધ બને છે ત્યારે એક સિવાયની બધી:બારી બંધ કરી દે છે અને અલગારી પવન એવો કે, એ ગમે તે દિશામાંથી, ગમે તે બારીએથી આવે. સત્ય તમામ દિશાઓમાં છે, એ કોઈ પણ દિશામાંથી આવે, એની સામે પ્રતિબંધ હોય ? પણ માણસ પાસે સિદ્ધાંત આવે છે કે માણસ સિદ્ધાંત પાસે જાય છે....હવાને માપવાની ફૂટપટી મારી પાસે આવી ગઈ–એવો પોરસાય છે, પણ ચીતરેલાં હોય એવાં સ્થિર વૃક્ષો અને ધૂણતાં વૃક્ષો વચ્ચે થાજેલી અને ઘમ્મર વલોવાતી હવાને શી રીતે માપીશું ? અસહ્ય ઘામ અને ફંગોળાતા શિરકેશ દ્વારા થોડુંક પામી શકાય છે....

...અને અહીં કોણ કોને પ્રતિબદ્ધ છે? આ વ્યવહાર, સમાજ-વ્યવસ્થા, એના પ્રતાપ અને ગુડવિલને ? ખીણ બની ગયેલા ચીલામાં કેટલાં 'શિખર' બેઠાં છે! સારું 'થાનક' છે એવા ભાવથી! થાનકે ફૂલપાંદડી લઈ દોડનારા યે છે...પણ એ ઊંડી ખીણમાંથી ઉપર જુએ તો જોઈ શકે, મારે માટે આકાશનો પટ્ટો જ રહી ગયો છે...ટાગોરનું અસીમ આકાશ ક્યાં છે ?

સોનેરી ગરુડ ભારતમાં રહ્યાં નથી. હોય તો કોક દિ' વિષ્ણુના આગમનની આશાથી આજથી જ પ્રતીક્ષા કરીએ! કહો કે, એ જ

તો સનાતન: પ્રતીક્ષા છે...અમેરિકામાં હજી એના પ્રતીકમાં જ નહીં, જંગલોમાં યે ગરૂડ છે. પણ એ દિશામાંથી વિષ્ણુ આવે એમ લાગતું નથી...બસ, એટલે હલકી જુવાર લઈને આપણે પારેવાં ચણાવવા બેઠાં હોઈશું...!

## મેજર પોયેટ

'કંકાવટી'એ પૂછેલા પ્રશ્નોમાં શ્રી સુરેશ હ. જોષીએ સ્પષ્ટપણે અભિપ્રાય આપ્યો કે, અત્યારે ગુજરાતમાં કોઈ 'મેજર પોયેટ' નથી. અને 'કંકાવટી'ના ગયા અંકમાં ડૉ. જયન્ત પાઠક કહે છે કે, શ્રી ઉશનસ્ ગુજરાતના મેજર પોયેટ છે. આનો આપણે વિવાદ નહીં કરીએ, પણ આ બંને સારસ્વતોની કવિતાનિષ્ઠાના આધારબિંદુ ક્યાં છે એ તો એમની પાસેથી જાણવું જોઈએ. આ બંને વિદ્વાનો મેજર પોયેટ પાસે કઈ, શેની પ્રાપ્તિની આશા રાખે છે? એકને એ અપ્રાપ્ય લાગે છે, બીજાને લાગે છે કે 'છે'. આ અપ્રાપ્તિ અને પ્રાપ્તિ શી છે? આ પ્રશ્નના ઉત્તરમાં જુદી જુદી કાવ્યધારાઓ અને એનાં લક્ષ્યો વિશે પણ જાણવા મળે–અને મળવું જોઈએ.

## કવિતા અને ભજિયાં

જૂની કવિતાને 'રે' સાથે છેવટનો નહીં પણ વચ્ચે વચ્ચેનો યે સમ્બન્ધ હતો. શરૂઆત 'રે'થી થાય, વચ્ચે યે 'રે' આવે અને છેલ્લે તો 'તને સાંભરે રે?' આમ 'રે' નિશ્ચિત જ હોય!

શ્રી લાભશંકર ઠાકર અને મોદી ભાઈઓ સૂરતની ઊડતી મુલાકાતે આવ્યા ત્યારે એ લહેરાતા પવન અને ઉકળાટભર્યા ઘામ વચ્ચે કવિતાના શ્રવણાનંદ સાથે કવિતા અને ભજિયાના આસ્વાદની સરખામણી લહેજતદાર બની...એક કવિતા હું અનેક વાર આસ્વાદું છું પણ ભજિયાં એક વાર ખાધાં તે ખાધાં...સ્મરણમાં મૂળનો સ્વાદ

આવતો નથી, અને માંયલો ઠપકો યે આપે છે કે અલ્યા સ્મૃતિ માટે આ દુનિયામાં ભજિયાં સિવાય બીજો કોઈ પદાર્થ જ નથી ?

હેવમોરમાં એ ભાઈઓ સાથે એકવાર નાસ્તો કર્યો હતો (અને કવિસંમેલનના પુરસ્કારમાંથી મારે થોડો ભાર ઓછો કરવો જોઈએ એવા આદિલના સ્પષ્ટ આદેશો શિરોમાન્ય ન કરેલા એ પણ વીસરાયું નથી.) પણ ભજિયાં ખાધાં નહોતાં. એટલે 'શી છે મઝા, શી છે મઝા ઉન્હાં ઉન્હાં ભજિયાં તણી' એવું ચન્દ્રશંકર પંડ્યાશાહી રીતે પૂછવાનું રહી જાય છે.

ટીખળ અને ચગરાકીમાંથી યુવાની ડોકાય એ તો સારું જ છે...એમાં 'મોજ' મળી શકે, પણ 'આનંદ' માટે આપણે કશીક ગંભીર પ્રવૃત્તિ કરવી પડે છે...આપણામાં સહાનુકંપા પડી હોય તો ભજિયાં પીરસનાર છોકરાને જોઈને હસી શકાતું નથી...એના ગોદડાનો ગાભો ક્યાંક પડ્યો હશે અને રાતે ફૂટપાથ પર કે હોટલના પાટિયા પર લંબાયો હશે અને આપણી સંસ્કૃતિ અને સભ્યતા ઘોરતી હશે ...નારદજીનાં ટીખળો, ને પરશુરામના હત્યાકાણ્ડ ક્ષણિક છે, શાશ્વત છે બુદ્ધનાં કરુણાળુ નેત્રો...

## સંપાદક 'કવિ' છે, એટલે–

આઝાદી પછીની પચ્ચીસીની કવિતાનું સંકલન પ્રગટ થયું છે. પ્રકાશક એ માટે કવિની સ્વીકૃતિ મંગાવે છે, પ્રથમ આવૃત્તિ અને બીજી આવૃત્તિ થાય તો કવિને પ્રતીક પુરસ્કાર આપવાનું જણાવે છે, ત્યારે 'મધુવન'ની બીજી આવૃત્તિ પ્રગટ થવાના સમાચાર પણ સાંભરે છે. બીજી આવૃત્તિ માટે સંપાદકે કે પ્રકાશકે મૂળે કશી સ્વીકૃતિ માગી નહોતી, છતાં 'સર્વ હક્ક સ્વાધીન'ના ભાનથી બીજી આવૃત્તિ થઈ છે અને એની નકલ પણ કવિને પહોંચાડવાની જરૂર લાગી નથી ! સંપાદક કવિ છે એટલે પૂછીએ–તમારી નજરમાં કવિ આટલો બધો

તુચ્છ છે ? 'દસાડાના દફતરમાં મારું નામ નોંધાયું' એટલેથી રાજી થઈને ચૂપચાપ ગાંઠને પૈસે બજારમાંથી સંગ્રહ લઈ આવે એવો ? જગત્‌ક્રાંતિઓનાં બીજ ઉપેક્ષામાં જ રહ્યાં છે, કેમકે ઉપેક્ષા એ મોટામાં મોટો અન્યાય છે. ઉપેક્ષિતોની શ્રેણી રચ્યા વિના તિષ્ઠિતોની ન્યાત નહીં થાય એ અમાનવીય ગણતરી જવી જોઈએ.

## ડામચિયાં

પ્રતિષ્ઠાનાં સિંહાસનો આખો જીવતો હોય તો એને 'ડામચિયાં' લાગે. અને છતાં એનો મોહ થાય ત્યારે 'ઢોળાવ છે માટે પ્રગતિશીલ છીએ' એવો આઘાત થવો જોઈએ, પણ ઘણાને એથી આનંદ થાય છે. સાહિત્ય પરિષદ જ શું છે કે એની શાખા કાઢવાનો ઉમળકો થાય છે ? એ પોતે કેન્દ્રમાં શું કરે છે કે, શાખાએ કશું કરવાનું રહે છે ? કેન્દ્રના ધાગામાંથી પ્રભાકિરણો નીકળવાનાં છે ?

લાખો રૂપિયા ભેગા કરીને ભવન રચાશે, તો ત્યાં બેસીને ય શું કરવાનું છે? વહેવાર! તે તો આજે ઘર વિના થાય છે. કંઈ કરવું જ હોય તો આજે વિના ભવને પણ સાહિત્યવિચાર, સાહિત્યચર્ચા અને પ્રકાશનનું કામ થોડાક હજાર મેળવીને થઈ શકે. પણ સાહિત્ય પરિષદના સૂત્રધારોનાં 'બહોળાં રોકાણો' જુઓ, છે એટલી વિવિધ જવાબદારીને પણ તેઓ નિષ્ઠાપૂર્વક પહોંચી વળતા હશે ખરા ? અધ્યાત્મ અને સાહિત્ય વ્યક્તિની એકાંતસાધનાના વિષયો છે અને એવી સાધક વ્યક્તિ જ બને તો સંસ્થારૂપ બને છે, એમની પ્રાપ્તિનાં સોનેરી કિરણો સાન્નિધ્યમાં હોય તેમને મળે, એ આલોકિતો 'પોતાનો પ્રકાશ' પણ પ્રગટાવી શકે. સંસ્થા તો કદાચ નિષ્કૃષ્ટ કોટિના સંપ્રદાય માટે જ હશે... □

**'હજાર સારસો' નવલકથાનો હપ્તો સંજોગવશાત આપી શકાયો નથી. આવતા અંકે અવશ્ય અપાશે.**

# એક ઓરડો છે જેમાં—

□ વિજય શાસ્ત્રી

□

એક ઓરડો છે, જેમાં એક વૃદ્ધ નોકર છે.

બીજો ઓરડો છે, જેમાં એક યુવાન છે.

ત્રીજું રસોડું છે, જેમાં યુવાનની યુવાન પત્ની છે.

ત્રણે ઓરડાને બહારથી ફરી વળતી લોબી જેમાં એક ચાર વર્ષનો છોકરો રમે છે.

નોકર, નોકર છે.

યુવાન હવે, ઘરનો માલિક છે.

યુવાનની પત્ની, હમણાં જ સાસુ વગરની બનેલી, વહુ છે.

પેલો છોકરો માત્ર બાળક છે.

નાટકના સૅટીંગ્ઝ જેવાં ત્રણ દૃશ્યો છે.

△

તે પછી જ વશરામની નોકરી કાયમ રહી

△

નોકરે પરમ દિવસે જ ત્રણ રકાબીઓના ચૂરેચૂરા કરી નાખ્યા છે. સાસુ વગરની વહુથી એ ખમી શકાયું નથી. તે પોતાના પતિ સામે, નોકરને કાઢી મૂકવાની ફરિયાદ કરે છે. તે વખતે નોકર તેમના નાનકડા પુત્રને પોતાના ખોળામાં બેસાડીને વાળ ઓળી આપતો હોય છે. એટલે યુવાન તરત ને તરત તો કશું બોલતો નથી; ઠપકો યે આપતો નથી. ગમ ખાઈ જાય છે. નોકર નાનકડા બાળકના રતૂમડા ગાલ પર બચી ભરે છે તે વખતે યુવાનની પત્ની, એટલે કે સાસુ

△
△ △
△ △ △

વગરની વહુ, ચાવીનો ઝૂડો કમરે ખોસતીકને રસોડામાં ચાલી ગઈ હોય છે. એટલે એ દૃશ્ય યુવાન પોતાની પત્નીને બતાવી શકતો નથી.

વાર્તાની જેમ નહિ, જીવનની જેમ, દિવસો વીતે છે તેમ તેમ, સંસારમાં બને તેમ, નાટકમાં બને તેમ નહિ, યુવતીનો વૃદ્ધ નોકર પ્રત્યે અણગમો વધતો જાય છે. તેનાં ખાસ તો બે કારણો તે પતિને વારંવાર આપ્યા કરે છે. નંબરવાર ગણાવે છે. તે કહે છે કે–

'સાંભળો'.

પતિ સાંભળવાનો અભિનય કરે છે. એ જરૂરી છે.

'નંબર એક'–પત્ની કહે છે.

પતિ ધ્યાનથી સાંભળવાનો અભિનય કરે છે.

'આપણો દીકુ વશરામના હાથે ઊછરે તો સંસ્કારો કેવા પડે તે જાણો છો ?'

પતિ જાણતો નથી, છતાં હકારદર્શન અભિનય કરે છે.

પત્ની સંતુષ્ટ થાય છે, કારણ કે તેને સમજણની નહિ, અભિનયની જ તીવ્ર જરૂર છે.

'નંબર બે.'

પતિને વધુ ધ્યાન આપતો અભિનય કરવો પડે છે.

'એને મોતિયો છે આંખે, એટલે કામકાજમાં ભાંગફોડ ઘણી કરે છે.'

આ વાત પતિ પૂરેપૂરી સમજે છે એટલે સમજવાનો ઠાલો અભિનય કરતો નથી.

સાસુ વગરની વહુ આગળ ચલાવે છે, જે મુજબ:

'નોકરની આંખે મોતિયો છે એટલે બરાબર ભાળતો નથી. ઉંમર થઈ છે એટલે બરાબર કામ આપતો નથી. બજાર મોકલી

શકાતો નથી, કારણ કે કશે અથડાય-કુટાય તો 'બિચારા'ને 'ઇજા' થાય એમ છે.'

આટલું કહ્યા પછીનાં થોડાંક વાક્યો તે મનમાં બોલે છે કે-

'ઇજા થાય તો દવા-દારૂ આપણે કરવાનાં, ઘરનું કામ કરવા બીજો માણસ તો રાખવો જ પડે. તેને પગાર આપવાનો. આનો પગાર કપાય નહિ. બેવડા પૈસા જાય-નકામા.'

-એટલે નોકર 'બિચારો' થઈ જાય છે. અર્થશાસ્ત્રમાં 'બિચારો'ની વ્યાખ્યા એ શોધવા જતી નથી.

પતિ મૂગો મૂગો અવારનવાર બધું સાંભળતો જ રહે છે. પણ નોકરને કાઢી મૂકવાનું પગલું એકદમ ભરતો નથી. પણ તેટલા જ પરથી એને 'સહૃદય' કે 'ભલો' એવું વિશેષણ સંપૂર્ણ રીતે લાગુ પાડી શકાય તેમ નથી. કારણ કે તેનું મૌન 'સહૃદયતા' કે 'ભલાઈ'માંથી જ માત્ર જન્મ્યું નથી હોતું.

પણ

તે દુષ્ટ, કરડો કે હૃદયહીન સાવ નથી એટલે બધું 'સ્ટેટસ-કો'ની સ્થિતિમાં જ લંબાયા કરે છે.

યુવાન પોતે ચાર-પાંચ વર્ષનો હતો ત્યારે પણ આ વશરામના જ ખોળે બેઠો હતો-તે,

યુવાનને અને વૃદ્ધને ઝાંખું ઝાંખું પણ યાદ છે.

યુવાનની મા કૉલેરામાં ગુજરી ગઈ ત્યારે વશરામે ખાવાનું છોડી દીધું નહોતું; શૂન્યવત્ થઈને ભણેલા માણસોની જેમ કામ-કાજ છોડીને બેસી પણ રહ્યો નહોતો. માત્ર સામાન્ય માનવીની જેમ રડયો જ હતો. પણ રડયો હતો તે અંગત સ્વજન કરતાં પણ ઊંડાણમાંથી. પછી પાછો શાંત પણ થઈ જ ગયો હતો. આંસુ સૂકાઈ યે ગયાં હતાં. તે જીવન જીવતો થઈ ગયો હતો. બીડીના

સુમારડાયે કાઢતો થઈ ગયો હતો. પણ તેથી શું? તેનો પ્રેમ અભિનયો–કરુણતાના અભિનયો–સાથે સંબંધિત નહોતો એટલે દુઃખના સંચારી કે વ્યભિચારી ભાવો વગર જ તેને દુઃખ થયું હતું એટલું તો નક્કી. આંસુ વગરનું, રુદન વગરનું, ખિન્નતા વગરનું, શૂન્યતા વગરનું અને કરુણતા વગરનું પણ તેને 'દુઃખ' સાલતું હતું. એ બચારા પાસે ભાવ હતો દુઃખનો, ભાવનું શાસ્ત્ર નહોતું. ભાવનાં પરિમાણો નહોતાં, ભાવનાં ઓજારો નહોતાં. સામાન્ય, સરેરાશ જીવન વિષે સતર્કતા વગરના માનવીને ભાવથી અતિરિક્ત કશું હોય નહીં એ પણ એ જાણતો નહોતો, એ તો આ કથાકારનું કહેવું છે.

એટલે યુવાન ખામોશ હતો.

યુવતી હવે અકળાઈ ગઈ' હતી–એમ વારંવાર કહેતી હતી.

કારણ કે તેને વશરામ સાથે માત્ર શેઠાણી–નોકરનો જ નાતો હતો.

–એટલે એક દિવસ મોતિયાના ઑપરેશન માટે રૂપિયા ચારસો આપીને વશરામને દેશમાં મોકલી દેવાનું યુવાને વિચાર્યું. જો કે, વિચાર યુવતીનો હતો પણ કર્યો યુવાને! મોતિયા પછી પાછો અહીં આવવા જ ન દેવો એવી યોજના હતી.

તે દિવસે જ જોગાનુજોગે યુવાનના પિતાની પુણ્યતિથિ હતી.

યુવતીએ સાડા ત્રણ રૂપિયાનો હાર સસરાના ફોટા પર ચડાવવા વશરામ પાસે મગાવી લીધો હતો. હાર, 'માત્ર મગાવવાનો' જ તેનો આગ્રહ હતો એમ કહીને કથાકાર તેણીની વહીવટી સજાગતાનો નિર્દેશ કરવા માગે છે.

સવારે યુવાન પોતાના ઓરડામાં 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'ની 'ઇન મૅમોરિયમ્' કૉલમમાં છપાયેલી, પોતાના 'સદ્ગત' વિશેષણ ધરાવતા પિતાને પોતા વડે અપાયેલી શ્રદ્ધાંજલિ વાંચતો બેઠો હતો. ખૂબ જ ધ્યાનપૂર્વક વાંચતો બેઠો હતો, કારણ કે ટચુકડી જાહેરખબરના

કેટલા પૈસા થાય તે, તેની પત્ની મનમાં ગણશે એવી કદાચ તેને ખાતરી હતી.

વશરામ બાજુના ઓરડામાં સાફસૂફી કરતો હતો.

દીપક–દીકુ–હજી ઊંઘતો હતો–ખાટલામાં.

હવે આપણે વશરામના જીવનની બે અ–ઘટનાઓનો ઉલ્લેખ કરીએ તો–

દીપક–ઊંઘતા દીકુ–ને બારી ખુલ્લી હોવાથી ટાઢ વાગતી હતી અને તે ટૂંટિયું વાળીને ઊંઘતો હતો તે વશરામે જોયું એટલે વશરામે ખાટલા નીચેથી ગરમ શાલ કાઢી ને હળવેકથી દીપકને ઓઢાડી દીધી ને એને માથે એ જાગી નહિ જાય તેટલી મૃદુલતાથી હાથ ફેરવ્યો.

બીજી ઘટના :

હવે વશરામ પોતાના સદ્‌ગત શેઠની છબી પાસે આવ્યો. તેને લૂછી, જૂનો, ગયા વર્ષનો હાર તેની પરથી ઉતાર્યો અને પછી બે હાથ જોડી ઊભો રહ્યો–રડ્યો નહિ.

આ બંને ઘટના પેલા યુવાને જોઈ.

એને કશુંક થઈ આવ્યું. શું થઈ આવ્યું તેની યુવાનની પત્નીને ખબર નથી, પણ ત્યાર પછી જ વશરામની નોકરી કાયમ રહી એટલી તેણીને ખબર પડી. □

## એકાકી

### નારાયણ પુરુષોત્તમ ઢવળીકર

સોબતીઓની ચીકાર ગીરદી
સંપૂર્ણ અંધકાર કાપવો છે રાતોરાત
અને દિવસ ઊગ્યો
એકાએક આખો પ્રવાસ એકાકી થઈ ગયો...

# તલવાર

□ સુરેશ બારિયા

□

△

મ્યાન ખોલ્યું તો લાકડાની બૂઠી તલવાર...

△

મેં એને શહેરમાં ભટકતો જોયો હતો.

આમ તો એ નિખાલસ હતો. પણ હાથમાં તલવાર રાખતો હતો. મોં પર સ્મિત ફરકતું હતું અને હાથમાં તલવાર ઘૂમતી હતી. મોં પર શીમળાનાં ડીંડવાં ફૂટીને હવામાં સરકતા રૂ જેવું સુંવાળું સ્મિત હતું અને હાથમાં તલવાર હતી, મ્યાન કરેલી તલવાર હતી.

મેં એને લોકલ ટ્રેનમાં ટીંગાતો જોયો હતો, ખટારામાં ખુંદાતો જોયો હતો. મેં એને એરોપ્લેનની બારીમાં હાથ હલાવતો જોયો હતો અને જહાજમાં ઊંઘતો જોયો હતો. મેં એને રેસકોર્સના વર્તુળાકાર મેદાનમાં રેશમિયા વસ્ત્રો પહેરીને ઘોડા કુદાવતો જોયો હતો અને શહેરની ચોખ્ખીચણક હૉસ્પિટલમાં પાણીની જેમ દવાને ગટગટાવતો જોયો હતો. મેં એને કલકત્તી પાન ચાવતો જોયો હતો અને બાબરી ઠીક કરતાં દર્પણમાં મલકાતો જોયો હતો. એ મારી આગળ ચાલતો ત્યારે સ્મિત કરતો, એ મારી પાછળ ચાલતો ત્યારે સ્મિત કરતો. એ સ્મિત કરતો આગળ પાછળ અને પાછળ આગળ. એ કળવું મુશ્કેલ હતું કે સ્મિત આગળ કે તલવાર? તલવાર કે પછી સ્મિત? કે પછી સૌની-આગળ એ?

લાગતો એ નરબંકો પણ શહેરમાં ભટકતો. એનો બાપ જીવતો હતો અને એની મા મરી ગઈ હતી. એનો ભાઈ મરી ગયો હતો અને એની બહેન જીવતી હતી. એના સગાંઓ જીવતાં હતાં હતાં અને એના દુશ્મનો પણ જીવતા હતા. એના સગાંઓ અને દુશ્મનો વચ્ચે એ પણ

જીવતો હતો. તલવાર લઈને એ તો ભટકતો હતો અને જીવતો હતો. જીવતો હતો અને તલવાર રાખતો હતો. તલવાર રાખતો હતો અને સ્મિત કરતો હતો. સ્મિત કરતો હતો અને દુશ્મનો વધતા હતા. તલવાર રાખતો હતો અને દુશ્મનો ઘટતા હતા.

એ આ સથે બોલતો ત્યારે તેનું મોં ફીણફીણ થઈ જતું, મોજું થઈને હાલકડોલક થઈ જતું, નાવડી બનીને ઊંડા પાણીમાં સર્યા કરતું. 'શું લાવું તારા માટે?' મૌન અને ધીમુંધીમું હાસ્ય 'બોલને, શું લાવું તારા માટે?' ફરી આ ધીમુંધીરું હાસ્ય વેરતી. એ મોં પર નિખાલસ સ્મિત લાવીને તલવાર આમતેમ તેમઆમ ઘુમાવતો ગોળ ગોળ માવતોવુ અને તારા જમીન પર ખરી પડતા. તારા જમીન પર ખરતા અને બંને ખોબલે ખોબલે વીણતાં. એ મલકાતા તારાનો હાર બનાવતો અને મલકાતો. મલકાતા લચકાતા આના ગળામાં હાર પહેરાવતો અને પૂછતો, 'હવે કેમ?' અને પછી તો આ તાથાથાથાથૈઈઈઈ.

એનો બાપ એને ધમકાવતો અને એની બહેન એને ચાહતી હતી. આ પર એને પ્યાર હતો અને વ એને ધમકાવતી હતી. શહેરમાં ભટકતા ભટકતા વ મળી. આડફેટે ચાલવા છતાં વ મળી. ઊભું નહોતું રહેવું છતાં ઊભું રહેવું પડ્યું. હસવું નહોતું છતાં નિખાલસ સ્મિત કરવું પડ્યું. વ--'ક્યાં ચાલ્યા?' 'હેંહેંહેંહેંહેં.' 'બોલોને, ક્યાં ચાલ્યા?' 'હેંહેંહેંહેંહેં.' 'તલવાર આપશો?' 'કેમ?' 'દરિયામાં ફેંકી દઉં.' 'હેં?' સાચ્ચે જ ફેંકી દઉં. પછી આ હેંહેંહેંહેંહેં ગાયબ. તે ખીજાયો પણ સ્મિત ગાયબ કરી શક્યો નહિ. તે ખીજાયો અને તલવાર ઘૂમવા લાગી. પાળ પર બેસીને વ ખડખડ હસવા લાગી. 'તું તલવાર સરસ ઘુમાવી જાણે છે, આ સિવાય તને બીજું કંઈ આવડે છે કે નહિ?' એ તલવાર ઘુમાવતો રહ્યો. 'બોલને, નહિતર આમ આંચકી લઈશ.' એ ખીજાયો એવો ખીજાયો કે તલવાર ઘુમાવવાનું માંડી વાળીને રસ્તા પર ઘૂમવા લાગ્યો અને વને કદી ન મળવાનો નિશ્ચય ઘુમરાવવા લાગ્યો.

એક દિવસ ટોળું ભેગું થયું. ટોળું મોટું થયું. ટોળું પહોળું થયું. ટોળું તગડું થયું. ટોળું કરે હોહો. ટોળું માંગે ફેંસલો, આ તો ગાંડિયું ટોળું, કોણ કરે ફેંસલો ? હું કરું ફેંસલો, પણ મને કોણ ગણે ? હું તો કોરે ઊભોઊભો ટોળું જોઉં, ધાટ જોઉં અને પછી તો વાટ જોઉં. ટોળું કરે સિકોટા, ટોળું કરે છિકોટા: 'તલવારવાળો મૂર્દાબાદ !' નારા પર નારા: 'તલવારવાળો.' 'મૂર્દાબાદ !' 'મૂર્દાબાદ.' 'તલવારવાળો !' 'મૂર્દાબાદ.' 'જિંદાબાદ !' 'તલવારવાળો જિંદાબાદ.' 'તલવારવાળો મૂર્દાબાદ !' તલવારવાળો.' 'તલવારવાળો !'

એ નિખાલસ સ્મિત વેરતો આવ્યો. એ તો તલવાર ઘુમાવતો આવ્યો. તલવાર ઘૂમરઘૂમર. ઘુમરડી લેતો તલવારવાળો ઘૂમરઘૂમર. ટોળું બન્યું અવાક્. અવાક્ મોં પર તલવાર ઝીંકાતા માણસ બનતો ટેં. આમ કેટલાય માણસ ટેંટેંટેં. ટોળાએ અવાક્પણું ખંખેર્યું. ટોળું સાબદું બન્યું. તલવાર ઘૂમતી રહી, ટોળામાં તલવાર ઘૂમતી રહી. ટોળું એની આસપાસ ઘૂમતું રહ્યું. ટોળું એને કેન્દ્રમાં રાખીને ઘૂમતું રહ્યું. ટોળું ઘટ્ટ બનતું ગયું. ટોળું સંકુલ બનતું ગયું. ટોળું ભીંસાતું ગયું. તલવારવાળો ટોળામાં ભળતો ગયો. તલવારનો ઘુમરાવો ટોળામાં વ્યાપતો ગયો. તલવારવાળો ટોળું. તલવાર ટોળું. ટોળું તલવારવાળો. ટોળું તલવાર. તલવારવાળો ટોળું તલવાર. તલવાર ટોળું તલવારવાળો. ટોળું ટોળું ટોળું. ટોળું ઘુમ્મર ઘુમ્મર. ટોળું ઘુમ્મટ ઘુમ્મટ. ટોળું ઘુમ્મો ઘુમ્મો. ટોળું ઘૂંટો ઘૂંટો. ટોળું ઘુરકાટ. ટોળું ઘુરકિયું. ટોળું ઘુરઘુર. ટોળું ઘુવડ. ટોળું લડતું રહ્યું, બાખડતું રહ્યું, પિલાતું રહ્યું. ટોળું ઊંડુંઊંડું ફુલ્લડાતું રહ્યું, સૂર્યના છેલ્લા ટપકા સુધી ટકરાતું રહ્યું અને પછી તો થઈ ગયું ટોળું ટેંએંએંએંએં.

મેં ઢીમ હટાવ્યાં, ધડ હટાવ્યાં, માથાં હટાવ્યાં. મડાં હટાવ્યાં. આખરે એ મળી. તલવાર મળી. મ્યાન તલવાર મળી. તલવાર પકડતાં જ મોં પર નિખાલસ સ્મિત છવાયું અને મ્યાન બોલ્યું.

મ્યાના ખોલ્યું તે લાકડાની તલવાર, લાકડાની બૂઠી તલવાર. તરત તલવાર મ્યાન કરીને ટોળા પર છાતી ફુલાવતો ઊભો રહ્યો, સ્મિત રેલાવતો તલવાર ઘુમાવવા લાગ્યો. મારી હરકત જોઈને સામે ઊભેલી સ્ત્રી ખીખી હસવા લાગી, કહેવા લાગી, 'લાવ તલવાર, દરિયામાં ફેંકી દઉં.' હું તલવાર ઘુમાવતો ચકરાતો ત્યાંથી ભાગ્યો અને ઘુમરડિયો થઈને શહેરના રસ્તા પર ભટકવા લાગ્યો.

રસ્તામાં સ્ત્રી ભટકાઈ ગઈ. કેટલાકની નજર કતરાઈ ગઈ. મેં આંખ ઘુમાવતા પૂછ્યું, 'બોલ, તારા માટે શું લાવું?' મૌન રહીને તેણે ધીમું હાસ્ય વેર્યું અને મેં મોં પર સ્મિત રેલાવતા મ્યાનવાળી તલવાર આમતેમ ઘુમાવવા માંડી. બસ, તલવાર ઘૂમવા માંડી. □

## પારિતોષિક

'કંકાવટી'ના જૂન ૧૯૭૩થી મે ૧૯૭૪ સુધીના અંકોમાં આવનાર ગદ્યપદ્ય કૃતિઓમાં શ્રેષ્ઠ ઠરતી કૃતિને વડોદરાના શ્રી વિઠ્ઠલભાઈ પટેલ તરફથી રૂ. ૧૦૧નું પારિતોષિક અપાશે. બીજું પારિતોષિક રૂ. ૫૧નું સૂરતની એક પ્રકાશન સંસ્થા તરફથી અને રૂ. ૨૫-૨૫ના અન્ય ઈનામો સૂરતની બીજી પુસ્તક પ્રકાશન સંસ્થા તરફથી અપાશે.


બનારસી સાડી-સેલાં અમ્બર
તથા
ફેન્સી ભરતકામની સાડીઓ
માટે અવશ્ય મુલાકાત લો
મનાલી
ખપાટિયા ચકલા, યમુનાબાગ પાસે, સૂરત

# નદીકિનારો

□

અશ્વિન દેસાઈ



**એક** પળ માટે આ ચાર દીવાલોના બંધિયારપણામાંથી બહાર નીકળી જાઉં. આ મોંઘી ટૂથ-પેસ્ટ અને સૂંવાળા બ્રશને દાંતથી અડાડવાનું ભૂલી જાઉં. આ નવા નીકળેલા ચાના મસાલાનો મઘમઘાટ ભૂલી જાઉં. નાસ્તાનું ટેબલ ભૂલી જાઉં. બ્લૉકને ઍટેચ્ડ બાથરૂમ ભૂલી જાઉં. સાબુની મહેક ભૂલી જાઉં. ગીઝરના પાણીની હૂંફ ભૂલી જાઉં. ટૅલ્ક પાવડરની તાઝગી અને ટેરીકોટન પૅન્ટની સગવડ ભૂલી જાઉં. આઠ-ચાળીસની ડબલ-ફાસ્ટ ભૂલી જાઉં. ઈરોઝની જાહેર-ખબર ભૂલી જાઉં. ટાઈપિસ્ટ છોકરીઓના બૂટનો ટક ટક અવાજ ભૂલી જાઉં. ઑફિસ ભૂલી જાઉં. મિસ કુલકર્ણીની મીઠી મજાક ભૂલી જાઉં. બૉસની કાતિલ આંખ ભૂલી જાઉં. શેઠની સુંવાળી ટાલ ભૂલી જાઉં. લંચ ભૂલી જાઉં. ટપાલ ભૂલી જાઉં. જવાબ ભૂલી જાઉં. સાંજના દોસ્તને મળવાનો વાયદો ભૂલી જાઉં અને સફાળો બહાર નીકળીને રસ્તા ઉપર ચાલતી બૉબ્ડ હેરવાળી કોઈ આધુનિક યુવતીને આકસ્મિક ઊભી રાખીને પૂછી પાડું : 'અહીં, આટલામાં ક્યાંક નદીકિનારો હતો તે ક્યાં ગયો ?' યુવતી પરદેશી હશે તો મને ધ્યાનથી જોઈ રહેશે. પછી મીઠું હસશે અને પ્રેમથી પૂછશે : 'વૉટ યુ આર સ્પીકીંગ ! આઈ, આઈ, આઈ...'

'હું એમ પૂછતો હતો કે, આટલું મીઠું સ્મિત તમે ક્યાંથી

શીખી લાવ્યાં છો? અને આ સ્મિતને હમેશાં આમ જ ચહેરા ઉપર જાળવી શકો છો?'

યુવતી ફરીથી મીઠું હસે અને મને જોયા કરે.

'આઈ લવ યોર સ્માઈલ!' હું કહું.

યુવતી ખડખડાટ હસે અને છૂટી પડે. મને સહેજ કંપારી થાય. ફરીથી કોઈ સુંદર યુવતીને 'એસ્ક્યૂઝ મી!' કહું.

'ય....સ!' યુવતી થંભી જાય.

'અહીં, આટલામાં ક્યાંક નદીકિનારો હતો તે ક્યાં ગયો?' યુવતી સાઉથ-ઈંડીઅન હશે તો નિર્દોષ રીતે હસી પડશે.

'તમે પણ....'

'હમ સમઝતા નહિ! તુમ ક્યા બોલતા હય?'

'હમ બોલતા હૈ કિ તુમ્હારે શ્યામ ચહેરે પે ઈતની ચમક કૈસે?'

'હમકો ક્યા માલૂમ?' યુવતી હસીને ફરીથી ચાલવા માંડશે.

'યહ ચમક ક્યા સારી ઉમર કિસીકો દીખા શકતી હો?' પ્રશ્ન હવામાં અદ્ધર-તાલ રહી જાય. યુવતી કોઈ બસની લાઈનમાં જોડાઈ જાય. ફરીથી કોઈ સુંદર યુવતીને ગુજરાતી સમજીને; 'માફ કરજો...'

'હા. બોલો!' મધુર જવાબ.

એક ક્ષણ તો માત્ર 'હાશ!' અનુભવવામાં જ જાય.

'અહીં, આટલામાં ક્યાંક નદીકિનારો હતો તે ક્યાં ગયો?'

યુવતી આશ્ચર્યથી જોઈ રહે. પછી આંખ પટપટાવીને સહેજ હસે; અહીં તો નદીકિનારો ક્યાંથી હોઈ શકે? આ તો ફાઉન્ટનનો વિસ્તાર છે।

'તો ક્યાં હોઈ શકે નદીકિનારો?'

'અહીં આખા મુંબઈમાં ક્યાંય નદીકિનારો નથી। તમે ક્યા ગામના છો?'

'સુરતની પાસે એક નાનું ગામ છે, પલસાણા.'

'બસ. તો ત્યાં હશે નદીકિનારો. બાકી અહીં તો—'

'તમે આટલા સરસ જવાબ કેવી રીતે આપી શકો છો ?'

'તમે સવાલ પણ કેટલો સરસ પૂછી શકો છો !' યુવતી સરસ રીતે હસે.

'ખરેખર મારો સવાલ એટલો સરસ છે ? મને એમ થાય છે કે, અહીં ઊભો રહીને આમ જ હું તમને આ ને આ સવાલ પૂછ્યા કરું...'

'સાવ ગાંડા જ છો ને !' યુવતી અતિશય મીઠો લટકો કરે અને ચાલી જાય.

એક પળ માટે એમ થાય કે એની પટ પટ થતી આંખોને ચૂમી લઉં, પછી છેલ્લો સવાલ રાબેતા મુજબ હવામાં રહી જાય; 'આટલા સરસ જવાબો હમેશાં આપવાના હોય તો મીઠાશ જાળવી શકો ખરાં કે ?'

વળી પાછી કોઈ યુવતીને; 'એક્સક્યૂઝ મી !'

'ય...સ !' એ જ મીઠો, રૂપાળો, રણકતો ઊછળતો, ગાતો જવાબ.

'તમે ગુજરાતી સમજો છો ?'

'હા. હા. બોલો ! કોઈ પણ ભાષા બોલો !'

'તમે કોઈ પણ ભાષા સમજી શકો છો ?'

'હા. હું શબ્દો નથી સાંભળતી. તમારા ચહેરાના ભાવ ઉપરથી...'

'ચહેરાના ભાવ ? મારા ચહેરા ઉપર હું બોલું છું ત્યારે કોઈ ભાવ આવે છે ?'

'હા. વળી ! ચહેરા ઉપર ભાવ લાવ્યા વિના બોલી જ કેમ શકાય ?'

'તો બોલો ! અહીં આટલામાં ક્યાંક...'

'નદીકિનારો હતો તે ક્યાં ગયો ? એમ જ ને ?' યુવતી હસે.

'હા. પણ તમે....' મારું આશ્ચર્યથી યુવતીને જોઈ રહેવું.

'જુઓ, નદીકિનારો ત્યાંનો ત્યાં જ છે ! ફરક એટલો જ પડ્યો છે કે આપણે જ્યાં હતાં ત્યાંનાં ત્યાં નથી !'

'એટલે કે...એટલે કે...'

'હા. એટલે એમ કે. તમે હજી નદીકિનારે જ ઊભા છો!'

'એમ? એટલે આપણે ઊભાં છીએ એ નદીકિનારો જ છે? હું એ હું જ છું? અને તમે, તમે, તમે, તમે, તમે, તમે, તમે,'

□

**તો** હવે તારા બંગલાને ઘેરો નાખવાની ઇચ્છા છે. તારા ચોકીદારની નજર ચૂકવવાની ઇચ્છા છે. તારા રૂમના બંધ બારણા પાસે ઊભા રહેવાની ઇચ્છા છે. અને કોઈ તિરાડ મળે તો એમાંથી તારી રૂમમાં ડોકિયું કરવાની ઇચ્છા છે.

તારા ડનલોપિલોના ડબલ-બેડને જોઈને ખુશ થવું છે. તારા ડ્રેસિંગ-ટેબલને મુગ્ધતાથી જોયા કરવું છે. તારા સૌન્દર્યનાં પ્રસાધનો ગણવા છે. તારો તીણો અને કલાત્મક અવાજ સાંભળવો છે: 'કેશ...વ!' કેશવને તારી રૂમનો પડદો હટાવીને દોડી જતો જોવો છે; 'બોલો બહેનજી!'

'મહારાજને પૂછ, રસોઈ થઈ ગઈ?' તારો તીણો પ્રશ્ન.

'હા. બહેનજી, રસોઈ તો ક્યારની તૈયાર જ છે!'

ફેક્ટરીએ ફોન કર, જોઉં! શેઠ આવે છે કે, પૂછ.'

'હા જી.' કેશવનું ફરીથી તારી રૂમની બહાર નીકળી જવું. તારી ટેબલ ઉપર જમવા બેસવાની છટા જોવાની ખાસ ઇચ્છા છે. કહે છે કે, તારી બેસવાની ઢબ, ધીમે ધીમે મોં હલાવીને ચાવવાની ઢબ, મચીથી સૂપ પીવાની ઢબ ભલભલાને દંગ કરી દે એવી હોય છે!

જમ્યા પછી તારા રૂમમાં આરામ કરતી તને જોવી છે. ડનલો-પિલોના ગાલિચા ઉપર તારા સુડોળ શરીરને આમથી તેમ ઊથલાવીને ઊંઘવાનો પ્રયત્ન કરતી જોવી છે. થાકીને ટેબલ ઉપરથી કોઈ ચોપડી ખેંચતી જોવી છે. વાંચવા ખાતર વાંચતી જોવી છે. અને દરમ્યાનમાં તારા પતિને તારી રૂમમા દાખલ થતો જોવો છે.

પતિ ઉપર નજર પડતાં જ ઊછળીને બેઠી થઈ જતી તને જોવી છે;

'ઓ હો સતીશ!' સતીશના ગળામાં પ્રેમથી હાથ પરોવતી તને જોવી છે; 'કેમ બહુ મોડું થયું?'

'બસ જરા કામ હતું.' સતીશનો જવાબ.

'ક્યાંય સુધી હું જમવા વગર બેસી રહી! પછી એટલી ભૂખ લાગી...'

'સારું કર્યું. મેં તો તને કહ્યું જ છે!'

તને પતિ જમતો હોય ત્યારે મીઠી મીઠી વાતો કરતી સાંભળવી છે. પતિ જાય પછી તૈયાર થતી જોવી છે. ઈમ્પોર્ટેડ સાડી અને સ્લીવલેસ બ્લાઉઝમાં ઉપસતું તારું સૌંદર્ય જોવું છે. તારા સેંટની સુવાસ માણવી છે. તારા પફ, પાવડર, લિપસ્ટીક, આઈ-લાઈનર વગેરે વગેરે. તારા પાળેલા કૂતરાની સફેદ રૂંવાટી ઉપર સ્નેહથી ફરતો તારો કોમળ હાથ જોવો છે. તારી ખાસ કાર જોવી છે. તારા માટે રખાયેલા ડ્રાઈવરને ડ્રાઈવીંગ કરતો જોવો છે.

તારું શોપિંગ જોવું છે. તારી ખાસ ફ્રેન્ડનું ઘર જોવું છે. તમારી વાતચીત સાંભળવી છે.

'હેલ્લો....ડૉલી! હાવ આર યુ?' તારું ફ્રેન્ડને વળગી પડવું.

'ફાઈન! વેલકમ! વેલકમ!'

'શું કર્યા કરે છે આખો દિવસ ઘરમાં બેસીને?'

'અરે તરલનો ફોન આવ્યો હતો, હમણાં! કહે કે તૈયાર રહેજે, આપણે ક્લબમાં જવું છે.'

'શું રોજ ને રોજ ક્લબમાં, બોર નથી થતી?'

'સાચે જ કંટાળો આવે છે, પણ શું થાય? તરલને ક્લબ વિના...'

'તે જવા દેવો એને! તારે શું કામ નાહકનું અથડાવું?'

'ખરી વાત છે તારી, હવે મારે ના જ પાડી દેવી છે!'

પછી તમારી વચ્ચે થતી પોલીટીક્સ, ફેશન, પિક્ચર સાડી વગેરેની વાતો ઝીણવટથી સાંભળવી છે.

અને રાત્રે ઘરે પાછા ફરીને પતિ સાથે ડીનર લેતી મારે તને જોવી છે. ડીનર લઈને બાગમાં ફરવા જતી, પતિ સાથે હસી હસીને વાત કરતી મારે તને જોવી છે.

અને પછી તમારા બેડ-રૂમમાં તારો નાઈટ-ગાઉન પહેરતી મારે તને જોવી છે. અને પતિ બાથરૂમમાંથી નાહીને બેડ-રૂમમાં આવે તેના ગળે વળગીને વહાલ કરતી મારે તને જોવી છે. તારા પતિનો તારા બદન ઉપર ફરતો સ્નેહાળ હાથ મારે જોવો છે. તારા પતિની બાંહોમાં વધુ ને વધુ ઊંડે સરી જતી મારે તને જોવી છે.

અને કોઈ વહેલી સવારે, એ જ ગામના, એ જ નદીકિનારે રખડતાં રખડતાં તારા જેવી કોઈ યુવતીના આકસ્મિક દર્શન થઈ જાય, તો એકદમ તેની નજીક જઈને પૂછી લઈશ:

'અહીં, આટલામાં ક્યાંક નદીકિનારો હતો તે ક્યાં ગયો?'

યુવતી આશ્ચર્યથી મને જોઈ રહેશે: 'આ નદીકિનારો જ છે ને?'

હું નદીકિનારાને ધ્યાનથી જોઈશ; 'ખરેખર? આ નદીકિનારો જ છે!' તો પછી પેલી ઢળેલી સાંજ ક્યાં છે? મોર અને ઢેલ ક્યાં છે? માળા તરફ પાછા વળતાં પંખીઓનો કલરવ ક્યાં છે? કોયલનો અવાજ ક્યાં છે? પાણીનો શીતળ ખળખળાટ ક્યાં છે?

યુવતી ફરીથી મને જોઈ રહેશે. અને પછી ત્યાંથી દૂર ક્યાંક ચાલી જશે. અને મારો છેલ્લો પ્રશ્ન હવામાં અદ્ધરતાલ રહી જશે:

'અને આ એ જ નદીકિનારો હોય તો, તમે પાછાં આજે અહીં ક્યાંથી ભૂલા પડ્યા?' □

# કસાઈ

□ હરિસિંહ ક. ચાવડા

□



**અર્ધ** ઢોળાવે ઊભા રહી એણે બન્ને આંખો મેદાનના મધ્ય-ભાગે એકત્ર થયેલાં પશુઓના સમૂહ ઉપર ફેલાવી.

એ એમ જ ઊભો રહ્યો.

એને લાગ્યું કે એના શરીરમાંથી શક્તિ ઓસરી રહી છે કાળી શિલા ઉપર ઠેરવેલો જમણો પગ ધ્રુજી રહ્યો છે, અને અંગેઅંગમાંથી તાકાત જાણે ક્યાંક ભાગી ગઈ છે. હવે ફક્ત દેખાવ પૂરતું પુરુષના શરીરનું પૂતળું જ અહીં, આ મોટા ટેકરાની બરાબર અધવચ આવીને ઊભું રહી ગયું છે.

એને અહીં જ, આ જ જગ્યાએ, આ કાળા પત્થરની શિલા પાસે જ બેસી જવાનું દિલ થઈ આવ્યું. અને ઘડીક એણે પોતાના નજર મેદાન તરફથી હટાવીને ઢળતા ઢોળાવ પાસેની શિલા તરફ જોયું.

સૂર્ય ક્યારનો ઊગી ગયો હતો.

આ ઊંચા ટેકરાની પેલી તરફ એનાં કિરણો પથરાયાં હશે. આખા ગામ ઉપર ઉજાસ ફેલાયો હશે. અને બધા વિચારતાં હશે કે

મોડું થઈ રહ્યું છે. વહેલી સવારે, જલદીથી નીકળવાનું હતું. સૂર્ય ઊગે તે પહેલાં ઉપડી ચૂકવાનું હતું. ગઈકાલનું, અરે કેટલાય દિવસ અગાઉ બધાંએ મળીને વિચાર્યું હતું અને વિચારને અંતે આજનો દિવસ નક્કી કર્યો હતો. પરંતુ મોડું થઈ ગયું હતું.

એણે પોતાની ડોક ફેરવીને ટેકરાના ઊંચા ભાગ તરફ દૃષ્ટિ દોડાવી.

સૂર્યનાં સીધાં કિરણો ટેકરાની ટોચ તરફ ધસી રહ્યાં હોવાનું અનુમાન એણે બાંધ્યું. અને પછી મનોમન વિચાર્યું: ખરેખર આજે મોડું થઈ ગયું છે. જવું જ છે તો જલદી નીકળી જવું જોઈએ. સૂર્ય ઊગે તે પહેલાં, હળવી ગરમી ફેલાય તે પહેલાં...બીજા બધા જાગી જાય તે પહેલાં.

એને લાગ્યું કે હવે તો ખરેખર એનો ટેકવાયેલો જમણો પગ અને સમગ્ર શરીરનાં અંગો ધ્રૂજી રહ્યાં છે...કંપી રહ્યાં છે. શરીરમાંથી શક્તિ અદૃશ્ય થઈ ગઈ છે, અને મેદાન તરફ દૃષ્ટિ સ્થિર થતાં હૃદયમાં કશુંક હલચલી જાય છે.

ફરી એક વાર અકારણ જ એની દૃષ્ટિ મેદાન તરફ દોડી ગઈ.

ધૂળનો એક આછો ગુબ્બારો આકાશ તરફ ઊંચે ચડી રહ્યો હતો. અને ઊભેલાં જાનવરો નિસ્તેજ લાગી રહ્યાં હતાં. એણે પશુઓના મોટા સમૂહ તરફ દૃષ્ટિ ખોડી રાખી.

અને પછી એનાથી એક નિઃશ્વાસ નંખાઈ ગયો.

દાંતને એણે જોરશોર ભીડી દીધા. એક હળવો અવાજ થઈને હેતી હવાના જોરથી તૂટીને વેરાઈ ગયો. એની હડપચીનાં બન્ને હાડકાંઓ ચહેરા વચ્ચેથી ઉપસી ઊઠ્યા. અને મોં ઉપર ક્રોધની લાલી પથરાઈ ગઈ.

બન્ને લાંબા ને સુક્કાં પણ મજબૂત હાથનાં આંગળાંઓ ભરાઈ ગયાં. મુઠ્ઠીઓ વળી ગઈ. અને આંખમાં ખુન્નસ રેલાઈ ગયું. એણે રતૂંબડી આંખોથી જ આકાશ તરફ જોયું.

આકાશમાં કંઈજ નહોતું. દૂધિયા-ભૂરા રંગનું આકાશ એના માથા ઉપર છવાઈને જાણે હસતું હતું. એના ક્રોધને પડકારતું હતું.

–અને એને આકાશ સામે મુક્કી ઉગામવાનું મન થતું હતું.

ગુસ્સાથી જ એણે વિચાર્યું:

આ આકાશે દગો દીધો. વરસાદને એણે ક્યાંક હાંકી કાઢ્યો. અને ભગવાન રૂઠ્યો. કોઈ પણ જાતના વાંક વગર વરસાદ ન વરસ્યો. ધરતી સૂકી રહી. જ્યાં લીલીછમ લીલોતરી લહેરાઈ રહેતી ત્યાં અત્યારે વેરાન હતું. ધરતી સૂકી હતી. અને વરસાદ વગર માનવીની મહેચ્છાઓ ઉપર એક કપરી આગ ચંપાઈ ગઈ હતી. એ આગમાં બધું જ બળી ગયું હતું, અને નવાઈની વાત તો એ હતી કે, આવી મોટી આગને કોઈએ સળગતી જોઈ નહોતી, કોઈએ પહેચાની નહોતી.

એણે મનોમન પોતાની ડોક હલાવી દીધી.

એણે પણ એ આગને નહોતી જોઈ, એ અદૃશ્ય આગ હતી. અદેખી ઝાળ હતી. અને એ જ જ્વાળાઓથી આકાશમાંનો વરસાદ બળી ગયો હતો. એને વાદળોવિહોણું આકાશ આ સૂકી ધરતીના જેવું જ ઉજ્જડ લાગી રહ્યું હતું.

એને લાગ્યું કે એણે ઘણા વિચારો કરી લીધા છે. આ ઢોળાવ ઊતરતાં અધવચ્ચે જ અહીંના ભૂખ્યાં તરસ્યાં પશુઓના સમૂહને જોતાં એની શક્તિ ઓસરી ગઈ છે. કૌવત ચાલ્યું ગયું છે. અને એ હતાશ ચહેરે ન વિચારવું જોઈએ તે વિચારી રહ્યો છે...અને અને....અને...

એણે ધ્રૂજી રહેલા જમણા પગને કાળા પત્થરની શિલા ઉપર જોશભેર ઠોક્યો. પગને એ એ રીતે સ્થિર રહેવા સૂચવતો હતો. હવે મોડું થઈ રહ્યું હતું. અને સમગ્ર ગામનાં ભૂખ્યાં ઢોરો જમા થઈ ગયાં હતાં. હવે તો એણે જવું જોઈએ. આ ધરતીની વેરાનીને એણે ધરાઈ ધરાઈને નીરખી હતી. એને ગુસ્સો ચડતો હતો....આ ધરતી ઉપર, આ આકાશ ઉપર. પરંતુ નેહ છૂટતો નહોતો. દિલ ઢૂંણું પડી જતું હતું.

બાજરાના બે જાડા રોટલા મેલી પીછોડીમાં બંધાઈને એની ખાંધ ઉપર ટીંગાતા હતા. હવે છાશ નહોતી. અને પશુઓ મેદાનમાં ઊભાં ઊભાં ધરતી સાથે પગ અફાળી રહ્યાં હતાં. ધૂળ ઊડી રહી હતી.

અને અહીં ઢોળાવના અધવચ ઊભો ઊભો એ નીરખી રહ્યો હતો.

કંઈ પાક્યું નહોતું. કશું થયું નહોતું. આકાશે ધરતીને દગો દીધો હતો. અને ધરતીએ સૌ જીવોને દગો દીધો હતો. પીવાનું પાણી નહોતું. પાતાળકૂવાઓ ટટળતા હતા. નાના વહેળાઓ સૂકાઈને મરી ગયા હતા. અને એમના નિર્જીવ દેહો જ્યાંના ત્યાં જ પડ્યા હતા.

અને આખા ગામે વારંવાર મળીને નક્કી કરી લીધું હતું કે હવે ઉચાળા ભરવામાં ઢીલ ન કરવી. નહિ તો પાણી વગર આ મૂગા જીવો હતા ન હતા થઈ જશે...અને માલધારીઓની એક આખી વસાહત નષ્ટ થઈ જશે.

એને લાગ્યું કે એની બન્ને આંખમાં પાણી ભરાઈ ગયાં છે. કારણ કે આંખ સામેનું મોટું મેદાન, મેદાનમાંનાં મૂગાં પશુઓનો સમૂહ, અને નજીકની વેરાન ધરતી...બધું...બધું જ ધૂંધળું લાગી રહ્યું હતું.

બન્ને આંખોને જોશભેર કાળા પત્થર ઉપર નિચોવીને એ હંમેશની ટેવ મુજબ ટેકરાનો ઢોળાવ ઊતરી ગયો.

એ મેદાનમાં આવ્યો ત્યારે બધાંના ચહેરા વિલાયેલા હતા. કોઈને જાણે અહીંથી જવું ગમતું નહોતું. મૂંગાં જાનવરો પણ લાચાર નજરથી અહીંની વેરાન ધરતીને તાકતાં ઊભા હતાં.

એણે ફરી એક વખત બધાંના ચહેરા જોઈ લીધા. દૂર દૂર સુધી ક્યાંયે લીલો છોડ જણાતો નહોતો. સૂકી ધરતીમાંથી આગળ ઝાળ આકાશ તરફ ફેલાઈ રહી હતી. અને સૂર્ય હવે ઊંચે ચડી ગયો હતો.

સમસ્ત ગામના ચહેરા ઉપર જાણે શોકની છાયા ફરી વળી હતી.

એને લાગ્યું કે એની આંખમાં ફરી પાછાં પાણી ધસી આવશે. પરંતુ મરદને આંસુ ન શોભે. અહીંની આ સખત ધરતીના જેણે

જેણે પાણી પીધાં હતાં તે બધાં જ કંઈક આવું શિખ્યા હતાં. અને એટલે જ આકાશ તરફ જોઈને સૌએ સીધે રસ્તે ચાલવા માંડ્યું.

ધૂળ ઊડતી રહી. ક્યાંક ક્યાંક સૂકું ઘાસ નિરાતું રહ્યું. મજલ કપાતી રહી. વતનની સૂકી ધરતી દૂર દૂર થતી ગઈ. યાદ ન આવે એટલી દૂર. કદાચ પખવાડિયું થઈ ગયું હતું. કદાચ પૂર્ણ માસમાં કંઈક જ દિવસો બાકી હતા. બરાબર યાદ નહોતું. આખો દિવસ અને ઘણીવાર તો ઠંડી રાત્રે ચાલવું પડતું. પેટના ખાડાઓ હવે કોઈની પણ શરમ રાખવાની ના પાડતા હતા. અને એટલે જ ન છૂટકે એમાં કોઈક કૂવા ઉપરનું, ક્યાંકની નદી ઉપરનું, તો રસ્તા વચ્ચે આવતાં વહેળાનું જળ ધરખતા રહેવું પડતું હતું.

પંથ કપાયે જતો હતો. મૂગાં ઢોરો નિરાશ આંખોથી નીચા માથે માલિકના દોરવ્યા દોરવાતાં હતાં. ક્યાંક ઊભાં રહેતાં હતાં. માંદાં પડતાં હતાં, અને લાચાર નજર પોતાના માલિક તરફ નાંખીને આંસુ નીંગળતી આંખો હંમેશને માટે મીંચી જતાં હતાં. હૈયામાંથી એક હાયકારો નીકળી જતો હતો. પરંતુ દિલને કશાકથી દબાવી દેવું પડતું હતું. એક ભારે વજન એની ઉપર મૂકી રાખવું પડતું હતું.

એની જ નહિ, બધાંનો જ એ દશા હતી. જો પેલી સખત ધરતીનાં પાણી સૌએ ન પીધાં હોત તો બધાં આંખમાંથી આંસુ વહાવી વહાવી અત્યાર સુધીમાં તો ક્યારનાંય આંધળા બની ગયા હોત.

પરંતુ આકાશે દગો દીધો હતો. ભગવાન રૂઠ્યો હતો. વરસાદ છેતરામણી લાલચ બતાવી હંમેશને માટે જાણે ચાલ્યો ગયો હતો. સાથે સૌની મોટી મોટી આશાઓ પણ લેતો ગયો હતો.

ઘણી વખત ક્યાંક કોઈ મોટા તોતીંગ વૃક્ષના ધરતી ઉપર ઉપસેલાં મૂળ તરફ જોતાં પાઘડીને ટેકવીને માથું મૂકી એ વિચારતો, ભગવાનને અમારી સૌની દયા ન આવી, પરંતુ આ મૂગા જીવોનું પણ કંઈ ન લાગ્યું હશે ?

એણે મનોમન હિસાબ લગાવવા માંડ્યો. સૂકી ધરતીને છેલ્લી વાર અવલોકીને એ નીકળ્યો ત્યારે એની વીસ અને સાત ગાયો, અગિયાર વાછરડાં અને પાંચ ભેંસો પશુઓના સમૂહમાં સામેલ થયાં હતાં. અને નીકળ્યાંને બેંતાલીશ દિવસની લગાતાર રઝળપાટ પછી હવે ઓગણીશ ગાયો, પાંચ વાછરડાં, અને બે જ ભેંસો બચી હતી. જેને ખાતર મુલક છોડ્યો તે તો...તે...તો....

એ વિચારતો અટકી ગયો. નજીકમાં જ ક્યાંક ભારે અવાજથી વાતચીત થતી હોય એમ લાગ્યું. પાઘડી ઉપાડી એ ઊભો થયો. અને અવાજની દિશામાં વળી ગયો.

ઘણા માણસોની વચમાં એક મૂછવાળો માણસ સૌને સમજાવી રહ્યો હતો. એ કહેતો હતો કે સારી કિંમત છે. ઘણાં ઢોરો એ ખરીદવા માંગે છે. અને રફતે રફતે ખરીદતો રહેશે, સૌ જીવી જશે. આમ પણ માંદા થતાં જાનવરો, મરણ પામતાં પશુઓ, કંઈ જ કામ આવવાનાં નહોતાં. તો...પછી એ કિંમત આપતો હતો. સારાં નાણાં આપવાની તત્પરતા દેખાડતો હતો. અને જોશભેર એ અંગે દલીલો કરી સૌને સમજાવતો હતો.

પરન્તુ સૌ સમજતા નહોતા. બધાં એક સાથે એક જ દલીલ કરતા હતા કે, 'અમે તો મૂગાં ઢોરોને જિવાડવા લાવ્યા છીએ બાપલા. વેચવા માટે નથી ઉચાળા ભર્યા અમારા મુલકમાંથી.'

પેલો મોટી મૂછવાળો માણસ ફરીફરીને સમજાવી રહ્યો હતો. અને આખરે બધાએ એકબીજા તરફ જોઈને જાણે નમતું આપ્યું. અને નક્કી કર્યું કે દરેકે પાંચ પાંચ જાનવરો આપવાં.

સોદો નક્કી થઈ ગયો. રકમ નક્કી થઈ ગઈ. સૌએ નિરાશ આંખોથી હસી લીધું. અને વિખેરાતા હતા ત્યાં જ કોઈના કાનમાં વહેતી હવા કંઈક કહી ગઈ....'પેલો મૂછવાળો સોદાગર કસાઈ છે...' ...હાં....હાં....કસાઈ છે. એ જાનવરોને પાળવા નહિ, પણ રહેંસવા

લઈ જાય છે. અને એટલે જ સારી કિંમત આપે છે. એટલે જ એ જોરદાર દલીલો કરે છે...'

સૌ ચોંકી ગયા. ત્યાં જ ફેંસલો કરી લીધો. સોદો રદ થયો. સૌ ફરી એક વખત મૂગાં જાનવરોના સમૂહ તરફ જોઈ વિખેરાઈ ગયા. અને એ પણ પેલા જૂના તોતીંગ વૃક્ષના મૂળ પાસે આવી પાછો આડો થતો હતો ત્યાં જ એને કોઈકે કહ્યું: 'તારી મોટી ગાય માથું ઢાળી ગઈ છે. વાગોળતી પણ નથી...ને આંખો બંધ છે.'

એકદમ કૌવત આવી ગયું હોય એમ સફાળો એ ઊભો થયો: મોટી ગાય પાસે ગયો. ખરેખર એ માથું ઢાળી ગઈ હતી. એણે ગાયને ઢંઢોળી. સાજી ને સમી ગાયને એકાએક શું થયું ?

એણે રોગ પારખ્યો. ને કંઈ પણ કહ્યા વગર દૂર દૂર દેખાતી ઝૂંપડી તરફ એ દોડી ગયો. ત્યાંથી કાકલૂદી કરીને લીલી ચાર માગી લાવ્યો. થોડું નીરણ પણ લઈ આવ્યો. અને ગાયની આગળ ઠાલવી દીધું. ઘણાં જાનવરો એકઠાં થઈ ગયાં. મોટી ગાય તરત ઊભી થઈ અને મોંમાં આવ્યું તેટલું ચાવી ગઈ.

એણે એ એક જ ગાયને ડચકારી. એને પેલી ઝૂંપડી તરફ દોરી ગયો. અને ઝૂંપડીની નાની ગભાણમાં ગાયને પોતાના હાથે બાંધી દીધી. ત્યાં તો ઝૂંપડીમાંથી ખેડૂત બહાર નીકળ્યો. અને બીજું કંઈ ન આપવાનું હોય તેમ વાડામાંની લીલીકુંજાર એક જ કેળ ઉપરથી લૂમ એક ઝાટકે છૂટી કરીને એને ખભે મૂકી દીધી.

લૂમ લઈને એ આવ્યો ત્યારે ભૂખ એને અકળાવતી હતી. કાચાંપાકાં કેળાં જોઈને એના મોંમાં પાણી વળતું હતું. એકસામટાં ઘણાં કેળાં ખાઈ જવાનો એણે વિચાર પણ કર્યો. પણ ત્યાં એની નજર મૂગાં જાનવરના સમૂહ તરફ ગઈ અને પોતાના પેટ ઉપર જોશભેર હાથ દાબી એણે વજનદાર લૂમને સમૂહ વચ્ચે નાંખી દીધી. અને હસતી આંખોથી આડો પડી એ મીઠી ઝપાઝપી જોઈ રહ્યો.

ને ત્યારે એને લાગ્યું કે ના...એ પોતે કસાઈ નથી- □

# વિરૂપ

□ રતિલાલ 'અનિલ'

□

**વિરૂપને** ઓઢાડેલી ચાદર હટાવીને જોવાનો મને કુત્સિત મોહ નથી, પણ આ બેઠેલું ટોળું કહે છે કે, આ તો થાકેલો માણસ સૂતો છે, એને ઊંઘવા દો, એની ઊંઘમાં ખલેલ ન પાડો...અને મારો અધીર વ્યાકૂળ હાથ અવશપણે ચાદરનો છેડો ખેંચવા લંબાય છે....

અરે, આ ચાદર નીચે તો ચૂંથાયેલો, ઓળખી ન શકાય એવો ઘાયલ દેહ પડયો છે. એ ઊંઘતો નથી પણ એણે ભાન ગુમાવ્યું છે. પણ આત્મીય ટોળું કહે છે કે એ ઊંઘે છે, એના આરામમાં ખલેલ ન પાડો...અને મારા શરીરના અણુઅણુએ તિખારા ધગધગી ઊઠે છે...

સહાનુભૂતિનો દંભ ઓઢીને બેઠેલા આ કાયર આત્મિયો આવી પડનારી જવાબદારીને ઠંડી ક્રૂરતાથી ઠેલે છે...

સમય કાઢવા વાત અને રમત માંડે છે, બીડી ફૂંકે છે, ગુસપુસ કરે છે, આંખ મીંચકારે છે, ટાચકા ફોડે છે, આળસ મરડે છે અને સવારે ઠાઠડી કાઢવા માટે ટાઢે કોઠે જાતને તૈયાર કરે છે...

અને એક જ ઝટકે ચાદર ખેંચી લેવા માટે મારો હાથ લંબાય ત્યાં મારી વિસ્ફારિત આંખો ક્ષણભર આત્મીય ટોળા પર મંડાય છે. મારી આંખો મને કહે છે: ખરેખરું વિરૂપ તારી સામે પડ્યું છે, તું કઈ ચાદરનો છેડો ખેંચવા જાય છે? □

□

## સાભાર સ્વીકાર

**પ્રશિષ્ટ જર્મન સાહિત્ય** (મધ્યયુગથી આજસુધીનું) અનુવાદક: શ્રી પવનકુમાર જૈન, પ્રકાશક: શકુન્તલા પબ્લિશિંગ હાઉસ, મુંબઈ. ડેમી સાઈઝના ૩૭૦ પાનાંના આ અભ્યાસનીય ગ્રંથનું મૂલ્ય જણાવ્યું નથી.

# સામયિકી વિવેચક

□ રતિલાલ 'અનિલ'





પુસ્તક વાંચવું એ જીવન જીવવા જેવું છે. વાંચીએ એટલે વાંચીએ અને જીવીએ એટલે જીવીએ. પણ વડીલો કહે કે, એ કંઈ જીવ્યા કહેવાય નહીં. જીવવા માટે આમ કરો, તેમ કરો, કંઈ ને કંઈ કરો. એમ કરતાં મોટા માણસ થઈ જાવ એ તો સારું જ છે. અત્યારે ભલે બરફપંખાની રેંકડી ફેરવો. સાયયિકી વિવેચક એવા વડીલ સરખો છે. તે કહે છે કે, ગીતા અને તેના પરનાં ભાષ્યો વાંચવામાં જ જિંદગી પૂરી થઈ જાય એમ છે છતાં અત્યારે ભલે 'ચંબલના ડાકુઓ' અને 'ડોંગરે મહારાજનું વચનામૃત' વાંચો—પણ કંઈ ને કંઈ વાંચતા રહો!

બહુ ઓછા માણસો રમણ મહર્ષિ કે શ્રી અરવિન્દ પાસે જીવવાનું માર્ગદર્શન મેળવી શકે છે, મોટા ભાગનાં તો એમનાં ડોસા–ડોસી અને સાસુ–સસરા પાસેથી માર્ગદર્શન મેળવીને જીવી જાય છે, એમ બહુ ઓછા વાંચકો સર્વશ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી કે સુરેશ હ. જોષી પાસે સાહિત્યવાચનનું માર્ગદર્શન મેળવી શકે છે, મોટા ભાગનાં તો

છાપાં-ચોપાનિયાંના વિવેચકો પાસે જ નદી-નાવ સંજોગ ન્યાયે જવાના. અને એઓશ્રી જાતજાતના લોકો માટે ભાતભાતનાં પુસ્તકો હોઈ, હળીમળીને વાંચવાનું માર્ગદર્શન આપવાના!

એમનું માર્ગદર્શન એવું કે વિવેચ્ય પુસ્તક પ્રગટ થયું તેય ખોટું નહીં અને તમે વાંચો તેય ખોટું નહીં, પ્રમાણિકપણે નિષ્ઠા-પૂર્વક કોઈ પણ ધંધો કરો તો દાળરોટલો તો મળી જ રહે એમ, ગમે તે વાંચો, કંઈ ને કંઈ તો મળી જ રહેશે. જુઓ, મારા વિવેચનના કાવ્યાનંદની કોટિએ પહોંચાડતા સંકેતો જુઓ, સર્જકતા નથી એમાં બોધ છે જેમાં કળા નથી એમાં માહિતી છે અને કશું જ નથી એમાં 'જકડી રાખે એવી શૈલી' હોવાનું મેં નથી કહ્યું?

તમામ કળાકારોમાં સામયિકી વિવેચક સર્વોચ્ચ કળાકાર હોવાનું સ્વીકાર્યે જ છૂટકો. કોઈ ફોટોગ્રાફર એમ નહીં કહે કે, તમારી એક આંખ બહુ સરસ છે માટે તસવીર પડાવો કે, કોઈ શિલ્પકાર એમ નહીં કહે કે તમારો એક પગ અખંડ છે માટે તમારું બાવલું ઘડાવો, પણ આ સર્વોચ્ચ કળાકાર કહે છે 'છપાઈ સુઘડ છે,' 'મુખપૃષ્ઠ આકર્ષક છે,' 'વિદ્વાન સાક્ષરે (અભણ સાક્ષર પણ એમના ધ્યાનમાં હશે જ!) આમુખ લખ્યો છે'-માટે તમે વાંચો! (અહીં વિચક્ષણ વાંચકોને 'ભાગતા ભૂતની ચોટલી' કે 'બળતા ઘરનો સાગ' યાદ આવવા સંભવ છે.)

એક પુસ્તક માટે એ લખે છે: 'શૈલી ખૂબ જ રોચક હોઈ પુસ્તક આસ્વાદ્ય છે' તો બીજા માટે લખે છે: 'ખૂબ જ મનનીય છે.' એટલે કે કચોરી સ્વાદિષ્ટ છે માટે ખાવ અને ગુંદરપાક પૌષ્ટિક છે માટે ખાવ! સ્વાદિષ્ટ છે એમાં પોષક એવું કશું નથી અને પૌષ્ટિક છે તે દાંતે ચોંટે છે એમ નહીં કહે.

સમાજ શિક્ષણ સમિતિ, શિક્ષણ સમિતિ, પંચાયતો અને સ્કૂલોનું બજાર સર કરવા ઉત્પાદન કરવામાં આવેલી ચોપડીઓ વિશે આ

વિવેચક જાણે છે કે, એમાં ઉચ્ચ સાહિત્યિક અભિરુચિના વાચકને કળા-દૃષ્ટિએ કંટાળા અને ત્રાસ સિવાય કશું મળે એમ નથી. છતાં ચારિત્ર્ય-ઘડતર, જીવનઘડતર માટે કંટાળો અને ત્રાસ પણ જરૂરી હોવાનું પામી ગયેલો આ વિવેચક, એવી ચોપડીઓને 'ઉપયોગી' અને 'માર્ગદર્શક' ઠેરવી દે છે. કંટાળો અને ત્રાસ જ મનોરંજનનો માર્ગ બતાવે છે એ તો સર્વાનુભવ છે.

લેખકે અઠવાડિયામાં ખેંચી કાઢેલી ચોપડીને એ 'રોચક' કહી દે છે અને 'લેખકના વર્ષોના અભ્યાસના પરિપાક સમું આ પુસ્તક વિચારની ઘણી સામગ્રી પૂરી પાડે છે' એમ બીજા પુસ્તક માટે કહે છે ત્યારે લાગે છે કે રોજિયા થઈને ઉદ્ધડ મજૂરી કરવી યે સારી છે અને પંચાવન વર્ષે નિવૃત્તિ અને પેન્શન મળે એવી નોકરી કરવી એ ય ખોટી નથી! અને 'ઘણી સામગ્રી પૂરી પાડે છે,' એ પદ તો મોદી-ખાનાના ગ્રાહકને સાહિત્યનો ગ્રાહક બનાવી દે એવું આકર્ષક....

કોઈ ચોપડી હાથમાં આવે છે ને આ વિવેચક ખરેખર મૂંઝાય છે, પણ મૂંઝવણમાં માર્ગદર્શનનું વિવેચન કરી ચૂકેલો આ વિવેચક અચૂક માર્ગ કાઢે છે. 'લેખકની આ પ્રથમ કૃતિ છે.' એટલે કે અઘરણીના દીકરાને ખોળે લેવાનો ઉમળકો થાય એવો ઉમળકો આ પુસ્તક હાથમાં લેવા થવો જોઈએ!

કોઈ ચોપડીમાં પ્રસંગો જ 'પ્રેરક' હોય, એ માટે વાંચવાનો સંકેત હોય; પણ બીજીમાં પ્રસંગ અને પ્રેરકતા બંનેનો અભાવ હોય ત્યારે તે 'તત્ત્વદૃષ્ટિએ ધ્યાનપાત્ર' બની જાય! આમ પ્રેરણા (ભક્તિ) અને ધ્યાન (યોગ) બંનેને અધ્યાત્મસાધનામાં સ્થાન હોવાનો યે સંકેત કરે છે.

એક લેખકનું પ્રથમ પુસ્તક હોવાથી તે વાંચવું જોઈએ એ તો ઠીક, પણ બીજું વિવેચ્ય પુસ્તક તેના લેખકનું અડસઠમું પુસ્તક

( તીરથ ? ) છે, એમાં 'અડસઠમું' પદ મહત્ત્વનું એટલું એ પુસ્તક નથી તેથી એ કંઈ મૂંઝાય નહીં. એ તરત પોતાનું પાવરધાપણું પ્રગટ કરે છે : 'ગુજરાતને હવે તો સુપરિચિત અને સાહિત્યક્ષેત્રે ગણનાપાત્ર ( ગણનરીબંધ ? ) ગ્રંથોનું અવિરત અને યશસ્વી પ્રદાન કરનાર સુપ્રતિષ્ઠ લેખકનું આ અડસઠમું પુસ્તક તેમના વાચકવર્ગને ગમશે.' એ દ્વારા એ સૂચવે છે કે, લેખક તાતા કે લીવર બ્રધર્સ જેવી માતબર ઔદ્યોગિક સંસ્થા જેવા છે. એમની આ નવી કૃતિ પેલી માતબર સંસ્થાની નવી પ્રોડક્ટ સમાન હોવાથી, પેલી માતબર સંસ્થાનો ગ્રાહકવર્ગ બંધાઈ ગયો છે તેમ આ લેખકનો યે વાચકવર્ગ બંધાઈ ગયો છે, એટલે નવા પ્રોડક્ટની જેમ આ કૃતિ યે બજારમાં ખપી જશે.

લેખક જાણીતો હોય પણ પુસ્તક પ્રગટ કરવામાં ખૂબ જ આળસુ હોય ત્યારે ગણિત કે આંકડાશાસ્ત્ર મદદે આવતાં નથી. એ મુશ્કેલીમાંથી યે આ બાહોશ વિવેચક માર્ગ કાઢે છે : 'એમના છેલ્લા પુસ્તક પછી ખૂબ જ લાંબે ગાળે ગુજરાતને આ લબ્ધપ્રતિષ્ઠ લેખકની કૃતિ સાંપડે છે' એમાં સંકેત એવો કે વનવાસે ગયેલા રામ પાછા ફરે અને અયોધ્યાના નગરજનો આનંદવિભોર થઈને નાચતાંકૂદતાં રામને વધાવવા જાય એવા ઉમળકાથી ગુજરાતે આ પુસ્તકને વધાવી લેવું !

ઇસ્વીસન પૂર્વે નીતિ-સદાચારનાં પુસ્તકો તો હતાં, પણ તેનું છાપાળવું વિવેચન થતું નહોતું, એટલે એવા વિવેચકની ભલામણ વિના લોકો શી રીતે એવાં પુસ્તકો વાંચતા અને શી રીતે નીતિમાન અને સદાચારી થતાં એ એક સમસ્યા જ છે. આજે તો છાપા-સામયિકોનાં અવલોકનો જોતાં એમ જ લાગે છે કે, એવાં પુસ્તકો જ ઊંચે જવામાં સહાય કરે છે. ( સરકારથી માંડીને સામાન્ય માણસ સુધીના સૌને જ સહાયની જરૂર પડે એવા યુગમાં આપણે જીવીએ છીએ ! )

વિવેચકશ્રી આમ તો છાપા ચોપાનિયામાં નોકરી કરતા હોય અને આપદ્‌ધર્મ તરીકે વિવેચક થઈ ગયા હોય, લખતાં લહિયો થવાય

તેમ વિવેચક પણ થવાય એ શીખી ગયા હોય, પોતે ઓછામાં ઓછાં વિવેચનો વાંચ્યાં હોય અને નવા નવા વિવેચનસિદ્ધાંતોનો અભ્યાસ કરવાની શક્તિ કે સમય–બંને કે એક ન હોય, ઈતિહાસ, ભાષાશાસ્ત્રમાં તો પ્રવેશ પણ ન હોય છતાં એમનાથી કોઈ પણ વિષયના પુસ્તકને અન્યાય શી રીતે થાય? 'તદ્‌વિષયના જિજ્ઞાસુઓને માહિતીપ્રદ નીવડશે.' કહીને પોતાને એવી માહિતીની જરૂર છે કે નથી, તે મારા જ્ઞાનની ક્ષિતિજો વિસ્તારવામાં મને મદદ કરશે કે કેમ તે વિશે મૌન પાળે છે.

કોઈ પુસ્તક હાથમાં આવતાં જ એમને થાય છે : આમાં ભલામણ કરવા જેવું શું છે? એમની શોધ નકામી જતી નથી. એ 'સર્જાતા સાહિત્યમાં સારો ઉમેરો।' કરે છે!

પાંચસો રૂપિયાનો સૂટ મૂલ્યવાન છે માટે ઉપયોગી છે અને ફાટેલા ધોતિયાનું મસોતું મૂલ્યવાન નથી તો યે ઉપયોગી છે એની ના કેમ પડાય? 'ઉપયોગી' શબ્દના અપરંપાર ઉપયોગનો જાણભેદુ આ વિવેચક 'ઉપયોગી હોય તે જ વસાવાય' એવા આદર્શ ગુજરાતી શાણપણનું પ્રતીક છે.

આ વિવેચક ક્યારેક ધૂળઢેફાંની ધરતીને છોડીને એકાએક અતિ-મનસ ભૂમિકાએ હિરણ્યમય પુરુષના જમણે પડખે પહોંચી જઈને સૂક્ષ્માતિસૂક્ષ્મ ભાવસંપત્તિને સંપડાવવા, ક્ષિતિજોભરીને ફેલાયેલા ધુમ્મસને પેલે પાર ઊડતી દેવચકલીને પકડી પાડવાનો વીરોદાત્ત પુરૂષાર્થ કરતો હોય તેમ, વિવેચનના કોઈ નવા ફૂટ સિદ્ધાંત કે અમૂર્ત કવિતાની સૌન્દર્યરેખાને સંપ્રાપ્ત કરીને વાચકોને સંપડાવવા મંડી પડે છે ત્યારે તો આયુષ્યના માત્ર સોળ જ વર્ષ રહી જાય એવું મૌગધ્ય પ્રેરે છે.

વિવેચ્યગ્રંથ (ચોપડી કે પુસ્તક નહીં) તદ્‌વિષયનો કે તે સાહિત્યસ્વરૂપનો કેટલામો સીમાસૂચકસ્તંભ છે, તે કયા પ્રવાહનો કે ધારાનો પુરોગામી કે પ્રતિગામી છે એનું સુવર્ણન કરે છે ત્યારે તો કવિ કાલિદાસ વિવેચક ન થયા એની ખોટ પૂરી કરી નાખે છે.

એ અણુને જાણે છે ને બ્રહ્માંડનેયે જાણે છે. ખીસાકોશ અને સંપૂર્ણ મહાભારત, ટૂચકો અને વ્યાપારી ડિરેક્ટરી, જ્યોતિષ અને આરોગ્યવિજ્ઞાન, અધ્યાત્મ અને હુન્નરવિજ્ઞાન, વસ્તીગણતરીનો અહેવાલ અને ઍબ્સર્ડ નાટક, ગુમાસ્તાધારો અને તત્ત્વજ્ઞાન–બધાં એના રાજ્યમાં વસતી રૈયત છે! (સદ્‌ગત બ. ક. ઠાકોરે 'સર્વવિષયવખારી' વિશેષણ તેના સાચા અધિકારી માટે ન વાપરેલું તે સખેદ સાંભરે છે).

પ્રેરક, બોધક, સંસ્કારી, ઉપયોગી, સહાયક, જીવતરનું ભાતું બાંધી આપનાર, જ્ઞાનની ક્ષિતિજો વિસ્તારનાર, સાહિત્યનો પરમ પુરસ્કર્તા આ વિવેચક કોઈ વાર તટસ્થપણે કાફકા, કેમ્યૂ ને સાત્રેનો અસારવાદ ટૅલિસ્કૉપમાંથી જોઈને બતાવે છે ત્યારે તો એ દર્શન ગીતાના 'વિરાટ દર્શન' જેવું થઈ જાય છે! એમને ઓળખો, નહિતર કવિ ન્હાનાલાલની લેહમાં ગાવું સંપ્રાપ્ત થશે—

**મારાં નયણાંની આળસ રે, ન નિરખ્યા વિવેચક જરી!** □



- □ ચરિત્ર ન હોય તોયે જીવનચરિત્ર છપાય. પુસ્તકને જીવન કે ચરિત્રની જરૂર નથી હોતી.
- □ ઈસ્ત્રી વેચનારના ચહેરે કરચળી હોય તો ચાલે.
- □ ઈન્દ્રના મુગટમાંનું રત્ન અપ્સરાની વીંટીમાંયે આવી જાય.
- □ માગનારને વાયદો કરવાં કરતાં ભીંત પરનું કેલેન્ડર જ ઉતારી આપો.
- □ ઊંઘની ગેરહાજરીમાં જ આપણે જાગીએ છીએ!
- □ કેમેરાની સામે આશાની નજરે જ જોઈ શકાય!
- □ દરેક કવિતા, કવિતાની શરુઆત જ હોય છે.
- □ કંટાળો આવે ત્યારે કલ્પો કે મને કોઈ માનપત્ર આપે છે!
- □ જે ખાટલા પર ઊંઘો છો એ ખાટલા પર માંદા પડશો નહીં!

Kankavati July-73 Regd No. G. 677

બાળમંદિર માટેનાં સાધનો, સંગીત-સાધનો,
વિજ્ઞાન-સાધનો, ફૂટબોલ, ક્રિકેટ, વૉલીબોલ
અને જિમ્નાસ્ટીક-સાધનો માટે

યાદ રાખો

## સેન્ટ્રલ સ્પોર્ટસ્ એજન્સી

અને

## રમેશ એન્ડ કંપની



ઉપરાંત, આદર્શ સંસ્થાઓ માટેનાં વિજ્ઞાન-પ્રયોગશાળાનાં
સાધનો અને રસાયણો માટેનું
ભરોસાપાત્ર મથક



ભાગાતળાવ,
સૂરત-૧.

સમસ્ત ગુજરાતનું એક માત્ર પહેલું ગવર્નમેન્ટ
મેડિકલ ફેકલ્ટીના ક્વૉલિફાઇડ ઑપ્ટોમેટ્રીસ્ટનું

## આઇ કેર એન્ડ કૉન્ટેકટ લેન્સ ક્લિનિક

**અમદાવાદ**
૧૨૬, શાંતિસદન એસ્ટેટ
મીરઝાપુર રોડ

**વડોદરા**
રાજશ્રી એપાર્ટમેન્ટસ
ત્રીજે માળે દાંડિયા બજાર
પોલીસચોકીની બાજુમાં

**સૂરત**
એડવ્યૂ
ટાવર સામે



દૃષ્ટિસંભાળના ક્ષેત્રમાં કૉન્ટેકટ લેન્સ અગત્યનો ભાગ ભજવે છે, અને સમયના વહેણ સાથે એની અગત્યતા વધતી જ જાય છે.

પ્રગતિની પરમ સીમા તરફ વિકાસ સાધી રહેલા આજના વિજ્ઞાનયુગમાં માનવનાં સૌન્દર્ય, સ્વસ્થતા અને દૃષ્ટિના-સંરક્ષણ તથા સંવર્ધન માટેની વિશિષ્ટ સાનુકૂળતા કૉન્ટેકટ લેન્સ દ્વારા મેળવી શકાય છે.

# કંકાવટી

ઓગસ્ટ ૧૯૭૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪મું : અંક ૧૭૪ : મૂલ્ય એક રૂપિયો

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૯. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ પ્રગટ થયે અંક, ઑફપ્રિન્ટસ મોકલી અપાય છે. કૃતિ રતિલાલ 'અનિલ', આનંદનગર, સગરામપરા, સૂરત–૨ સરનામે મોકલવી.



તંત્રી • મુદ્રક • પ્રકાશક
ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન
જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨

પ્રકાશનસ્થળ
નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

# અનુક્રમ : ઓગસ્ટ, ૧૯૭૩

મુખપૃષ્ઠ : લિનોકટ : શ્રી સોમાભાઈ પરમાર

## કવિતા



## વાર્તા



## ચાલુ નવલકથા



□

પછાત વિસ્તારની લાયબ્રેરી ને હાઈસ્કૂલને મર્યાદિત સંખ્યામાં ‘કંકાવટી’ અડધા લવાજમે અપાશે. લાભ લેવા ઇચ્છનારે કંકાવટી : રતિલાલ અનિલ, આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે લવાજમ મોકલવું.

# શ્રી મગનભાઈ સોમાભાઈ પરમાર

**આ**પણા દેશની કળાપ્રવૃત્તિમાં, વિધિસરનું શિક્ષણ નહિ પામેલા અને માત્ર કળા પર નહિ નભના કળાકારોનો ઘણો મોટો ફાળો છે. પાછલાં થોડાં વર્ષોમાં, કળાપ્રવૃત્તિઓના સીમાડા વિસ્તરવાને લીધે કળારસિકોનું ધ્યાન આવા કળાકારોની કૃતિઓની આગવી તાઝગી અને રસાત્મકતા તરફ ખેંચાવાં માંડ્યું છે.

મગનભાઈ સોમાભાઈ પરમાર આ પ્રકારના કળાકાર છે. વડોદરા જિલ્લાના રાણિયા ગામમાં જન્મેલા મગનભાઈ સાતમા ધોરણ લગી ભણ્યા છે. ફેકલ્ટી ઑફ ફાઈન આર્ટ્સ (વડોદરા વિદ્યાલય)ના ગ્રાફીક વિભાગમાં પટાવાળા તરીકે કામ કરતા તેમની આંતરિક કળાવૃત્તિને ઉત્તેજન મળ્યું તેથી, ફાજલ સમયમાં એમણે એમની અશૈક્ષણિક સાદગીથી ભરપૂર અનેક પ્રકારની પ્રિન્ટસ બનાવી છે.

ડિઝાઈનની સંગઠિતતા, ગ્રાફીક માધ્યમની તાઝગી અને મન હરી લે તેવી દર્શનની નિર્દોષતા એમની કૃતિઓમાં એકધારી જળવાઈ છે તેને કારણે ઘણા કળાકારો, કળારસિકો અને કળાવિવેચકો તેમની કૃતિઓ તરફ આકર્ષાયા છે. એમને ગુજરાત રાજ્ય લલિતકલા અકાદમીનાં વાર્ષિક પ્રદર્શનો (૧૯૬૯, ૬૯, ૭૨)માં ઈનામો મળ્યાં છે; જર્મનીમાં યોજાયેલ આંતરરાષ્ટ્રીય ગ્રાફીક પ્રદર્શનમાં તેમની કૃતિઓ રજૂ થઈ છે અને ૧૯૬૫માં પોતાના જેવા એક બીજા કળાકારની સાથે તેમનું પ્રદર્શન દિલ્હીમાં યોજાયું હતું.

એમની ઉમ્મર સાડત્રીસ વર્ષની છે.

☐ કે. જી. સુબ્રહ્મણ્યન

## બોલો ! ◻ કિસન સોસા

ઝાંખા ઉજાસમાં બેઠો ઉદાસ
ખંધ આગલના આગળા ખોલો,
શ્રાવણ-પ્રભાત, કરો માંડીને વાત
સુખ મળશે કે નહીં મને બોલો !
ઓજ ઊગશે કે નહીં મને બોલો !

ઓસરીએ શૂનમૂન બેસીને જોઉં કદી
શેરીને અવકાશે વ્હેતી—
વાયરાની પાલખીએ સૌરભની સુંદરી, ને
વ્યાકુલતા ઘર કરી લેતી,
ઘેઘૂર ઘટા થૈ શમણે વાવેલ બીજ
ફળશે કે નહીં મને બોલો !
છાંય મળશે કે નહીં મને બોલો !

બળતે એકાન્ત ઘેન ઘોળું ને થાય કોઈ
કંકણનો રવ આવી રોકે,
ઝૂડી-ઝપાટીને ઓરડાને આંખ્યથી,
નાખી નિશ્વાસ, મને ટોકે,
ભીનેરી આંખ્ય લઈ ખમ્માનો હાથ
શીશ ફરશે કે નહીં મને બોલો !
વહાલ મળશે કે નહીં મને બોલો !
શ્રાવણ-પ્રભાત, કરો માંડીને વાત......

## કે– ◻ અનિલ

દિલ, એ તો ઘણું સારું કે વાત બદલવી છે,
બોઝીલ જે બની ગઈ છે એ ભાત બદલવી છે;
પણ રોજ નવી નિંદર ને રોજ નવાં સ્વપ્નાં !
પડછાયા બદલવા છે કે રાત બદલવી છે?

# બે ગઝલ □ અજિત ઠાકોર

લીલુંછમ ચીતરામણ કરીએ,
શે'ર ગમી, લો પાછા વળીએ!

આસ્ફાલ્ટની ટેકરીઓ પર
ચાલો દોટમદોટા કરીએ.

ચરણો ચાલ્યાં જાય બધેબધ,
આંખોની ભીડોમાં ફરીએ.

કેટકેટલા ઉજ્જડ ચહેરા,
કેટકેટલી આંખો તરીએ!

ભીંતો આગળ, પાછળ ભીંતો,
સંબંધોની વાતો કરીએ.

કો'ક અજાણ્યું સામે આવે
ઝટપટ સ્મિત-પહાડે ચડીએ!

શેરીનાકે આવી પૂગ્યા,
ભીંતોનો સંગાથ કરીએ.

આજે ભીની ભીની ભીંતો,
સંભાળો, ગાંડા ના ઠરીએ!

□

અંધારું ઓઢી ફરવાનું,
સૂરજથી શું થૈ શકવાનું!

ભીંતોને ગણતા રે'વાનું,
એક અવાચક ઉંબરવાનું.

ઘટનાઓના સૂના ઘરમાં,
દર્પણિયું હરવાફરવાનું.

ઉંબર તૂટ્યો રસ્તાપૂરે,
ફીકી જાંઘો, પલળાવાનું.

# શનિચર

ગ્યુન્ટર ગ્રાસ □ અનુ. કનુ જોષી

આ મોટા ઘરમાં—
ઉંદરોથી માંડીને
–જેઓ મોરીને જાણે છે–
કબૂતરો સુધી
–જેઓ કંઈ જાણતાં નથી–
હું રહું છું અને ઘણું બધું વિચારું છું.
ઘરે મોડો આવ્યો,
બારણું ઉઘાડયું
મારી ચાવી વડે
જેવો ચાવી ફંફોસવા લાગ્યો કે, મેં નોંધ્યું,
મારે મારા પોતાના ઘરમાં દાખલ થવા માટે
ચાવીની જરૂર પડે છે.

ખૂબ ભૂખ્યો હતો,
ચીકન ખાધી
મારા હાથો વડે
અને જેવી ચીકન ખાધી કે મેં નોંધ્યું,
હું એવી ચીકન ખાઉં છું,
જે ઠંડી અને મૃત છે.

પછી નીચો નમ્યો,
અને જોડા કાઢયા
અને જોડા કાઢયા ત્યારે નોંધ્યું,
જો આપણે જોડા કાઢવા હોય
તો આપણે નીચા
નમવું પડે છે.

હું સમક્ષિતિજ પડી રહ્યો,
સીગરેટ પીધી,
અને અંધારામાં, જ્યારે મેં
સીગરેટની રાખ ખંખેરી
ત્યારે ચોક્કસ જ
કોઈકે તેનો ખુલ્લો હાથ લંબાવ્યો.
રાત્રિએ શનિ આવે છે
અને તેનો હાથ લંબાવે છે.
મારી રાખ વડે, તે
તેના દાંત સ્વચ્છ કરે છે, શનિ.
અમે ચઢીશું
એના જડબાંઓમાં. □

## અંદરની આંખડી □ મનહર ચરાડવા

જરી જરી ખોલો લ્યોં અંદરની આંખડી
રોમ લગી રટણાની બાઢ બાઢ માલીપા;
સ્પર્શોનો જામે અષાઢ ગાઢ માલીપા,
કાન જરા માંડી સૂણો રણકાર;
એના આ આગમના લીલા અણસાર!
જરી જરી ખોલો લ્યો, સોણાંની પાંખડી!
જરી જરી ખોલો લ્યો, અંદરની આંખડી!

છાતીના ટોડલિયે ટહુકે રત માલીપા,
ઝૂલે નભ, પાંપણમાં કાંઈ આંઈ માલીપા!
ગાન ભરી ભીતરમાં આવે પરભાત;
એવી આ આથમતી ઝળંઝળિયા રાત!
જરી જરી સૂણો લ્યો, આંતુર ઈ ચાંખડી!
જરી જરી ખોલો લ્યો, અંદરની આંખડી!

# કથાંશ

□

□ સુરેશ હ. જોષી

△

સૌથી અઘરું કામ ઈશ્વર માટે આંસુ શોધવાનું છે.

△

આજે ઈશ્વર આવીને કાનમાં કહે છે: 'મારે માણસ થવું છે.' મને લાગે છે કે એને માટે કોઈ કીમિયો શોધી કાઢવો જોઈએ. ગર્ભવાસનું ઊંધે મસ્તકે લટકવાનું દુઃખ, જન્મ્યા પછીનું રુદન, શિશુકાળની અસહાયતા—આ બધું એ સહી શકશે? સૌથી અઘરું કામ તો એને માટે આંસુ શોધવાનું છે.

પણ એને માટે, માનવી જ કરે એવાં આગવાં થોડાં પાપ શોધવાં પડશે. ઈશ્વરના પાપમાં અમાનુષી-પણું રહેલું હોય છે. હું આવી ચિન્તામાં પડી જાઉં છું. ઈશ્વર મારી સામે યાચનાભરી દૃષ્ટિએ તાકી રહે છે. માનવસ્પર્શને ઓળખે, થોડું'ક મેઘાના નિઃશ્વાસથી દાઝે, નમિતાનાં રૂંધેલાં આંસુના ભારને ઓળખે, સુધીરની શૂન્યમનસ્કતાને તળિયે ડૂબકી મારે, અશોકની વિફળતાના છીછરાપણાને જાણે, અને મૃણાલ—

△
△△
△△△

આ ક્ષણે મ્લાન ચાંદનીથી આચ્છાદિત પૃથ્વીના મુખ પર જે ગ્લાનિ છે. હિલ્લોલિત સમુદ્રના અંતરમાં જે વિક્ષોભ છે, હવામાં વ્યાપી રહેલો જે હાહાકાર છે, સૂર્યની પૃથ્વીનાં દુઃખ દૂર રહીને જાણ્યાની જે ખળતરા છે—આ બધું સમાવવા જેટલું ઈશ્વરનું હૃદય કરવું જોઈએ. માણસ થવા ઈશ્વર મથ્યો છે, એના અવતારોની કથા જાણીએ છીએ. પણ અત્યારે કદાચ એની પાપબુદ્ધિનો ભાર વધ્યો છે, અત્યારે માનવભોગ્ય માનવ થઈને સહાનુભૂતિ પામવાની એની લાચારી વધી છે.

એ અણુ છે, વિભુ છે. સૌ પ્રથમ તો નિકટનં -'
સાંભળે એમ સરી જતા આછા નિઃશ્વાસરૂપે એ

પછીથી આછી આંસુની ઝાંયરૂપે આંખમાં વસવાનું શીખવું પડશે. માનવી જે ભાર ઉપાડીને ડગલાં ભરે છે તે પ્રમાણે એને ચાહવાનું શીખવું પડશે. એની આંખોમાં શોક કરુણાને ભેગી રાખવાનું શીખવું પડશે.

હું ધીમે ધીમે સરી જતા ઈશ્વરને જોઉં છું. કદાચ આ એનો બાલિશ તરંગ જ હતો. મરણ આ બધું સાંભળીને મોઢું ફેરવી લે છે. ઈશ્વરને સરી જતો જોઈને વળી એ હસતું થાય છે. ઈશ્વર કેટલી કલુષિતતા સહી શકશે ? મનોજ, અશોક, મેધા, નમિતા, ગોપી-સૌ એકબીજાંને પોતાના આગવા કલંક વડે ઓળખે છે. કલંકને ભૂષણ બનાવ્યા વગર ધારણ કરવાનું સૌથી અઘરું છે. પણ એવું જ કશુંક તો તું કરવા નહોતી ગઈને, મૃણાલ ?

મારા પડછાયાના આધારે મારું નામ મને વળગી રહ્યું છે મારું મરણ પણ મારા નામને ઉચ્ચારવા મથે છે. નામ સાથે જડાઈ રહેવાની રૂંધામણ કોઈ વાર અસહ્ય બની જાય છે ત્યારે કોઈ ન જાણે તેમ આછા સરખા નિઃશ્વાસની ફૂંકે હું એને ઉરાડી મૂકવા જાઉં છું. નામ કોઈ વાર હાથિયા થોરની જેમ ઊગે છે. એના કાંટાળા પંજા ખોલીને એ પોતાની જાહેરાત કરે છે. હું એ પંજાને મૂઠીમાં વાળી લઈ શકતો નથી.

નામને લીધે જ કેટલું બધું મને વળગતું રહ્યું છે! બાળપણમાં જે નદીમાં રોજ ડૂબકી મારી છે તેનાં ખળખળ વહેતાં પાણી કાંઈ મારું નામ નહોતાં પૂછતાં. વનમાંથી સૂસવાટા સાથે વહી આવતો પવન નામ પૂછવા જેટલુંય થંભતો નહોતો. ત્યારે તો નામનું તણખલું સરખુંય ઊગ્યું નહોતું. પછી એનો ક્યારે દાણો બંધાવા લાગ્યો તે સમજાયું નહીં. નાજુકડા બે હોઠ પરથી એ નાના પતંગિયા-શું ઊડ્યું. પછી વળી કોઈએ એમાં પોતાનો લહેકો ઉમેર્યો. આમ ઘણી બધી માયાનો ભાર એ ઉપાડતું થઈ ગયું.

પછી કોઈએ કહ્યું : 'ચિન્તા ન કરીશ, નાકની નંથ સાથે એને સાચવી રાખીશ.' પણ કોઈ વાર અનેક તાંતણાથી લપેટાતા જતા નામને જોઈને જીવ ગભરાવા લાગ્યો.'આ તાંતણા છેદવા જેટલી શક્તિ ક્યાંથી લાવીશ, એવો શાપ આપવા હું કોને ઉશ્કેરી શકીશ? આમ દિવસ જાય, રાત જાય અને નામનું વજન વધે. પછી તો એ મારા પડછાયા જોડે સંતલસ કરે. હું ભિશેટું ને પડછાયો એને ઝાલી રાખે. એને ભૂલવા હું મારે હોઠે બીજું નામ રટયા કરું. કોઈવાર ભગવાનનું, કોઈવાર કોઈને ન કહેવાય એવું બીજું. પણ પછી તો એ દાઝયું, ઉઝરડાયું, ધવાયું–પણ એનું એ રહ્યું. રાત મધરાતે એકલો જાગું. કોઈ ન જુએ તેમ એને અંધકારમાં ઘૂંટીને એક કરી દેવા મથું: પણ પાણીમાં તેલ તરે એમ અંધકારમાં એ નોખું તર્યા જ કરે. કોઈ પોતાના નામમાં એને ભેળવી દે એવી ય આશા એકવાર સળવળી હતી. પણ પછી તો ઘણાં વર્ષો ત્રોફેલાં છૂંદણાની જેમ એને છાતીએ ધારણ કરીને ફર્યો. હવે મારામાં બેઠેલું મરણ એના ખોખલા સ્વરે એનું જુગુપ્સાજનક ઉચ્ચારણ કરે છે તેથી અકળાઉં છું. અસહાય બાળકની જેમ આમાંથી બચવા બોલી ઊઠું છું : 'મૃણાલ!'

હું જોઉં છું એ ચહેરાઓ–બુદ્ધની કરુણાથી નહીં, શિવના ક્રોધથી નહીં, વિષ્ણુની 'હું બધું સમજું છું' એની ખંધાઈથી નહીં. એ બધાં માનવશરીર–ઈન વેરિયસ સ્ટેઈજીસ ઑફ ડિકમ્પોઝિશન. વર્ષોથી મેદ એકઠો કરે છે. આંખો નીચે કાળાશ, વાસનાને લપલપ ચાટવા માટે અધીરા હોઠ, મંદતેજ આંખોમાં આણેલો કૃત્રિમ ચમકારો. ગોપી હસે છે–એક સાથે અનેક ટીસ્યૂ પેપર પવનમાં ખખડતા હોય તેવું. વળી પોતાનું હાસ્ય પોતાનામાં જ સંકેલીને મૂકી દે છે–ફરી કોઈ વાર કામમાં આવશે એવી ગણતરીથી. મેધા હસતી નથી, એ આંખોથી જોતી નથી. એનું શરીર અન્યના સ્પર્શથી જ શ્વાસ લે છે, નહીં તો જડ થઈ જાય છે. મનોજ એની સ્થૂળતામાં જ દટાતો જાય

છે. એની આંખો અર્ધી દટાઈ ગઈ છે. એનો અવાજ માંસના ઢગલાને ખસેડતો હાંફતો હાંફતો બહાર આવે છે. વધારે પડતા પાકેલા ફળની પોચટતા એનામાં છે. અશોક બધું જ સરજી શકે છતાં જાણી કરીને કશું ન કરવાના આભિજાત્યની ખુમારીને પંપાળ્યા કરે છે. એ ખુમારી કોઈવાર એને જ ડંખે છે. ત્યારે એ વાચાળ બને છે. ફાડી નાખેલા કાગળના ટુકડાઓ ઊડે તેમ એના શબ્દો ઊડી જાય છે. નમિતા પોતાને જ પોતાના ગર્ભમાં ઊછેરી રહી હોય એવી ગંભીરતાથી ફરે છે. મનોજ પોતાની ધૂર્ત આંખોને ગોગલ્સથી હમેશ ઢાંકી રાખે છે. એના હોઠ હમેશાં એ કશુંક ચાવતો હોય તેમ હાલ્યા કરે છે. અશોક દૂર દૂર નજર નાખતો હોય તેમ જોયા કરે છે પણ એની આંખો છીછરી છે. ગોપી હાસ્યના છેડાથી બધું સાંધવા જાય છે, બધું એની પકડમાંથી પડી જાય છે, વળી હસીને એ બધું સમેટવા મથે છે. મેધા એની ગાઢ વન જેવી નિબિડતાવાળી કાયામાં ક્યાંક ઊંડે લપાઈ જવા મથે છે.

હું આ ચહેરાઓ જોયા કરું છું. મરણ એ જોઈને હસે છે. આ બધાં વચ્ચે જ એક બીજો ચહેરો હતો, નમણું મુખ હતું–હું આ બધાં વચ્ચે બેસતો. એ દૃષ્ટિ, શબ્દ રોજ રોજ સંઘરતો. પછી એક દિવસ જોયું તો એ બધું ક્યાંક સરી ગયું. હું સાવ વજન વગરનો થઈને ફેંકાઈ જવા લાગ્યો. ત્યાં મરણે એનો ભાર ચાંપ્યો. આ બધું તું જાણે છે ને મૃણાલ ?

ટોળે વળેલા વિષાદનાં ઝૂંડ એના કાળા ગણગણાટથી મારા કાનને ભરી દે છે. દૂરનો આભાસ એનાથી ઢંકાઈ ગયો છે. કદાચ આ ઝૂંડ મારામાં ખીલી રહેલા પેલા ઘાની ગંધથી જ ખેંચાઈને આવ્યાં હોય એવું લાગે છે. પહેલાં તો મારા ઘા મારાથી જ છૂપા રહેતા. રાતે કોઈ વાર એકાદ સણકો છૂપી રીતે એની જાણ મને કરી જતો. પણ હવે તો એ પૂરબહારમાં ખીલે છે. એનો આ વિસ્તાર

સ્થળ : સેંકડો તનસુખમનસુખ કાંતિશાંતિ પોપટ સનત હરિત્રિલોક રમણશંકર મોહનસોહનને સમાવી શકે એવાં શહેરના ભરીભરી ભીડવાળો વિસ્તાર.

સમય : કસમય, સાંજનો ઉકળાટભર્યો–સૂર્ય કદી અસ્ત ન થવાનો હોય એવી ભ્રાંતિ ઉપજાવતો......વાર સોમ કહો કે શુક્ર.

રાય (હાથમાંની થેલી ઝુલાવતા, નજર નીચી રાખી ભદ્રકાળી જેવી માતાના માતાના મંદિરે દર્શન કરી, શાકપાંદડું લઈ, પૂર્વ દિશાએથી આવતા હોય. સ્વગત–જો કે, ડોકી–ચહેરો–માથું અને શરીરના સમગ્ર અવયવોના હલનચલન દ્વારા વિચારો પ્રગટ...)

હું શું કહેતો હતો...(અથડાય છે) બનવાકાળ બનવાનું જ (અથડાય છે) ભાવ વધવાના જ (અથડાય છે) સદા વધવાના (અથડાય છે) ભાવ ના વધે તો શું...(અથડાય છે) કોળું સસ્તું હતું પ...ણ (અથડાય છે) દૂધી તો એં...હ (અથડાય છે) મૂઠિયાં જ ખાવાં છે (અથડાય છે) શેરડીનો રસ...નહિ પીધો (અથડાય છે) પીવાની અણી ઉપર હતો (અથડાય છે) છીંક આવી (અથડાય છે)...તે ઠીક કર્યું (અથડાય છે) મારા બેટા... આજનાં જવાનિયાં (અથડાય છે) લાંબી લાંબી સૂકી સેવા જેવા (અથડાય છે) વાળ ..કપાવવાના થયા છે (અથડાય છે) હજુ બીજા પંદર દિવસ (અથડાય છે) જટિયાં...(અથડાય છે) ...ખેંચી કાઢીશ (અથડાય છે– ટાઈવાળા એક દુર્જન સાથે, સંભળાય છે : બ્લાઈન્ડ બાસ્ટાર્ડ) ગાળ...(અથડાય છે) સાલી ગાળ...(અથડાય છે) ...તો સાલી સૂરતની...હેંહેંહેં...રૂ...! (અથડાય છે) જિંદગી ય સાલી સૂરતની (અથડાઈને અવળી દિશામાં દિશામાં ફરી જતાં) ...પણ ભટકાયા... (અથડાઈને સવળી દિશામાં ફરી જતાં) અહીં અમદાવાદમાં...(અથડાય છે) વાસ્તુમાં દૂધપાક (અથડાય છે–ચશ્માંની

# પરસ્પર ચહેરા ઝૂંટવવાની એક રમત



□ □ □ – □ □ જ્યોતિષ જાની □ □ □ □ □ □

**કોઈ** એક ગઈ કાલે તમે ૨૫ વર્ષના હતા. બીજી ગઈ કાલે ૩૫ વર્ષના હતા, ત્રીજી ગઈ કાલે ૪૫ વર્ષના હતા અને આજે...તમે પંચેન્દ્રિયની પ્રાણપ્રતિષ્ઠા કરી શકતા નથી.

આવી બધી વીતી ચૂકેલી ગઈ કાલ સુધી તમે કાં મનસુખ કે તનસુખ, કાં કાન્તિ કે શાન્તિ, કાં પોપટ કે સનત, કાં હરિ કે ત્રિલોક, કાં રમણ કે શંકર, કાં મોહન......કાં સોહન નામે ઓળખાતા હતા.

તમે કહેશો,

'જવા દો, જવા દો...આ બધી ફિલસૂફીભરી ચેષ્ટા.' વારુ! જવા દો. પણ યાદ રાખજો, એટમજીભાઈ, તમારાં સૌનાં રૂપાળાં, એકસરખાં હાડપિંજરો આવતી કાલે આપણા શહેરમાં ગોઠવાઈ જાય, એ પહેલાં આજે શહેરના સૌથી વિશાળ ટાઉનહોલમાં તમારી સમક્ષ શ્રી રાય અને શ્રી દાસ ઉપસ્થિત થવાના છે. જરા હુંશિયાર રહેજો–તમારે એ બન્નેને અલગ અલગ ઓળખી કાઢવાના છે. કારણ કે એમની પાસે એક અજબનો નુસ્ખો છે–ચહેરાની અદલાબદલી કરવાનો!

( ઓ કથાકારબંધુ, હવે પડદો ઊંચકો– )



**શ્રી રાય** : ત્રેપન વર્ષની ગઈકાલોને કાંધે ઊંચકી અથડાતા સજ્જન ઊર્ફે રાયજી

**શ્રી દાસ** : ચોપન વર્ષની ગઈકાલોને માથે ઊંચકી સરકતા સજ્જન ઊર્ફે દાશ

સ્થળ : સેંકડો તનસુખમનસુખ કાંતિશાંતિ પોપટ સનત હરિત્રિલોક રમણશંકર મોહનસોહનને સમાવી શકે એવાં શહેરના ભરીભરી ભીડવાળો વિસ્તાર.

સમય : કસમય, સાંજનો ઉકળાટભર્યો–સૂર્ય કદી અસ્ત ન થવાનો હોય એવી ભ્રાંતિ ઉપજાવતો......વાર સોમ કહો કે શુક્ર.

રાય (હાથમાંની થેલી ઝુલાવતા, નજર નીચી રાખી ભદ્રકાળી જેવી માતાના માતાના મંદિરે દર્શન કરી, શાકપાંદડું લઈ, પૂર્વ દિશાએથી આવતા હોય. સ્વગત–જો કે, ડોકી–ચહેરો–માથું અને શરીરના સમગ્ર અવયવોના હલનચલન દ્વારા વિચારો પ્રગટ...)

હું શું કહેતો હતો...(અથડાય છે) બનવાકાળ બનવાનું જ (અથડાય છે) ભાવ વધવાના જ (અથડાય છે) સદા વધવાના (અથડાય છે) ભાવ ના વધે તો શું...(અથડાય છે) કોણું સસ્તું હતું પ...ણ (અથડાય છે) દૂધી તો એં...હ (અથડાય છે) મૂઠિયાં જ ખાવાં છે (અથડાય છે) શેરડીનો રસ...નહિ પીધો (અથડાય છે) પીવાની અણી ઉપર હતો (અથડાય છે) છીંક આવી (અથડાય છે)...તે ઠીક કર્યું (અથડાય છે) મારા બેટા... આજનાં જવાનિયાં (અથડાય છે) લાંબી લાંબી સૂકી સેવા જેવા (અથડાય છે) વાળ ..કપાવવાના થયા છે (અથડાય છે) હજુ બીજા પંદર દિવસ (અથડાય છે) જટિયાં...(અથડાય છે) ...ખેંચી કાઢીશ (અથડાય છે– ટાઈવાળા એક દૂર્જન સાથે, સંભળાય છે : બ્લાઈન્ડ બાસ્ટાર્ડ) ગાળ...(અથડાય છે) સાલી ગાળ...(અથડાય છે) ...તો સાલી સૂરતની...હેંહેંહેં...ફ...! (અથડાય છે) જિંદગી ય સાલી સૂરતની (અથડાઈને અવળી દિશામાં દિશામાં ફરી જતાં) ...પણ ભટકાયા... (અથડાઈને સવળી દિશામાં ફરી જતાં) અમદાવાદમાં...(અથડાય છે) વાસ્તુમાં દૂધપાક (

દાંડી ઢળી પડે છે) નહીં...ના–નહીં એટલે નહીં (અથડાય છે) શ્રીખંડ ઠીક પડશે (અથડાય છે) શારદાને...ખાધા પછી વા થશે (અથડાય છે) બિચારી શારદા (અથડાય છે) વા...વા થાય એટલે... (અથડાય છે) વતેસર થાય (અથડાય છે) કામકાજ કરતાં (અથડાય છે) મુશ્કેલી પડે અને...(અથડાય છે) અકળાઈ જાય (અથડાય છે) અને મારી ઉપર હેંહેંહેં (અથડાય છે) ચીઢવાય જાય (અથડાય છે) પણ હું તો હીહીહીહી (અથડાય છે) હસી દેવાનું... હેં...અ (અથડાય છે) એ સિવાય (અથડાય છે) હસવાનું બહાનું (અથડાય છે) ક્યાં મળે છે જે? (અથડાય છે) .. ચા પી લઉં? (અથડાય છે) જવા દો...જવા દો....દાટ વાળ્યો છે) જિંદગીએ...(અથડાય છે) જિંદગીનો... (અથડાય છે) દાટ વાળ્યો (અથડાય છે) ફિલ્મનટી (અથડાય છે) ....ની આવી નિવર્સ્ત્ર (અથડાય છે)...જાહેરાત (અથડાય છે) પછી લોકોનાં મન (અથડાય છે) ભ્રષ્ટ થાય (અથડાય છે) ભ્રષ્ટ થાય એટલે (અથડાય છે) પેલો (અથડાય છે) માંહ્યલો (અથડાય છે) ભ્રષ્ટ થાય (અથડાય છે) માંહ્યલો ભ્રષ્ટ થાય એટલે (અથડાય છે) જીવન ભ્રષ્ટ થાય (અથડાય છે) જીવન એટલે (અથડાય છે) અમૃત (અથડાય છે) એ અમૃતનું ઝેર બને (અથડાય છે) જીવતર ઝેર બને (અથડાય છે) જીરવવું પડે (અથડાય છે) જીવતર (અથડાય છે) અને ઝેર...(અથડાય છે) મારા ખભા (અથડાય છે) ગોળ ખરા (અથડાય છે) મોટા યે ખરા (અથડાય છે) મજબૂત કહેવાય (અથડાય છે) છતાં શારદા કહે.. હી હી હી હી (અથડાય છે) ઊંટ જેવા (અથડાય છે) હી હી હી હી ...ચાલ તમારી (અથડાય છે) ઊંટ જેવી (અથડાય છે) ઊંટ જેવી? (અથડાય છે) તેથી શારદા કહે...હી હી હી હી (અથડાય છે) જિંદગીભર (અથડાય છે) કુટાતા રહો (અથડાય છે) ચાલ મારી ...હી હી હી હી (અથડાય છે) પણ બળ્યું શારદા કહે (અથડાય છે) શિંગડાંવાળાં જનજનાવરથી તો....(અથડાય છે) સંભાળો. (અથડાય છે–દાસ સાથે.)

□

શ્રી દાસ ઉર્ફે દાશ : (હાથમાંની થેલી અને માથું ઊંચાં રાખી સ્વામીનારાયણના મંદિરેથી દર્શન કરી ઉત્તર દિશાએ સરકી રહ્યા છે. ભરીભરી ભીડમાં–સ્વગત માત્ર હોઠના ફફડાટ, થરથરાટ કે વલવલાટથી વિચારો પ્રગટ...)

હું નહોતો કે'તો ? (સરકે છે) માણશજાતે (સરકે છે) ગણતરી (સરકે છે) ના કરી (સરકે છે) તો શમજો કે (સરકે છે) મૂઆં ..દાતણ (સરકે છે) લીલાં નથી (સરકે છે) તો ભલે...પૈસા બે બચ્યા (સરકે છે) તૂરિયાં (સરકે છે) ના કેમ ભાવે ? (સરકે છે) ભગવાનને તૂરયાં (સરકે છે) ધરાવી દો (સરકે છે) અને પછી પ્રેમથી ખાઓ (સરકે છે) બધું જ ભાવે (સરકે છે) ભાવસે (સરકે છે) ''ઝેર સુદ્ધાં...આજે નહિ (સરકે છે)...તો કાલે (સરકે છે) ભાવસે....જિંદગી (સરકે છે) જવા દો. નથી જ પીવી (સરકે છે મહા ભયંકર વ્યસન (સરકે છે) જિંદગી (સરકે છે) વ્યસન (સરકે છે) જવા દો...નખ્ખોદ (સરકે છે) સું બોલ્યો હું ? (સરકે છે) શુક્ષ્મ પાપ (સરકે છે)....સ્વામિનારાયણ...સ્વામિનારાયણ (સરકે છે) શાંભળો છે ? કાલ શવારનો માગ અપવાશ છે (સરકે છે) સ્વાદ માત્ર (સરકે છે) છતવો (સરકે છે) રશની ઇન્દ્રિયો...(સરકે છે) નખ્ખોદ (સરકે છે) સું બોલ્યો હું ? (સરકે છે) શુક્ષ્મ પાપ... (સરકે છે) દેવપોઢી અગિયારશ (સરકે છે) ભજીઆંનું ચિંતન (સરકે છે) હરિ . હરિ (સરકે છે) માણશજાતે (સરકે છે) વચનામૃતમાં ભગવાને જાતે કહ્યું છે (સરકે છે)....કે ઇન્દ્રિયોનું નિયમન (સરકે છે) કરવું જોઈએ (સરકે છે) હું નહોતો કે'તો ' (સરકે છે) આ બધો કલિકાલનો (સરકે છે) મહિમા છે (સરકે છે) ચિત્ત ઉપરના શંસ્કારો (સરકે છે) વિસુદ્ધ કરવા માટે (સરકે છે) માણશજાતે શારી શારી.. વાતો (સરકે છે) શાંભળવી જોઈએ (સરકે છે) જોવી જોઈએ સરકે છે

બોલવી જોઈએ (સરકે છે) બોલવી જોઈએ (સરકે છે) શંસ્કાર (સરકે છે) મોટી વાત છે (સરકે છે) પ્રભુની દયા (સરકે છે) દયાસંકર, યાદ રાખ (સરકે છે) તારે આ ભવમાં જ (સરકે છે) ભોગવવું પડસે (સરકે છે) તારું નખ્ખોદ (સરકે છે) સું બોલ્યો હું? (સરકે છે) જીભ કચરું? (સરકે છે) અનસન કરું? (સરકે છે) ચાર દિવસ મૂગોમંતર રહું? (સરકે છે) દયાસંકર, જાઓ, ટળો તમારું ભલું થાઓ (સરકે છે) ભોગવો (સરકે છે) તમારાં કુકર્મોનો ન્યાય આપનાર (સરકે છે) બેઠો છે (સરકે છે) હાજરાહજૂર છે (સરકે છે) સું સમજ્યા? (સરકે છે) શવિતા કહે–સું સમજ્યા (સરકે છે) બળ્યું તમે ...(સરકે છે) શશલા (સરકે છે) છો કે સું? (સરકે છે) શાહશનો તમારામાં છાંટો યે નથી (સરકે છે) હીહીહી હરિ...હરિ શાહશનો (સરકે છે) છાંટો (સરકે છે) શશલું... હીહીહી (સરકે છે) શશલો કહે શવિતાને...(સરકે છે) સું કહે? (સરકે છે) શવિતા કહે (સરકે છે) જીવો (સરકે છે) શાચવીને (સરકે છે) જીવો (સરકે છે) પરિસ્થિતિ (સરકે છે) શંજોગો (સરકે છે) શૌથી (સરકે છે) શાચવીને (સરકે છે) જીવો (સરકે છે) જીવો (સરકે છે) હીહીહીહી હંમેસાં (સરકે છે) શરકતા રહેવું (સરકે છે) શવિતા કહે (સરકે છે) હીહીહી (સરકે છે) રાયજીએ અથડાતાં, કૂટાતાં (સરકે છે) હીહીહીં ઘર બાંધ્યું (સરકે છે) અને તમે હજી...(સરકે છે) પ્લિન્થ સુધી અને...(સરકે છે) શશલું...તો શરકે...(સરકે છે) શરકી શરકીને ક્યારેય. (સરકે છે) ના અથડાય....

જોસથી અથડાય છે–રાયજી સાથે!

હવે જુઓ ધ્યાનથી!
બન્ને ઘુરકયા

ધીમું ધીમું, એકબીજા સામે

માત્ર ક્ષણભર...

અને પછી બન્નેની આંખો ઊલટભર્યા આનંદ અને આશ્ચર્યની અવધિ સાથે ક્ષિતિજો સુધી વિસ્તરતી ગઈ.

બન્નેએ પોતપોતાના જમણા હાથમાં પકડેલી થેલીઓ સાચવીને રસ્તામાં મૂકી અને સ્નેહના અપાર ઉમળકાથી ભેટયા.

રાયજીના ખભાનો સ્પર્શ દાસના કાનને થયો અને દાસના ખભાનો સ્પર્શ રાયજીના નાકને થયો. બન્નેની આંખનાં ખુણિયાંઓમાં આનંદના આંસુ ધસી આવ્યાં. આંસુ રોકી રાખી બન્નેએ એકબીજાને પરસ્પર સૂંઘી લીધા.

*

બન્નેને ગળે ડૂમો બાઝે કોઈ કશું બોલી શકે નહિ અને આંખની પાંપણો ભીંજાય. એવી આ વિધિનિર્મિત અપૂર્વ ક્ષણોને પસાર કરતાં કરતાં રાયજી અને દાસજી લાલદરવાજાના બાગની સૂકી લૉનમાં આવીને બેસી ગયા.

રોજ આથમી જવા ટેવાયેલો સૂરજ આજે આથમી જાય એ પહેલાંની ક્ષણોમાં રાયજીએ દાસ સામે જોયું, ધારીધારીને; દાસે રાયજીની સામે જોયું, ટીકીટીકીને....પછી બન્ને એકસાથે હસી પડ્યા–

કદાચ એ જોઈને હસી પડ્યા કે–

બન્નેએ એકસરખી ખાદીની ધોળી કફની પહેરી હતી. અને ધોતિયાંની પાટલી એક જ રીતે વાળી હતી. બન્નેની કફની ઈસ્ત્રી કર્યા વગરની હતી અને બન્નેનાં ધોતિયાં એક જ તાકામાંથી, એક જ હાથસાળમાં વણાયેલાં લાગતાં હતાં. હાથમાં પકડેલી થેલીઓ હૅન્ડલુમ હાઉસમાંથી તાજેતરમાં જાહેર થઈ ગયેલા દસ ટકાના વળતરે ખરીદાયેલી જણાતી હતી–નવીનક્કોર, એકસરખા કદની, એક જ રંગની અને કદાચ સરખી કિંમતની હતી. બેય થેલીઓમાંથી દૂધી અને તૂરિયાંના વાંકા વળી ગયેલાં ડીંટિયાં ડોકિયાં કરતાં હતાં.

બન્ને બેઠા. એકસાથે. પલાંઠી વાળીને. મરકમરક હસતા.

એકબીજા સામે સામે જોતા.

હમણાં આવ્યો, હં...' કહીને દાસ અચાનક ઊઠયા અને થોડી જ વારમાં શિંગચણાનું પડીકું લઈને પાછા આવ્યા ત્યારે રાયજીએ પણ સિંગચણાનું પડીકું થેલીમાંથી કાઢીને સૂકી લૉન પર ગોઠવી દીધું હતું. જે રૂમાલોમાં સિંગચણાનાં પડીકાં હતાં, એનો રંગ ગેરુઓ હતો–બન્નેનો, બન્ને હસ્યા, ઝડપથી બન્નેએ એમનાં ખિસ્સાં ફંફોળ્યાં, વળી હસ્યા, અને પછી–

'તેં પણ આ જ રૂમાલ...'

'અને તેં ય તે...'

'બોલીને બન્ને હસવા ગયા, થોડું હસ્યા, છોભીલા પડ્યા અને ગંભીર બની ગયા.

આખરે સૂરજ આથમી ગયો—

સૂરજ આથમી ગયો ત્યારે રાયજીએ દાસને પૂછ્યું, 'શું વિચાર કરતો છે?'

જવાબમાં દાસ હસ્યા, ફિક્કું.

'ખાસ તો કંઈ નહીં. આ....મારી પોરી હવે મોટી થઈ ગઈ. આ જૂનમાં બી. એ થઈ જવાની....તે હવે એને માટે.'

'શું વાત કરે? મારાવાળી જુનિયર બી. એ. માં છે–'

બન્નેએ લગભગ એકસાથે સિંગનો દાણો મોંઢામાં નાખ્યો.

'..તો તને પહેલી પોરી અને પછી...'

'તારે...?'

'મારે બીજી પણ પોરી જ!'

'ના હોય! મારે પણ બે પોરીઓ જ!'

'શું કહે છે? સાચી વાત?'

'તારી નાની કેટલાં વરસની થઈ?'

'પંદરની....'

'મારીને આ જૂનમાં પંદરમું બેસશે....'

'તારી મોટી કઈ કૉલેજમાં ભણે?... બી. ડી. કૉલેજમાં તો નહિ....?'

'તને ક્યાંથી ખબર?...એમાં જ ભણે!'

બન્ને જણા અચાનક અટકી ગયા. મનોમન એકબીજા સામે ધુરક્યા અને લગભગ એકસાથે બન્ને દાંત ખોતરવા લાગ્યા....

'આ સાલો દાંત...' કહેતાં રાયજી અટકી ગયા અને દાંતને ખોતરતાં ખોતરતાં

'તારા દાંત તો શલામત લાગે?!'

'સલામત! સલામત!! (હી હી હી હી) હજી સુધીમાં પૂરા અઢીશેં રૂપિયા ચાવી ગયા છે.'

'મારો ચોથો દાંત ગઈકાલે પડાવ્યો.'

'હેં....તારો ડેન્ટીસ્ટ કયો? રીલીફની બાજુમાં ડૉક્ટર ગ્યારા.'

'એ જ...! એ જ!! તેં કેમ કરીને જાણ્યું?'

'હં...મારો ત્રીજો એણે પરમ દિવસે હલાવીને હલાવીને પાડી નાંખ્યો—'

'તું ડેન્ટિશ્ટને ત્યાં કેટલા વખતથી જતો છે?'

'હું છેલ્લા ત્રણ મહિનાથી જાઉં છું, ત્રણ પડાવ્યા.'

'મેં ચાર પડાવ્યા, હવે પાંચમો.'

'મેં ત્રણ પડાવ્યા, હવે ચોથો.'

બન્ને અચાનક મૌન થઈ ગયા. પછી બન્ને એકસાથે બોલ્યા,

'તો આપણે ડૉકટર ગ્યારાને ત્યાં...' બન્ને હસ્યા. પછી દાસે પૂરું કર્યું, 'કેમ નહી બટકાયા ?'

'હું નિયમિત જાઉં છું–મંગળ અને ગુરુ.'

'મારો બેટો...મને શામ ને બુધે બોલાવતો છે.'

બન્ને હસ્યા–બોખું અને સલામતીસૂચક.

'ચલ, ચા પીએ.'

સીસકારો બોલાવી દાસજી અને રાયજી લગભગ એકસાથે ઊઠ્યા. લાલદરવાજાના બાગની મધ્યમાં ગોઠવેલી નિયૉન લાઈટ બન્નેના ચહેરા ઉપર એવી રીતે ઝગારા મારી રહી કે બન્ને ઘડીભર આ ધરતી ઉપરથી ઊંચકાઈ ગયા. સૂરતની જૂની જૂની વાતો વાગોળી બન્ને બાગની બહાર નીકળ્યા.

'સમાલજો' 'સમાલજો' બોલતાં રાયજી સતત અથડાતા રહ્યા અને દાસ ધીમે ધીમે સરકતા રહ્યા. એક હૉટેલ આગળ આવી બન્ને ઊભા રહ્યા.

'તું કયાંથી જાણી ગયો ?'

'શું...?'

'આ તો મારી હૉટેલ...'

'શું...ઊં ?'

'રોજ સાત વાગે અહીં જ હું ચા પીવાનો–'

'હું સાડા છએ અહીંથી જ ચા પીને ચાલ્યો જાઉં !'

બન્ને એકબીજા સામે જોઈ રહ્યા. અને હૉટેલબૉયે બન્નેની સામે વારાફરતી જોયા કર્યું.

બન્નેના મનમાં હવે વાતનો આરંભ કરતાં એક વિચિત્ર દહેશત જન્મી જતી હતી. બન્નેએ પોતપોતાની ખુરશીની નીચે

થેલીઓ મૂકી, બન્ને ગેરુઆ રંગના રૂમાલથી ચહેરા લૂંછ્યા, બન્નેએ ગજવામાંના પરચુરણને તપાસ્યું અને–

'મોહન–' એકસાથે બન્ને બોલી ઊઠ્યા. પછી દાસે ઑર્ડર આપ્યો.

'બે ચા, એક ડીસ ફાફડા.'

'એક જ મંગાવની.' રાયજીએ કહ્યું.

'મનમાં એક જ હતી, બે બોલી પડ્યો!'

ચૂપચાપ બન્નેએ સાચવી સાચવીને ફાફડા ખાધા, ચા પીધી, સીસકારે સીસકારે. હોટેલના બહાર નીકળી સોપારી વગરનું પાન ખાધું, અને પછી રાયજીએ ભીડમાં સતત અથડાતાં અથડાતાં ચૂપચાપ સરકી જતા દાસજીને ધૂંઆંપૂઆં થઈ એકધારું સડસડાટ કહેવા માંડ્યું :

'આમ તુટકછુટક વાતોથી નહીં ચાલે. આપણે છૂટા પડ્યા, ઓગણીસસે ને છેંતાલીસમાં એ પછી તું ક્યાં ગયો, શું કર્યું, કેમ ચાલે છે, ક્યારે પરણ્યો, તારી વહુનું નામ શું, હજુ ઊંધિયું બનાવતી છે કે નહિ, એનો સ્વભાવ કેવો–તાખો કે નરમ, તને પગાર કેટલો મળે, પૂરું થાય છે કે નહિ, લોન કેટલી લીધી છે, હપ્તા કેટલા બાકી રહ્યા, પ્રો. ફં. કેટલું જમા થયું, સવારના કેટલા વાગે ઊઠે, પૂજાબૂજા કરે કે નહિ, તારો બોસ કેવો, તું સાયકલ કેમ નથી વાપરતો, કયું છાપું વાંચતો છે, તારો પડોશ કેવો, મહિનામાં સરેરાશ કેટલી તકરારો થાય, બાપા દાદા કાકા મામા ફોઈ ફુઆમાંથી કોણ કોણ જીવે, કોની કોની કાંણુ મોકાણમાં ગયા, ઘર તારું સોસાયટીમાં કે પોળમાં, ભોંયતળિયે કે પહેલે માળે, પોપટ–મેનાવાળું પાંજરું તારા ઘરની આગળ લટકે છે કે નહિ, બાપદાદાના ધંધામાં કેમ ન પડ્યો, જિન્દગીની જુવાનીમાં લપસી લપસીને કેટલું લપસ્યો, અગાઉ તબલાં શીખતો હતો એનું શું થયું...(તા...ધીન). તારી કુંડીમાં હજુ ય

હીંગ ભરે છે કે નહિ, ઘરની ખરીદી કોણ કરે છે, તને ખાવામાં દૂધી વધારે ભાવે કે તૂરિયાં, તારી પારીઓને પરણાવવા કોઈ દોલત કે દિનકર ધ્યાનમાં આવેલો કે નહિ, એમને કેટલો વાંકડો આપવો પડસે એના ચિંતામાં કેટલા કલાકના ઊંઘ હરામ કરતો છે ડાયાબિટીસ કે પાર્ક્લિસમાંથી કોને પસંદ કરે, ધોતિયું પહેરતા ક્યારથી થયો, પૈહા કેટલા બચાવ્યા, અને ગાંઠિયા ક્યાં સુધી ખાવાનો...કહી દે...બધું જ એક સાથે, એકશ્વાસે...કહી દે—'

એક શ્વાસે બોલતાં બોલતાં રાયજીના નખ વધી ગયા અને સાંભળતાં સાંભળતાં દાસની શાલી આંખો લાલઘૂમ થઈ ગઈ.

'પણ તારું બસસ્ટેન્ડ ક્યાં? કયો નંબર?

રાકજી ઘુરકયા.

'આ....જ! મારો ગ્સ નંબર ૩૫!!' જવાબ આપ્યા પછી દાસે દાંત કચકચાવીને પૂછ્યું.

તારું?

લગાવ તાળી! મારાવાળી ૫૩!! કહેતાં રાય અને દાસ બન્ને ઉત્સાહથી ઉછળ્યા અને બસમાં બેસી ગયા—

*

'હું સું કહેતો હતો...

તમે...તમે આ જોયું?

રાયનો ચહેરો ઝૂંટવી લઈ દાસ ૫૩ માં ગયા ગયા અને દાસનો ચહેરો ઝૂંટવી લઈ રાય ૩૫ માં ગયા. કહો, કોણ રાય અને કોણ દાસ?

હું જાણું છું: તમે કહેવાના.

'હેં...અ! એથી કયો ફર્ક પડવાનો?!'

□

**એકાંતમાં ભેગા થઈને આયના રડે,**
**આ માણસોના ચહેરા બધા એક થૈ ગયા!**

# પૂરેપૂરો અંત

□ વિભૂત શાહ





એક માણસ પૂર્ણપણે નાશ પામ્યો



છેવટે હેડ-ક્વાર્ટર્સમાંથી સ્પષ્ટ હુકમો આવી ગયા–છેલ્લા કેટલાય દિવસોથી અમે એની જ રાહ જોતા હતા–બધા જ ટાંપીને બેઠા હતા–હવે ખુલ્લે-ખુલ્લું યુદ્ધ શરૂ થઈ ગયું હતું. દુશ્મનોએ આપણા હવાઈ-મથકો પર એકી સાથે ઓચિંતા હુમલા કર્યા હતા ને એ સાથે જ કેબલ્સ ઝણઝણી ઊઠ્યા હતા–સાથે જ અમારા બધાનું લોહી ઝણઝણી ઊઠ્યું હતું. છતાંય અમને કહેવામાં આવ્યું નહોતું કે અમારે શું કરવાનું હતું. હથિયારો અને દારૂગોળો લઈ ગાડી આવે ત્યાં સુધી અમારે અહીં જ રાહ જોવાની હશે. જી. ઓ. સી. પણ આવવાના હતા, એ સમજી શકાય એમ હતું, અમે અમારી મુખ્ય છાવણીથી ઘણા દૂર નીકળી ગયા હતા અને કંઈ પણ હેરફેર કરીએ એ પહેલાં અમારું બરાબર રક્ષણ કરવાની અમારી ફરજ હતી. ખાતા તરફથી અમને મોટી સંખ્યામાં સિમેન્ટની થેલીઓ આપવામાં આવી હતી. તે અમે ચારેબાજુ બરાબર ગોઠવી દીધી, બેરેક્સને લીલો રંગ લગાવી દેવાની મેં તાત્કાલિક સૂચના આપી દીધી ને સાથે સાથે જવાનોને નદીના કિનારે બનાવટી ફેક્ટરી ઊભી કરી દેવાનું કામ પણ સોંપી દીધું. જવાનો બેરેક્સ બાંધે એ જી. ઓ. સી. ને ગમતું નહોતું.



પરંતુ પ્રશ્ન એ હતો કે જી. ઓ. સી હવે આવશે ખરા ? હથિયાર અને દારૂગોળો લઈ ગાડી આવશે ખરી ? દુશ્મનોનાં વિમાનો આવશે ખરાં ?

અમારું હવે શું થશે, અમે હવે શું કરીશું, અમે હવે ક્યાં હોઈશું, એ હવે અમે જાણતા નહોતા. યુદ્ધની આ રોમાંચક અનિશ્ચિતતા હતી.

ભૂખરી ઈંટોની તૂટેલી દિવાલો પાછળ છૂટું છવાયું ગામ હતું–એના બીજા છેવાડે સાચી ફેક્ટરી હતી. એ અમારે કોઈપણ ભોગે બચાવવી જોઈએ. સરહદ તો થોડી દૂર હતી–ઈશાન દિશામાં. ત્યાં ખૂનખાર જંગ ખેલાતો હશે. પણ અમે તો અત્યારે ત્યાં ન હોઈ શકીએ. ઉપરથી હુકમો આવે ત્યાં સુધી અમારે તો જ્યાં છીએ ત્યાં જ રહેવાનું હતું ને જ્યાં હોઈએ ત્યાં જ રહેવું એ યુદ્ધની પરિસ્થિતિમાં કેટલું મુશ્કેલ છે! ખાસ કરીને અમારા માટે...

સાંજે અંધારું 'ઘટ્ટ' થઈ જામી જાય એ પહેલાં દિલજિતસિંહ મારા તંબુમાં આવી પહોંચ્યો. હંમેશની જેમ સિગારનું ઠૂંઠું એના હોઠમાં ચગદાયેલું હતું પરંતુ આજે હોઠના ખૂણામાંથી વધુ થૂંક બહાર નીકળતું હતું. એણે તરત જ બીજી સિગાર સળગાવી, પછી અમે બહાર નીકળ્યા ને ઊંચે જોયું આકાશ તદ્દન ખાલી ને કોરુંકટ્ટ હતું–સાવ નિર્જીવ લાગતું હતું. દુશ્મનોનાં વિમાનો આવે તો આકાશ ધમધમી ઊઠે અમે રેલ્વેના પાટા બાજુ ફંટાઈ ગયા ને પાટે પાટે ચાલવા લાગ્યા. પાટાની આજુબાજુ પથરાયેલા કિરમજી રંગના કાંકરા અમારા બૂટની એડી નીચે અવાજ કરતા હતા. હું સામેની દિશામાં તાકી રહ્યો હતો. મને ખાત્રી હતી કે હથિયારો અને દારૂગોળો લઈ ગાડી ચોક્કસ આવશે. દિલજિતસિંહ હસતો હતો. એ તો ખાણીપીણી કરીને બપોરે લહેરથી ઊંઘ્યો હતો. જી. ઓ. સી. ની એ રાહ નહિ જોતો હોય. એના શરીરમાંથી પરસેવાની ગંધ આવતી હતી. સિગારનું

હુંઠું સૂકા ઝાંખરામાં નાખી એણે મને પૂછ્યું, "વેર કાગળ લખી નાખ્યો ?" મેં જવાબ આપ્યો, "ના, હજુ સમય નથી મળ્યો." ત્યાં તો એના પીળા દાંત પીસી તે બોલી ઊઠ્યો, "સુવર, તું તો તારા બૈરીછોકરાંને બહુ પ્યાર કરે છે, જલ્દી લખી નાખ, હથિયારો અને દારૂગોળો લઈ હવે કોઈ ગાડી આવશે નહિ." ઈશાન દિશાની સરહદ બાજુથી ઊડી આવતાં પંખીની પાંખોનો ફફડાટ માથા પર સંભળાતો હતો ને અમે અમારી છાવણી તરફ પાછા આવ્યા.



ઓચિંતો બરફનો વરસાદ શરૂ થઈ ગયો. ઉપર આકાશમાંથી જામેલો અંધકાર ઓગળ્યો....ચારેબાજુ સફેદાઈ પથરાઈ ગઈ. શાંત હવા ધીમેથી પસાર થઈ રહી હતી. શાંતિ હતી. વૃક્ષોની ઘટામાં બરફ ઝિલાયો હતો. ફૂટતા ઉજાસમાં કુમળી કુમળી લીલાશ ચમકતી હતી. ત્યાં તો ટેકરીના ઢોળાવ પરથી ચાર ઘોડાની બગી ઊતરી આવી. ચારેય ઘોડા કાળા હતા પણ એમની લીસી ચામડી તંગ બની આછા તડકામાં ચમક ચમક થતી હતી. ઘોડાની કેશવાળી પરથી બરફની ઝીણી ઝીણી ફરફર ચારેબાજુ ઊડતી હતી. બગીની ઊંચી બેઠક પર એક નાજુક સ્ત્રી બેઠી હતી. એને જાંબલી રંગની છાંયવાળો નાઈટ-ગાઉન પહેર્યો હતો. એના છૂટા વાળ હવામાં ફરફરતા હતા. એની આજુબાજુ એના બે નાનાં નમણાં બાળકો બેઠાં હતાં. બન્નેના હાથમાં કોઈક સફેદ પંખી હતાં. તૂટેલા કિલ્લાના પથ્થર પર મોટા મોટા બૂટ અને લોખંડી ટોપો પહેરી પુરુષ બેઠો હતો; ત્યાંથી હણહણતા ચાર ઘોડાની બગી સારમાર કરતી પસાર થઈ ગઈ. મોંમાંથી ફીણ કાઢતા, હણહણતા, કાળા ઘોડા, નાજુક સ્ત્રી ને નમણાં બાળકો સાથે જોઈ પુરુષ બોલવા ગયો પણ બોલી ન શક્યો. બગી આગળ વધી. એણે ચીસ પાડી પણ બરફીલા વાતાવરણમાં અટવાઈ ગઈ. બગીની પાછળ ખુલ્લું વેગન જોડેલું હતું. એમાં દારૂગોળો ને હથિયારો હતાં. પુરુષ ઊભો થવા

ગયો પણ બરફમાં એના પગ જકડાઈ ગયા. બગી આગળ ઘણે દૂર નીકળી ગઈ ને સામેની બીજી ટેકરી પર ચઢી એની પાછળ અદૃશ્ય થઈ ગઈ—એની પાછળ પાછળ ખેંચાતું વેગન પણ આંચકો ખાઈ નીચે સરી પડ્યું. બરફના ખુલ્લા ફેલાયેલા સપાટ વિસ્તારમાં બગીનાં પૈડાંએ રેલના પાટા જેવા બે મોટા આંકા પાડ્યા હતા. એક ટેકરી પરથી બીજી ટેકરી સુધી દોડી જતા આ લિસોટા સામે પુરુષ જોઈ રહ્યો.

—ત્યાં તો બગી આવી હતી એ ટેકરી પાછળથી મોટા કદના લીલા ભૂખરા રંગના જંગલી પક્ષીઓ ધસી આવતાં દેખાયાં ને જોત-જોતામાં ચારેબાજુથી આકાશને ઘેરી લીધું. પુરુષે ઊંચે જોયું. પક્ષીઓ એની આજુબાજુ ચક્કર મારવા લાગ્યાં. રેલના પાટા જેવા બે મોટા લિસોટા તરફ પુરુષ દોડવા ગયો. ત્યાં તો જંગલી પક્ષીઓ નીચે ધસી આવ્યાં ને એનાં શરીરમાં પ્રવેશી ગયાં—જબરજસ્ત થડકાટ સાથે.



દુશ્મનોના પ્રદેશમાં અમે પ્રવેશી ચૂક્યા હતા ને આગળ વધતા હતા દુશ્મનો પૂરી તાકાતથી અમારો સામનો કરતા હતા. એમની તસૂએ તસૂ જમીન માટે લડતા હતા. અમારા પર ભયંકર ઝનૂનથી તોપના ગોળા ફેંકતા હતા. અમારા સૈનિકો મરતા હતા. છતાંય અમારું ખમીર તૂટ્યું નહોતું. નક્કી કર્યા પ્રમાણે અમે આગળ વધતા હતા. ગરનાળા પાસે એક મોટા ટેકરાની આડશમાં અમે અમારી જીપ ઊભી રાખી. દિલજિતસિંહને ગમ્યું નહિ. એ ગરનાળું ઓળંગી જવા માગતો હતો. સિગાર સળગાવી ઉપરાઉપરી ઊંડા ઊંડા કસ ખેંચવા લાગ્યો ને મારી સામે તાકી રહ્યો. મેં કહ્યું, “આપણા જવાનો મોટી સંખ્યામાં મરી રહ્યા છે.” બહાર કાળા-ધબ્બ આકાશ સામે ઊંચે જોઈ દલજિતસિંહ બોલ્યો, “એટલે શું થઈ ગયું—આપણે દુશ્મનોની જમીન ચીરીને આગળ વધી રહ્યા છીએ ' હું એની સામે જોઈ રહ્યો.

એની આંખોમાં ખુન્નસ દેખાતું હતું. હોઠ પર વધારે થૂંક ભેગું થયું હતું. મેં કહ્યું, "દિલજિત, આ જવાનોનો વિચાર કર, એનાં બૈરી-છોકરાંનો વિચાર કર, એમના કુટુંબીજનો–" સિગારનું ઠુંઠું બહાર સૂફી ઝાડીમાં નાખ્યા તે બોલ્યો, "માણસોના જીવનનું કશું જ મહત્ત્વ નથી–ગમે ત્યારે એનો અંત આવી જવાનો છે. યુદ્ધમાં જીત વધારે મહત્ત્વની છે. દુશ્મનોની જમીન આંચકી લઈએ એમાં આપણી ખુમારી છે." આટલું કહી જીપ સ્ટાર્ટ કરી અને થોડી પાછળ લઈ જમણી બાજુની કેડી પર આગળ હંકારી. હું કશું બોલ્યો નહિ. મને એના પર ગુસ્સો આવતો હતો. હથિયાર અને દારૂગોળો લઈ અમારી ગાડી પણ આવી નહોતી. અમારા જવાનો જંતુની જેમ મરી રહ્યા હતા. એમને હોમાં દઈને દિલજિત દુશ્મનની જમીનના ટુકડા હડપ કરવા માગતો હતો. જીપ સ્હેજ ખુલ્લા ભાગમાં બહાર આવી ગઈ, દિલજિતે ઝડપ વધારી ત્યાં તો બોંબથી જમીનમાં પડેલા ખાડામાં જીપ ઉતરી ગઈ, ને અડધી અદ્ધર થઈ ગઈ. જીપની બોડી સાથે મારું માથું અફળાયું. દિલજિત હસ્યો. હું બોલી ઊઠયો, "ના ના દિલજિત જવાનોને એમ મરવા ન દેવાય. યુદ્ધની હારજીત કરતાં માણસનું જીવન વધારે મહત્ત્વનું છે." મેં મચકોડી દિલજિત વધારે મોટેથી હસ્યો ને પછી વધારે એક્સિલેટર આપી આંચકા સાથે જીપને ખાડામાંથી બહાર કાઢી. ને બોલ્યો, "યુ બટ વી ઓલ આર ડોગસ્." ત્યાં તો વાયરલેસમાંથી 'બીપ–બીપ' અવાજ આવવો શરૂ થઈ ગયો– દિલજિત બબડ્યો–'હેડક્વોર્ટસમાંથી કશોક સંદેશો' એણે ઝડપથી વળાંક લઈ જીપને સહેજ ફેરવી ત્યાં તો ચારેબાજુ ઝાડીઓમાંથી અમારી સામે મશીનગનસ્ ધણધણી ઊઠી. દુશ્મનોએ અમને ઘેરી લીધા હતા. દિલજિતસિંહના ચહેરાની રેખાઓ તંગ થઈ એણે હોઠ દબાવ્યા ને જીપ રીવર્સમાં લીધી. મેં રિસિવર ઉપાડ્યું ત્યાં તો દુશ્મનોનો ફેંકાયેલો હાથબોંબ અમારી જીપ પાસે પડ્યો ને એના ધડાકા સાથે જ અમારી જીપ ઉછળીને દૂર દૂર ફેંકાઈ ગઈ.

□

અમારી સાથે એમનો વર્તાવ ઘણો જ સારો હતો. અમને મોટા બેરેકસ્સમાં રાખવામાં આવ્યા હતા. પાછળ ખુલ્લો વિસ્તાર હતો. એમાં એ લોકો ઘઉંની ખેતી કરતા હતા. એના લીલાછમ ડૂંડાં પર સવારનો કુમળો તડકો જોવાની મઝા આવતી હતી. ઈશ્વરનો પાડ કે એ લોકોએ એ મઝા લેવાની બંધી ફરમાવી નહોતી. મારી સાથે લેફ્-કર્નલ બત્રાને રાખવામાં આવ્યા હતા. એમના શરીરને ખાસ કોઈ ઈજા થઈ નહોતી પરંતુ એમની યાદદાસ્ત ચાલી ગઈ હતી. એ સૂનમૂન બેસી રહેતા હતા-દયાજનક લાગતા હતા. કયારેક થોડું થોડું બોલતા. મારે બીજી કશી પ્રવૃત્તિ નહોતી એટલે એમને જોયા કરતો. મને ડાબા પગે ઘૂંટણ પર તથા બન્ને ખભા પર ઈજા થઈ હતી. છાતીના જમણા ભાગમાં પણ થોડાક ઘસરકા થયા હતા. લેફ્-કર્નલ બત્રા માટે હું ચાનું પાણી ઉકાળતો હતો ત્યાં તો બાજુના ખંડમાંથી છોકરીઓનો અવાજ આવ્યો-એ અવાજ હસવાનો હતો કે રડવાનો એ હું નક્કી ન કરી શક્યો. વચ્ચે લાકડાનું પાર્ટીશન હતું. એમાં સહેજ ઊંચે નાનકડું બાકોરું હતું. ચા બનાવવાનું સ્ટૂલ ખસેડી મેં ત્યાં મૂક્યું ને એની ઉપર ચઢ્યો. બાકોરામાંથી મેં જોયું તો એ લોકો પંદર-વીસ જુવાન છોકરીઓને ઉપાડી લાવ્યા હતા ને એમનાં કપડાં ખેંચી એમને 'ટીઝ' કરી એમની મજાક કરતા હતા. હું નીચે ઊતરી પડ્યો. લેફ્-કર્નલ બત્રા મારી સામે જોઈ રહ્યા હતા. મને વિચાર આવ્યો કે કેટલાય લાંબા સમયથી મેં સ્ત્રીને જોઈ નથી અને આજે જોઈ તો કેવા લોકો વચ્ચે! કેવી દશામાં! એમની અને મારી.

મેં ઘેર કાગળ તો લખી નાખ્યો હતો.

સાંજે એ લોકો પાટાપિંડી માટે મને એમની હૉસ્પિટલે લઈ ગયા. મને પણ ડાબા પગે પીડા થતી હતી. એ લોકોની ગુસપુસ વાતો અને ચહેરાના ભાવ પરથી હું સમજી ગયો કે યુદ્ધમાં અમારી જીત થઈ હતી. છતાંય ઘાયલ થયેલા ને પકડાયેલા અમારા જવાનો ને

અફસરોને ઘણી મોટી સંખ્યામાં ત્યાં સ્ટ્રેચરમાં લાવવામાં આવી રહ્યા હતા. હું એ બધાને જોઈ રહ્યો. 'યુદ્ધ જીત્યા છે' નો ભાવ એમની વેદનામાં પણ છતો થતો હતો. મને એ લોકો અંદર લઈ ગયા ને ડ્રેસીંગ શરૂ કર્યું. એક ઈન્જેક્શન પણ આપવામાં આવ્યું. એ લોકોની નર્સ મૂંગા મોંએ કામ કરતી હતી. હું બહાર આવ્યો. અમારા જવાનો ને અફસરોના ચહેરા જોવાનું મને ઘણું મન હતું. એક બાજુ હું ઊભો રહી ગયો. મારી સાથેના એમના સૈનિકોએ મને ઇશારો કર્યો. મેં એમની સાથે જવા માટે પગ ઉપાડયા. સામેથી એક સ્ટ્રેચર આવતું હતું. પાસે આવ્યું ને મેં જોયું તો દિલજિતસિંહ. બહુ જ ખરાબ રીતે ઘવાયો હતો. એનું સ્ટ્રેચર નીચે મૂકવામાં આવ્યું. એની આંખો ઊંડી ઊતરી સાવ નિસ્તેજ થઈ ગઈ હતી. હોઠ સૂકાઈ ગયા હતા. એના ગાલ પર મોટો ચીરો પડયો હતો. હું એની સામે જોઈ જ રહ્યો. કદાચ મરવાની અણી પર હતો. એ મારી સામે જોઈ આછું ફિક્કું હસ્યો. હું એના સ્ટ્રેચર પાસે નીચે બેઠો ને ચાદર ઊંચી કરી જોયું તો એના બન્ને હાથ છુંદાઈ ગયા હતા. મેં મારા ગજવામાંથી સિગાર કાઢી, સળગાવી ને એના બે સૂકા હોઠ વચ્ચે મૂકી. દિલજિતે એના દાંતથી સિગારને થોડી અંદર લીધી ને ઊંડો કસ ખેંચ્યો. પછી મારી સામે જોઈ, સહેજ હસી ધીમા દબાતા તરડાતા અવાજે બોલ્યો, "યુદ્ધમાં જીત્યા...હું ખુશ છું...મેં નહોતું કહ્યું, માણસનું કશું જ મહત્ત્વ નથી." સિગાર એના હોઠમાંથી નીચે પડી ગઈ. મેં લઈ લીધી. સ્ટ્રેચર ઉપાડી એ લોકો અંદર લઈ ગયા. હું બહાર લાકડાના બાંકડા પર બેસી ગયો. એ લોકો કશું બોલ્યા નહિ. થોડી જ વારમાં એ સ્ટ્રેચર બહાર આવ્યું–પૂરેપૂરી ચાદર ઓઢાડી દીધી હતી. દિલજિત-સિંહનો અંત આવી ગયો. એનું હવે કશું રહ્યું નહોતું. એની આગળ કશું નહોતું, પાછળ કશું નહિ. મારી જિંદગીમાં મને પહેલી જ વાર લાગ્યું કે એક માણસનો પૂરેપૂરો અંત આવી ગયો. ક્યારેય એવું બનતું નથી કે કોઈ વાતનો કે માણસનો પૂરેપૂરો અંત આવી જતો

હોય–પણ અહીં આજે એક માણસ સંપૂર્ણ–પણે નાશ પામ્યો......



થોડાક જ સમયમાં દુશ્મનોએ યુદ્ધકેદીઓને એકપક્ષી છૂટકારો કર્યો. યુદ્ધકેદીઓને લેવા ખાસ ટ્રેઈન આવી. ઠેર ઠેર લોકોએ એમનું શૂરવીરોને છાજે એવું ભવ્ય સ્વાગત કર્યું. એમના પર ફૂલોનો વરસાદ વરસાવ્યો. રાજધાનીના સ્ટેશન પર ભારે દબદબાથી યુદ્ધકેદીઓની ટ્રેઈન આવી. લોકોએ એમનો જયજયકાર કર્યો. પ્લેટફોર્મ પર ટ્રેઈન આવીને થોભી. યુદ્ધકેદીઓ નીચે પગ મૂકે એ પહેલાં તો લોકોએ એમને ઊંચકી લીધા.

—સામે યાર્ડમાં બીજા પ્લેટફોર્મ પર હથિયારો ને દારૂગોળો ભરેલી એક ગાડી ઊભી હતી. □

## ને તે છતાં! □ કિસન સોસા

શ્વાસો સમેટવાની હતી ક્ષણ ને તે છતાં,
જીવવાનું એક પણ ન'તું કારણ ને તે છતાં,

પાની દઝાડતું હતું આંગણ ને તે છતાં,
ભાણા પે ટોકતું હતું તોરણ ને તે છતાં,

તરસ્યુંના તપ્ત ધણનું હતું રણ ને તે છતાં,
યુગોનું શ્વાસ પર હતું ભારણ ને તે છતાં,

વ્યોમે કર્યું'તું મૌનને ધારણ ને તે છતાં,
ધરતી કને ન દર્દનું મારણ ને તે છતાં,

સાલો એ ખોફનાક હતો હોં, જીવી ગયો–
જીવવાનું એક પણ ન'તું કારણ ને તે છતાં!



# મરણસ્મરણમરણ

□

શિરીષ પંચાલ

**આજે** સવારથી જ આકાશમાં ધુમ્મસ છવાયેલું હતું. બે–ચાર દિવસથી સૂરજ ઘડીમાં દેખાતો, ઘડીમાં દેખાતો બંધ થતો હતો. તે બારી આગળ ઊભો રહે ત્યારે સામી બાજુની ઓરડીઓની સળિયાવાળી બારીઓમાંથી સૂરજને પ્રવેશતા જોતો. દરરોજ ચોગાનમાં સૂરજના તાપમાં વલવલતી પોતાની કાયાને જોતો, હાથ પર બાઝી જતાં પરસેવાનાં ટીપાં જોતો. તેના હાથ તો ઉજળા હતા પણ કેટલાય સમયથી તેણે હાથના ઉજાસને કાળાશ તરીકે જોતો હતો. એ કાળાશ પરથી ઝમતા પરસેવાનાં ટીપાંમાં પ્રતિબિમ્બતા સૂરજને ઘૂંટડેઘૂંટડે પીવા તે ઝંખતો, બે હોઠ વચ્ચે રમતા હાસ્યને પણ તે ઘૂંટડેઘૂંટડે પીવા માગતો હતો પણ હાસ્ય અને તેની વચ્ચે ચિતા જેવા સળગતા સૂરજનો રોષ અન્તરાય બનીને આવતો હતો. પોતાનો ચહેરો તેને હમેશાં ભાંગી ગયેલા અરીસામાં દેખાતા અસંખ્ય પ્રતિબિમ્બોના જૂથ જેવો લાગતો હતો. ભાંગી ગયેલા અરીસાનો ટુકડો, તેની તીક્ષ્ણ થતી ધાર, છરાની ધારમાં રૂપાન્તરિત થઈ જતી હતી અને એ છરાની ધાર કોઈ અપરિપક્વ કન્યાના વસ્ત્રાહરણ કરતી કામી પુરુષની દૃષ્ટિમાં ડોકાયા કરતી હતી, એવી દૃષ્ટિ એણે ક્યાં જોઈ હતી, ક્યાં? એણે શરીર ફંફોસવા માંડ્યું, ચહેરા પર હાથનાં ટેરવાં ફરી વળ્યાં, ટેરવાંએ આંખો શોધી કાઢી અને એ ભડકી ઊઠ્યો-ના, ના, હું નહીં–હું નહીં. આને કારણે તેની બધી ઇન્દ્રિયો જાણે બહેર મારી ગઈ ન હોય એવું એને લાગ્યું. એની આ ઇન્દ્રિયજડતાની સામે તેની આસક્તિઓ અનેકગણી વધી ગઈ.

એને સાંભળવું હતું દન્તહીન શિશુમુખેથી છલકાઈને વાતાવરણને નર્તાવતું હાસ્ય, એ હાસ્યમાં ઘુંટાયેલો શિશુનો પહેલો શબ્દ સાંભળવો હતો, એ શબ્દને સ્લેટ પર ઘુંટાતો જોવો હતો, એ અક્ષર ઘૂંટતી આંખમાં પ્રણયકૂજનને ટહૂકતું જોવું હતું. એ પ્રણયકૂજનમાં શરણાઈના સૂર તેને શોધતા હતા. ઘડિયાળમાં સાતના ટકોરા પડ્યા અને એકાએક એ અવાજે તેના ચિત્તમાંથી બધું ભૂંસી નાંખ્યું. એ અવાજમાં ઘણા બધા ગોપનીય અવાજો તેણે સાંભળ્યા–શિલાઓ સાથે અફળાઈ અફળાઈને પાછા ફરતાં સમુદ્રનાં મોજાંનો ઘુઘવાટ, પીપળાનાં પાન સાથે પ્રગલ્ભ બની ગેહતો વૈશાખી પવનનો સૂર, કીડાના અન્તે હાંફતી નાવિકાના શ્વાસોચ્છ્વાસનો અવાજ, દૂર દૂર નાંગરેલી સ્ટીમરનો પાવો અને ચર્ચમાં વાગતા ઘંટનો અવાજ–આ બધા અવાજો પાછળથી આગબંબાનો અવાજ તેની કર્ણેન્દ્રિયને ભરી દેવા લાગ્યો. ચારે બાજુએથી જાણે અગ્નિશિખાઓ તેને ઘેરી વળી, ચારે બાજુએથી શિકારી કૂતરાંઓની જીભ જાણે લપકારા લેતી હતી, થોડી ક્ષણો પછી પવન સાથે અથડાયા કરશે માત્ર અસ્થિપુંજ–એ અસ્થિપુંજને નદીનાં જળ વહાવી લઈ જશે, જળમાં એ અવશેષ ઘસાતા જશે, અગ્નિમય બની ગયેલા દેહના અવશેષ પછી બની જશે જળમય. અચાનક એક ઘોઘરો અવાજ સંભળાયો: 'તને અહીંથી પંદર મિનિટ પછી લઈ જવામાં આવશે.' સાત અને સવા સાત. પંદર મિનિટ એટલે નવસો પળ એટલે ઑફિસ–સ્કૂલમાં પડતી રિસેસનો સમય એટલે બસની કયૂમાં ઊભા રહીને કાગળના ડૂચાની જેમ વાળવો પડતો સમય એટલે કોઈ સ્ત્રીની સાથે ગાળેલી થોડી વિલાસની પળો એટલે અનુભવીઓના હાથે ચિતામાં લાકડાં ગોઠવવા માટે જોઈતો સમય. તે પોતાની ઓરડીને નિહાળવા લાગ્યો. કેટલાંય વરસો જૂની આ ઓરડીની ભીંતો પરથી ઉખડી ગયેલા પ્લાસ્ટરમાંથી કેટકેટલી રેખાકૃતિઓ જન્મી શકે? એ રેખાકૃતિઓ કબર પર વૃક્ષોમાંથી ચળાઈને સૂર્યચન્દ્રની ભાત જેવી લાગતી હતી. તેણે ફરસ પર જોયું. કેટકેટલાયના પગ તેણે ભૂંસી

નાંખ્યા હશે. અહીં શરીરને જીવતું રાખવા મથેલા જીવો હજુ આજુ-બાજુની હવામાં જ હોવા જોઈએ. તેનો આંખો હજુ કોરી હતી. વાતવાતમાં રડી દેતો, ડૂસકાં–હીબકાં ભરતો તેનો બાળપણનો ચહેરો આ ઓરડી સુધી ગતિ કરી શકયો જ નહીં. આંસુની વિસ્મૃતિ કોની સ્મૃતિને આભારી છે? 'મને છોડી દો...મને છોડી દો. ઘેર મારી મા રાહ જુએ છે. બચાવો...બચા...વો, નહીં નહીં–આ રાક્ષસ મને મારી નાખે છે...જવા દો એ મા...ડી...રે...' આ ચીસ કોની હતી? શા માટે આ ચીસ હજુ પણ તેના કાનમાં ગુંજ્યા કરે છે? એ ચીસથી બચવા કયાં જવું? કીડીઓના દરમાં એ ચીસ સંભળાશે? લાતાલાત કરતા બાળકને ધવડાવતી માતાના વક્ષઃસ્થળ વચ્ચે લપાઈ ગયા પછી એ ચીસ સંભળાશે? 'શું ફંફોસે છે દીકરા?' 'કંઈ નહીં, મા. એક ખૂની નાસી ગયો છે, સંતાઈ જવાની જગ્યા શોધું છું. મા, ખૂની કેવો હોય?' 'દીકરા, એને જોઈએ એટલે ખબર પડી જાય. બિલાડા જેવી મોટી મોટી આંખો, કોલસા જેવો કાળો તાડ જેવો ઊંચો. ચાલ, તને મારા ખોળામાં ઢબૂરી દઉં.'–તે કડવાશભર્યું હસ્યો. આ કટુમિષ્ટ હાસ્ય ચાર દીવાલો ઓળંગી શકવાનું ન હતું. એ હાસ્યનો રંગ કદાચ મરી ગયેલી દેડકીના પેટ જેવો હશે. બાળપણમાં રમત કરતાં કરતાં જૂની પતરીથી કીડી-મંકોડાના કરેલા ટુકડાઓ તેની આંખ આગળ રમવા લાગ્યા. અત્યારે જાણે એ બધાના કટક તેની આંખોમાં ઉભરાઈ આવ્યા. આંગળી વડે હલાવી નાંખેલાં કરોળિયાનાં જાળાં, ટાંકણીઓ ખોસીને ભીંતમાં સાચવવા રાખેલાં પતંગિયાં, બાટલીમાં પૂરી રાખેલા આગિયા, બે હાથ વડે માખ પકડીને જરાસંઘવધની સ્મૃતિમાં ચીરી નાંખેલી પાંખો... કશું જોઈ ન શકયો. આજુબાજુ કયાંય કશું સળવળતું ન હતું. ન હતું સળવળતું કયાંય આજુબાજુ કશું. આજુબાજુ ઉપર નીચે નીચે ઉપર તળે ઉપર ભીતર અંદર અંદર ભીતર ઉત્તર દક્ષિણ દક્ષિણ ઉત્તર આંખ કાન નાક ત્વચા જિહ્વા આકાશ પૃથ્વી અગ્નિ, વરુણ

તેજ અ બ ક ખ આ ઈ ચૂં ઋ....તેનું ચિત્ત ઘુમરાવા લાગ્યું. ચગડોળ પરથી જાણે તે ફેંકાઈ ગયો. ઘણી બધી આંખો તેના તરફ ગંડાયેલી હતી. એ આંખોની ભાષા ઝેર પાયેલા ફણાની જેમ તેના શરીરમાં પ્રવેશવા માગતી હતી. એમાંથી બચવા તેણે આધાર શોધવા માંડ્યો. નિદ્રા ક્યાં ગઈ? બાળપણમાં કથા સાંભળતા સાંભળતાં આવી જતી નિદ્રા, ઉનાળાની પાછલી રાતે પવનની વાતી લહેરખી દાબ હેઠળ ઘેરાતી નિદ્રા, ગાડીમાં મુસાફરી કરતી વખતે સ્ટેશનો વચ્ચે આવી જતી નિદ્રા, સમ્ભોગ કર્યા પછી સ્તનયુગ્મમાં મોં છુપાવ્યા પછી આવતી નિદ્રા—નિદ્રાના સુવર્ણફળ પર કયો નાગ ચોકી કરે છે? તેણે વળી ઓરડીના અસબાબ પર નજર નાખવાનો પ્રયત્ન કર્યો. ભીંત પરથી ઉખડી ગયેલા પ્લાસ્ટરમાંથી દેખાતી આકૃતિઓ ઓરડીમાં ટોળે વળીને ઊભી હતી. આકૃતિઓની નજીક તે ગયો. એક આકૃતિએ કહ્યું: 'બચુ, આમ દોડ દોડ ન કર. ગાડી મોટર તળે કચડાઈ જઈશ.' બીજી આકૃતિ બોલી ઊઠી: "કોણ જાણે આ બધા ચહેરામાં તારા ચહેરા પ્રત્યે કેમ આટલી બધી આસક્તિ છે?" આ વાક્યો સાથે ભૂતકાળ ગોઠવાય તે પહેલાં જ ભારેખમ ચહેરે કોઈ આકૃતિ વદી: '...તમને મૃત્યુદંડની સજા ફરમાવવામાં આવે છે.' એ કથનો એકે એક અક્ષર, શબ્દ–શબ્દ વચ્ચેનો અવકાશ પણ વધસ્તંભ બની ગયો ન હોય એમ તેને લાગ્યું. ઓરડીમાંથી પાછું બધું ભુંસાઈ ગયું. તેને ભાસ થયો કે ઓરડાની દીવાલો ધીમે ધીમે ઓગળી રહી છે. દીવાલો અદૃશ્ય થઈ ગઈ અને તે પોતે હિમાચ્છાદિત શિખર પર જઈ ચઢ્યો છે. હૃદયના ધબકારા પણ સાંભળી શકાય એટલી બધી નિસ્તબ્ધતા છવાયેલી છે. ધીમે ધીમે એ ધવલતા સૂરજમુખીના રંગમાં પરિણમે છે. સૂરજમુખીનો પીળો રંગ ધીમે ધીમે કેસૂડાંના રંગમાં અને કેસૂડાંના ફૂલનો રંગ શીમળાના ફૂલમાં થઈને રક્તના રંગમાં ડૂબી જાય છે. ચારે બાજુ રક્તના સાગર, તે રક્તના સાગરમાં ડૂબવા જાય છે ને ત્યાં જ બધું અદૃશ્ય થઈ જાય છે અને એકાએક મરુભૂમિ

ચારે બાજુ પથરાઈ જાય છે. ગળે કાંચકી બાઝે છે—ચારે બાજુ રેતીનાં મોજાં ઊછળે છે, તે પોતે પણ રેતીનું મોજું બની જાય છે. તેણે આંખો બંધ કરી દીધી અને ફરી પાછો ઓરડીનો તે માલિક થઈ ગયો. તેણે ઓરડીમાંથી દેખાતા વૃક્ષ સામે જોયું. વૃક્ષ પરથી પાંદડાં ખરી ગયાં હતાં. ડાળીઓનો રંગ બળેલા લાકડા જેવો થઈ ગયો હતો. "ચાલો બહાર નીકળો. સમય થઈ ગયો." અવાજ સંભળાયો અને ઓરડીનું બારણું ઊઘડ્યું. વૃક્ષને આલિંગવાની ઇચ્છાથી જાણે બહાર નીકળવા માગતો ન હોય તેમ તેણે ઓરડીની બહાર પગ મૂક્યો. □

## મિત્રો □ અનિલ

કર્મમાં માત્ર ટપાલરવાનગી
કામનામાં માત્ર શુભ કામના
કોઈએ છાપી આપેલી,
ખર્ચવાની માત્ર ટિકિટ-વીસ પૈસાની
સ્વથૂંકે ચોંટાડવાની
ને વાર્ષિક જલસામાં મળેલા
અનેકાનેક અજાણ્યા જેવા
પત્રોના જથ્થામાં નાખી દેવાની ટપાલ...
ડાયરીમાં સરનામારૂપે જાણીતા
એકસોચોસઠ દિવસ
અપરિચિત રહેનારા
શોધી કાઢીએ પરસ્પરને
આપણે ગ્રીટિંગકાર્ડ-મિત્રો.

# નવો માણસ

□ વિજય શાસ્ત્રી

△

△

નવા
પલંગ
સાથે
તેણે
એક
નવો
માણસ
ગોઠવી
દીધો

△

એક માણસ છે. આટલું એક જ વાકય તેને માટે તો પૂરતું છે. માણસ હોવાથી તેનામાં કેટલીક શકયતાઓ છે. તે દુઃખી થાય એ શકય છે. દુઃખમાંથી છૂટવા મથામણો કરે એ પણ શકય છે. એ માણસનું એક ઘર છે. આમ કહીને હું કશુંક વિશિષ્ટ અને વજનદાર કથન કરવા માગું છું. ઘર, દરેક માણસનું 'પોતાનું' આગવું હોય છે. ખાસ કરીને દુઃખી માણસોનું ઘર. અહીં, બહુ સુખી નહિ એવા માણસના ઘરની હું વાત કરું છું. તમને થશે એવું તે શું છે એના ઘરમાં? ખાસ તો કશું નથી એના ઘરમાં. અથવા એના ઘરમાં જે કંઈ છે તે બીજાં ઘરોમાં પણ ન હોય એવું નથી. દાખલા તરીકે એક તૂટેલા આયનાવાળું લાકડાનું કબાટ છે, એક કંતાન છે, એક હચમચી ગયેલાં અંગાંગવાળી લાકડાની ફોલ્ડિંગ ખુરશી છે. ઉખડી ગયેલ ચૂનાવાળી સાડાત્રણ ભીંતો છે. આ નહિ તો આવું જ, બધું બીજાં ઘરોમાં પણ હોય છે પણ તેની સાથે આ માણસને નિસબત નથી, કારણ કે બીજાં ઘરોમાં ભલે તૂટેલા આયનાઓ હશે પણ આ માણસે તેમાં જોઈને કદી માથું ઓળ્યું નથી. એને તો પોતાના ઘરમાં, તૂટેલા આયનામાં જ ચહેરો જોવાની આદત છે. આ આદત વર્ષોથી છે. કદાચ વર્ષોથી છે એટલે જ આદત છે. આ તૂટેલા આયનામાં એણે સમજણ આવ્યા બાદ સૌપ્રથમ બાર વર્ષની ઉંમરે પડી ગયેલા દાંતવાળો ચહેરો જોયો હતો. પછી સત્તર/

△
△△
△△△

અઢારની ઉંમરે ચહેરા પર થયેલા ખીલ એમાં જોઈને ફોડ્યા હતા. પછી વીસ વર્ષની ઉંમરે એક સાંજે બહારથી આવીને તરત જ પોતાના વાળ હોવા લાગતા હતા તે જોયું હતું અને થોડુંક મલક્યો હતો, કારણ કે વાળ સરસ લાગતા હતા અને સરસ લાગતા વાળ સાથે એ માણસને મંજરી સાથે થોડીક મિનિટો વાત કરવાની મળી હતી.

મંજરી સ્કૂલમાં ભણતી હતી. પોતે કૉલેજના બીજા વર્ષમાં. મંજરીના પિતાને ઍપેન્ડિક્સનું ઑપરેશન કરાવ્યું હતું. મંજરી ચા આપીને હૉસ્પિટલથી પાછી ફરતી હતી અને પોતે પૂછી હતી તેમની ખબર. જવાબમાં મંજરી 'સારું છે હવે' કહી હસી હતી. પોતે પણ હસ્યો હતો. બંને હસ્યાં હતાં. રેશમી રેશમી દિવસ હતો એ.

એ આયનાએ જ ગઈકાલે પાંત્રીસ વર્ષની ઉંમરે એક ધોળો વાળ બતાવ્યો હતો. આયનો એનો એ જ હતો. એ ધોળા વાળ પછી રાત્રે એની ચાર વર્ષની મોટી બેબી દક્ષાએ ખેંચી કાઢીને હાથમાં ધરી બતાવ્યો હતો ત્યારે એની પત્ની છૂપું છૂપું હસતી હતી અને તે વખતે એ માણસને મંજરી બિલકુલ યાદ નહોતી આવતી એટલે તરત જ ઓટલા પર આવીને તેણે એ ધોળા વાળને ફેંકી દીધો હતો. એ ઓટલાની કિનાર પર હજીય તે દાતણ કરવા ઉકડો બેસતો હતો. નાનો હતો ત્યારે તે ખાખી, સ્કૂલી યુનિફૉર્મની અડધી ચડ્ડી પહેરીને દાતણ કરતો હતો એ જ ઓટલો હતો. જ્યાંથી તે લપસી પડ્યો હતો એકવાર. કોઈકે પાણી ઢોળ્યું હતું ને એનાં બંને ઢીંચણ છોલાઈ ગયાં હતાં, ત્યારે ઓટલા પર જ પાપડ સૂકવતી પ્રૌઢ માએ તેને જલદ ટીંક્ચર આયોડિનનાં પૂમડાં મૂક્યાં હતાં અને પોતે સીસકારા કરતો બેસી રહ્યો હતો. માએ કહ્યું હતું : 'સાવ પોચકો જ છે તું તો.'

હવે એ ઓટલા પર મા નહોતી રહી. પાપડ, પત્ની કરતી હતી ક્યારેક ક્યારેક. એણે જોયેલો તે ઓટલો,

મા પાપડ વણતી તે ઓટલો,

પોતે અડધી ખાખી ચડ્ડી પહેરી જેના તૂટેલા પથ્થર પર ઊકડો બેસી દાંત ઘસતો તે ઓટલો અને

જ્યાંથી તે લપસી પડયો હતો અને બંને ઢીંચણ પરથી લોહી નીકળતું હતું તે ઓટલો,

હજુ તગતગતો હતો

—માણસની અંદર પણ.

અને પેલા તૂટેલા આયનામાં જોઈને તેની પત્ની ચાંલ્લો કરતી હતી ત્યારે આયનો શું માત્ર કાચનો જ રહી શકયો હશે?

પછી આવે છે લાકડાની ખાટ.

જેના પર માએ છેલ્લા શ્વાસ લીધા હતા.

જેના પર તે માના શબને વળગીને રહ્યો હતો.

જેના પર...

તેના પર બેબી નંબર બે, વય અઢી વર્ષ માત્ર, અત્યારે બેઠી બેઠી હળવે હળવે રડતી હતી.

આ તો બહુ ઓછી ચીજો ગણાવી મેં. ખાટ, આયનો અને ઓટલો. હજુ ય ગણાવવા જેવી તો ઘણી ચીજો છે. ઘરની છત, ઘરની હવા, બારીઓ, ઘરનો કણકણ અને ઘર. ઘર પોતે જ. એ માણસનું ઘર છે. એમાં માણસ ધબકી રહ્યો છે. આયનામાં માણસ છે. પલંગમાં માણસ છે. ઓટલા પર માણસ છે. એકી સાથે આખા ઘરમાં માણસ ફેલાયેલો હોવા છતાં તે છિન્નભિન્ન નથી. શતધા ત્રુટિત વ્યક્તિત્વ નથી તેનું. તે અખણ્ડ માણસ છે. જૂની, લાકડાની ખાટનો માલિક, તૂટેલ ઓટલાનો ભાડૂત, તૂટેલ આયનાનો સ્વામી. એ છે સઘળે ઠેકાણે. તે પોતાને જુએ છે. આત્મલબ્ધિ એને દરેક જગ્યાએ થાય છે. આયનો તૂટેલો હોવા છતાં તેની પાસે એક પોતાનો કહેવાય એવો જીવતો ચહેરો છે.

આ માણસ, આગળ કહ્યું તેમ માણસ છે એટલે નોકરી કરે છે. પગારવધારાની રાહ જુએ છે. ઘણે લાંબે સમયે તે ફળે છે. તેને હવે એરીઅર્સ મળવાનું છે. બધું મળીને સાડાત્રણ હજાર રૂપિયા પૂરા.

એ રકમ આવે તે પહેલાં તેને ક્યાં ક્યાં ખરચવી તે મનોમન તે ગોઠવી કાઢે છે. તેની પત્ની બિચારી એક સરેરાશ સ્ત્રી છે એટલે તેને ગૅસ જોઈએ છે, લોખણ્ડી પલંગ જોઈએ છે, નવો આયનો જોઈએ છે અને બીજું ઘણું ઘણું જોઈએ છે. સાથે જ એકવાર નાની બેબી રમતાં રમતાં ઓટલેથી પડી ગઈ હતી માટે એ ઓટલા પર લાકડાનો કઠેરો પણ મુકાવવાનો છે. અને એક દિવસ રકમ હાથમાં આવે છે ત્યારે તાબડતોબ બધી વ્યવસ્થા થઈ જાય છે.

લાકડાના કબાટ પરના તૂટેલા આયનાની જગ્યાએ ગોદરેજના કબાટમાં મઢેલો લંબચોરસ આયનો આવી જાય છે.

ખાટ વાડામાં ચાલી જાય છે અને ત્યાં ફોલ્ડીંગ લોખણ્ડી પલંગ આવી જાય છે.

અને ઓટલે કઠેરો ચણાઈ/મૂકાઈ જાય છે. બધું નવું નવું, લીસ્સું લીસ્સું, રોનકદાર, લપસી પડાય એવું બની જાય છે. માણસ થાક્યો-પાક્યો હરખભેર ઊંઘી જાય છે ને બીજે વહેલો વહેલો ઊઠે છે.

સૌ પહેલાં એ આયનામાં–નવા આયનામાં–ચહેરો જુએ છે અને એ ચોંકી જાય છે કારણ કે એનો વર્ષોજૂનો ચહેરો બદલાઈ ગયો હોય છે. નવા આયનામાં દેખાતા નવા ચહેરામાં પડી ગયેલો દાંત, ફોડેલા ખીલ અને મંજરી સાથે વાત કરીને આવેલા પોતાના ઍક્ટર જેવા વાળ દેખાતા નથી.

પછી તે ઓટલે જાય છે. કઠેરા પરનો નવો રંગ હજુ ભીનો જ છે અને ઓટલાની કોર પરનો ખાડો, જ્યાંથી તે લપસી પડ્યો હતો તે, સમરાવી લેવાયો છે એટલે જણાતો નથી. તેનો પગ હવે મચકોડાવાનો નથી.

તેનો પગ હવે મચકોડાવાનો નથી, પોતે લપસી પડવાનો નથી, ઢીંચણો છોલાઈ જવાનાં નથી, લોહી નીકળવાનું નથી, (આ જ નથી, હવે તો) દવા લગાડી આપવાની નથી, પોતે સીસકારા કરવાનો નથી એનો એક નબળો ખ્યાલ જોરથી આવીને સરકી જાય છે ત્યારે કઠેરા પર એના અજાણ્યા બનવા માંડેલા બે હાથોને તે માંડ ટેકવી શકે છે.

અને લોખંડી પલંગ પર ચા પીવા બેસે છે ત્યારે એ માણસ પૂરેપૂરો અજાણ્યો/પરાયો માનવા બની ગયો હોય છે. પત્ની એ જ છે. કપ પણ એ જ છે. સમય પણ રોજનો જ છે, હાથ પણ એ રોજની જેમ જ લંબાવે છે, પણ હવે તે હાથ કોઈક અજાણ્યો બની ગયો હોય છે. તેણે પોતાને ખોઈ નાખ્યો હોય છે અને

નવો આયનો, નવો ઓટલો અને નવા પલંગની સાથે જ એક નવો માણસ પણ તેણે ઘરમાં ગોઠવી દીધો હોય છે. □


મેજર પોએટ

જેણે પરંપરાનાં શ્રેષ્ઠ તત્ત્વોને આત્મસાત્ કરીને અક્ષુણ્ણ માર્ગે ગતિ કરીને નવાં પ્રસ્થાનો કર્યાં હોય, યુગચેતનાનાં પ્રતિરૂપો અવિસ્મરણીય રીતે આલેખ્યાં હોય, નવી પેઢી પર જેનો રચના-રીતિ તથા વિશિષ્ટ અભિગમ પરત્વે બળવાન પ્રભાવ હોય તે મેજર પોએટ.

સુરેશ હ. જોષી

# તો...તો...પેલો માણસ

□ કનુ સુણાવકર

△

△

હૃદયની
પાસે
હાથ
હાથની
નજીક
રૂપિયા
સોની
નોટ

△

**પેલા** માણસની પેલી વાત બધાએ જાણી. પ્રત્યેક માણસને પરથમ પહેલાં પેલી વાત અતિ મહત્ત્વની અને પછી તરત જ અમહત્ત્વની જણાઈ. મેં પણ પ્રથમ તો એ વાત સાંભળીને કહેલું–"ના, હોય!" પણ પછી તરત જ ઉમેરેલું–"હા, એમ જ હોય."

પેલા માણસ ભણી, રૂપિયા સોની નોટવાળો હાથ લંબાયો–'લે.' પેલા માણસે આ પહેલાં સોની તો શું, દશની નોટ પણ જોઈ નહોતી! એણે અજાયબી અનુભવી, નોટ લેતાં પહેલાં અચકાયો. ખૂબ સંકોચાયો, સ્હેજ ડર્યો પણ ખરો. પછી ધડકતે હૈડે એણે નોટ ધારેથી લીધી. લઈને ગડી વાળી. ગડી વાળીને કાણા-વાળા ખીસામાં ગોઠવી–કાણાવાળા ખીસામાંથી એ નોટ નીકળીને પડી નહીં જ જાય એવી ખાતરીથી.

△
△△
△△△

—અને ચાલ્યો. ઘર તરફને રસ્તે ચાલવા લાગ્યો. લાં... ... .... .... ...બો રસ્તો કેમે ય કપાતો નહોતો. એ થાકતો નહોતો. ચાલતો ચાલતો ચાલ્યે જ ગયો. આખરે એને થોડો થાકોડો વરતાયો. હજી યે લાં.... ...બો પંથ કાપવાનો બાકી હતો. એ પોતાનો પરસેવો સૂકાય ત્યાં લગી શ્વાસ ખાવા વખડા હેઠળ ઊભો રહ્યો. ખીસામાં કશીક હલચલ થઈ. સોની નોટ બહાર આવી. ત્રણે ત્રણ સિંહ ગર્જી ઊઠયા. ઉપરાઉપરી ગરજવા વળગ્યા. ગર્જનાઓ સાંભળીને ત્રણની પાછળ બેઠેલો ચોથો સિંહ પણ ત્રાડી ઊઠયો! દિશા ડોલી. દિગ્ગજો લડ્ખડયા. પવન વછૂટયો. આંધી જાગી ઊઠી.

વંટોળિયો સૂસવાટા લગાવતો છલંગ્યો. પેલા માણસો હાથ, આંધી-ગ્રસ્ત વૃક્ષડાળીની જેમ અવળો–સવળો અમળાઈ રહ્યો આંખે અંધારું અંજાઈ ગયું. કાનમાં પ્રચંડ ઘૂઘવાટ ધરબાઈ ગયો.

હાથમાંની સોની નોટ ખીસામાં મૂકાય તે પહેલાં જ આંચકાઈ અને ઊડી. આમતેમ આડી ઊભી ઊડી, નીચે પડી ઉપર ચડી ચકરાઈ ફૂદરડી ફરી ખેંચાઈ ઘસડાઈ આગળ–ને–આગળ. આગળ નોટ ને પાછળ પેલો માણસ.

ક્ષિતિજધારે દેખાતી નોટ ઘડીકમાં હાથવેંત લાગતી. ...ને તરત જ હાથતાળી દઈ અદશ્યમાન બની જતી. પેલા માણસને લાગતું કે પોતે નોટની પાછળ છે. એટલામાં પાછળ કડકડાટ સંભળાય. એ પાછળ નજર નાખે ને જાણે કે નોટ પાછળ છે–પોતે આગળ!

આખરે આંધી શમી. પેલાને લાગ્યું કે સોની નોટ એના હાથમાં આવી. ભ્રમ હતો, નોટ નહોતી. નોટના માપનો કાગળકકડો હતો. એ કોરા કાગળના કકડાને તાકી રહ્યો. ત્યાં જ બાજુના કાંટાળા જાળા પર કડકડાટ થતો સંભળાતાં એણે જોયું. સોની નોટ ત્યાં કાંટામાં ભરાઈને લટકતી હતી. પેલા માણસની અને સોની નોટ વચ્ચે ડામરનો હાઈ–વે ઘૂઘવતો હતો.

કાગળનો કકડો ઝટપટ નાખી દઈ એ પેલી પોતાની નોટ લેવા ધસ્યો. ફૂદકો મારીને દોડ્યો. રાજમાર્ગ ક્રોસ કરીને જાળા પાસે પહોંચે તે પહેલાં જમણી બાજુથી, ધોધમાર ધસ્યે આવતા ભારેખમ ખટારાનાં આગલાં વ્હીલ હેઠળ આવી ગયો. આંખોના ડોળા બહાર, હાથ પગ અ લ ગ અ લ ગ. લોહીલુહાણ આંતરડાં અને લાલ લાલ લોહીના ખાબોચિયામાં ધબકતું ધબકતું ધીરે ધીરે ધીમું પડી રહેલું હૃદય. હૃદય તદ્દન પાસે પેલા માણસો હાથ. હાથની હાથવેંતમાં રૂપિયા સોની નોટ.

બીજે દિવસે સવારના છાપામાં આવ્યું-કોઈ ખોવાઈ ગયેલો જણાતો પેલો માણસ હવે ખટારા હેઠે આવીને કચરાઈ ગયો છે એનાં સગાંવહાલાં એને ઓળખીને... ..."

અત્ર તત્ર સર્વત્ર એનાં માત્ર સગાં જ હતાં-વહાલાં ક્યાંય નહોતાં.

જેણે જેણે આ વાંચ્યું તેણે તેણે સહજભાવે કહ્યું-"હા આ તો પેલો માણસ!"

પૂછનારે પૂછ્યું-"કયો માણસ?"

"પે.... ...લો."

"પેલો?"

"હા, પેલો માણસ." □

## નવાં પ્રકાશનો

**ચન્દ્રકાન્ત બક્ષીથી ફેરો :** (વિવેચન) લે. સુમન શાહ, પ્ર. પી. બી. જોષી, પ્રજેશ પ્રકાશન, મોડેલ સિનેમા પાસે, ગાંધીરોડ, અમદાવાદ-૧. મૂલ્ય : અગિયાર રૂપિયા.

**વાચના :** (વિવેચનસંગ્રહ) લે. રાધેશ્યામ શર્મા, પ્ર. બી. ઠક્કર રૂપાલી પ્રકાશન, Co. ગિરધરનગર, અમદાવાદ-૪; મૂલ્ય : સાડા આઠ રૂા.

**સ્વાતંત્ર્યોત્તર કવિતા :** સં. યશવંત ત્રિવેદી. પ્ર. વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ રામજીમંદિર પોળ, વડોદરા-૧, મૂલ્ય : સાડાબાર રૂા.

**સાહિત્યકસબ :** (વિવેચનસંગ્રહ) શ્રી મીનુ દેસાઈ પ્ર. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧, મૂલ્ય : પાંચ રૂપિયા.

**આગિયા :** (કાવ્યસંગ્રહ) શ્રી બળદેવ મોલિયા, પ્ર. સુવાસિત સાહિત્ય પ્રકાશન, ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત-૧, મૂલ્ય : ત્રણ રૂા.

**તમારા ગયા પછી :** (કાવ્યસંગ્રહ) શ્રી મૂળશંકર ત્રિવેદી 'પૂજક', પ્ર. જ્ઞાનોદય સાહિત્ય મંદિર, ૧૦૮૩ મુનિ ડેરી પાછળ, સાક્ષરભૂમિ, ભાવનગર, મૂલ્ય : બે રૂપિયા.

# એટલે—

□ રતિલાલ 'અનિલ'

△

અંગતતા
હતી
એટલે
કંઈ
જ
નહોતું

△

બે જણને ભેગાં થવાનું મન થયેલું એટલે ભેગા થયેલા એટલે થોડા મહિના પછી એણે ઊંવા ઊંવા કરેલું એટલે પેલાં બે જણે એને 'છોકરો' કહ્યો, પછી એમને લાગ્યું કે છોકરો મારો છે, એ સૌનો નથી કે સર્વનામે બોલાવું, એટલે રમણ નામ આપ્યું, જો કે શહેરમાં રમણ ઘણા હતા પણ બે જણ માત્ર એને જ 'મારો રમણ' કહેતાં એટલે એ એમનો જ રમણ હતો, એમનો જ હતો એટલે એમણે જ ઉછેર્યો એટલે એ મોટો થયો જ, એટલે ચડ્ડી પહેરવા માંડી પણ નિશાળવાળા કહે કે, 'વિદ્યાર્થી' સર્વનામ છે એટલે 'ગણવેશ' સર્વનામથી શોભવો જોઈએ એટલે સમૂહ રૂપવાળા ગણવેશે શોભવા લાગ્યો, દાખલ થયો ને સર્વનામવાળા શિક્ષક ભણાવતા એટલે ભણવા લાગ્યો, એટલે અર્ધવાર્ષિક–વાર્ષિક પરીક્ષાઓ આવવા લાગી એટલે એ એમાં બેસવા લાગ્યો, બેસવા લાગ્યો એટલે પ્રશ્નપેપર લખવા લાગ્યો, લખાયા એટલે તપાસાયા, તપાસાયા એટલે માર્ક મુકાયા, માર્ક મુકાયા એટલે પાસ થયો–થવા લાગ્યો એટલે ઉપર ચઢવા લાગ્યો અને ઉપર ચઢતા અટકી ગયો એટલે બીજે જવાનું નિધાર્યું.

△
△△
△△△

હાથ હતા એટલે હાથમાં ચોપડી હતી, ચોપડીમાં વંચાતું હતું એટલે તે વાંચતો, ન વંચાતું ત્યારે ચોપડી બંધ કરતો એટલે એ

બંધ જ રહેતી શિક્ષક બોલતા ને એ સાંભળતો એટલે એ ભણતો હતો, પેલા 'ટિચર' હતા એટલે એ 'વિદ્યાર્થી' હતો, શાંત રહેતો એટલે એ 'સારો' હતો, મગજ અસ્થિર થતું એ 'અંગતતા' હતી. એટલે એ 'કંઈ નહોતું,' શિક્ષકને અંગત જેવું કંઈ નહોતું એટલે એ શિક્ષક અને બોલતા એ શિક્ષણ હતું, પ્રાથમિક કક્ષાનો પગાર મળતો એટલે એ પ્રાથમિક શિક્ષક હતા અને રમણ આસનિયા પર બેસતો એટલે પ્રાથમિક વિદ્યાર્થી હતો.

ટ્યુશન શરૂ કર્યું એટલે શિક્ષક માટે એ 'મારો વિદ્યાર્થી' થયો, એટલે ભણવામાં હોશિયાર વિદ્યાર્થી થયો, એટલે હોશિયાર વિદ્યાર્થી પાસ થયો તે ઠેઠ સુધી....

ગણવેશ પહેરવાનું બંધ કર્યું એટલે એ 'કૉલેજિયન' થઈ ગયો! 'ધોરણવાળો' ન રહ્યો એટલે 'ક્લાસવાળો' થઈ ગયો એટલે 'પીરિયડવાળો' પણ થઈ ગયો, 'હાજરીવાળો' મટીને 'પ્રેજન્ટવાળો' થઈ ગયો, 'સાહેબવાળો' મટીને 'સરંવાળો થઈ ગયો, પણ સરવાળો તો ચાર વર્ષ પછી થવાનો હતો એટલે ચાર વર્ષે જ થયો-તે દરમ્યાન સમય રહેતો એટલે મૈત્રી કરતો, મૈત્રી કરતો એટલે બદલવી પણ પડતી, કારકિર્દી ઇચ્છતો એટલે એ બીજી પ્રવૃત્તિમાં યે ભાગ લેતો, એટલે કૉલેજમેગેઝીનમાં ક્યારેક ફોટો યે છપાઈ જતો એટલે રમણનાં મા-બાપ એ જોઈને મૂંગાં રહી ન શકે એટલે હસતાં અને એવી રીતે હસવું એ સારું કહેવાતું એટલે એ સારું જ હતું, મેગેઝીન ફી લેવાતી એટલે એ પ્રગટ કરવું જ પડતું અને પ્રગટ કરવું પડતું એટલે એમાં કંઈ ને કંઈ છાપવું જ પડતું અને રાખી મૂકે તે સારું નહીં એટલે સ્ટુડન્ટને લેવું જ પડતું એટલે ઘેર લઈ જઈને મૂકવું જ પડતું...

રમણ 'મા-બાપનો' હતો પણ ગ્રેજ્યુએટ 'યુનિવર્સિટીનો' હતો અને યુનિવર્સિટી વળી નકશાની અમુક દિશામાં આવેલી એટલે તે 'દક્ષિણ'ની હતી, રમા એનો રમણ માનતી એટલે એ રમાનો રમણ હતો, એ પહેલાં દક્ષાને એ પોતાની માનતો એટલે એ રમણની દક્ષા

હતી, પણ રમણને પોતાનો રાખવામાં દક્ષ ન નીવડી એટલે માત્ર દક્ષા જ રહી, પછી એ જિતેન્દ્રની દક્ષા બની એટલે રમા રમણની બની એટલે પ્રેમી કહેવાયાં, પ્રેમી કહેવાયાં એટલે સાથે ફિલ્મ જોવા જતાં, સાથે હોટલના ફેમિલીરૂમમાં જતાં, સાથે બેસતાં એટલે સાથે ચા–નાસ્તો કરતાં પણ એક જ જણ બિલ ચૂકવતું એટલે રમણ ગ્રાહક કહેવાતો, રમાનો 'ચાહક' હતો એટલે એ હોટલનો 'ગ્રાહક' હતો....

હતો એટલે હવે નથી, છતાં રમણ છે એટલે કાન્તા છે, પહેલાં હતી પણ રમણ માટે નહોતી, હવે છે એટલે એની છે, અને એની છે એટલે એને પરણવું પડશે અને નહીં પરણે તો એની નહીં રહે, એની નહીં રહે તો રમણે કોઈ બીજીનો થવું પડે, એટલે વળી તેને પણ પરણવું જ પડે, તેમાં પૈસા જોઈએ, પૈસા જોઈએ એટલે નોકરી જોઈએ, નોકરી કોઈ આપે તો જ મળે, એટલે રમણ નોકરી માગે છે, માગે છે એટલે મળતી નથી, મળતી નથી એટલે એ બેકાર છે, બેકાર છે એટલે બેકાર સિવાય કંઈ જ નથી! અરે ખુદ 'રમણ' પણ ન હોવાની વાત છે એટલે કશી વાત જ નથી...એટલે કાંતા હવે 'અખંડ સૌભાગ્યવતી' છે, એટલે રમણ 'કુંવારો' છે, કુંવારો છે એટલે દુઃખી છે, એટલે ભગવાન બુદ્ધનાં લોચનની સામે જ છે.

'પેલાનો મધુ કલાર્ક થયો, પેલીનો સુભગ માસ્તર થયો પણ આ ઢાંઢો રમણ કંઈ જ ન થયો' કહેનાર માબાપે 'મારો' સંબંધ-વાચક શબ્દ બોલતા નથી એટલે બેકાર રમણને લાગે છે કે દુનિયામાં મારું કોઈ નથી! એ નથી માનતો એટલે કંઈ જ નથી, પણ રમણનો માજી મિત્ર અને હવે 'ઓળખીતો' સુમન માને છે કે, કાન્તા મારી છે, પ્રસવનાર સંતતી યે મારી જ હશે, એને મળશે એ નામ મારું જ આપેલું હશે, કાન્તા છે એટલે બધું જ છે, કાન્તાના બાપે અપાવેલી ઊંચા પગારવાળી નોકરી, અપાવેલો ફ્લેટ, ફ્રીજ, ગૅસનો ચૂલો–શું નથી? એટલે જ કદાચ રમણ કહે છે કે દુનિયામાં મારું કંઈ જ નથી, કોઈ જ નથી! □

# હજાર સારસો

□ યાસુનારી કાવાબાતા

અનુ. સૌ. ઉષા જોષી

△

સાન્ધ્યકુંજ

△

'હું પેલી ઈનાસુરા કન્યાને બોલાવું?'

△

ચિકાકોએ કીકુજીની ઓફિસમાં ફોન કર્યો.

"તું સીધો ઘરે જ જવાનો છે?"

એ જવાનો તો હતો ઘરે જ પણ એ ધૂંધવાયો.

"હા..."

તું સીધો ઘરે જ જજે, તારા પિતાની સ્મૃતિને ખાતર આ દિવસે દર વર્ષે એઓ ચહાનો સમારંભ યોજતા. મને તો સહેજેય જંપ વળતો નથી. એના વિચારમાં જ હું અધીરી થઈ ગઈ છું."

કીકુજી કશું બોલ્યો નહીં.

"ચહા માટેની ઝૂંપડી...હલો?...હું ચહા માટેની ઝૂંપડી સાફ કરતી હતી, ત્યાં મને એકાએક કંઈક રાંધવાનું મન થયું."

"તમે ક્યાંથી બોલો છો?"

"તારે ઘરેથી. હું તારે ઘરે જ છું. મારી ભૂલ થઈ. મારે પહેલેથી જ કહી દેવું જોઈતું હતું.'

△

△ △

△ △ △

કીકુજી તો ચમકી જ ગયો.

"મારાથી રહેવાયું જ નહીં, મને લાગ્યું કે જો તું મને એ ઝૂંપડી વાળીઝૂડીને સાફ કરવા દેશે તો જ મને સારું લાગશે. મારે પહેલાં ફોન કરવો જોઈતો હતો તે જાણું છું પણ તેં તો નક્કી મને ના જ પાડી હોત."

પિતાના મૃત્યુ પછી કીકુજીએ એ ઝૂંપડીનો કશો ઉપયોગ કર્યો નહોતો.

એની મા એનાં મરણના થોડા મહિના પહેલાં વખતોવખત એ ઝૂંપડીમાં બેસવા જતી. એ સગડી સળગાવતી નહોતી, પણ ગરમ પાણી સાથે જ લઈ જતી. ફીકુજી ચિન્તાતુર બનીને એ પાછી આવે તેની રાહ જોઈ રહેતો. ત્યાંની નિઃસ્તબ્ધતામાં એને શા શા વિચાર આવતા હશે તેની કલ્પના કરતાં એ વિક્ષુબ્ધ થઈ ઊઠતો.

કોઈક વાર એને ત્યાં ડોકિયું કરી આવવાનું મન થતું. પણ છેલ્લે સુધી એણે અંતર જાળવી રાખ્યું હતું.

એના પિતા જીવતા હતા ત્યારે એની માના કરતાં ચિકાકો જ ઝૂંપડીની સારસંભાળ રાખતી. એની મા તો ભાગ્યે જ ત્યાં જતી.

એની માના પછી તો ઝૂંપડી બંધ જ રહેતી. એના પિતાના સમયથી કુટુંબમાં કામ કરનારી એક બાઈ વરસમાં અવારનવાર એને સાફ કરતી.

"આ ઝૂંપડી છેલ્લી સાફ કરાવ્યાને કેટલો વખત થયો? બહુ ભાર દઈને ઘસું છું તોય ફૂગ બાઝી ગઈ છે તે જતી જ નથી.' એનો અવાજ ઘોઘરો હતો. "હું સાફસૂફ કરતી હતી ત્યાં જ મને કશુંક રાંધવાનું મન થઈ આવ્યું. બસ એમ જ વિચાર થઈ આવ્યો. અહીં મને જોઈએ તેમાંનું બધું તો નથી જ, પણ મારી ઇચ્છા છે કે તું સીધો જ ઘેર આવ."

"તમે જરા વધારે પડતી છૂટછાટ લઈ રહ્યાં છો એવું નથી લાગતું?'

"તને સાવ એકલુંએકલું લાગશે. તું ઑફિસમાંથી થોડા મિત્રોને સાથે લઈ આવે તો?"

"એ તો બને એમ નથી. એમાંના કોઈને ચહામાં રસ નથી."

"તો તો ઊલટાનું ઘણું સારું. એ લોકો ઝાઝી અપેક્ષા રાખશે જ નહીં, અને અહીંની તૈયારી પણ અપૂરતી જ છે. આપણે બધાં નિરાંતથી બેસી શકીએ."

"એવો જોગ થાય એમ લાગતું નથી." કીકુજીએ આ શબ્દોને જાણે ટેલિફોન તરફ ફંગોળ્યા.

"અરેરે! તો આપણે શું કરીશું? તારા પિતાના આ શોખમાં ભાગીદાર હોય એવું કોઈ તને યાદ આવે છે? પણ હવે છેલ્લી ઘડીએ આપણે પહોંચી નહીં વળીએ. હું પેલી ઈનામુરા કન્યાને બોલાવું?"

"તમે મારી ઠેકડી ઉડાવો છો કે શું?"

"કેમ, એને શા માટે ન બોલાવું? એ કુટુંબને તારામાં ઘણો રસ છે, અને આ બહાને તું એ છોકરીને ફરી એકવાર જોઈ શકીશ. એને બરાબર ધારી ધારીને જોઈ લેજે ને વાતો પણ કરી લેજે, હું એને હમણાં જ બોલાવી લઉં છું. જો એ આવે તો એનો અર્થ એ કે એ લોકો પૂરતું તો બધું નક્કી જ છે"

મને એ મુદ્દો જ ગમતો નથી." કીકુજીની છાતી સંકોચાઈ, અને એને દુઃખતું હોય એવું લાગ્યું. "હું આમેય તે ઘરે આવી શકું એમ લાગતું નથી."

આ મુદ્દો કાંઈ ફોન પર નક્કી કરી શકાય એવો નથી. એ વિશે આપણે પછીથી વાત કરીશું. હં, તો પરિસ્થિતિ આમ છે. હવે તું સીધો ઘરે ચાલ્યો આવ."

"પરિસ્થિતિ આમ છે એટલે? તમે શેની વાત કરો છો?"

"ના, ના, કશી ચિન્તા કરીશ નહિ. હું જરા વધારે પડતી પ્રગલ્ભ થવા જતી હતી." એના અવાજમાંનું ઝેરીલું ઝનૂન કીકુજીને કાને અથડાયું.

એના અર્ધા સ્તનને આવરી લેતું એ લાખું એને યાદ આવ્યું. એ જે સાવરણાથી ઝૂંપડી સાફ કરતી તે જાણે એના મગજમાંથી બધું સાફ કરી નાંખતો હોય એવું એને લાગ્યું. જે લુગડાથી એ વરંડા સાફ કરતી હતી તેનાથી જાણે એનું મગજ પણ લૂછાઈ જતું હોય એવું એને થયું.

પહેલાં તો એને જુગુપ્સા થઈ. પણ માલિક ઘરમાં નહીં હોય ત્યારે ઘરમાં ઘૂસી જવું, રસોડાનો કબજો લઈ લેવો એ એને એક વિલક્ષણ વાત લાગતી હતી.

ઝૂંપડી સાફ કરીને પિતાની સ્મૃતિમાં એણે માત્ર ફૂલોની ગોઠવણી કરી હોત તો એને એ સહેલાઈથી માફ કરી શક્યો હોત.

એના આ અણગમા વચ્ચે પેલી ઈનામુરા કન્યાની છબિ પ્રકાશના કિરણની જેમ ઝળહળી ઊઠી.

ચિકાકો એના પિતાના મૃત્યુ પછી દૂર સરી ગઈ હતી. ઈનામુરા કન્યાનો ઉપયોગ કરીને શું પોતાને નજીક ખેંચવાનો પેચ લડાવતી હશે? શું ફરીથી પોતે એની જાળમાં ફસાઈ જશે?

આમ છતાં હમેશની જેમ ચિકાકોએ પોતાનામાં રસ પડે એવી યોજના કરી હતી–આપણે એની તરફ કરુણાભર્યું સ્મિત કરીએ ને તરત જ આપણા સ્વરક્ષણના બધા પેંતરા ભાંગી પડે. પણ એની હઠીલાઈમાં કશીક ધમકી વરતાતી હતી.

આ ધમકીનું મૂળ એની પોતાની નબળાઈમાં જ હોય એવો કીકુજીને ભય લાગ્યો. પોતે નબળો પ્રૂજતો એ આજીજી કરતી સ્ત્રી પ્રત્યે શી રીતે ક્રૂર બની શકે?

એને આ નબળાઈની ગંધ આવી ગઈ હશે? એનો લાભ ઊઠાવવા એ ઉતાવળી બની હશે?

કીકુજી 'ગીન્ઝા'માં ગયો અને ત્યાં એક ગંદા દારૂના પીઠામાં ગયો.

ચિકાકોની વાત સાચી હતી. એણે ઘરે જ જવું જોઈએ. પણ એની નિર્બળતાનો કચડી નાખતો બોજો લઈને ઘરે જવું એને અઘરું લાગતું હતું.

કીકુજીએ રાત કામાકુરાના વિશ્રાન્તિગૃહમાં ગાળી હતી તે ચિકાકો ભાગ્યે જ જાણી શકે, કે પછી એ પાછળથી શ્રીમતી ઓટાને મળી શકે?

ચિકાકોના દુરાગ્રહ પાછળ એની નિર્લજ્જતા સિવાય બીજું પણ કશુંક રહ્યું હતું એવું એને લાગ્યું. છતાં પોતાને સાવ સ્વાભાવિક એવી રીતે એ ઈનામુરા કન્યા માટેનો પ્રસ્તાવ આગળ ધરતી હતી.

એ થોડીવાર સુધી પીઠામાં બેચેન બનીને ધૂંધવાતો બેસી રહ્યો, પછી ઘર તરફ જવા નીકળ્યો.

ટ્રેન ટોકયો સેન્ટ્રલ સ્ટેશનની નજીક આવીને એણે બન્ને બાજુ વૃક્ષોની હારવાળી વીથિકા તરફ જોયું.

એ પૂર્વથી પશ્ચિમ તરફ જતી હતી–રેલવેના પાટાથી સીધા કાટખૂણે. પશ્ચિમનો સૂર્ય એના પર વરસી રહ્યો હતો. શેરી ધાતુનાં પતરાં જેવી ચમકી રહી હતી. વૃક્ષોની પાછળ સૂર્ય હતો. વૃક્ષો લગભગ કાળાં લાગતાં હતાં. પડછાયાઓ ઠંડા લાગતા હતા. શાખાઓ પહોળી અને પાંદડાં ઘાટાં લાગતાં હતાં. પૂર્વની શૈલીની બાંધણીનાં સંગીન મકાનો શેરીમાં હારબંધ ઊભાં હતાં.

શેરીમાં બહુ થોડાં માણસોની અવરજવર હતી. એ જરા વિચિત્ર લાગતું હતું. મહેલના ટેકરા સુધી શેરી ખૂબ શાંત અને લગભગ નિર્જન લાગતી હતી. આંખને ઝંખવી નાખે એવી ઝળહળતી ટ્રામ સુદ્ધાં શાંત લાગતી હતી.

ભીડવાળી ટ્રેનમાંથી આ બધું જોતાં એને લાગ્યું કે આ વિલક્ષણ સંધ્યાએ એ વીથિકા જ માત્ર હવામાં તરી રહી હતી. એ જાણે કોઈ પારકા દેશમાંથી અહીં આવી પડી હતી.

એ વૃક્ષોની છાયામાં પેલી ઈનામુરા કન્યા ચાલી જતી હોય એવી એને ભ્રાન્તિ થઈ. એનો રાતો રૂમાલ અને એમાંના હજાર સારસો પણ એની સાથે હતાં. એ સારસો અને એ રૂમાલને જાણે એ સ્પષ્ટ જોઈ શકતો હતો.

એને કશાંક તાઝગીભર્યા ને સ્વચ્છનો અનુભવ થયો એની છાતી ફૂલી–કદાચ એ કન્યા અત્યારે એના ઘરને બારણે પહોંચી હશે.

પણ ચિકાકોના મનમાં શી વેતરણ હશે? એણે એના મિત્રોને લાવવાનું કહ્યું અને જ્યારે એની પોતે ના પાડી ત્યારે 'ઈનામુરા કન્યાને બોલાવું?' એવું શા માટે સૂચવ્યું હશે? પહેલેથી જ એ છોકરીને બોલાવવાનો એનો પેંતરો હશે? કીકુજીને કશું સમજાતું

નહોતું. ચિકાકો હાંફળીફાંફળી બારણા આગળ દોડી આવી, "તું એકલો જ આવ્યો છે?"

ફીકુજીએ માથું હલાવીને હા પાડી.

"ચાલો, એ જ સારું થયું. એ છોકરી અહીં જ છે." ચિકાકોએ એના હાથમાંથી હેટ બ્રીફકેઈસ લઈ લીધાં. "ઘરે આવતાં પહેલાં તું વચમાં ક્યાંક રોકાયો હોય એવું લાગે છે." પોતાના શ્વાસમાં શરાબની ગંધ આવતી હશે! ફીકુજીને આશ્ચર્ય થયું. "તું ક્યાં રોકાયો હતો? મેં ફરીથી ઑફિસે ફોન કર્યો ત્યારે મને કહ્યું કે તું તો નીકળી ગયો છે, અને ઘેર આવતાં કેટલો વખત લાગે તેની તો મને ખબર છે."

"તમે જે કરો તેથી મારે નવાઈ પામવું નહિ જોઈએ ખરું ને?"

વગર નિમંત્રણે આવી ચઢીને ઘરનો કબજો લઈ લીધા બદલ એણે કશી ક્ષમાયાચના કરી નહિ.

ફીકુજીની સાથે એના ઓરડામાં જઈને એનાં કપડાં બદલવામાં અને બાઈએ ઘડી કરીને મૂકી રાખેલો કિમોનો પહેરાવવામાં એને મદદ કરવાની એની દાનત હતી તે એ જોઈ શક્યો.

"તમે તકલીફ લેશો નહિ. એ જાતે કરી લઈશ." કહીને ફીકુજી પોતાના ઓરડામાં ચાલી ગયો.

પણ એ બહાર આવ્યો ત્યારે ચિકાકો હજી એની રાહ જોતી ઊભી હતી.

"કુંવારાઓ અજબ માણસો હોય છે, નહિ?"

"હાસ્તો."

"પણ એ કાંઈ જીવવાની સાચી રીત નથી. ચાલો, આપણે એ બદલી નાખીએ."

"હું મારા પિતાના વ્યવહારનું નિરીક્ષણ કરીને શીખ્યો છું."

ચિકાકો એના તરફ જોઈ રહી.

ચિકાકોએ નોકરબાઈ પાસેથી એક એપ્રન ઊછીનું લીધું હતું.

એની બાંય એણે ઊંચી ચઢાવી હતી. એ એપ્રન મૂળ તો કીકુજીની માનું હતું.

એનો હાથ માંસલ અને પ્રમાણુ કરતાં વધારે ગોરો હતો. એની અંદરના સ્નાયુવળ દોરડા જેવા લાગતા હતા. કીકુજીને આ નવાઈ જેવું લાગ્યું. એના સ્નાયુ કઠણુ અને ભારે હશે એવું એને લાગ્યું.

"મને લાગે છે કે ઝૂંપડીમાં જ બધું કરીએ તે ઠીક થઈ પડશે."

એ જાણે વહેવારુ વાતચીત કરી રહી હતી, "હમણાં મેં એને બંગલામાં બેસાડી છે."

"ઝૂંપડીમાં વીજળી છે ખરી? મને તો હોય એવું યાદ આવતું નથી."

"આપણે મીણબત્તીને અજવાળે જમીશું. એ તો ઊલટું મજાનું થઈ પડશે."

"મને મજા નહિ પડે."

ચિકાકોને કશુંક યાદ આવ્યું હોય એવું લાગ્યું. "મેં ઈનામુરાની દીકરી સાથે ફોન પર વાત કરી ત્યારે એની માને પણ સાથે લાવવાની છે કે કેમ એવું એણે પૂછ્યું. મેં તો કહ્યું કે તમે બંને આવો તો તો સૌથી સારું. પણ માને નહિ આવવાનાં કારણો હતાં, આથી એકલી દીકરીને જ આપણે લાવી શક્યાં છીએ."

"આપણે લાવી શક્યા છીએ એમ કહો છો, પણ લાવ્યાં છો તો તમે જ, કશી ચેતવણી વિના એને આમ તેડી આણવી તે જરા અજુગતું તો નહિ લાગ્યું હોય?"

"લાગ્યું તો હશે જ, પણ એ હવે તો અહીં છે. એથી અજુગતાપણું ચાલી નથી જતું?"

"કેવી રીતે ચાલી જાય?"

"ચાલી જ ગયું વળી! એ આવી છે એટલે એને લાગેવળગે છે ત્યાં સુધી તો બધું સુંદર રીતે પાર પડ્યું છે. મારું વર્તન જો વિચિત્ર

લાગ્યું હોય તો મને માફ કરી દેવી. બધું નક્કી થઈ જાય પછી તમે બંને જોઈએ તો આ બધું યાદ કરીને ફરીમોતો કેવું વિચિત્ર પ્રાણી છે એમ કહીને પેટ ભરીને હસી લેજો વાતચીત કરીને જે નક્કી કરવાનું છે તે તો થશે જ—એ દરમિયાન તમે ગમે તે કરો. મારો તો એવો અનુભવ છે."

આમ ચિકાકોએ પોતાના વર્તનને હળવાશથી લીધું કેમ જાણે એણે શ્રીકૃષ્ણનું મન વાંચી નહિ લીધું હોય!

"ત્યારે તમે એની જોડે વાત કરી લીધી એમ ને!"

"એ તો કરી જ છે તો, ને તું પણ એ વાત ટાળીશ નહિ એવું એ કહેતી હોય એવું એના વર્તન પરથી લાગ્યું."

શ્રીકૃષ્ણ દીવાનખાના તરફના વરંડામાં ગયો. ત્યાં એક મોટી દાડમડી ઊગી હતી. એ પોતાની જાતને સ્વસ્થ રાખવા મથી રહ્યો હતો—ઈનામુરા કન્યાનું સ્વાગત કરતી વેળાએ કશો અણગમો બતાવાઈ ન જાય એની એણે કાળજી રાખવાની હતી.

દાડમડીની ઘેરી છાયાને એ જોતો હતો ત્યારે એને ચિકાકોનું લાખું ફરીથી યાદ આવી ગયું. એણે માથું ધુણાવ્યું. દીવાનખાનાની બારીની નીચેના ઉદ્યાનના પથ્થર પર સંધ્યાવેળાનો છેલ્લો પ્રકાશ ચમકી રહ્યો હતો.

બારણાં ખુલ્લાં હતાં અને એ કન્યા વરંડા નજીક ઊભી હતી. એ ધૂંધળા મોટા ઓરડાને એની ઉજ્જવળતા જાણે અજવાળી રહી હતી.

પાસેના ગોખલામાં શ્વેતદુર્વા ગોઠવેલી હતી. એ કન્યાના કમરબંધમાં પણ શ્વેતદુર્વાની ભાત હતી. કદાચ એ અકસ્માત જ હતો. પણ એ ઋતુમાં શ્વેતદુર્વા ઊગે છે ને કદાચ તેથી જ એણે આવી યોજના કરી હશે.

જાપાની શ્વેતદુર્વા જલ્દીથી ઊંચી વધે છે.

ચિકાકોએ એને થોડા વખત પહેલાં જ ગોઠવી હશે. (અપૂર્ણ)

લાગ્યું હોય તો મને માફ કરી દેવી. બધું નક્કી થઈ જાય પછી તમે બંને જોઈએ તો આ બધું યાદ કરીને ફરીમોતો કેવું વિચિત્ર પ્રાણી છે એમ કહીને પેટ ભરીને હસી લેજો વાતચીત કરીને જે નક્કી કરવાનું છે તે તો થશે જ–એ દરમિયાન તમે ગમે તે કરો. મારો તો એવો અનુભવ છે."

આમ ચિકાકોએ પોતાના વર્તનને હળવાશથી લીધું કેમ જાણે એણે કીકુજીનું મન વાંચી નહિ લીધું હોય!

"ત્યારે તમે એની જોડે વાત કરી લીધી એમ ને!"

"એ તો કરી જ છે તો, ને તું પણ એ વાત ટાળીશ નહિ એવું એ કહેતી હોય એવું એના વર્તન પરથી લાગ્યું."

કીકુજી દીવાનખાના તરફના વરંડામાં ગયો. ત્યાં એક મોટી દાડમડી ઊગી હતી. એ પોતાની જાતને સ્વસ્થ રાખવા મથી રહ્યો હતો–ઈનામુરા કન્યાનું સ્વાગત કરતી વેળાએ કશો અણગમો બતાવાઈ ન જાય એની એણે કાળજી રાખવાની હતી.

દાડમડીની ઘેરી છાયાને એ જોતો હતો ત્યારે એને ચિકાકોનું લાખું ફરીથી યાદ આવી ગયું. એણે માથું ધુણાવ્યું. દીવાનખાનાની બારીની નીચેના ઉદ્યાનના પથ્થર પર સંધ્યાવેળાનો છેલ્લો પ્રકાશ ચમકી રહ્યો હતો.

બારણાં ખુલ્લાં હતાં અને એ કન્યા વરંડા નજીક ઊભી હતી. એ ધૂંધળા મોટા ઓરડાને એની ઉજ્જવળતા જાણે અજવાળી રહી હતી.

પાસેના ગોખલામાં શ્વેતદુર્વા ગોઠવેલી હતી. એ કન્યાના કમરબંધમાં પણ શ્વેતદુર્વાની ભાત હતી. કદાચ એ અકસ્માત જ હતો. પણ એ ઋતુમાં શ્વેતદુર્વા ઊગે છે ને કદાચ તેથી જ એણે આવી યોજના કરી હશે.

જાપાની શ્વેતદુર્વા જલ્દીથી ઊંચી વધે છે.

ચિકાકોએ એને થોડા વખત પહેલાં જ ગોઠવી હશે. (અપૂર્ણ)

# માસિક રૂા. ૫ અને ૧૦ ની

પંચવર્ષીય સંચયીમુદતી થાપણો (સી.ટી.ડી.) અને આવર્તક થાપણો (રીકરીંગ ડીપોઝીટ્સ) ના

*નાના બચતકારોના હિતાર્થે*

પાસબુક PASS BOOK

## નાની બચતની સુરક્ષિત બચત યોજનામાં નાણાં રોકો

તા. ૧-૭-'૭૨ થી અમલમાં આવેલી છે.

**સારું વ્યાજ અને અન્ય લાભો ઉપરાંત વીમા જેવા લાભો પણ મેળવો**

આ યોજના પ્રમાણે એક વ્યક્તિનું ખાતું ધરાવતા રોકાણકાર અથવા સંયુક્તખાતાની બાબતમાં પ્રથમ રોકાણકાર તારીખ ૧લી જુલાઈ ૧૯૭૨ ના રોજ અથવા ત્યારબાદ મૃત્યુ પામે અને ત્યાં સુધીમાં જો તેઓએ બે વર્ષ સુધીના (પણ મુદત પાકે ત્યાં સુધી નહીં તેવા) માસિક હપ્તાઓ દરેક મહિને ભર્યાં હશે તો અમુક શરતોને આધીન રહીને તેમને પુરી મુદતે લેવાની થતી રકમ આપવામાં આવશે. આ લાભ તા. ૧-૭-'૭૨ અગાઉ ખોલેલાં આવાં ખાતાંઓને માટે પણ આપવામાં આવશે.

**વધુ વિગત માટે** નાની બચત અથવા રાષ્ટ્રીય બચત યોજનાની કચેરીઓ. જીલ્લા કલેકટરની કચેરી અથવા પોસ્ટ ઓફીસોનો સંપર્ક સાધો.

'ઠીક છે, દલીલ ન કર. કૉન્સ્ટેબલ, કૂતરાને લઈ જા અને જનરલને કહે કે, કૂતરાને આમ છૂટા ન મૂકો. અને તું...તું આમ બધાને તારી આંગળી બતાવતો ન ફર...ભૂલ તારી છે...'

એ વખતે જનરલનો નોકર આવ્યો. એણે કહ્યું કે, 'આ કૂતરો જનરલનો નથી.'

'તું બરાબર કહે છે. જનરલની પાસે ઘણા કીમતી કૂતરાં છે. અને આ જુઓ કેવો બદસૂરત અને હલકી ઓલાદનો કૂતરો છે!'

'એ અમારો નથી,' નોકરે કહ્યું, 'પણ એ જનરલના ભાઈનો છે–એ હમણાં જ આવ્યા છે.'

'શું! વ્લાદિમીર ઈવાનીચ આવ્યા છે?' ઈન્સ્પેક્ટરે આશ્ચર્યથી કહ્યું, 'હું હમણાં જ એમને મળું છું. શું આ એમનો કૂતરો છે! આની આંગળીએ બટકું ભર્યું? હા હા હા! વ્હૉટ એ નાઈસ લિટલ ડૉગ! કમ ઑન!'

ઈન્સ્પેક્ટર ચાલ્યો ગયો, લોકો ખ્રુકિન પર હસવા લાગ્યા. □

**પારિતોષિક**

'કંકાવટી'ના જૂન ૧૯૭૩થી મે ૧૯૭૪ સુધીના અંકોમાં આવનાર ગદ્યપદ્ય કૃતિઓમાંથી શ્રેષ્ઠ ઠરતી કૃતિને વડોદરાના શ્રી વિઠ્ઠલભાઈ પટેલ તરફથી રૂ. ૧૦૧નું પારિતોષિક અપાશે. બીજું પારિતોષિક રૂ. ૫૧ સુરતની એક પ્રકાશન સંસ્થા તરફથી અને રૂ. ૨૫–૨૫નાં અન્ય ઈનામો સુરતની બીજી પુસ્તક પ્રકાશન સંસ્થા તરફથી અપાશે.

લાગ્યું હોય તો મને માફ કરી દેવી. બધું નક્કી થઈ જાય પછી તમે બંને જોઈએ તો આ બધું યાદ કરીને ફરીમોતો કેવું વિચિત્ર પ્રાણી છે એમ કહીને પેટ ભરીને હસી લેજો વાતચીત કરીને જે નક્કી કરવાનું છે તે તો થશે જ–એ દરમિયાન તમે ગમે તે કરો. મારો તો એવો અનુભવ છે."

આમ ચિકાકોએ પોતાના વર્તનને હળવાશથી લીધું કેમ જાણે એણે શીકૂણજીનું મન વાંચી નહિ લીધું હોય!

"ત્યારે તમે એની જોડે વાત કરી લીધી એમ ને!"

"એ તો કરી જ છે તો, ને તું પણ એ વાત ટાળીશ નહિ એવું એ કહેતી હોય એવું એના વર્તન પરથી લાગ્યું."

શીકુજી દીવાનખાના તરફના વરંડામાં ગયો. ત્યાં એક મોટી દાડમડી ઊગી હતી. એ પોતાની જાતને સ્વસ્થ રાખવા મથી રહ્યો હતો–ઈનામુરા કન્યાનું સ્વાગત કરતી વેળાએ કશો અણગમો બતાવાઈ ન જાય એની એણે કાળજી રાખવાની હતી.

દાડમડીની ઘેરી છાયાને એ જોતો હતો ત્યારે એને ચિકાકોનું લાખું ફરીથી યાદ આવી ગયું. એણે માથું ધુણાવ્યું. દીવાનખાનાની બારીની નીચેના ઉદ્યાનના પથ્થર પર સંધ્યાવેળાનો છેલ્લો પ્રકાશ ચમકી રહ્યો હતો.

બારણાં ખુલ્લાં હતાં અને એ કન્યા વરંડા નજીક ઊભી હતી. એ ધૂંધળા મોટા ઓરડાને એની ઉજ્જવળતા જાણે અજવાળી રહી હતી.

પાસેના ગોખલામાં શ્વેતદુર્વા ગોઠવેલી હતી. એ કન્યાના કમરબંધમાં પણ શ્વેતદુર્વાની ભાત હતી. કદાચ એ અકસ્માત જ હતો. પણ એ ઋતુમાં શ્વેતદુર્વા ઊગે છે ને કદાચ તેથી જ એણે આવી યોજના કરી હશે.

જાપાની શ્વેતદુર્વા જલ્દીથી ઊંચી વધે છે.

ચિકાકોએ એને થોડા વખત પહેલાં જ ગોઠવી હશે. (અપૂર્ણ)

બાળમંદિર માટેનાં સાધનો, સંગીત-સાધનો
વિજ્ઞાન-સાધનો, ફૂટબૉલ, ક્રિકેટ, વૉલીબૉલ
અને જિમનાસ્ટ્રીક-સાધનો માટે

યાદ રાખો

# સેન્ટ્રલ સ્પોર્ટસ્ એજન્સી

અને

# રમેશ એન્ડ કંપની



ઉપરાંત. આદર્શ સંસ્થાઓ માટેનાં વિજ્ઞાન-પ્રયોગશાળાનાં
સાધનો અને રસાયણો માટેનું
ભરોસાપાત્ર મથક



ભાગાતળાવ,
સુરત-૧.

# માસિક રૂ. ૫ અને ૧૦ની

પંચવર્ષીય સંચયીમુદતી થાપણો
(સી.ટી.ડી.) અને આવર્તક થાપણો
(રીકરીંગ ડીપોઝીટ્સ) ના
*નાના બચતકારોના હિતાર્થે*

પાસબુક PASS BOOK

## નાનીબચતની સુરક્ષિત બચત યોજનામાં નાણાંરોકો

તા. ૧-૭-'૭૨ થી અમલમાં આવેલી છે.

## સારું વ્યાજ અને અન્ય લાભો ઉપરાંત વીમા જેવા લાભો પણ મેળવો

આ યોજના પ્રમાણે એક વ્યક્તિનું ખાતું ધરાવતા રોકાણકાર અથવા સંયુક્તખાતાની બાબતમાં હયાત રોકાણકાર તારીખ ૧લી જુલાઈ ૧૯૭૨ ના રોજ અથવા ત્યારબાદ મૃત્યુ પામે અને ત્યાં સુધીમાં જો તેઓએ બે વર્ષ સુધીના (પણ મુદત પાકે ત્યાં સુધી નહીં તેવા) માસિક હપ્તાઓ દરેક મહિને ભર્યા હશે તો અમુક શરતોને આધીન રહીને તેમને પુરી મુદતે લેવાની થતી રકમ આપવામાં આવશે. આ લાભ તા. ૧-૭-'૭૨ અગાઉ ખોલેલાં આવાં ખાતાંઓને માટે પણ આપવામાં આવશે.

**વધુ વિગત માટે** નાની બચત અથવા રાષ્ટ્રીય બચત યોજનાની કચેરીઓ, જીલ્લા કલેકટરની કચેરી અથવા પોસ્ટ ઓફીસોના સંપર્ક સાધો.

'ઠીક છે, દલીલ ન કર. કૉન્સ્ટેબલ, કૂતરાને લઈ જા અને જનરલને કહે કે, કૂતરાને આમ છૂટો ન મૂકો. અને તું...તું આમ બધાને તારી આંગળી બતાવતો ન ફર...ભૂલ તારી છે...'

એ વખતે જનરલનો નોકર આવ્યો. એણે કહ્યું કે, 'આ કૂતરો જનરલનો નથી.'

'તું બરાબર કહે છે. જનરલની પાસે ઘણા કીમતી કૂતરાં છે. અને આ જુઓ કેવો બદસૂરત અને હલકી ઓલાદનો કૂતરો છે!'

'એ અમારો નથી,' નોકરે કહ્યું, 'પણ એ જનરલના ભાઈનો છે-એ હમણાં જ આવ્યા છે.'

'શું! વ્લાદિમીર ઈવાનીચ આવ્યા છે?' ઈન્સ્પેક્ટરે આશ્ચર્યથી કહ્યું, 'હું હમણાં જ એમને મળું છું. શું આ એમનો કૂતરો છે! આની આંગળીએ બટકું ભર્યું? હા હા હા! વ્હૉટ એ નાઈસ લિટલ ડૉગ! કમ ઑન!'

ઈન્સ્પેક્ટર ચાલ્યો ગયો, લોકો ખ્રુકિન પર હસવા લાગ્યા. □

**પારિતોષિક**

'ઠંકાવટી'ના જૂન ૧૯૭૩થી મે ૧૯૭૪ સુધીના અંકોમાં આવનાર ગદ્યપદ્ય કૃતિઓમાંથી શ્રેષ્ઠ ઠરતી કૃતિને વડોદરાના શ્રી વિઠ્ઠલભાઈ પટેલ તરફથી રૂ. ૧૦૧નું પારિતોષિક અપાશે. બીજું પારિતોષિક રૂ. ૫૧ સૂરતની એક પ્રકાશન સંસ્થા તરફથી અને રૂ. ૨૫-૨૫નાં અન્ય ઈનામો સૂરતની બીજી પુસ્તક પ્રકાશન સંસ્થા તરફથી અપાશે.

# ભિખારી □ આર. એસ. થૉમસ

અનુ. કિરણ શાસ્ત્રી

બારણે ટકોરા
અને એક ભિખારી
તેના પ્યાલા સાથે
ગરીબ માણસને મળે એવી કડક
ચ્હા માગતો
એના માર્ગમાં ઊભો છે-ક્યાં?

તે એના પગ સામે જુએ છે
હું આકાશ તરફ નિહાળું છું.
-જેનો આપણે સંકલ્પ કર્યો છે
તે નવી દુનિયાના
ચમકતા તરાપાઓ
વિમાનો, અમારી ઉપર બાંધે છે.

હું મારી શય્યામાં લેટું છું.
તે, એની ખાડીનાં જૂનાં
પાંદડાંથી ભરેલી પથારીમાં,
મારાં સ્વપ્નો બિહામણાં હોય છે
એનાં સ્વપ્નો સમૃદ્ધ હશે?

જો
-હું વહેલો જાગી પડું છું
તો એ; જાગે છે ત્યારે
ઠંડો પડી ચૂક્યો હોય છે.

---

□ R. S. Thomas ના 'The Tramp' કાવ્યનો અનુવાદ.

૧ લી જુલાઇ, ૧૯૭૩થી પ્રગટ થઇ ગયું છે.

પંદર શિક્ષકોની પેનલ દ્વારા સંપાદિત

# એસ. એસ. સી. મેગેઝીન

વાર્ષિક લવાજમ રૂ. ૩૦ : રૂ. ૪૦ ઉપરની ભેટો

દર પખવાડિયે પ્રગટ થશે–મોટી સાઈઝ, સારા કાગળ — દર અંકે સાઠ પાનાં : પંદર અનુભવી શિક્ષકોની પેનલ દ્વારા સંપાદિત, વર્ષમાં બે વાર ઘેર બેઠાં પરીક્ષા



તા. ૧૫–૮–૭૩ સુધીમાં લવાજમ ભરનારને રૂ. ૪૦ની કિંમતનાં અભ્યાસ વિષયક પુસ્તકો ભેટ (પોસ્ટેજ પેકિંગના રૂ. બે વધુ. બુકસેલર દ્વારા ભરનારને પોસ્ટેજ ભરવાનું નથી. લવાજમ ભરો ત્યાંથી મેળવી લો.

૨૦ ટકા કમિશન

એસ. એસ. સી. મેગેઝીનના વાર્ષિક ગ્રાહકને સ્ટડી સેન્ટરની કોઈપણ બુક ટપાલ દ્વારા મંગાવશે તો તેમાં ૨૦ ટકા કમિશન મળશે. એસ. એસ. સી. પાસ સિરિઝ (દરેકની કિંમત રૂ. ૬=૦૦) નો પણ એમાં સમાવેશ થાય છે.

આજે જ ગ્રાહક થાવ

બુક એમ્પોરિયમ, બાવાસીદી ગોપીપુરા, સૂરત–૨.

## શિષ્ટ, ઇનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| મસ્તીની પળોમાં (મુક્તકસંગ્રહ) | રતિલાલ 'અનિલ' | ૩–૦૦ |
| નાઈટમેર (નવલકથા) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસમુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું (નવલકથા) | વિજય શાસ્ત્રી | ૩–૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી (નવલકથા) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| મેઘશ્યામ | હરિસિંહ દોડિયા | ૪–૦૦ |
| સરજત (વાર્તાસંગ્રહ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| નગરનંદિની | વજુભાઈ ટાંક | ૩–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ (ભાગ ૧–૨) | જ્યોત્સ્ના શુક્લ | ૪–૦૦ |
| કવિમેળો (સોળ કવિઓની કવિતાનો સંગ્રહ) | | ૦૦–૭૫ |
| ધુધવાટ (વાર્તાસંગ્રહ) | નગીન મોદી | ૫–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| સાંસારિકા | સરોજ પાઠક | ૬–૦૦ |
| મારો અસબાબ, મારો રાગ | સરોજ પાઠક | ૪–૦૦ |
| મીણની પૂતળી | નવીનચંદ્ર પંડ્યા | ૬–૦૦ |
| સ્વર્ગ અને નરક (વાર્તાસંગ્રહ) | હરીશ નાયક | ૪–૦૦ |
| રેલના રણશૂરાઓ | શાંતિ દામકાકર | ૧–૦૦ |
| ભારતદર્શન (પ્રવાસકથા) | અમૃતલાલ શાહ | ૮–૦૦ |
| ચાર દીવાલો, એક હેંગર | જ્યોતિષ જાની | ૪–૦૦ |
| મહેક મળી ગઈ | ભગવતીકુમાર હ. શર્મા | ૭–૦૦ |
| અભિષેક (વાર્તાસંગ્રહ) | મધુસૂદન પાઠક | ૩–૫૦ |

સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સૂરત–૧

ઉત્તેજન આપો ગૃહઉદ્યોગને

# બદામી કોલસા

તથા

# CHARCOAL

ખરીદો.

કિફાયત ભાવ અને સારા માલની ખાતરી કરો

ફેરપ્રાઈઝ સોપ

ઠે. સલાબતપુરા, મોટી બેગમવાડી, સૂરત-૨.

ફોન નં. ૨૫૬૪૩



એક જ વખત યા સરળ હપ્તેથી

પ્રાઈઝ+બોનસ+સેવીંગ્સ યોજનાના

# ફેસ્ટીવલ સર્ટીફિકેટ

ખરીદી રૂા: ૧૦૦/-ના રોકાણમાં

રૂા. ૧,૫૦,૦૦૦/-ના લાભ મેળવો.

ઉદ્દઘાટન ડ્રો મીટીંગ દશેરા તા. ૬-૧૦-૭૩

૩૬ માસ બાદ બોનસ સહીત રૂા. ૧૨૦/- પરત

બ્રાઈટ કોમર્શીયલ સિન્ડીકેટ પ્રા. લિ.

કંપનીઝ એક્ટ રજી. નં. ૧૬૨૧

૧૯૫૬ લિમડાચોક, સુરત.

## અધિકારી વ્યક્તિને ઓળખો

## દિનેશના લેબાશમાં

દિનેશ વુલન અને ટેરીન / વુલ સૂટિંગ



ઉચ્ચ શ્રેણીનાં દિનેશ સૂટિંગમાંથી પસંદ કરો :
વ્હિપકોર્ડ્સ, કેવેલરી, ટ્વિલ્સ, ડાયેગોનલ્સ
હેરિંગબોન્સ, ચેક્સ, સ્ટ્રાઈપ્સ વગેરે.

ઉત્તમ ઊનથી બનેલાં
દરજ્જાદાર સૂટિંગ



**શ્રી દિનેશ મિલ્સ લિમિટેડ**

પાદરારોડ, વડોદરા

સુરતમાં સૌ પ્રથમ સ્થપાયેલી લોકપ્રિય કંપની

# સુરત કોમર્શીયલ એન્ડ ફાયનાન્સીયર્સ પ્રા. લિ.

દાળીયા શેરી, બરાનપુરી ભાગળ, સુરત

(સ્થાપના : ૧૯૬૫ (રજીસ્ટર્ડ નં. ૧૩૧૯) ટે. નં. ૨૮૩૪૭)

## "સુખદાયી ગૃપ"

રૂા. ૨૫,૦૦,૦૦૦નાં ઇનામ અને બોનસ

(૧) દર મહિને રૂા. ૨૫/- અને ૪૦૦૦ સભ્યોનું ગૃપ

(૨) દર મહિને રૂા. ૫૦૦૦ સ્કુટર માટે એક સભ્યને (નં. ૨ તથા ૩ માં જણાવેલાં મહિના સિવાય)

(૩) ખાસ ડ્રો ૫૧.૭૫ ના મહિને ૧,૨૫,૦૦૦૦ નાં ઈનામોનો ડ્રો ૧૦૦મા મહિને.

પ્રથમ ઈનામ રૂા. ૨,૫૧,૦૦૦ બીજું ઈનામ રૂા. ૧,૫૧,૦૦૦

ત્રીજું ઈનામ રૂા. ૧,૦૦,૦૦૦ ચોથું ઈનામ રૂા ૫૧ ૦૦૦

પાંચમું ઇનામ રૂા. ૫૧,૦૦૦

(૫) યોજનાની રકમ રૂા ૨૫૦/- બોનસ સાથે કુલ રૂા. ૨૭૫૦ પરત કરવામાં આવશે.

(૬) આ ગૃપના સભ્યોને સરળ હપ્તાની સગવડ સાથેની લોન ફક્ત અડધા ટકાના માસિક વ્યાજથી મળશે.

(૭) ચાર સભ્યના રૂા. ૧૦૦ ભરનાર સભ્યને દર મહિને સિનેમા વિના મૂલ્યે જોવા મળશે.

સમસ્ત ગુજરાતનું એક માત્ર પહેલું ગવર્નમેન્ટ મેડિકલ ફેકલ્ટીના કવોલિફાઇડ ઓપ્ટોમેટ્રીસ્ટનું

# આઇ કેર

## એન્ડ કૉન્ટેકટ લેન્સ કલીનિક

**અમદાવાદ**
૧૨૬, શાંતિસદન એસ્ટેટ
મીરઝાપુર રોડ

**વડોદરા**
રાજશ્રી એપાર્ટમેન્ટસ
ત્રીજે માળે દાંડિયા બજાર
પોલીસચોકીની બાજુમાં

**સૂરત**
એડવ્યૂ
ટાવર સામે



દૃષ્ટિસંભાળના ક્ષેત્રમાં કૉન્ટેકટ લેન્સ અગત્યનો ભાગ ભજવે છે, અને સમયના વહેણ સાથે એની અગત્યતા વધતી જ જાય છે.



પ્રગતિની પરમ સીમા તરફ વિકાસ સાધી રહેલા આજના 'વિજ્ઞાનયુગમાં માનવનાં સૌન્દર્ય', સ્વસ્થતા અને દૃષ્ટિના સંરક્ષણ તથા સંવર્ધન માટેની વિશિષ્ટ સાનુકૂળતા કૉન્ટેકટ લેન્સ દ્વારા મેળવી શકાય છે.

# કંકાવટી

સપ્ટે.-ઑક્ટો. ૧૯૭૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ મું : અંક ૧૭૫-૭૬ : મૂલ્ય એક રૂપિયો

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૯. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ પ્રગટ થયે અંક, ઑફપ્રિન્ટસ મોકલી અપાય છે. કૃતિ રતિલાલ 'અનિલ', આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે મોકલવી.



તંત્રી • મુદ્રક • પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન

જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ

નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૧

## શબ્દનગરમાં □ લાભશંકર ઠાકર

છે કદાચ સમયનું લીલુંછમ મેદાન મારા શૈશવમાં
અનંત લીલુંછમ મેદાન મારી ત્વચા પર
અને સૂર્ય આકાશમાં મારી દૃષ્ટિના
અને સવાર મારા ટગુમગુ ચરણમાં
અને હું
એક લીલીછમ દૃષ્ટિને આંગળીથી અડકતો
એક ભીની ભીની ચળકતી
લીલીછમ દૃષ્ટિમાં મનથી સરકતો
એક લીલીછમ દૃષ્ટિનું મેદાન મારું મન
અને સૂર્ય આકાશમાં
અને સવાર
અને હું
અને દૃષ્ટિ—
એક લીલીછમ અનંત દૃષ્ટિ.

○

ક્યાં છે સવાર?
ક્યાં છે સૂર્ય?
ક્યાં છે લીલીછમ અનંત દૃષ્ટિ?
અમારા શબ્દનગરમાં સવાર નથી
અમારા શબ્દનગરમાં સૂર્ય નથી.
અમારા શબ્દનગરમાં લીલીછમ અનંત દૃષ્ટિ નથી.
અમારા શબ્દનગરમાં કશું લીલુંછમ નથી.
અહીં બધું સુકાઈ ગયું છે

માણસના પગ
માણસનું પેટ
માણસની આંખ
કલ્પનાની પાંખ
બધું સુકાઈ ગયું છે
એની આંખો ભીની થઈ શકતી નથી
એના કાળા-ભૂખરા રંગને
એના સુકાઈ ગયેલા કરચલીઓવાળા અંગને
એના ઊંડે ઊંડે ઊંડે ભરાઈ ગયેલા
અને સૂકાઈ ગયેલા મૃત દેડકા જેવા મનને
એ મનમાં સળવળતી ઇચ્છાની ભૂખરી ઈયળને
સૂર્ય થરકાવી શકતો નથી.
માટે સૂર્ય છે જ નહીં.
છે માત્ર હજારો લાખો કરોડો અબજો શબ્દકીટો
જે ચોંટયા છે
માણસની આંખોને, પગોને
ત્વચાના કોષેકોષને
કાનના આભ્યંતરને અને ઉપસ્થના સંકોચ-વિસ્તારને
શબ્દ સિવાય એ કશું સૂંઘી શકતો નથી
અને શબ્દ સિવાય એ કશું ચાખી શકતો નથી
એની આંગળીના અગ્રભાગથી માંડી પર્વ સુધી
અને હથેળીના મેદાનમાં શબ્દકીટો જ સરકી રહ્યા છે.
એના પેટ ઉપર અને જ્ઞાનતંતુના કોષેકોષમાં અંદર બહાર
શબ્દકીટો ચોંટયા છે, સળવળે છે.
શબ્દોની ગતિ એ જ એની ગતિ.

અમારા શબ્દનગરમાં સવાર નથી
અમારા શબ્દનગરમાં સૂર્ય નથી
કશું ઊગતું નથી કશું આથમતું નથી
માત્ર સંભળાય છે
અબજો શબ્દકીટોનો ક્રિચવિચ ક્રિચવિચ અવાજ
એમની અદશ્ય સૂક્ષ્મ સૂંઢોથી અમારું અંગે અંગ
અમારા કોષેકોષ
તંતુએ તંતુ
ચૂસાઈ રહ્યા છે.
બીજી ક્ષણે શબ્દ થઈ
સરકતા હઈશું ક્રિચવિચ ક્રિચવિચ
અમારા નવજાત બાળકના શરીર પર
મન પર
આંખોમાં, કર્ણવિવરમાં
દોડતા પગોમાં, ઉછળતા હાથોમાં ક્રિચવિચ ક્રિચવિચ
અને એકવાર એમને પણ— □

માત્ર આ જ □ એલિસેઓદિએગો

જૂના સ્ટોવના પડછાયામાં વાતચીત કરવા સિવાય કવિતા કંઈ નથી, જ્યારે બધાં ચાલ્યા ગયા હોય અને બારણાની બહાર અભેદ વન લહેરાતું હોય.

કવિતા કેવળ ભ્રમ છે, જેની સાથે કોઈને પ્રેમ હોય અને જેનો ક્રમ સમયે બદલી નાખ્યો હોય, જેમાં કે હવે એક સંકેત, એક અનભિવ્યક્ત આશા વાસ કરતી હોય.

કવિતા બીજું કંઈ નથી આનંદ સિવાય, પડછાયાઓમાં વાતચીત કરવા સિવાય, જ્યારે બીજું બધું વિદાય લઈ ચૂક્યું હોય અને માત્ર ખામોશી હોય. □

# તાપી–નર્મદા

□ સુરેશ હ. જોષી

△ △ △ ઉત્તર દક્ષિણમાં એક જ તીર્થનાં બે સ્વરૂપ છે. △ △ △

નર્મદા કંઈ દૂર નથી. મુંબઈથી આવતાં જતાં હમેશાં એનાં દર્શન થાય છે. ત્યાં એનો પ્રલંબ પટ વિસ્તરેલો હોવા છતાં એ એનું સાચું રૂપ નથી. ત્યાં તો એ સમુદ્રના લવણસ્પર્શથી દૂષિત થયેલી છે. ભરૂચને તો એના અમૃત જેવા જળનો સ્વાદ ચાખવા મળતો નથી. પણ આગળ જતાં બધાં તીર્થોનો સમૂહ આવે છે. એમાં વ્યાસબેટ તો પૂરમાં લગભગ ધોવાઈ ગયો છે. એક માત્ર અલગારી શિવ ત્યાં બિરાજે છે.

## તાપી

હું તાપીને પણ ઝાઝી જાણતો નથી. બાળપણ તો સોનગઢમાં વીત્યું. ત્યાંની નદી કંઈ તાપી નદી જેવા ઊંચા ગોત્રની કે મહિમાવાળી નહીં. છતાં અમારા શિશુવયને તો એ જ નદી અનુકૂળ હતી. એ અમને ડૂબાડે નહીં એટલી છીછરી હતી. વચ્ચે વચ્ચે ક્યાંક ઊંડા ધરા છે એમ સાંભળેલું, પણ એ તરફ તો અમે પગ મૂકતા જ નહીં. પછી જનોઈપ્રસંગે કડોદ ગયો ત્યારે તાપી જોઈ. બંને બાજુને કાંઠે ઊંચી ભેખડો—બાલ્યવયમાં તો અમને વધારે ઊંચી લાગતી ભેખડો. કોઈ એકલા નાહવા જવા ન દે. સામે કાંઠે એક હોડી પડી રહેતી. એની આજુબાજુમાં છબછબિયાં કરીને ગહન જળના સ્નાનનો આનંદ માણ્યાનો સંતોષ લેતા. કોઈકવાર ડૂબકી મારવાનું સાહસ કરતા ત્યારે અર્ધ પારદર્શી લીલો રંગ ચારે બાજુ ઊઘડતો. વહેતા જળનો બિહામણો અવાજ સંભળાતો. અર્ધી ક્ષણમાં જ ઉપર આવી જતા, છતાં કેટલા બધા સમયને ડૂબાડી આવ્યા એવું લાગતું.

એ પછી કૉલેજમાં અભ્યાસ દરમ્યાન મિત્રોની મંડળી લઈને ફરીથી એકવાર તાપીકાંઠાના મારા ગામમાં ગયેલો. ત્યારે ઉનાળાના દિવસો હતા. સવારના આઠેક વાગ્યે નદીના શીતળ જળનો ૨૫ લેતા. નદીના ખોળે ખેલવાનું શરૂ કર્યા પછી ભા

નહીં. ત્રણચાર કલાક વીત્યા પછી ઘરથી કોઈ તેડવા આવે ત્યારે જ પાછા વળતા. સાંજે પાછા નદીના ભાઠામાં જઈને કલિંગર સકરટેટીનું માધુર્ય માણીએ. ચાંદની રાતો હોય કે અંધારી રાતો હોય, તાપીને કાંઠેથી ખસવાનું મન થાય નહીં. કોઈક વાર કોઈ સળગતી ચિતાનું પ્રતિબિમ્બ જળમાં લહેરાતું. પણ ત્યારે મરણને તો ઓળખતા જ નહોતા. વાલોડ પાસેની વાલ્મીકિ, મહુઆ નવસારી પાસેની પૂર્ણા અને બારડોલી આગળની મીંઢોળાને એટલી બધી આત્મીયતાથી ઓળખી નથી. કદોડથી થોડે છેટે વાઘેચા આગળ અગિયારસનો ઉપવાસ પરાણે કરાવ્યો તેથી અકળાઈને ભીમે તાપીનાં જળ રોકીને કાંઠા પરના મહાદેવને ગૂંગળાવેલા તે સ્થળ છે. ભીમકાય ખડકો તો આજે પણ ત્યાં છે. પાર્વતી ગાય બનીને દોડયાં અને મહાદેવ વાઘનું રૂપ ધરી એની પાછળ દોડયા. હિન્દુ સમાજનાં પતિ-પત્નીના સમ્બન્ધનાં પ્રતીક તરીકે કોઈ એને ઘટાવે તો નવાઈ નહીં. ભીમ ક્ષત્રિય, ગોબ્રાહ્મણ પ્રતિપાલક એટલે એણે ગાયનું રક્ષણ કરવું જ જોઈએ. આથી ભીમ ઊઠીને દોડ્યો, નદીનાં જળ પાછાં વહેતાં થયાં. આજે પણ લોકો ત્યાંના ખડકોમાં ભીમનાં પગલાં બતલાવે છે. થોડે થોડે અંતરે ખડકોમાં ખાડા છે. વળી દોડતી પાર્વતી રૂપિણી ગાયનાં આંચળમાંથી દૂધની ધાર થયેલી તેની ધોળી રેખા પણ ત્યાં પથ્થરોમાં દેખાય છે તે મેં જોઈ છે. કોઈએ આ બધું જોયું અને એની આજુબાજુ શિવપાર્વતી તથા ભીમની વાર્તા ગૂંથી દીધી હોય એમ બને. સાં ખડકો સાથે તાપીનાં જળ અથડાય, કડોદ આગળની ગંભીર મંથરગતિ તાપી અહીં જાણે એનાં શૈશવને ફરી પ્રાપ્ત કરીને એનાં નાચકૂદનાં ચંચળ તોફાનો ફરી શરૂ કરી દે છે. ખડકો વચ્ચેની બખોલમાં એનાં પાણી ફેરફુદડી ફરતાં હોય તેમ ઘુમરી ખાય, આવા ખડકો વચ્ચેથી જંગલમાંથી વહેતાં આવતાં લાકડાં તારવનારાઓ એમનો તરાપો વાંસની મદદથી લઈ જાય. એમની એ કળા જોવા જેવી છે. તરવાનું જાણનાર અમારા એક મિત્રે એવાં તાપીજળમાં ઝંપલાવ્યું અને વમળમાં ફસાઈને નીચે

સરકવા માંડ્યું. અને તરાપાવાળાઓએ એને માંડ બચાવી લીધો, નહીં તો તાપી માતાના શીતળ મરણને। આશ્રય એને સદાકાળને માટે મળી ગયો હોત !

### નર્મદા

ચાણોદમાં 'નર્મદાનું' રૂપ જોયું તે અવિસ્મરણીય છે. બળબળતો તાપ હતો. દુર્વાસા ઋષિની શાપ આપનારી જીભના જેવા મલ્હારરાવ ઘાટનાં પગથિયાં બળબળતાં હતાં. ઘાટની સોપાનશ્રેણી નર્મદાના ગૌરવને છાજે એવી છે આજે તો એ જનવીરલ છે, પણ જે દિવસે ત્યાં જન-સંકુલ હશે, પનિહારીઓનાં ઝાંઝર એના પર રણકતાં હશે, કોઈ દયારામ જેવો કવિ એ ઘાટ પર બેઠો બેઠો કૃષ્ણના કિશોર જીવનને દૃષ્ટિ સમક્ષ તાદશ કરતો હશે ત્યારે એની શોભા જુદી જ હશે. છતાં એ ઘાટને જીર્ણતાનો પ્રલેપ થયો નથી. નર્મદા હવે વધારે ઉચ્છૃંખલ બની છે, વિપથગા બની છે. એ બધી મર્યાદાનો ભંગ કરે છે. વાત્સલ્યમયી માતા મટીને કીર્તિનાશિના બની રહી છે, છતાં ચાણોદની પ્રજા તો 'ત્વદીય પાદપંકજ નમામી દેવી નર્મદે' વંદના-સ્તુતિ જ ગાતી હોય છે.



સૂર્ય પ્રખર થઈ ગયો હતો ત્યારે અમે ઘાટ પર પહોંચ્યા. ત્યારે તો નર્મદાએ સુશીલ કૂળવધૂનું રૂપ ધારણ કર્યું હતું. આવા આકરા તાપમાં નૌકાવિહાર કરવો કે નહીં તે વિશે યજમાનો દ્વિધામાં હતા. પણ મેં તો છત્રપતિ થઈને નૌકાવિહાર કરવાનું નક્કી કર્યું. નાવિકોનો શ્રમ જોઈને મારા વિહારસુખ બદલ મેં લજ્જા અનુભવી. પાછા વળતાં તો બળબળતા સામા કાંઠા પરથી નૌકાને દોરડે ખેંચવાનું કષ્ટ એમને ઉઠાવવું પડ્યું.

નદીનાં જળ ઘણે સ્થળે તો એટલાં ઊંડાં કે કેટલા વાંસ પાણી છે તે પણ કહી શકાય નહીં. જ્યાં પાણી છીછરાં હતાં અંદરની વિવિધ વનસ્પતિની સુંદર ભાત દેખાતી હતી. પાણીમાં લંબાવીને એને તોડી લેવાને મન લલચાયું હતું. સામે

કરાડો હતી. એમાં નીચેના ભાગમાં વચ્ચે વચ્ચે કરોળિયાનાં જાળાં બાઝયાં હતાં એના પર નદીનાં હાલતાં જળના પડછાયા દેખાતા હતા. ને જોતાં કોઈ મોટો અજગર સર્યો હોય એવું લાગતું હતું. બોરિયાધરા આગળનાં કાળાંભમ્મર પાણી જોઈને ભય લાગતો હતો. આમ તો એને કૃતાન્તના ભયને હરણ કરનારી કહી છે. પણ ત્યાં એનું રૂપ એથી જુદું જ છે. એને કાંઠે યમહારા છે, ગંગનાથ છે, બદ્રીકેશ્વર છે. આપણે ત્યાં ઉત્તર દક્ષિણમાં એક જ તીર્થનાં બે સ્વરૂપો છે. ઉત્તરનું મથુરા તે દક્ષિણનું મદુરા, ઉત્તરનું કાશી તે દક્ષિણનું કાંચી, તેમ ઉત્તરનું અને દક્ષિણનું બદ્રીકેશ્વર પણ ખરું. ગંગનાથ સાથે તો શ્રી અરવિન્દનું નામ સંકળાયેલું છે. ત્યાં એમના ભક્તોએ શિબિર યોજેલો, પણ શ્રી અરવિન્દ જે પામ્યા કે અન્ય સાધકો નર્મદાને કાંઠે જે પામ્યા તે એ લોકો પામ્યા હશે?

સામે કાંઠે દૂર દૂર સુધી રેતાળ ભાઠું જ વિસ્તરેલું હતું. એમાં જાણે અગ્નિની શિખાઓ અદશ્યરૂપે દેખાતી હતી. ત્યાં છેક નદીના પાણીની પાસે એક ગીધ ઊભું હતું. એની ડોક કોઈક વાર હાલતી હતી પણ એના પગ બિલકુલ સ્થિર હતા. ગયા જન્મનો કોઈ યોગભ્રષ્ટ આત્મા જાણે નર્મદાને કાંઠે દેહ પાડવા ન આવ્યો હોય! એ જટાયુની છબિ મારા મનમાં જડાઈ ગઈ. ઊંચાં ઊંચાં મકાનોના ત્રીજા મજલે નર્મદા માતાના પાદપંકની છાપ જોઈ. તરંગભંગ-રંજિતા નર્મદાનું દર્શન હવે થવું હશે ખરું! □

SKYLARK: તંત્રી: બલદેવ મીરઝા, લવાજમ રૂા. ૫-૦૦, Kothi Zamirabad, Raghubir puri, Aligarh, U.P.

આ સર્વ ભારતીય ભાષાઓના માત્ર સમકાલીન સાહિત્યને અંગ્રેજીમાં રજુ કરતું ત્રૈમાસિક ચોથા વર્ષમાં પ્રવેશ્યું છે. ગુજરાતી કવિ-લેખકોને કવિતા-વાર્તાનો અંગ્રેજી અનુવાદ યોગેશ પટેલ C/o કિરણ એન. દેસાઈ, C/o નાનુભાઈ દેસાઈ (કોન્ટ્રાક્ટર) ૯/૮૨૩, ચુનીભાઈ નાણાવટી રોડ, વાડીફળિયું. સૂરત એ સરનામે મોકલવા.

## રાવજીનું નામ કોની આગળ દઉં? □ સુરેશ હ. જોષી

એક સ્મૃતિ ઝબકી ઊઠે છે. એ સ્મૃતિ છે કવિ રાવજીની. દગ્ધ બીજનો એ કૃપિ કવિ ડાકોર પાસેના વલ્લભપુરાનાં ખેતરોમાં ઊગેલાં ધાન્ય છોડ ભેગો લહેરાતો હશે. આ પ્રાકૃતિક પરિવેશ રાવજીને મન-ગમતો પરિવેશ છે. ઑગસ્ટ માસની દસમી તારીખે એ ગયો. મરણની છેલ્લી ઘડી સુધી કવિતા લખતો રહ્યો. મનમાં એક આખી નવલકથા પણ હતી. ટિખ્ખળમાં નોબેલ પ્રાઇઝનું પણ નામ લેતો. પછી ઉન્માદ, કવિતા અને મરણ—ત્રણેની છાયા એકરૂપ થઈ ગઈ. ત્યારે ય એના થંભી જવા આવેલા શ્વાસની ઓથે એક પંખી સંતાઈ રહ્યાનો એને ભાસ થયેલો. પછી એણે આભાસી મૃત્યુનું ગીત પણ ગાઈ લીધું. એના શ્વાસને એણે અજવાળું પહેરીને ઊભેલા જોયા. પછી તો આ બધાંનું અનુકરણ સાહિત્યમાં ગાજી ઊઠ્યું. ઇન્દ્રિયવ્યત્યયોની ભરમાર શરૂ ગઈ. થોડી ચતુરાઈનું ચાકચિક્ય, થોડી વાચાળતા, આ બધું તો મળ્યું પણ રાવજીની એ આગવી સંવેદના, એને બેઠેલો મૃત્યુનો પાસ, એનો આગવો વિનોદ, અને એકાએક હૃદયને ચકિત કરી દેવાની એની નિર્વ્યાજ મુગ્ધતા, વજન વગર જાણે સેલારા મારતી, લીલા કરતી કરુણા—આ બધું નથી દેખાતું. સ્યુઇંગ ગમ મમળાવતા હોઈએ એમ નિરાશા હતાશાની વાતોને મમળાવ્યા કરનારા કવિજીવ છે, થોડી પૉલિશ કરેલી વિદગ્ધતાવાળા કવિ છે, કશુંક અસાધારણ કરી નાખ્યાનો ડોળ કરીને આત્મપ્રતારણામાં ગળાબૂડ કવિ છે. રાવજીની એ જીવન માટેની આસક્તિ, મરણને ય ગાઈ લેવાની સાચી આરત દેખાતી નથી. એના મૃત્યુ પછી દસમી ઓગસ્ટે એને નામે સભાઓ ગાજવાની નથી, કવિ-સંમેલનો થવાનાં નથી, અરે એ કવિ મિત્રો ને પૂરતું સાચી કવિતાનો સંસર્ગ સેવે એવું યે કદાચ બનવાનું નથી. વિદ્યાપીઠના પંડિતો એમની

કરાડો હતી. એમાં નીચેના ભાગમાં વચ્ચે વચ્ચે કરોળિયાનાં જાળાં ગાઝયાં હતાં એના પર નદીનાં હાલતાં જળના પડછાયા દેખાતા હતા. ને જોતાં કોઈ મોટો અજગર સર્યો હોય એવું લાગતું હતું. ખોરિયાધરા આગળનાં કાળાંભમ્મર પાણી જોઇને ભય લાગતો હતો. આમ તો એને કૃતાન્તના ભયને હરણ કરનારી કહી છે. પણ ત્યાં એનું રૂપ એથી જુદું જ છે. એને કાંઠે યમહારા છે, ગંગનાથ છે, બદ્રીકેશ્વર છે. આપણે ત્યાં ઉત્તર દક્ષિણમાં એક જ તીર્થનાં બે સ્વરૂપો છે. ઉત્તરનું મથુરા તે દક્ષિણનું મદુરા, ઉત્તરનું કાશી તે દક્ષિણનું કાંચી, તેમ ઉત્તરનું અને દક્ષિણનું બદ્રીકેશ્વર પણ ખરું. ગંગનાથ સાથે તો શ્રી અરવિન્દનું નામ સંકળાયેલું છે. ત્યાં એમના ભક્તોએ શિબિર યોજેલો, પણ શ્રી અરવિન્દ જે પામ્યા કે અન્ય સાધકો નર્મદાને કાંઠે જે પામ્યા તે એ લોકો પામ્યા હશે?

સામે કાંઠે દૂર દૂર સુધી રેતાળ ભાઠું જ વિસ્તરેલું હતું. એમાં જાણે અગ્નિની શિખાઓ અદશ્યરૂપે દેખાતી હતી. ત્યાં છેક નદીના પાણીની પાસે એક ગીધ ઊભું હતું. એની ડોક કોઈક વાર હાલતી હતી પણ એના પગ બિલકુલ સ્થિર હતા. ગયા જન્મનો કોઈ યોગભ્રષ્ટ આત્મા જાણે નર્મદાને કાંઠે દેહ પાડવા ન આવ્યો હોય! એ જટાયુની છબિ મારા મનમાં જડાઈ ગઈ. ઊંચાં ઊંચાં મકાનોના ત્રીજા મજલે નર્મદા માતાના પાદપંકની છાપ જોઇ. તરંગભંગ–રંજિતા નર્મદાનું દર્શન હવે થતું હશે ખરું! □

SKYLARK: તંત્રી: બલદેવ મીરઝા, લવાજમ રૂા. ૫-૦૦, Kothi Zamirabad, Raghubir puri, Aligarh, U.P.

આ સર્વ ભારતીય ભાષાઓના માત્ર સમકાલીન સાહિત્યને અંગ્રેજીમાં રજુ કરતું ત્રમાસિક ચોથા વર્ષમાં પ્રવેશ્યું છે. ગુજરાતી કવિ–લેખકોને કવિતા–વાર્તાનો અંગ્રેજી અનુવાદ યોગેશ પટેલ C/o કિરણ એન. દેસાઇ, C/o નાનુભાઈ દેસાઇ (કોન્ટ્રાકટર) ૯/૮૨૩, ચુનીભાઈ નાણાવટી રોડ, વાડીફળિયું. સૂરત એ સરનામે મોકલવા.

રાવજીનું નામ કોની આગળ દઉં ? □ સુરેશ હ. જોષી

એક સ્મૃતિ ઝબકી ઊઠે છે. એ સ્મૃતિ છે કવિ રાવજીની. દગ્ધ બીજનો એ કૃષિ કવિ ડાકોર પાસેના વલ્લભપુરાનાં ખેતરોમાં ઊગેલાં ધાન્ય છોડ ભેગો લહેરાતો હશે. આ પ્રાકૃતિક પરિવેશ રાવજીને મનગમતો પરિવેશ છે. ઑગસ્ટ માસની દસમી તારીખે એ ગયો. મરણની છેલ્લી ઘડી સુધી કવિતા લખતો રહ્યો. મનમાં એક આખી નવલકથા પણ હતી. ટિખ્ખળમાં નોબેલ પ્રાઇઝનું પણ નામ લેતો. પછી ઉન્માદ, કવિતા અને મરણ—ત્રણેની છાયા એકરૂપ થઇ ગઈ. ત્યારે ય એના થંભી જવા આવેલા શ્વાસની ઓથે એક પંખી સંતાઇ રહ્યાનો એને ભાસ થયેલો. પછી એણે આભાસી મૃત્યુનું ગીત પણ ગાઇ લીધું. એના શ્વાસને એણે અજવાળું પહેરીને ઊભેલા જોયા. પછી તો આ બધાંનું અનુકરણ સાહિત્યમાં ગાજી ઊઠ્યું. ઇન્દ્રિયવ્યત્યયોની ભરમાર શરૂ ગઇ. થોડી ચતુરાઇનું ચાકચિક્ય, થોડી વાચાળતા, આ બધું તો મળ્યું પણ રાવજીની એ આગવી સંવેદના, એને બેઠેલો મૃત્યુનો પાસ, એનો આગવો વિનોદ, અને એકાએક હૃદયને ચકિત કરી દેવાની એની નિર્વ્યાજ મુગ્ધતા, વજન વગર જાણે સેલારા મારતી, લીલા કરતી કરુણા— આ બધું નથી દેખાતું. સ્યુઇંગ ગમ મમળાવતા હોઇએ એમ નિરાશા હતાશાની વાતોને મમળાવ્યા કરનારા કવિજીવ છે, થોડી પૉલિશ કરેલી વિદગ્ધતાવાળા કવિ છે, કશુંક અસાધારણ કરી નાખ્યાનો ડોળ કરીને આત્મપ્રતારણામાં ગળાબૂડ કવિ છે. રાવજીની એ જીવન માટેની આસક્તિ, મરણને ય ગાઇ લેવાની સાચી આરત દેખાતી નથી. એના મૃત્યુ પછી દસમી ઑગસ્ટે એને નામે સભાઓ ગાજવાની નથી, કવિસંમેલનો થવાનાં નથી, અરે બે કવિ મિત્રો તે પૂરતું સાચી કવિતાનો સંસર્ગ સેવે એવું યે કદાચ બનવાનું નથી. વિદ્યાપીઠના પંડિતો એમની

મગજમારી ચલાવ્યા કરશે. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ આમે ય રાવણજીનું નામ જાણ્યું નથી તો આ દિવસે એકાએક ચમત્કાર થવાનો સંભવ ક્યાંથી? નવમી ઓગસ્ટે વિદ્યાર્થીઓએ શહીદદિન 'ઉજવવા' ધૂમરાણ મચાવી દીધું. આઠમી ઓગસ્ટનો 'ભારત છોડો'નો બુલંદ નાદ ગજાવનાર ગાંધી એમને મન સહીદ નથી, કારણ કે પરદેશી સરકારની ગોળીએ મર્યા નહોતા, પણ ભગતસિંહ ખરા; આવા વાતાવરણમાં દશમી ઓગસ્ટે રાવણજીનું નામ હું કોની આગળ લઉં? (૭, ઓગસ્ટ, ૧૯૭૩)



## એક—

એક સમયને એવો ઢાળ
દર્પણ દેખી હોળે વાળ
કલરવ સુણ્યે કંપે ગાત
ઝરણાં જોઈ ભરતો ફાળ

પથ્થર પર પસવારે હાથ
શમણે પામે સુક્કી ડાળ
પાણીના પલળેલા શ્વાસ
પુલ ઉખેડી બાંધે પાળ

આકળને લાગી છે ઝાળ
પગલાં પહેરે ભમતા કાળ.

ચિનુ મોદી □ ઇન્દુ ગોસ્વામી

## બે ગ્રીક કવિતા □ અનુ. કનુ જોષી

### ધ ઓટોપ્સી □ ઓડીસીયસ ઈલીટસ

અને તેમણે જાણ્યું કે ઓલીવ-વૃક્ષના મૂળનું સોનું
તેના હૃદયની વિશ્રાંતિઓમાં ઝર્યું હતું.
અને ઘણા સમયથી, એ મીણબત્તીના પ્રકાશમાં
પ્રભાતની પ્રતીક્ષા કરતો જાગતો પડી રહેતો ત્યારે.
વિચિત્ર ઉષ્મા તેનાં આંતરડાંઓને જકડી લેતી હતી.
ત્વચાની સહેજ નીચે, ક્ષિતિજની ભૂરી તીક્ષ્ણ
રેખા દોરાઈ હતી અને લોહીની આરપાર નીલિમાનાં
અસંખ્ય પગલાં.
પક્ષીઓની ચીસો, જેને એ મહાન એકલતાના કલાકોમાં
યાદ કરતો, તે અચાનક જ પ્રત્યક્ષ આવી પડી કે
જેથી ઘવાવા માટે ઊંડે દાખલ થવું અશક્ય હતું.
સંભવિત રીતે જ દ્રષ્ટિને માટે આશય પર્યાપ્ત
હતો, જેને એ મળ્યો-સ્પષ્ટ છે-નિર્દોષના બિહામણા
રૂપમાં. તેની આંખો ખુલ્લી, ગર્વિષ્ઠ આંખું જંગલ
પ્રશાંત ફરતું હતું નિષ્કલંક કીકીઓ પર.
મગજમાં કાંઈ નહિ પણ આકાશનો મૃત
પડઘો. માત્ર તેના ડાબા કાનના પોલાણમાં
ઝીણી સુંદર રેતી જાણે છીપમાં. એનો અર્થ એવો
થાય કે પ્રેમની વેદના અને પવનની ગર્જના સાથે
વારંવાર એ સમુદ્ર પડખે ચાલ્યો હતો.
એની જાંગો પર પેલા અગ્નિના કણો-જેઓ
બતાવે છે કે તે જ્યારે સ્ત્રી સાથે આલિંગન
કરતો ત્યારે સમયને કલાકો આગળ મૂકી દેતો.
આ વર્ષે આપણને વહેલું ફળ મળશે.

## પૌરાણિક કથાઓ પરથી □ જ્યૉર્જ સેફેરીસ

અમે તેમને નથી જાણતા—
ઊંડાણમાંથી કોઈક આશાએ કહ્યું
કે અમે તેમને શૈશવથી જ જાણીએ છીએ
અમે કદાચ તેમને બે વાર જોયા અને પછી તેઓ વહાણવટે ચઢ્યા.

કોલસાથી ભરેલ વહાણો, અનાજથી ભરેલ વહાણો અને અમારા મિત્રો
સમુદ્રની તે તરફ હંમેશને માટે ખોવાઈ ગયા.

પ્રભાત અમને થાકેલા ફાનસ આગળ જૂએ છે
કાગળ ઉપર દોરતા, મહાપ્રયત્ને અને કઢંગી રીતે,
વહાણો, મત્સ્યકન્યાઓ અથવા સમુદ્રછીપો;
સાયંકાળે અમે નદી ઉપર જઈએ છીએ
કારણ કે તે અમને સમુદ્રનો રસ્તો બતાવે છે,
અમે રાત્રિઓ ભોંયરામાં વીતાવીએ છીએ, જેમાંથી ડામરની ગંધ આવે છે.

અમારા મિત્રો અમને છોડી ગયા છે
કદાચ અમે તેમને કદી નથી જોયા, કદાચ
અમે તેમને મળ્યા જ્યારે નિંદ્રા
હજીયે અમને હાંફતાં મોજાંની નજીક લાવી.
કદાચ અમે તેમને શોધીએ છીએ, કારણ કે અમે શોધીએ છીએ.
બીજી જીંદગી,—પૂતળાંની તે તરફ.

# સરુ, હું આવું શા માટે કરું છું ?

□ □ □ □ □ કિસન સોસા □ □ □ □ □

કાંચિડાની પીઠ જેવા આકાશ નીચે, પિરામિડોના ત્રિકોણાકાર શહેરમાં, પીળી વરાળનાં વસ્ત્રો પહેરી ફરું છું. મસાલાના શરીરવાળાં મમીઓ પિરામિડમાં બેઠાં પત્તાં રમે છે, ખી...ખી...હસે છે. ધુમાડાનાં ચિત્રો જુએ છે. આંખ આંજી દેતા સૂર્યો લિસોટાવતા પસાર થાય છે રેતીના રસ્તા પરથી. ધૂંધળાં અંધકારમાં, માદક સ્વરોના ઊમડતાં તીડ–ટોળાં વચ્ચે, થેબિયાં અને પોનીટેઇલનું જંગલ ધૂણે છે, શર્ટ અને સ્કર્ટમાં ચીતરેલાં રંગીન પુષ્પોમાંથી સાત રંગના શ્વાસવાળાં ભ્રમર–ભમરીઓ ગુંજતાં ઊડે છે, ભીંતપરના મોડર્ન–આર્ટમાંથી સળવળતા નીકળે છે ઑક્ટોપસ. માછલીનાં ભીંગડાંનો ઢગલો ડુંગરો બને છે. આસ્ફાલ્ટની રેતી ફાકતા, ભાંખોડિયાં ભરતાં શિશુઓ નિહાળું છું, ગોફણિયેભેર દોડતાં, મૃગજળોમાં દૂધભર્યાં સ્તનો શોધતાં, અને હું આકાશવ્યાપી ચીસ પાડી ઊઠું છું. સરુ, હું આવું શા માટે કરું છું ?

વાવ પર પંજો ફેરવતા, ગંધાતા પાણીને જીભો વડે ચાટતા, કપાસના જ્વાળામુખીઓને ન્હોર વડે તાર–તાર કરતાં માંસભૂખ્યાં વરુઓના જંગલમાં, ડંખ મારી લીલાકાચ ઘેનમાં ડુબાડી દેતાં, ભરડે પાંસળીઓની કડકડાટી બોલાવતા ચટ્ટપટ્ટી કાંચળીવાળા સર્પોના અવળ સવળ શહેરમાં પીળી વરાળનાં વસ્ત્રો પહેરી ભટકું છું. માછલીનો આકાર ધરી લોલુપ સ્ત્રીઓ એક્વેરિયમના શેવાળ, શંખ અને લિસ્સા રંગીન કાંકરાઓને રીઝવતી તેમની વચ્ચે નર્તતી સરકી રહી છે. એક્વેરિયમમાં આદિમ અવાજોનું વાવાઝોડું ફુંકાય છે. પહાડોની ટોચ પર મોજાંઓ માથું પછાડે છે. ચૂરચુર થાય છે. સમંદરના કાન ફાડી નાખતા ઘૂઘવાટના માહોલમાં નાળિયેરીઓ લથ્થડિયાં ખાય છે અને

તાડ ડોલે છે. માણસ નામના પ્રાણીનો પંજો શીર્ણોદ્રાય છે. તેના નાકમાંથી એક પછી એક નીકળે છે પરપોટા. પરપોટામાં એક ચહેરો દેખાય છે ગોળગોળગોળ અને હું આકાશવ્યાપી ચીસ પાડી ઊઠું છું. સહુ, હું આવું શા માટે કરું છું?

કાંચિડાની પીઠ જેવા આકાશ નીચે, વરુ, સર્પો અને પિરામિડોના ત્રિકોણાકાર શહેરમાં પીળી વરાળનાં વસ્ત્રો પહેરી રઝળું છું. ગૂંથું છું રૂપાળા શબ્દોના રૂપેરી અર્થોની રેશમી જાળ. એક મુરઝાયેલાં કમળોથી ભરચક એવા તળાવમાં ફેંકાવું છું. તળાવ ક્ષણભર વિક્ષુબ્ધ, બીજી ક્ષણે શાન્ત. સરુ, સઘન ધુમ્મસની ભીંતે ખીંટી ઠોકાતી હોત તો મારે ટાંગવી'તી એક છબિ. વેરાઈ જવું'તું કેડી પર કંકુ થઈ. ઊગવું'તું એક કપાળ પર સૂર્ય થઈ લાલલાલલાલ. ટાઢા અંધકારથી ભર્યા એક શહેર પર, હજી ય હું, મારા ટેરવામાંથી રેખાના સૂર્યો વીંઝું છું. હિમ જેવા ટાઢા અંધકારનું શહેર મારા સૂર્યોને અડાણાની જેમ કથળાવી દયે છે. સરુ, હું શું કરું? પરસેવાના ઝાડ પર કરન્સી નોટોના લીલાં પાંદડાં ફૂટતાં નથી કે નથી મ્હોરતા સોનવરણા સિક્કાઓનાં ફૂલ! નહિતર તેની એક વેણી ગૂંથી તને પ્હેરાવત, કહેત, લ્યે, મીના, તને આ જ જોઈએ છેને? મીના, તને એવું કેમ સૂઝે છે?

મધ્યરાતે, સપનામાં એક ફૂલ ગબડતું જોઉં છુ ખીણમાં, તેના પ્રચંડ અવાજે મારી નિદ્રામાં તિરાડ પડે છે...અને હું આકાશવ્યાપી ચીસ પાડી ઊઠું છું. મીના, તને એવું કેમ સૂઝે છે? □

કંકાવટીનો આવતો અંક દિવાળીના
દિવસોમાં દિવાળી અંક રૂપે પ્રગટશે

# અથ કે

## □ શિરીષ પંચાલ

△

સામાન્ય રીતે માનવી અન્તિમ પરિસ્થિતિઓ પર ઝોક બતાવતો હોય છે, આને કારણે એકબીજાથી વિરુદ્ધ મતમતાંતરો, દલીલબાજી, હોસાતુંસી જોવા મળે છે. કેટલાક લોકો પૂર્વપક્ષમાં માન્યતા રાખતા થાય છે જ્યારે કેટલાક માત્ર ઉત્તર પક્ષને જ સ્વીકૃતિની મહોર મારી આપતા હોય છે. પણ પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ બંનેનો સમન્વય કરીને કોઈ વચલો માર્ગ વિરલ જ શોધતા હોય છે. સત્ય અંતિમોમાં કદી વસી શકે નહીં એમ માનીને જ ગૌતમે મધ્યમ માર્ગ સ્વીકાર્યો. એક જમાનામાં માત્ર આત્મા ઉપર ભાર મૂકાયો, એને કારણે શરીરની ઉપેક્ષા કરવામાં આવી અને એની સાથે સાથે પંચેન્દ્રિયો દ્વારા પ્રાપ્ત થતી સંવેદનાને સુખવાદીની યા વિલાસીની નીપજ તરીકે ઓળખાવી કાઢીને એનો બહિષ્કાર કરવામાં આવ્યો તો એના વિરુદ્ધમાં કેટલાક લોકોએ આત્માનો ત્યાગ કરીને માત્ર શરીરને પ્રાધાન્ય આપ્યું. એક જમાનામાં માત્ર નિર્ગુણ ભક્તિ પર ભાર મૂકવામાં આવ્યો તો એને સામે છેડે કેટલાકોએ સગુણ ભક્તિને જ શ્રેષ્ઠ લેખી. આને પરિણામે સત્ય શું છે એ સમજવું લોકોને માટે દોહ્યલું બની ગયું. માત્ર સગવડ, સંજોગોને લક્ષમાં રહીને લોકો આ કે તે માન્યતામાં શ્રદ્ધા રાખતા થયા. અને એટલે આ કે તેમાં શ્રદ્ધા રાખનારા લોકો સત્યને કદી પૂર્ણ રૂપે પામી ન શક્યા. સમ્પ્રદાય, વાદ, સિદ્ધાન્ત

△
△ △
△ △ △

જીવનના કોઈ અંશને સ્પર્શતા હોય છે, જીવનની અખંડિતતાને તેઓ સ્પર્શતા નથી.

ત્યારે આ અખંડિતતા, પૂર્ણતા આસ કેવી રીતે થાય? હિન્દુ ધર્મમાં તો બહુ સહેલાઈથી કહેવામાં આવ્યું. अहम् ब्रह्मास्मि આ ઉક્તિમાં કોઈ મિથ્યાભિમાનીનું અહમ્ પડઘાતું નથી. રવીન્દ્રનાથ જેવા કવિ આ જ વાતને બીજી રીતે મૂકીને એમ કહે: 'લાખ જોજન દૂરનો તારો પણ મારું નામ જાણે છે.' ત્યાં આગળ પણ કવિનું અભિમાન પ્રકટ થતું નથી. જ્યારે વ્યક્તિની ચેતના ધીમે ધીમે વિસ્તરવા માંડે ત્યારે એ વિસ્તરતું અહમ્ સમગ્ર બ્રહ્માંડને પણ આવરી લેવાનું અને એને પરિણામે આત્મા પરમાત્માની કક્ષાએ જઈ પહોંચવાનો. જો મારી ચેતના મારા પૂરતી હું મર્યાદિત રાખું તો તો સ્વાર્થ સિવાય હું કશાને જોઈ શકવાનો નહિ, મારા અંગત સુખ ખાતર હરહંમેશ હું અન્યનું બલિદાન સહેજ પણ સંકોચ વિના લીધે રાખવાનો. પણ જો મારી ચેતના મારા શરીરની, મારા આત્માની સીમાને ઉલ્લંઘીને સામી વ્યક્તિ સુધી પહોંચે સામી વ્યક્તિને– 'તું'– દ્વિતીય પુરુષ સર્વનામને–જો હું મારી જાત તરીકે જોતો થાઉં તો જ મેં મારો વિસ્તાર કર્યો કહેવાય, અને પછી ધીરે ધીરે તૃતીય પુરુષ સર્વનામ દ્વારા સૂચવાતા કોઈ અન્યને પણ હું મારા જ પર્યાય તરીકે સ્વીકારતો થાઉં તો મારી ચેતનાનો પરિધ એની બધી જ સીમાઓને ઉલ્લંઘી જવાનો. હું બીજાની વેદનાને જો મારી પોતાની ગણું તો જ એને ઓળખી શકું, એટલે જ અર્નેસ્ટ હેમિંગ્વે 'Death in the Afternoon' નામના પુસ્તકમાં જણાવે છે: 'આખલાયુદ્ધમાં લોકોનું ધ્યાન માત્ર આખલા સામે હતું જ્યારે મારું ધ્યાન આ રમતમાં નિરર્થક રીતે ભોગ લેવાતા ઘોડા સામે હતું.' એ સંવેદનશીલ આત્માની ચેતનાનો પરિઘ ઘોડા જેવા પશુ સુધી વિસ્તરેલો હતો, આપણે ત્યાં જીવહિંસાનો વિરોધ પણ આ જ કારણસર કરવામાં આવ્યો હતો. ક્ષુદ્ર જીવમાં પણ આત્મા વસે છે તેનું ગૌરવ કરતાં માનવીને આવડવું જ જોઈએ. એ રીતે અન્યનું ગૌરવ અન્યનું સ્વમાન

આપણાં પોતાનાં બની રહે છે. વ્યક્તિગત ચેતના એ રીતે સમષ્ટિગત ચેતનામાં પરિણમે, વામન વિરાટ સુધી વિસ્તરે. એનાથી જે પ્રાપ્ત થાય તેને આનન્દ સિવાય બીજું કયું નામ આપી શકાય? કવિ કલાકારની સંવેદના ઇતરજન કરતાં વધારે ઉત્કટ હોય છે અને એમની કૃતિનું પ્રયોજન ચેતોવિસ્તાર સિવાય બીજું કશું હોતું નથી તે આ સન્દર્ભમાં યથાર્થ છે.

પણ આનો અર્થ એવો નથી કે માનવી પૂર્ણતાને ઓળખ્યા પછી પોતાના જીવનને એ પૂર્ણ જ બનાવવા મથશે. મનુષ્યથી કદાચ લાચારી એ છે કે એ પૂર્ણતાને ઓળખવા છતાં એને પામી નથી શકતો. મહાભારતમાં દુર્યોધન કૃષ્ણને કહે છે: जानामि धर्मं न च मे प्रवृत्ति । जानाम्यधर्मं न च मे निवृत्ति ॥ ગ્રીક નાટ્યકાર યુરિપાઇડ્ઝના નાટકમાં આવા જ અર્થની ઉક્તિ પડઘાય છે: We knew the good and we recognise it but we are unable to stand by it. આ શાપમાંથી માનવી કદી મુક્તિ મેળવી જ ન શકે કારણ કે તે માનવી છે. માનવી સદ્‌ને જાણીને તે પ્રમાણે આચરણ કરે એ તો તેનો આદર્શ થયો પણ સદ્ અને અસદ્‌ની ઓળખ અને એમાંથી કોઈ પણ આચરણ માનવી કહેવડાવવા માટે જ તો અનિવાર્ય છે. એટલે જ એલિયટ 'બોદલેર' પરના નિબન્ધમાં કહે છે: 'માનવી હોવાને નાતે આપણે સદાચરણ કરવું જોઇએ કાં તો દુરાચરણ.' ત્યારે એનો અર્થ એવો થયો કે માનવીની સંજ્ઞા માટે પાપ અને તેની ઓળખ અનિવાર્ય છે અને તેમાંય પાપની ઓળખ–અભિજ્ઞાન અને એ નિમિત્તે થતી આતમખોજને લીધે જ માનવી ઢીંગલીઓથી જુદો પડી શકે. પણ વર્તમાન માનવીએ આ અભિજ્ઞાન ખોઈ નાંખ્યું અને તેની સાથે સાથે જ માનવીની સંજ્ઞા પણ ઝુંટવાઈ ગઈ. વસંત ઋતુને પણ ક્રૂરતમ ઋતુ લેખવી પડી એ પરિસ્થિતિ આપણા માનવજીવનની કરુણાને પૂરેપૂરી પ્રગટ કરી આપે છે. વન્ધ્યતા સિવાય આ જીવનમાં, આ ધરતીમાં કશું જોવાનું જ ન રહ્યું!

શા માટે આ પ્રકારનું પરિવર્તન પ્રકટ્યું ? માનવી શા માટે બૃહતનો–વિરાટનો અનુભવ કરતો મટી ગયો ? શા કારણે હૃદયની વિશાળતાને તેણે વિસારે પાડી ? ઉપનિષદ્‌માં કહ્યું છે :

यस्तु सर्वाचि भूतानि आत्मन्येवानुपश्यति ।
सर्वं भूतेषु आत्मानं ततो न विजुगुप्सते ॥

(જે બધા જીવોને આત્મવત્ ગણે છે અને સર્વ જીવોમાં પોતાના આત્માને જુએ છે તે હમેશાં પ્રગટ હોય છે.)

આવો માનવી કદી ઢંકાયેલો રહી ન શકે, એ કદી પોતાના વ્યક્તિત્વની સાંકડી દીવાલોમાં પુરાઈ ન રહે. પણ ક્યારે આમ બને ? જ્યારે માનવીએ પ્રકૃતિના પ્રત્યક્ષ સમ્પર્કમાં પોતાની જાતને મૂકી હોય ત્યારે ! વચ્ચે સમાચાર આવ્યા હતા. અમેરિકામાં એવું મકાન બંધાઈ રહ્યું છે જે મકાનમાંથી જન્મથી માંડીને મૃત્યુ સુધી માનવે બહાર જવું જ ન પડે ! બધા જ પ્રકારની સોઈ. આ સિદ્ધિને પ્રગતિ કહી શકાય ? જે ધૂળનો સ્પર્શ દેવના નસીબમાં ન હતો એટલે દેવ પણ માનવી થઈને પૃથ્વી પર અવતરવાનું પસંદ કરતા એ ધૂળથી વંચિત રહેવામાં માનવી પોતાનું ગૌરવ સમજે ! આ પ્રકૃતિની વિશાળતામાં જ્યારે માનવીએ પોતાની જાતને સ્થાપી આપી હતી ત્યારે એણે વિરાટનો સાક્ષાત્કાર કર્યો, એ વિરાટની સાથે તેણે વિસ્તરવાનો પ્રયત્ન કર્યો. એ વિસ્તાર માટે જ્ઞાન, વૈરાગ્ય ભક્તિ કેળવાયાં. એ પ્રકૃતિને આવકારવા માટે એણે પોતાની ચેતનાનાં બધાં જ કરણોને સતેજ રાખ્યા હતા. મનસા, વાચા, કર્મણા–પ્રકૃતિને પામવાનો પ્રયત્ન કર્યો. પણ માનવી વન છોડીને નગરમાં આવ્યો, પ્રકૃતિમયતા ગુમાવી અને પ્રકૃતિની સાથે વિસ્તરવાને બદલે તેણે પછી પ્રકૃતિને પોતાની જાતને અનુરૂપ સંકોચવાનો હાસ્યાસ્પદ પ્રયત્ન આદર્યો. પ્રકૃતિને ગુલામ બનાવવા મથ્યો અને એને પરિણામે પ્રકૃતિ તેના હાથમાંથી સરકી ગઈ, માનવીની ચેતના કાચબાના અવયવોની જેમ સંકોચાઈ ગઈ. કૃત્રિમતાનું ઢાંકણ એના પર વસાઈ

ગયું, ક્યાંયથી કશાયને પ્રવેશવાને માટે તેણે છિદ્ર સુદ્ધાં રાખ્યું નહિ. એણે પોતે જ પોતાની મુક્તિનાં દ્વાર બંધ કરી દીધાં, કાળના ભીષણતાનો સાક્ષાત્કાર અત્યાર સુધી કદી થયો ન હતો એવો આપણે અનુભવ્યો. આપણું જીવન મુક્ત મટી ગયું અને આયોજિત બન્યું. એલિયટના 'The waste Land' માં.

HURRY UP PLEASE IT'S TIME પંક્તિ વારંવાર ઘુમરાય છે, જાણે ચોવીસે કલાક દરેક પદાર્થ, દરેક વ્યક્તિ, દરેક સ્થળ આપણા કાનમાં આ સમયનું ભાન કરવાવા માગે છે! ત્યારે જે જોઈને, માણીને સમયનું ભાન પણ ન રહે, સમયની વેદનાને ભૂંસી જ નાખે એ બધું ક્યાં જતું રહ્યું? □

ગઝલ △ અનિલ

ચાલ કિનારે બેસી જઈએ,
આંખોમાં ભરતી કંઈ ભરીએ.
છોળથપાટે ઊઠી જઈએ?
ભરતીને કહો, ભરતી છઈએ!
એમ થતું: બસ બેસી રહીએ,
ભરતીની અંદર રહી તરીએ!
ભીતરની ભીંસો યે સહીએ,
છાતીએ લો હાથ જ ધરીએ!
શ્વાસો મૂકી બુદ્‌બુદ થઈએ,
મૂગા યે ઊંડે ઊતરીએ!

## એક વરસાદી સ્ત્રીની એક્સ્ટસી

વિજય શાસ્ત્રી

આછોતરો પવન વાય છે ને પાંદડાં ફફડી ઊઠે છે. બે આંખો એ ઝુણ્ડને તાકી રહી છે. ઘણા લાંબા સમયથી આ પાંદડાંને પોતાનો અવાજ છે. ધ્વનિ છે. પોતાનું હલનચલન છે. વરસાદસમયે તેના પર મોટાં મોટાં ડબકાં પડે છે ત્યારે ભીની અગાસીમાં ઊભી રહીને તે એને નિહાળે છે. શા માટે તેને કોઈ ડપકો નથી આપતું ? ક્યાં ગઈ તેની બીમારી? 'બીમારી?' તે થોડુંક તુચ્છકારભર્યું, જાણે બીજી દુનિયાનું હોય તેવું હસીને બોલે છે. 'બીમારી તો મારા નીચલા 'છાપરાથી મઢાયેલા ઓરડાની ચીજ છે.' અહીં અગાસીની ભીની પાળ પર તેનું કશું ચાલે તેમ નથી. અને...એકલી જ છે તે. તે એકલી જ હોય તેમાં જ એક આગવો વિચાર રહેલો છે પણ તેમ છતાં અગાસીની ભીની પાળને સ્પર્શવાથી તે ગંદી દુનિયાથી સદંતર પર થઈ નથી શકતી. કેમ કે પેલી ભીની હવા, વાદળિયું વાતાવરણ, ભીના શ્વાસો અને એમાં ભળી ગયેલી એક અજાણ્યાની યાદ. બધું જ આખરે તો શબ્દોમાં પૂરાય છે અને છતાં ભાષામાં અનુભવી શકાય તેમ પણ નથી. ભીંત પરના આછા ધબ્બાઓમાં અટવાતા ચિત્તમાં કોઈ તાર્કિક બળ પૂરી શકાય તેમ નથી. કેટલું દુઃખદ છે કે વિચ્છેદ શક્ય નથી ! આ બોર બોર જેવાં વરસાદી ટપકાંના સ્પર્શથી જાગી ઊઠતી વિષાદપૂર્ણ શૂન્યતાનાં ઉદાસ મેદાનો, આ વિશાળ સ્તબ્ધ આકાશ સમી વિચારોની સ્થગિતતા. છતાં નીચે જોસભેર નદી તરફ વહ્યે જતા જલપ્રવાહ જેવી કોઈ અંતઃસ્થ વ્યગ્રતા. અને 'શા માટે ?' નો એક ડંખ.

એ ડંખ કદાચ અહેતુક છે. શા માટે આ ચિરકાલીન વ્યથારહિત શૂન્યતા ? શા માટે આ ઝબકી જતી વિચ્છેદની વાસના ? ભીંજાયેલી પાંખવાળી ચકલીઓની ભયસંત્રસ્ત નાનકડી ટપકાં આંખો. શા માટે આ કથ્થઈ રંગનું ભીનું ભીનું ચડ, શા માટે એને વળગીને ક્યાંક ચડતી

કીડીની હાર. આ ભીની ભોંયમાં પડેલ જનાવરના પગની ખરીનો ખાડો, વરસાદના મારથી તેમાં ખરીને પડેલાં પેલાં સફેદ નિર્ગંધ પુષ્પો. શા માટે આ વૃક્ષકેન્દ્રમાંથી વિસ્તરતી આરણ્ય પરિધિઓ? એ ત્યાં છે. હું અહીં છું. એ સૃષ્ટિ છે. હું વ્યષ્ટિ છું. શો સમ્બન્ધ છે મારે ને એમને? માત્ર એમને તાટસ્થ્યથી જોયા જ કરવાનો! એનું સ્થાન શો ભાગ ભજવશે મારા જીવનલયમાં? આ ભરી ભરી રૂપસૃષ્ટિ શું અનર્થક જ છે? હું એને કોઈ અભિનવ પરિમાણ અર્પી નહીં શકું? અને વિચારો અટકી જાય છે. માત્ર આંખો, કાચની બનીને જોયા કરે છે. સમય સતત વહ્યે જાય છે. અચાનક મારા ખભે હાથ મૂકાય છે અને હું સજાગ બની જાઉં છું.

કોઈક મને બોલાવે છે. હું ભીંજાઈ ગઈ છું. એ મને નીચે લઈ જાય છે. અને હું દાદરો ઊતરીને મારા ખણ્ડમાં આવું છું. ઓરડાની દીવાલો અજાણી બની જાય છે; કેમકે અગાસીની પાળની દીવાલના ધબ્બાઓ હજુય ચિત્તમાં કુંડાળાંઓ રચતા ઘૂમ્યા કરે છે. મને એ ટુવાલ આપે છે. હું એ લઉં છું. લઈને ચહેરા પર ફેરવું છું.

વરસાદના જળથી સિક્ત ચહેરો લૂછાઈ જાય છે. કોરો કટ્ટ થઈ જાય છે. કયાંક ભીનાશ રહેતી નથી ને વરસાદી ભીનાશની સાથે જ હું પેલી આકારણ સૃષ્ટિને પણ, મોટરકારના કાચ પર બાઝેલા પાણીવાળા ધબ્બાને લૂછતા વાઈપરની જેમ લૂછી સમેટી લઉં છું અને ત્યાં પેલી વિચ્છેદની વાસના પૂર્ણ થાય છે.

મારી સામે કોઈક છે, જેણે મારું ભીનું આકાશ મારી પાસેથી ઝૂંટવીને હમણાં જ દૂર ફગાવી દીધું છે અને તેના બદલામાં મને એક સડેલું નામ આપી દીધું છે. એક જૂનું પુરાણું કામ સોંપી દીધું છે. મને ગળાની તરસ અને શરીરની ક્ષુધા આપી દીધી છે. હવે હું આ દીવાલી ઓરડાઓમાં કણસી રહેલી ઝીણી ઝીણી હાડચામની દુનિયાઓમાં કપાતી કપાતી વહેંચાઈ જાઉં છું. હવે હું અ-નામ અગાસીમાંથી નામવાળા

ઓરડામાં આવી ચૂકી છું. એક વાસનાનું પ્રેત મને વળગી પડ્યું છે. મને કોઈક ફરી બોલાવે છે. હું, અ-હું બનીને ધડકતે દિલે તેની નજીક જાઉં છું. એ મને બાહુઓમાં ભીંસી દે છે ને મારું આકાશ અરવ ફડેડાટી કરતું ભૂકો થઈ જાય છે ને ત્યારે...

—મારો વિચ્છેદ પુનઃ આરંભાય છે. □

## ગઝલ △ સુરેશ પંડિત

મળ્યાનાં વલણમાં ન મળવાની કોશિશ,
તિમિરને ય દર્પણથી છળવાની કોશિશ.

ઘણાં બારણાંનો પરિચય કરાવે,
ગમે ત્યાંથી ઘરમાં નીકળવાની કોશિશ.

ન કહેવાય કાંઈ સૂરજ જેમ ઊગે,
ઠરીઠામ થઈને રઝળવાની કોશિશ.

અમારા વિશેની મૂઠી બંધ રાખી,
કરો છો હવાને મસળવાની કોશિશ.

ક્ષણોના સૂરજને ઊભો રાખ ત્યાં તું,
કરી લઉં ઘડીભર પીગળવાની કોશિશ.

□

# હું મરી જ ગયો!

રતિલાલ 'અનિલ'

△

થયું એવું કે હું મરી ગયો. થયેલું એવું કે હું મરવાનો જ છું એવી મારા સિવાયનાને યે ખબર પડી જાય એવો માંદો પડેલો. કોઈ ખબર ખોટી પડે એ મને લેવા આવનાર જમદૂતને ય નહીં ગમતું હોય એટલે મારે મરવાનું જ આવ્યું.

△
હું
ક્યાં
સુધી
જીવ્યા
કરું !
△

તે સારું જ થયું કે મરી ગયો. કેટલા બધા દિવસ, જેમને ખબર પડી ગયેલી કે આ મરી જવાનો છે, તેમને ચિંતા હતી કે ક્યાંક અમારી ખબર ખોટી તો નહીં ઠરે ? અને એવી ચિંતા થાય એવું બનેલું પણ ખરું ! બિછાને પડ્યા પડ્યા એકવાર જિંદગીની એક એવી મૂર્ખાઈ યાદ આવી ગઈ કે, ખડખડાટ હસ્યો. મોંઢા પર તેજ આવી ગયું તે વળી ઠીક સમય રહ્યું હશે એટલે ઘણા પોતાની ધારણા વિશે દ્વિધામાં પડી ગયા કે, આ તો જીવી જવાનો કે શું ! બધી તૈયારી મુલતવી રાખવી પડશે. જ્યારે ત્યારે નવેસરથી તૈયારી કરવી પડશે એ ચિંતા યે ખરી. કોઈ કામ પતાવવાનું ધારેલું હોય તે પતે નહીં ત્યારે ચિંતા યે થાય, ગુસ્સો યે આવે, અને આજનું કાલ પર મુલતવી ન રાખવું એવું કર્મસૂત્ર અપનાવેલું હોય તેને તો બીજાને કારણે હું નાહક આળસુ ઠર્યો–એવો અજંપો પણ થાય !

△
△ △
△ △ △

આ મરે તો શું શું કરવું–એ બધું નિષ્ઠાપૂર્વક નક્કી કરી રાખ્યું હોય, મનને બરાબર દૃઢ કર્યું હોય, પણ આ મરે જ નહીં

તો સંકલ્પ કરનારા કરે છે? કંઈ જ નહીં, ને આળસુમાં ખપે તે જુદા! સગું માંદું પડયું હોય તો ગમગીન રહીએ પણ રડાય છે થોડું! રડવાની તૈયારી રાખી હોય, હૃદય અને મનને એ માટે બરાબર તૈયાર કર્યાં હોય, પણ એ તૈયારી ક્યાં સુધી નભે? મરવાનો સમય લંબાય એટલે રડવાની લાગણી પાતળી પડે, સાચવી રાખેલું ધોતિયું ને ટુવાલ પણ વાપરવા માંડયાં હોય પછી ખરેખર ધોતિયું કાંધે નાખી દોડવાનું આવે ત્યારે તૈયારી જેવું કંઇ ન હોય અને જોનારાને નાહક લાગે કે, આ વેધારાણાને શોક જેવું કંઈ છે જ નહીં!

મારા પિતૃઓએ વળી એવી શાખવાળી પરંપરા પાડેલી કે લગભગ બધા જ દિવસે ગુજરી ગયેલા. 'આ યે કંઈ પિતૃદ્રોહી તો નથી જ લાગતો' એવી ધારણાથી મારું મોત પણ 'ખબરવાળા'ઓએ દિવસે જ માનેલું. પોતાને માટે જે રજા એમણે નિર્ધારેલી હોય તે એક દિવસની રજા બીજા માટે લેવી પડે તો લેવાની ઉદારતા તો ખરી, પણ પોતાની રજાની ગોઠવણ ચૂંથાય એ કંઈ સારું તો ન જ કહેવાય. એમ એકાએક રજા લેવી પડે, પોતાની રજા ચૂંથાઈ એવો ભાવ હૃદયમાં ઊંડે ઊતરી ગયો હોય, તેવે વખતે શોકમાં ડૂબેલા દર્શાવવાની માનસિક તાણ એવી કે, એસ્પ્રો લેતાં ય ખરે વખતે માથું દગો દે.

દિવસે મરનારા પણ પાછા ઑફિસ ટાઇમ પહેલાં દેહ છોડે એવું બનતું નથી. કોઈ વાર તો ઑફિસે જનારો રસ્તે હોય ને મરણના સમાચાર આવી પડે એટલે બસ-સ્ટેન્ડ પર કોઇને દોડાવવા પડે, અને તે પહોંચે ત્યારે અણધારી ઘટના જેવી ઘટના એ બને કે સ્ટેન્ડ પર ઉતારુઓની લાઇન જ નહીં, ને બસ સમયસર આવીને ઊપડી ગયેલી એટલે દોડનારો સીધો બીજી બસમાં ચઢીને પીછો કરે, પણ 'બહાર જવાનો પૂરો ડ્રૂસ' ઉતાવળમાં પહેરેલો ન હોય એટલે ઘેર પાછા ફરીને છેવટે ઑફિસમાં જ જઇને સ્નાનના ખબર આપવા પડે. એ દોડધામમાં થાક લાગ્યો હોય એટલે શોકની ઉત્તેજના ખરે વખતે હરી

ગઈ હોય અને નજીકનાં સગાંઓ પર અવળી છાપ પડે એની યે ચિંતા ખરી જ.

એમ તો રવિવારે રજા જ હોય પણ તે દિવસે કોઇ મરે એટલે આખા દિવસનો ગોઠવેલો કાર્યક્રમ ચૂંથાય. મન બરાબર ચોક્કસ ફિલ્મ જોવા માટે અમુકની સાથે તૈયાર કરી રાખ્યું હોય તે કાર્યક્રમ તૂટવાનો રોષ શોકની ખિન્નતાને આછી કરી નાખે એનું ય દુઃખ! સ્મશાને જવાનું હોય એક જણને, પણ ફિલ્મ જોવા જવાનું અટકે બેનું; એથી એકનો દંડ બીજાને પણ ભોગવવો પડે તે આમ અન્યાય તો ખરો જ.

મરણપથારીએ પડેલાને પોતાના અવસાનને કારણે બીજાઓને થતા વિવિધ અન્યાયો અને મૂંઝવણોનો વિચાર કરતાં એવું થાય કે, બધાં જ સગાં પેન્શનર હોય તો કેવું સારું! પેન્શનરની અવસ્થાએ એમ મરવાનું યે ગમે કે, સમવયસ્ક પેન્શનર મિત્રોને મારા અવસાનથી ખાસ તકલીફ નહીં થાય, તેમનો કોઈ ગોજિંદો કાર્યક્રમ ખાસ ચૂંથાય નહીં. હા, પહેલી બીજી તારીખે મરવાનું થાય તો મિત્રોની ટ્રેજરી ઑફિસમાં જવાની નિયમિતતામાં ભંગ પડે...

સગાં બે પાંચ જ હોય તે એટલા માટે સારું કે આખા વર્ષમાં એમના જન્મદિવસ એમના જેટલી જ સંખ્યામાં હોય, અને સૌના જન્મદિવસ જુદા જુદા યે હોય એટલે દિવસે જ કોઈના મરણમાં જવાની દુઃખદ ફરજ કોઈને બનતાં સુધી ન જ બજાવવી પડે. કોઈની જન્મ-દિવસની ઉજવણી અટકે નહીં. બપોરે કંસાર જમ્યા પછી કોઈની સ્મશાન-યાત્રામાં જવું પડે એ કંઈ ઠીક ન કહેવાય.

અલબત્ત પોતાના જન્મદિવસે જ પોતાનું મરણ આવે તો પાછ-ળના કહી શકે કે આ પૂરેપૂરાં આટલાં વર્ષ જીવ્યો—'લગભગ આટલાં વર્ષ' કહેવાની અચોક્કસતામાંથી એઓ ઉગરી જાય.

ઠીક ઠીક માંદગી ભોગવીને મરવાનું એ રીતે સારું કે શરીર હળવું થઈ જાય, કાંધિયાભાર ઉતારવા માટે હવે ખાંડના લાડુ જમા-

ડવાનું તો રહ્યું જ નથી. વળી ડાહ્યુઓ, 'બિચારા છૂટયા' એમ કહીને સહાનુભૂતિ પણ બતાવી શકે. સ્વસ્થપણે મૃત્યુની ઉપકારકતા પુરવાર કરી શકે.

આવા બધા વિચારમાં ને વિચારમાં માંદગી લંબાઈ, પણ પછી બીજાનું તો જે થવાનું હોય તે થાય, મારું તો મરણ જ થવું જોઈએ એવા નિશ્ચય પર હું છેવટે આવી ગયો અને મરી જ ગયો!

મારા જવાથી ન પૂરાય એવી ખોટ પડવાની હોય તો પડે, શૂન્યાવકાશ રચાવાનો હોય તો રચાય, કુટુંબ પાછળ રહી જવાનું હોય તો રહી જાય, શોકની ઘેરી લાગણી પ્રસરી જવાની હોય તો પ્રસરી જાય, જબરો આઘાત લાગવાનો હોય તો લાગે, જાહેર કે ખાનગી જીવન ખાલી પડી જવાનું હોય તો પડે, હું ક્યાં સુધી જીવ્યા કરું? બસ, મરી જ ગયો. મારે ક્યાં જોવા આવવું છે કે મારા જવાથી આકાશમાંથી સિતારો ખરી પડયો કે વૃક્ષ પરથી પીળું કે લીલું પાંદડું? બસ, હું તો મરી જ ગયો! □

પડછાયો △ અનિલ

સાથમાં પડછાયો લઈને હું ફરું છું,
આમ તો કેવળ હું એક જ બિમ્બ છું.
બીજો પડછાયો મળે છે માર્ગમાં,
બિમ્બને લાગે છે કે, પ્રતિબિમ્બ છું.

□

# અન્ના મારિયા

□ જોસ દોનોસો

કમાલ છે, આટલી નાની છોકરીને આટલા મોટા બાગમાં રમવા છોડી દીધી! એણે રૂમાલથી ચહેરા પરનો પરસેવો લૂછ્યો અને રૂમાલ ગજવામાં મૂકી દીધો. છોકરી માંડ ત્રણ વર્ષની હશે. ડોસાની આંખો છોકરીને શોધતી હતી, જાણે પથરાયેલી હરિયાળીને એ પી જતી હતી. ચારે બાજુ નીરવતા હતી, અને જંતુઓના અવાજથી ક્યારેક એમાં ભંગ પડતો હતો. છોકરીને ન જોતાં એ ઘડીક પરેશાન થઇ ગયો. એવામાં એણે ફૂલોની ક્યારીમાં મીટ માંડતી છોકરીને જોઈ, અને રાહતનો શ્વાસ લીધો અને બબડ્યો—'બિચારી.'

એ કમજોર ડોસો એક ઝાડ નીચે બેસી ગયો. એણે છોડિયાં સળગાવ્યાં અને એક નાના ડબ્બામાં ચાનું પાણી ઉકળવા મૂકી દીધું. પછી ડબલ રોટી ટમેટાં અને કાંદા કાઢી ખાવા માંડ્યું. વિચારવા લાગ્યો કે, કેવી અજબ જેવી વાત છે કે, મેં આ છોકરીને અગાઉ ક્યારેય જોઈ નહોતી. એણે કાયમ એવું ધાર્યું હતું કે કાંટાળા તારથી સંરક્ષાયેલી આ એસ્ટેટનો કોઇ માલિક નથી. જો કે વૃક્ષોના ઝુંડ વચ્ચે આવેલું એક નાનકડું ઘર એણે ઘણી વાર જોયું હતું. અને બાગ પણ ઘણી વાર જોયો હતો, પણ એણે કદી કોઇ માણસ જોયો નહોતો. દરરોજ આ સમયે આ ઝાડ નીચે એ જમવા બેસતો. થોડીવાર ઊંઘતો, પછી બપોરના બે વાગ્યે બંધાતી ઇમારત તરફ ચાલ્યો જતો.

વાડાની પાસે એ ડોસાએ શરીર લંબાવ્યું. બપોરની ગરમીમાં એ જગ્યા ઘણી રાહતદાયક હતી. પાસે નાળમાંથી પસાર થતા પાણીનો ખળખળ અવાજ એ સાંભળ્યા કરતો. પાંદડાંનો ખડખડાટ પણ સાંભળતો. દૂર એણે નાની છોકરીને જોઈ. નાનકડી અને લગભગ અવસ્ત્ર હતી. એ લાલ પુષ્પોથી ઘેરાયેલી હતી એ એક ક્ષણ જમીન પર પડ્યો પડ્યો જ

એને જોતો રહ્યો. ઝાડીઓ વચ્ચે રમતી રમતી એ એકાએક અદૃશ્ય થઈ ગઈ.

કામથી છૂટ્યા પછી ડોસો મજૂરોની સાથે જવાને બદલે નાની બાળકીને જોવા માટે બાગની સામે થોભી ગયો, પણ એ નજરે ન પડી. શહેરના બીજા છેડે આવેલી પોતાની ઝૂંપડીના બારણે બેઠો એ સિગારેટ પીતો હતો. અંદર બેઠી એની પત્ની ચૂલો ફૂંકતી હતી. ડોસો એ નક્કી કરી શકતો નહોતો કે, છોકરીની વાત પત્નીને કહેવી કે નહીં. પોતે પરણ્યાને ત્રીસ વર્ષ થયાં તો યે એ નક્કી કરી શકતો નહોતો કે પત્નીને બીજવ્યા વિના હું કોઈ વાત એને કરી શકું કે કેમ ? છેવટે એણે પત્નીને કહ્યું કે, મેં મોટા બાગમાં એક છોકરીને સાવ એકલી જોઈ હતી.

'એકલી ?' ક્ષણ માટે પત્નીનો ચહેરો નરમ થઇ ગયો.

'એ બહુ ગોરી હતી.' ડોસાએ ધીરેથી કહ્યું. એના સાદને રણકો સાંભળીને પત્નીનો ચહેરો સખ્ત થઇ ગયો. એણે ચૂલામાં એટલા જોરથી ફૂંક મારી કે ખાસ્સો ભડકો થયો. પછી એ કઢાઈ લેવા ગઈ. એને થયું કે મારો પતિ પહેલાં કરતાં યે વધારે મારી ઉપેક્ષા કરે છે. માતૃત્વનું કર્તવ્ય અદા ન કરી શકવાને કારણે એને એ તિરસ્કારથી 'ખચ્ચર' કહી દેતો હતો. પાડોશની ગૃહિણીઓ પણ ઘમંડમાં એને એ જ નામે ઓળખાવતી.

એ રાતે પત્નીએ ડોસાને બહુ રૂક્ષતાથી શોરવો પીરસ્યો. એણે જેમતેમ એ રસો ગળે ઉતાર્યો અને પછી લંબાવ્યું.

બપોરની જમવાની રજાના સમયે ડોસો દરરોજ વાડા પાસેના ઝાડ નીચે સૂતો પાસેના બાગમાં જોયા કરતો, કેમ કે શ્રમને કારણે એને ઊંઘ આવી જતી હતી.

એક દિવસ ડોસો અચાનક ચોંકીને ઊભો થઇ ગયો. એણે બાગ તરફ ધ્યાનપૂર્વક જોયું. કાંઇ પણ નજરે પડ્યું નહીં. એવામાં એકાએક ઝાડીની પાછળ છાયામાં બે ચમકદાર ગંભીર આંખો એણે

જોઈ. તે એને એકીટસે જોયા કરતી હતી એ નાની છોકરીની આંખો હતી. એનું શરીર લીલાં પાંદડાંની પાછળ અડધું છુપાયું હતું,

એને લાગ્યું કે, અહીં ઝાડ નીચે સૂવામાં મેં ભૂલ કરી છે. એ શરમાયો. એ ઊઠ્યો. હજી એ પગલું ભરે ત્યાં એણે સાંભળ્યું, 'મારા વ્હાલા સુંદર !'

ડોસો આશ્ચર્યચકિત થઈને નાની બાળકી સામે રહ્યો. છોકરી એની આંખોમાં પોતાની ચમકદાર પારદર્શક આંખે જોઈ રહી હતી. 'તારું નામ શું છે મુન્ની ?' ડોસાનો આ પ્રશ્ન છોકરીને સમજાયો નહીં. ડોસાએ ફરી એ જ પ્રશ્ન પૂછ્યો.

'અન્ના મારિયા...' છોકરીએ હસીને કહ્યું.

ડોસો પોતાને રોકી શકયો નહીં. કાંટાળા તાર વચ્ચેથી હાથ લંબાવી એ છોકરીનું માથું પસવારવા લાગ્યો. છોકરી પહેલાં તો જરા ગંભીર થઈ ગઈ. પછી એણે પોતાના નાનકડા જોડા મૂકવાની ખભે લટકતી બેગ બતાવીને કહ્યું, 'બેગ...બેગ...નાની છે ને...?'

'મુન્ની, તારી બેગ બહુ સુંદર છે...'

'સુંદર...તમે પણ બહુ સુંદર છો મારા વ્હાલા...' પછી ત્યાંથી હટી, હાથ હલાવતી અભિવાદન કરતી વૃક્ષો પાછળ ચાલી ગઈ.

એ રાતે ડોસાએ એની પત્નીને કહ્યું, કે, 'પેલી બાળકીનું નામ અન્ના મારિયા છે.'

એ પછી એની પત્નીએ એને કહ્યું કે, આજે રાતે જમવામાં કશું નથી. ડોસા માટે આ નવી વાત નહોતી. એ વહેલો સૂઈ ગયો, કેમકે એને ઊંઘમાં ભૂખ લાગતી નહોતી.



બાગના બીજા છેડે આવેલા નાના મકાનમાં અન્ના મારિયાનાં મા-બાપ અસ્તવ્યસ્ત નાનકડા બિછાના પર સૂતાં હતાં. થોડી વાર માટે

એ ઊંઘી ગયાં. પછી પુરુષે આંખ ઉઘાડી કહ્યું, બપોરના બે વાગ્યા છે અને ભૂખ લાગી છે.

સ્ત્રી બોલી, 'ઘરમાં તો કદાચ ખાવાનું કશું નથી.' પછી બંનેએ સાથે આળસ મરડી.

'મેં સવારે કેટલાંક ઈંડાં જોયાં હતાં.'

'ઈંડાં સવારે અન્નાને આપ્યાં હતાં. ફ્રિજમાં માત્ર ઈંડાં જ હતાં.' એણે રેડિયો ચાલુ કર્યો અને આવતી ધૂન સાથે તાલ મેળવતી પગના ઠેકા મારવા લાગી.

'તારા સંગીતે મને જગાડી દીધો !' પુરુષે ઘાંટો પાડ્યો.

'તમે ઘણું ઊંઘ્યા છો !'

'પુરુષ બિછાના પરથી ઊભો થયો. આળસ મરડી પૂછ્યું, 'અન્ના ક્યાં છે ?'

'આટલામાં જ ક્યાંક હશે. એને ખબર છે કે આજે રવિવાર છે, અને મારે મા-બાપને તંગ ન કરવાં જોઈએ.'

'એ નાની છે...એને શી ખબર કે આજે રવિવાર છે...!'

'પણ એને એટલી તો ખબર છે કે, તમે આજે ઘરમાં છો, અને ત્યારે મારે ધમાચકડી ન મચાવવી જોઇએ.' સ્ત્રીએ પતિ અને પુત્રી માટે પ્લેટમાં પીરસ્યું. અને પોતાનો ભાગ એક પ્યાલામાં લઈ લીધો, કેમકે બીજી ચોખ્ખી પ્લેટ નવરી નહોતી, અને પ્લેટ ધોવાની ઝંઝટમાં એ પડવા માગતી નહોતી. પછી બારીમાંથી એણે અન્નાને હાક મારી, અને એ આવી ત્યારે એ જમવા માટે મેજ પર બેસી ગઈ.

ઈંડાં જોઈને અન્ના બોલી—'હું નહીં ખાઉં.' પણ એણે સાંભળ્યું નહીં, કેમકે એ છાપામાં ટુચકા વાંચતી હતી.

થોડીવાર પછી માએ જોયું કે, અન્ના ખાવાને બદલે ચમકીલી આંખે એની સામે મીટ માંડીને બેઠી હતી. એણે સખ્તાઇથી પૂછ્યું, 'ખાતી કેમ નથી ?'

અન્નાએ ઈંડાં સામે જોઈને કહ્યું, 'મારે નથી ખાવાં.'

'તો ડબલ રોટી લઈને ભાગ!' માએ કહ્યું. અન્ના રોટીના ટુકડા લઈને દોડી ગઈ.

'છોકરીએ શું સવારે કંઈ ખાધું હતું?' પતિએ પૂછ્યું.

'કદાચ ખાધું હોય...મેં ધ્યાનથી જોયું નથી, કેમકે હું ઊંઘના ઘેનમાં હતી.'

'ઘેનમાં કેમ?'

'તમને પૂછતાં શરમ નથી આવતી? આખી રાત તો તમે મને સૂવા નથી દીધી!' બંને હસી પડ્યાં.

પુરુષે પૂછ્યું, 'આજે રાતે ફિલ્મ જોવા જઈશું?'

'જઈએ, પણ પહેલાં અન્નાને ઉંઘાડી દઈને બહારથી તાળું મારી દેવું પડશે.'

'ઠીક છે. પણ એ ઘણી વિચિત્ર છે! તે રાતે આપણે ફિલ્મ જોઈને આવ્યાં ત્યારે એ જાગતી હતી, પણ ઊંઘતી હોવાનું બહાનું કરતી હતી. ત્યારે રાતના એક થયો હશે.'

'મૂર્ખ ન થાવ! એમાં શી વાત છે! ઊંઘવા માટે એની પાસે આખો દિવસ હોય છે. એક દિવસ મેં ઉઠાડી તો મારા ગળે વળગી પડી. કહે, 'સુંદર, વહાલી!' અને લાડ કરવા લાગી. ખબર નહીં, એ આ શબ્દો ક્યાંથી શીખી લાવી, કેમકે તમે તો મને ક્યારેય આ શબ્દોથી સંબોધતા નથી!'

'કદી નહીં!'

'હા કદી નહીં!'

'પણ તને એના કરતાં ય વધારે સારા શબ્દોમાં સંબોધું છું!'

'જાણો છો, પછી એણે શું કર્યું? લાડ કરતાં કરતાં મારે કાને કરડી અને મેં જ્યારે વેદનાથી ચીસ પાડી ત્યારે એ ભાગી ગઈ...'



ડોસો દરરોજ બપોરની છૂટ્ટીમાં ઝાડ નીચે જમવા જતો. હવે એને બાગમાં પેલી નાની છોકરીને શોધવી પડતી નહોતી, કેમકે એ કાંટાળા તાર પાછળ એની રાહ જોતી ઊભી જ હોય, એ જો મોડો આવતો તો એને ધારી ધારીને જોતી, પણ પછી તરત હસીને કહેતી, 'સુંદર, મારા વહાલા...'

ડોસાએ સાહસ કરીને અન્નાને કાંટાળા તારની પેલી બાજુએથી ઊંચકી આ તરફ લઈ લીધી. પાસે બેસાડી, ડોસાએ એને ચા ગરમ કરવા માટે છોડિયાં સળગાવવા દીધાં. પછી એની સાથે ખાવા માંડ્યું. એણે અનુભવ્યું કે, છોકરી ભૂખી છે. જમ્યા પછી છોકરીએ પોતાની બેગ ખોલી નાનાં નાનાં સેન્ડલ કાઢ્યાં. બોલી, સેન્ડલ...સુંદર...!' એની બેગમાં એક ચમકદાર રીબન પણ હતી, ડોસાએ પોતાના ખરબચડા હાથે છોકરીના વાળે એ બાંધી દીધી.



સમય પસાર થતો ગયો. જે ઈમારતના બાંધકામમાં ડોસો કામ કરતો હતો તેનું બાંધકામ પૂરું થઈ ગયું, એટલે મજૂરોને છૂટા કરવામાં આવ્યા. બીજાઓને તો ક્યાંક ને ક્યાંક કામ મળી ગયું, પણ કમજોર ડોસાને કોઈ રાખવા તૈયાર ન થયું. એને એથી ચિંતા ન થઈ. એક દિવસ ડોસીએ કહ્યું કે, 'હું જ્યાં કપડાં ધોઈ આવું છે એ કુટુંબ નોકર રાખવા રાજી છે મારા ખાવા-રહેવાની સગવડ થઈ જશે. અને બીજી વાત, આપણે રહીએ છીએ એ ઝૂંપડી પાડોશણ ખરીદવા તૈયાર છે. હું સવારે ચાલી જઈશ.'

વાતાવરણમાં નર્યું મૌન તરવા લાગ્યું. ડોસાને આભાસ થયો કે, પત્ની જાણે પૂછે છે, 'તું...તું શું કરશે?'

'હું નથી જાણતો...!' ડોસાએ જોરથી કહ્યું. એણે પત્નીની સામે આશ્ચર્યથી જોયું.



નાની બાલિકાને મળ્યાને એક મહિનો થઈ ગયો હતો. એ એટલો અશક્ત થઈ ગયો હતો કે, શહેરના બીજા છેડે જવાનું એને માટે લગભગ અશક્ય થઈ ગયું હતું. પરન્તુ બીજા દિવસે એની પત્ની જ્યારે ચાલી ગઈ ત્યારે એ બાલિકાની વિદાય લેવાને ચાલી નીકળ્યો. હવે શું થશે—એ વિચારવાનો કશો અર્થ નથી. કદાચ વધારે સારું તો એ જ હશે કે, એક ડુંગર પર જઈને મૃત્યુની રાહ જોઉં. એને વિશ્વાસ હતો કે હું ત્યાં જેવો જમીન પર શરીર લંબાવીશ કે તરત મોત મને ઝડપી લેશે. વહેલી સવારે એણે રોટીનો છેલ્લો કટકો પેટમાં નાખ્યો અને એ ચાલી નીકળ્યો, અને પ્રથમ વાર આવા મોટા બાગમાં નાની બાલિકાને જોઈને એને આશ્ચર્ય થયું.

'મારા વહાલા !' અન્નાએ એને જોતાં જ કહ્યું. ડોસાએ કાંટાળા તારની ઉપરથી એને પોતાની તરફ ઉપાડી લીધી અન્નાએ ડોસાના ગળામાં હાથ નાખી ચૂમી ભરી અને હસવા લાગી.

'મારી વહાલી સુંદર દીકરી !' ડોસાએ પોતાના કાળા જર્જરિત હાથે એને પસવારતાં કહ્યું, 'અને પેલી તારી નાની બેગ...'

અન્ના મારિયાનો ચહેરો ઝાંખો પડી ગયો. એણે ખભા ઉલાળીને કહ્યું, 'નથી !'

બંને ઘણી વાર સુધી વૃક્ષની છાયામાં બેઠાં. ડોસાને થયું કે, હવે મારે ચાલવું જોઇએ. એણે અન્ના મારિયાને ઊંચકીને કાંટાળા તારની વાડની પેલી બાજુએ મૂકી. અને બબડ્યો, 'વિદાય, મારી સુંદર નાની દીકરી !'

સ્તબ્ધ થયેલી મારિયાએ ડોસાની સામે જોયું અને આંખોમાં આંસુ આણીને એ બોલી, 'ના, ના, મારા વહાલા નહીં !'

'વિદાય !' ડોસો ફરી બોલ્યો.

અન્ના મારિયાએ જોરથી ડોસાનો હાથ પકડી લીધો, પણ અચાનક રડતાં રડતાં એ હસી પડી. જાણે કોઇ વિચાર એકાએક

એના મનમાં આવી ગયો હોય તેમ એ બોલી, 'થોભો ! થોભો ! નાની બેગ !'

ડોસાએ જોયું કે, નાની અન્ના મારિયા હરિયાળીમાં અદૃશ્ય થઈ ગઈ છે. અન્ના મારિયા ઘરનું બારણું ખોલી, 'બેગ ! બેગ !' બબડતી અંદર ગઈ અને પોતાની માતા-પિતાના ઓરડામાં જતાં પહેલાં એને સંકોચ થયો, પણ પછી એણે બારણું અંદર ધકેલ્યું.

એનાં માતા-પિતા અંદર આલિંગનબદ્ધ હતાં તે ગભરાઈને છૂટાં પડી ગયાં. માએ ગુસ્સામાં ઘાંટો પાડ્યો 'બદતમીજ છોકરી !'

'શું અમે તને વારંવાર નથી કહ્યું કે, અમને પરેશાન ન કર !' પિતા બોલ્યા.

'બેગ...!' અન્ના બબડી.

'પેલી રહી ખુરશી પર, લઈને ભાગ !'

અન્નાએ ઝટ બેગ ઉપાડી અને મા-બાપ સામે જોયા વિના બહાર દોડી ગઈ. બંનેએ રાહત અનુભવી. અન્ના મારિયા બાગની વચ્ચોવચ્ચ દોડતી ગઈ અને વાડની પાસે પહોંચી ગઈ. ત્યાં ડોસો એની રાહ જોતો ઊભો હતો.

'ઉઠાવો ! ઉઠાવો !' અન્નાએ ઘાંટો પાડ્યો. ડોસાએ એને કાંટાળા તારની પેલી બાજુએથી ઉપાડી લીધી અન્ના મારિયાએ બેગમાંથી સેન્ડલ કાઢ્યાં અને ડોસાને કહ્યું, 'મને સેન્ડલ પહેરાવો !'

ડોસાએ નમીને પોતાના હાથે એને સેન્ડલ પહેરાવ્યાં. પછી એ ઝાડની નીચે ઊભાં રહ્યાં. કુબડા કાળા ડોસાની પાસે ખભે બેગ લટકાવીને નાનકડી બાલિકા [illegible] તી. ડોસાએ પ્રશ્નાર્થ નજર એની સામે જોયું તો અન્ના [illegible] ભૂરી આંખોના ઊંડાણથી એના પર હસી [illegible] ! [illegible], અને ડોસાનો હાથ પકડી એ વૃક્ષની [illegible] આવી—'ચાલો, આ [illegible] ..ચાલો, [illegible] આગળ ચાલી.

ડા [illegible] પા૭ [illegible] □

# વાર્તા : વર્તુળનો છેડો શોધવા વિશેની

□ □ □ □ □ આણુજીવન મહેતા □ □ □ □ □

△
મૌન
એ
પ્રશ્ન
છે
મૌન
એ
ઉત્તર
છે
△

હું ઇલાના ઘરમાં એકલો બેઠો છું. ઇલા કશે બહાર ગઈ છે એમ જાણવા મળ્યું. આવશે હમણાં એમ પણ કોઈએ કહ્યું. પણ અડધા કલાક ઉપરાંત સમય પસાર થયો છતાં ઇલા આવી નહીં. હું અહીં બેઠો છું ઇલાના ઘરમાં ઇલાની રાહ જોતો. ક્યાં ગઈ હશે ? મને કહ્યું હતું, તું બરોબર સમયસર આવી જજે. પછી આપણે ક્યાં જવાનાં છીએ તે પછી તને કહીશ—સમયસર આવી જજે. કેટલા ભારપૂર્વક એ બોલી હતી. એ બધું, અને હું જ્યારે બરાબર નક્કી કરેલા સમયે આવ્યો ત્યારે તે ક્યાં ચાલી ગઈ ? મને એણે આજે વિચારતો કરી મૂક્યો. એ ભૂલી ગઈ હશે આજનો કાર્યક્રમ ? ના, એવું તો ન બને. વાર તારીખ સુદ્ધાં એણે મને કહ્યાં હતાં છતાં આમ તે—કદાચ કોઈને ત્યાં અચાનક અગત્યનું કામ નીકળી પડતાં ગઈ હોય. થયું : ઘરના માણસોમાંથી કોઈને પૂછી જોઉં. પછી થયું : જવા દે. થોડો વધુ સમય બેસું. કદાચ ક્યાંક ગઈ હોય ને હમણાં જ આવી ચડે. એમ વિચારતો બેસી રહ્યો.

△
△ △
△ △ △

ઇલાના ઘરમાં ઇલા વગરના પસાર થતા સમયમાં શું કરવું ? બેસું રહેવું ? આ ખંડમાં પડેલાં પુસ્તકો, આ આલમારી, આ લટકતાં વસ્ત્રો, આ ઉઘાડી બારીમાંથી ડોકાતા રસ્તાઓ, માણસો, પંખીઓ—બધાંને વારાફરતી જોયા કરવું. હા, એમ જ કરવું. એમ વિચારી એ વિચારને અમલમાં મૂકી તે પ્રમાણે વર્તવાનું શરૂ કર્યું. આ જોયું. તે જોયું.

આમ જોયું. તેમ જોયું. પછી તેમ કરવાનું છોડી દીધું. હવે તો હમણાં જ ઈલા આવી પહોંચવી જોઈએ એમ પણ થયું. એમ થયું પણ પાછી તુરત શંકા થઈ કદાચ હજુ મોડું પણ થાય. થયું, લાવ આવ્યો છું તો તેને મળીને જ જાઉં. હું જઈશ એને મળ્યા વગર અને એ મારા ગયા પછી ધારો કે તરત જ આવશે અને હાંફળી ફાંફળી થઈ મારી પૃચ્છા કરશે અને હું એની રાહ જોઈ ચાલ્યો ગયો છું હમણાં જ એમ જાણી એ કેવી થઈ જાશે. હું કલ્પના કરતો હતો. એ મારું કાર્યક્ષેત્ર નથી. છતાં એ પ્રદેશમાં ક્યારેક ભૂલા પડી જવાય છે. હમણાં ભૂલથી...આ બધું વિચારતો બેઠો હતો. ઘડિયાલમાં જોયું. સમયની આગેકૂચ કશાય અવાજ વિના આગળ ધપતી હતી. ફરી વાર-વારે-ઘડીએ ઘડિયાળમાં જોવાની ઇચ્છા ન થાય એટલે એક પુસ્તક ઉપાડી-ઉથાડી જોયું. પુસ્તક ન હતું. ડાયરી જેવું જણાયું. કંઈક અંગત લખાણો નોંધ વ. લાગ્યું. અક્ષરો ઉપરથી એ ઇલાની નોંધ-બુક હશે એમ લાગ્યું. પાછી મૂકી દીધી તે નોંધબુક પછી બીજું પુસ્તક જોયું પહેલું અને છેલ્લું પાનું, શરૂઆત અને અંતના બન્ને ફકરા વાંચવાનો અધૂરો પ્રયાસ કર્યો. બાકીનાં પાનાં પર આંગળીઓ ફેરવી પુસ્તક મૂકી દીધું.

થાકી જવાયું બેસીને, એટલે આંખો મીંચી. ડોક ઊંચી કરી છત તરફ મોં રાખી ખુરશી પર બેસી રહ્યો. થોડી ક્ષણો એમ જ પસાર થઈ હશે. પછી બારણા તરફ ફરીને જોયું. આશ્ચર્યપૂર્વક ત્યાં જ જોઇ રહ્યો. ઈલા હસતી-ધીમું મરક મરક હસતી ઊભી હતી. હું એની સામે નિષ્પલક જોઈ રહ્યો. એ એ જ મુદ્રામાં ઊભી ઊભી હસતી રહી જાણે શરતમાં ઊતર્યાં હોઈએ એમ બન્ને એકબીજા સામે એ રીતે જ જોઈ રહ્યાં. છેવટે ઈલા હારી. એણે પૂછ્યું : 'કેમ, આકાશકુમાર, આમ આકાશ તરફ તાકી છતને વીંધી વાદળોની અવરજવરનું નિયંત્રણ કેટલા સમયથી કરી બેઠા છો ?'

હું મૂંઝાઈ ગયો. અચાનક પ્રશ્નહુમલાથી નહીં ટેવાયેલું મન તુરત ઉત્તર આપી શકવાને અશક્તિમાન નીવડ્યું. થયું, ચૂપ રહું. એ જ

યોગ્ય જવાબ હોઈ શકે. પછી થયું, ના જવાબ આપવો જોઈએ. મૌન એ પ્રશ્ન છે, મૌન એ ઉત્તર છે. અત્યારે હું મૌનને, મારે કયા અર્થમાં ઘટાવવું એ નક્કી ન કરી શક્યો. જવાબ આપવો જોઈએ —એમ વિચારતો ઈલાની મુખમુદ્રા તરફ પહેલાંની માફક એકીટસે જોઈ રહ્યો. એટલી વારમાં ઈલા સરકતી છેક હું બેઠો હતો ત્યાં સુધી નજીક આવી ઊભી રહી.

'તારા વગર હું મારા વિચારોની અવરજવરનું નિયંત્રણ કરતો બેસી રહ્યો છું. જોઉં છું તેઓ મને કેટલું ગાંઠે છે. હું એમાં કેટલો પાવરધો છું ઈલા–'હું પ્રશ્નના ઉત્તરમાં એક શ્વાસે આવું કંઈક બોલી ગયો. ઈલા સાંભળતી સાંભળતી હસતાં હસતાં નજીકની ખુરસી પર ગોઠવાઈ. હું પણ સ્વસ્થ થયો. અને એની સામું પૂર્વવત્ જોઈ રહ્યો :– કશાયની–પ્રશ્નની કે ઉત્તરની–કશાયની અપેક્ષા વગર.

'ઈલા, તું ક્યાં ગઈ હતી ?'

કેમ ? એવું શા માટે પૂછે છે ?'

'હું તારી રાહ જોતો અહીં કેટલાય સમયથી...'

'સમયથી...' મારા અધૂરા વાકયને અધવચ્ચેથી ઊંચકી લઈ ઈલા ખડખડાટ હસી પડી.

'કાં તું ભૂલી ગઈ ? તેં મને કહ્યું, તું, આજે સમયસર આવી જજે-મારે ત્યાં, પછી આપણે અહીંથી નલીનને ત્યાં જવાનું છે. અને ત્યાંથી પછી આપણે કયાં જવાનાં છીએ તે તું પછી મને કહીશ. કેમ બરાબર તેં મને નહોતું કહ્યું ? હું ધીમા અવાજે આટલું બોલી શ્વાસ લેવા રોકાયો. પછી આગળ બોલવા જતો હતો પણ ઇલાના મુખભાવ–મનોભાવ જોઇ જરા આશ્ચર્ય પામી જઈ આગળ કશું ન બોલવું વિચારી ચૂપ રહ્યો.

'કેમ ચૂપ થઈ ગયો ?'

હા, મારે પૂછવું હતું તે મેં તને પૂછ્યું :

'તું ક્યાં જઇ આવી ?'

'ઓહ, આકાશ, તું તો સાવ એવો જ રહ્યો. મેં તને કહ્યું હતું ખરું પણ વાત એમ છે કે કાલે જ મને નલીન મળેલો અને એની સાથે વાત કરતાં જણાયું કે કોઇ કામમાં તે રોકાયેલો હોવાથી આજે આપણને મળી શકશે નહીં.'

'અચ્છા, તો તું હમણાં ક્યાં જઈ આવી, ઇલા ?' એ કૃત્રિમ હસી. એનું કૃત્રિમ હાસ્ય મારી આંખોમાં માછીમારની જાળની જેમ ફેલાઇ ગયું. 'હું...' એટલામાં ઇલા બોલી, 'એ પણ મારે તને કહેવું !'

'આગ્રહ નથી કરતો. પૂછું છું ફક્ત.'

'સાંભળ આકાશ. આજે સવારે જરા વહેલાસર નલીનનો ફોન આવેલો અને કહ્યું હતું કે ગઈ કાલે વાત થયા મુજબ આજે હું કામમાં રોકાયેલો નથી. તું આવજે મારે ત્યાં; ત્યાંથી આપણે—'

હું વચ્ચે બોલ્યો 'હા, આપણે—'

ઇલા મારું વાક્ય તોડતાં, 'હા, આપણે નક્કી કર્યા મુજબ બહાર જઇશું.' એથી હું એને ત્યાં જઇ હમણાં જ આવી. મને એમ કે આકાશકુમાર કદાચ...ભૂલી જાય...કદાચ બીજો કાર્યક્રમ ઘડી કાઢ્યો હોય...કારણ તું, મને-આપણે છેલ્લે વાત થયા પછી મળ્યો ન હોવાથી શંકા ગઈ કે તું આવે જ આવે એટલે જ હું એકલી નલીનને ત્યાં જઈ આવી અને-'

'અને-'હું બોલ્યો. જાણે એની વાત આગળ વધારવામાં એને મદદ કરતો હોઉં એમ થયું. પણ ઇલાના મોંના ભાવ પરથી જાણ્યું કે એ વાત વધારવા કરતાં મારા ધારી લેવા ઉપર વધુ ભાર મૂકે છે અને તેથી પછી થોડી વાર એમ જ કશું ય ઉચ્ચાર્યા વિના બેસી રહી. પછી એકાએક વગર કારણે હસી પડી અને પૂછ્યું : 'આકાશ, કંઇ

લીધું. ચા કોરી? ક્યારનો ય બેઠો છે તું આમ આવકાશ તરફ તાકતો કોણ જાણે.'

'ઈલા; મેં કાંઇ લીધું નથી. તને લેવા આવ્યો હતો. અત્યાર સુધી પુસ્તકો જોતો, પછી બારી, પછી પરદા, પછી માણસો, પછી પક્ષીઓ જોતો કોણ જાણે ક્યારનો ય બેઠો હતો અને છેલ્લે અવકાશ-તારા કલા સુજબ્બ-તરફ તાકીને જોતો હતો. તું આવી અને ત્યારથી તને તાકીને જોઈ રહ્યો છું.' હું થંભ્યો. મને થયું થોડા સમયના અંતરમાં ઘણું લાંબું વાક્ય બોલી ગયો. આ એક સાહસ કર્યું. ઇલાએ આ બધું સાંભળ્યું હશે કે કેમ તેની મને શંકા થઇ. હું જ્યારે આ બધું બોલતો હતો ત્યારે તો ઇલા મરક મરક હસતી હતી. એના હોઠ ઉપર મારાં વાક્યો દોહરાતાં હતાં. ફક્ત મારા જ શબ્દો મારા કાનમાં પડઘાતા હતા. મને એ પડઘા સાંભળી મૂંઝવણ થવા લાગી. હું બેઠો બેઠો મૂંઝાવા લાગ્યો એટલે ઊભો થયો.

ઈલા જરા ગભરાઈ. મારી આવી પ્રતિક્રિયાથી સાવ અજાણ એ જરા ચિંતિત જણાઈ.

'કેમ ઊભો થયો?'

'શું કરું? મૂંઝાઉં છું. મૂંઝવણમાં માણસ બેસીને વિચારતો હોય તો મૂંઝવણ વધે. એટલે ચાલું. પ્રવૃત્તિમાં મૂંઝવણ કદાચ...'

'બેસ. આપણે ચા કોરી કંઈ લઈને પછી સાથે જઈએ.'

'ના; મને જવા દે. હું તને લેવા આવ્યો હતો ખરો. હવે તું જ મને જવા દે.'

'કેમ હું નલીનને ત્યાં જઈ આવી એકલી તારી રાહ જોયા વગર તારી ઉપેક્ષા કરીને, એટલે?...'

'ના, ના. મારી ઉપેક્ષા...એવું કંઈ નહીં. એમ તો હું પણ નલીનને ત્યાં જઈ આવ્યો. મને અહીં આવતાં સૂઝયું કે લાવ રસ્તામાં

નલીનનું ઘર પહેલું આવે છે એટલે થોડો વહેલો નીકળી સા જઈ એને સાથે લાવી તારે ત્યાં આવીએ અને પછી...'

'ઓહ, એમ !'

'હા, પણ પછી નલીનને ત્યાંથી બારોબાર જાણવા મળ્યું કે નલીન કોઈ કારણસર કામમાં રોકાયેલો હોવાથી મળશે નહીં. એટલે ઝાઝી પૂછપરછ કર્યા વગર ત્યાંથી હું અહીં આવી બેઠો અને બેઠો બેઠો બસ બારીને, પરદાને, માણસોને, દીવાલને, છતને, અવકાશને તાકતો–તું આવી પછી તને જોતો બેઠો રહ્યો !

'ઓહ, આકાશકુમાર–'ઇલા આગળ કશું બોલી શકી નહીં.

થોડીવાર ચૂપકીદી. પછી ઇલા અંદરના ખંડમાં ચા મૂકવાનું કહેવા જાઉં છું, એમ કહી ઊભી થઈ.

હું બેઠો રહ્યો. પુસ્તકનાં પહેલાં કોરાં પાનાંના થોકડાને ઉથલાવી જોવા. બધાં જ પાનાં કોરાં હતાં.

હું એક પછી એક પાના ઉપર ગોળ કુંડાળાં દોરવા લાગ્યો. કોણ જાણે કેટલાંય પાનાં બગાડ્યાં હોત, જો ઇલાએ વહેલાસર આવીને મને ન પૂછ્યું હોત કે 'શું કરો છો આકાશકુમાર આ કોરાં પાનાં પર ગોળ ચકરડાં—'

હું જોઇ રહ્યો ઇલા સામું. એ મારી સામે જોઈ રહી. હસતાં હસતાં જોઈ રહી.

મારાથી હસી જવાયું.

મેં પણ હસતાં હસતાં કહ્યું, 'આ ગોળ ગોળ દોરેલાં વર્તુળોના છેડા શોધતો હતો. આટલાં પાનાં બગડ્યાં, પણ સફળતા ન મળી.'

મને હસતો જોઇ ઇલા પણ હસી પડી. ખડખડાટ હસી પડી. અમારા એ હાસ્યના પડઘા કોણ જાણે કયાં ગૂંચવાતા અટવાતા-બારીમાં, દીવાલમાં. પડદામાં, પંખીના કાનમાં, કે મેં ગોળ ગોળ વર્તુળોના છેડા શોધવા દોરેલાં ચકરડાં ભમરડામાં અટવાતા હશે. કોણ જાણે હું વિચારતો 'રહ્યો. હસતો રહ્યો વિચારતો બેસી રહ્યો. □

## તમને એક સ્વપ્ન આવે છે — અરૂણ પારેખ

તમને એક સ્વપ્ન આવે છે. દિવસે આવે છે. અથવા રાત્રે આવે છે. સમયનો એને કંઈ બાધ નથી. તમે જાગતા હો ત્યારે આવે છે. અથવા ઊંઘતા હો ત્યારે આવે છે. અથવા તંદ્રામાં હો ત્યારે આવે છે. અવસ્થાનો એને કંઈ બાધ નથી. સ્વપ્નમાં તમને તમારી ચારે તરફ નાગ પથરાયેલા હોય એવું લાગે છે. (તમારા શરીર પર એક પણ નાગ નથી એ આશ્ચર્યજનક છે.) તમને ચીસ પાડવાની ઇચ્છા થાય છે. તમે ચીસ પાડતા નથી. તમે ચીસ પાડી શકો એમ છો. છતાં ચીસ પાડતા નથી. પછી તમે સ્વપ્ન બદલાવો છો. અથવા સ્વપ્ન એની જાતે બદલાય છે. ઘણું કરીને તમે જ સ્વપ્ન બદલાવો છો. લીલાછમ મેદાનમાં એક ઘોડો ચરતો હોય છે. અને ક્યાંકથી એક ગાંડો હાથી ધસી આવે છે. તમે આંખ ખોલી નાંખો છો. પછી શું બન્યું હશે એ વિષે તર્ક કરો છો. પણ બનતું જોઈ લેતા નથી. એ જોવાની તમારામાં કદાચ હિંમત નથી. પછી તમને એક વિચાર આવે છે. અથવા તમે સભાનપણે વિચારને આવવા દો છો. કાલે પંડિતોની સભા ભેગી કરી આવેલા સ્વપ્નનો અર્થ પૂછી જોવો. ઘણા બધા પંડિતોનાં માથાં નીચાં ઢળી જશે. કેટલાક સાચા લાગતા ખોટા જવાબો આપી છેતરવાનો પ્રયત્ન કરશે. પણ તમે છેતરાશો નહીં. છેવટે એક પંડિત સાચો જવાબ આપશે. એનું નામ કાલિદાસ હશે. (અથવા ન હોય તો હોવું જોઈએ. એવું મારું નમ્ર સૂચન છે.) જો એ કહેશે કે આસપાસ પથરાયેલા નાગનો અર્થ તમારી આજુબાજુ છૂપા શત્રુઓ વધી રહ્યા છે એવો થાય. તો તમે એ વિષે સચિંત બની જશો. તમે દીવાનને ખાનગી તેડું મોકલશો. અને ભાગ્યે જ વપરાતા ગુપ્ત ખંડમાં તમે દીવાન સાથે ગુફતેગો કરશો. (હવે તમારે ધ્યાન એ રાખવાનું છે કે આ દીવાન જ પેલા છૂપા શત્રુઓમાંનો એક નથી ને?) દિવાન કહેશે કે એક સાથે બહુ ફેરફારો કરવા યોગ્ય

નથી. એથી તો તમારા શત્રુઓને ગંધ આવી જશે. આથી તમે ધીરે ધીરે ફેરફારો કરવા સહમત થાવ છો. અને પછી જો પંડિત કહેશે કે ઘાસ ચરતા ઘોડા પર ગાંડો હાથી ધસી આવતો હતો એનો અર્થ એ થાય કે તમારી સુખ–સલામતીમાં રહેતી પ્રજા પર કોઈ શત્રુ આક્રમણ કરશે. એટલે તમને થાય છે કે હવે ગઢનું સમારકામ કરાવવું પડશે. તમે જૂના ગઢનું સમારકામ કરાવો છો. અને ગામને ફરતો એક બીજો ગઢ બંધાવવાનું નક્કી કરો છો. ગઢની રાત્રે અમુક અમુક અંતરે ચોકી–પહેરો મૂકવાનું વિચારો છો. (અહીં મારું એક નમ્ર સૂચન છે કે આ બાબતમાં તમારે સરસેનાપતિની સલાહ લેવી જોઈતી હતી.) પછી તમે આખા દિવસના રાજકારભારથી થાકી રંગમહેલમાં જાવ છો. અહીં તમે નાચગાનથી દિલ બહેલાવવાનો પ્રયત્ન કરો છો. પણ સફળ થતાં નથી. હવે તમે ઊંઘ લેવા માટે ઢોલિયામાં લંબાવો છો. પણ સો મણની તળાઈમાં સૂવા છતાં તમને ઊંઘ આવતી નથી. (મને લાગે છે કે તમારે અંધારપછેડો ઓઢી નગરચર્ચા કરવા જવું જોઈતું હતું) તમે કાચનાં ઝુમ્મરોમાંથી ચળાઈને આવતા પ્રકાશ તરફ જોયા કરો છો. આમ ને આમ ઘણો સમય પસાર થઈ જાય છે. પછી તમને થાય છે કે હવે ઊંઘ નહીં જ આવે. એટલે તમે ધીમે ધીમે ઊભા થાવ છો. તમારા કબાટનું જમણું ખાનું ખોલી તેમાંથી સ્લીપીંગ પીલ્સની બોટલ કાઢો છો. અને તેમાંથી સ્લીપીંગ પીલ્સ લઈ સૂઈ જાવ છો. (હવે હું ખાત્રી આપું છું કે તમને સ્વપ્ન નહીં આવે.) ◻

∗ દીવાની જ્યોત કરતાં ધુમાડો વધારે ઉર્ધ્વગામી હોય છે!

∗ ધુમાડા અને ધુમાડાના પડછાયામાં તફાવત ન હોય!

∗ હવા ગુસ્સે થાય તો ધુમાડાનો ભડકો થઈ જાય!

∗ શૂન્ય એટલે હવાથી નહીં વિખેરાતું ધુમ્રવલય!

## ૧ લી જુલાઇ, ૧૯૭૩થી પ્રગટ થઇ ગયું છે.

### પંદર શિક્ષકોની પેનલ દ્વારા સંપાદિત

# એસ. એસ. સી. મેગેઝીન

## વાર્ષિક લવાજમ રૂ. ૩૦ : રૂ. ૪૦ ઉપરની ભેટો

દર પખવાડિયે પ્રગટ થશે-મોટી સાઈઝ, સારા કાગળ — દર અંકે સાઠ પાનાં : પંદર અનુભવી શિક્ષકોની પેનલ દ્વારા સંપાદિત, વર્ષમાં બે વાર ઘેર બેઠાં પરીક્ષા



તા. ૧૫-૮-૭૩ સુધીમાં લવાજમ ભરનારને રૂ. ૪૦ની કિંમતનાં અભ્યાસ વિષયક પુસ્તકો ભેટ (પોસ્ટેજ પેકિંગના રૂ. બે વધુ). બુકસેલર દ્વારા ભરનારને પોસ્ટેજ ભરવાનું નથી. લવાજમ ભરો ત્યાંથી મેળવી લો.

**૨૦ ટકા કમિશન**

એસ. એસ. સી. મેગેઝીનના વાર્ષિક ગ્રાહકને સ્ટડી સેન્ટરની કોઈપણ બુક ટપાલ દ્વારા મંગાવશે તો તેમાં ૨૦ ટકા કમિશન મળશે. એસ. એસ. સી. પાસ સિરિઝ (દરેકની કિંમત રૂ. ૬=૦૦) નો પણ એમાં સમાવેશ થાય છે.

**આજે જ ગ્રાહક થાવ**

## બુક એમ્પોરિયમ, બાવાસીદી ગોપીપુરા, સૂરત-૨.

એક જ વખત યા સરળ હપ્તેથી

પ્રાઈઝ + બોનસ + સેવીંગ્સ યોજનાના

# ફેસ્ટીવલ સર્ટિફિકેટ

ખરીદી રૂા. ૧૦૦/– ના રોકાણમાં

રૂા. ૧,૫૦,૦૦૦/– ના લાભ મેળવો.

ઉદ્દઘાટન મીટીંગ દશેરા તા. ૬-૧૦-૭૩

૩૬ માસ બાદ બોનસ સહીત રૂા. ૧૨૦/– પરત

બ્રાઈટ કોમર્શીયલ સિન્ડીકેટ પ્રા. લિ.

લિમડાચોક, સૂરત.

કંપનીઝ એક્ટ રજી. નં. ૧૬૨૧ ૧૯૫૬





પાણી ઉપર ચઢાવવા માટે

હિન્દી વસ્તુ ભંડાર

ફોનઃ ૨૬૩૩૯ સૂરત.

ELCO



૧૪૦૦ આર. પી. એમ.

પિયાનો સ્વીચ

અધિકારી વ્યક્તિને ઓળખો

# દિનેશના લેબાશમાં

દિનેશ વુલન અને ટેરીન / વુલ સૂટિંગ



ઉચ્ચ શ્રેણીનાં દિનેશ સૂટિંગમાંથી પસંદ કરો :
વ્હિપકોર્ડ્સ, કેવેલરી, ટ્વિલ્સ, ડાયેગોનલ્સ
હેરિંગબોન્સ, ચેક્સ, સ્ટ્રાઈપ્સ વગેરે.

ઉત્તમ ઊનથી બનેલાં

દરજ્જાદાર સૂટિંગ



## શ્રી દિનેશ મિલ્સ લિમિટેડ

પાદરારોડ, વડોદરા

સમસ્ત ગુજરાતનું એક માત્ર પહેલું ગવર્નમેન્ટ
મેડિકલ ફેકલ્ટીના ક્વૉલિફાઈડ ઓપ્ટોમેટ્રીસ્ટનું

# આઇ કેર

## એન્ડ કૉન્ટેક્ટ લેન્સ ક્લીનિક

| અમદાવાદ | વડોદરા | સૂરત |
|---|---|---|
| ૧૨૬, શાંતિસદન એસ્ટેટ<br>મીરઝાપુર રોડ | રાજશ્રી એપાર્ટમેન્ટસ<br>ત્રીજે માળે દાંડિયા બજાર<br>પોલીસચોકીની બાજુમાં | એડવ્યૂ<br>ટાવર સામે |



દૃષ્ટિસંભાળના ક્ષેત્રમાં કૉન્ટેક્ટ લેન્સ અગત્યનો ભાગ ભજવે છે, અને સમયના વહેણ સાથે એની અગત્યતા વધતી જ જાય છે.



પ્રગતિની પરમ સીમા તરફ વિકાસ સાધી રહેલા આજના વિજ્ઞાનયુગમાં માનવનાં સૌન્દર્ય, સ્વસ્થતા અને દૃષ્ટિના સંરક્ષણ તથા સંવર્ધન માટેની વિશિષ્ટ સાનુકૂળતા કૉન્ટેક્ટ લેન્સ દ્વારા મેળવી શકાય છે.

સૌની ઘણી જરૂરિયાતો એક જ જગ્યાએ
અને
વ્યાજબી ભાવે મળવાનું વર્ષોજૂનું મથક



## ઝીણાભાઈ હરકીશનદાસ લોખંડવાળા

લીમડાચોક, સૂરત



લોખંડ, સિમેન્ટ, એસબેસ્ટોસ સિમેન્ટના પતરાં, લોખંડના બાર, પી. જી. પ્લાયવુડ, ફોરમાઈકા, સનગ્લાસ, જોનસન ટાઈલ્સ, સેનેટરીવેર, હાર્ડવેર, પ્લાસ્ટિકવેર, ગ્લાસવેર વિ. વિ.



તમારી તમામ જરૂરિયાતો માટે
અમને મળશો તો ફાયદો થશે.

# સ્વસ્તિક સ્ટીલ રોલીંગ મિલ્સ
## રીરોલર્સ એન્ડ ફેબ્રીકેટર્સ



લોખંડના
સળીઆ, પાટા, પટી, એંગલ્સ ચેનલ્સ વિ. વિ.



તમારી જરૂરિયાત માટે સંપર્ક સાધો
ચાર રસ્તા, કડોદરા

તા. પલસાણા-વાયા ચલથાણ

# ધી સૂરત વિવર્સ
# કોઓપરેટીવ સોસાયટી લિમિટેડ, સૂરત

□

વણકરોની સૌથી જૂની સંસ્થા

□

## મુખ્ય પ્રવૃત્તિ

□ સભ્યો પાસે કાપડનું ઉત્પાદન કરાવવું

□ સભ્યોનું અને બિનસભ્યોનું કાપડ પ્રોસેસ કરી આપવું.

□ સભ્યોને રાહતના દરે મિલ-જીન સ્ટોર્સ સપ્લાય કરવો.

□

પ્રમુખ : શ્રી મદનલાલ મુનશી

ઉપપ્રમુખ : શ્રી મનહરલાલ સિંગાપોરી

મંત્રી : આર. બી. મોદી

સલાબતપુરા દોરિયાવાડ સૂરત—૧

ગુજરાતની એક અને અદ્વિતીય સહકારી ફાર્મસી આસ્કા
જેની ૩૫૧ ઉપરાંત આયુર્વેદિક દવાઓ લોકપ્રિય છે.
આપ પણ ખરીદી વાપરી ખાત્રી કરો

# શ્રી સ્વામી આત્માનંદ સરસ્વતી
# આયુર્વેદિક સહકારી ફાર્મસી લિ.

સ્થાપના તા. ૨૬-૧-૧૯૪૯ ચૌટાપુલ, સુરત-૧ રજી. નં. ૨૫૬
ભરપાઈ અને વસુલ આવેલ શેર ભંડોળ રૂા. ૨,૭૨,૫૬૦ સભાસદો ૧૨૮૬
રીઝર્વફંડ રૂા. ૧,૦૨,૮૦૪ અન્ય ફંડો રૂા. ૨,૩૭,૮૯૭
વેચાણ રૂા. ૭,૭૪,૪૯૯ ઓડિટ વર્ગ : અ

**શક્તિ સ્વાસ્થ્યના રક્ષણ માટે**

સુવર્ણ વસંત માલતી (બૃ) ૦ મકરધ્વજવટી ૦ ચ્યવનપ્રાશાવલેહ ૦ છાગલાદિઘૃત ૦ કેસરીજીવનામૃત ૦ ધાત્રીરસાયણ ૦ વસંત કુસુમાકર રસ (બૃ) સાલમપાક વિ. લો.

બ્રાહ્મીવટી ૦ સ્મૃતિરસાયણ અને શંખપુષ્પી શરબત
(વિદ્યાર્થીઓ તથા બુદ્ધિજીવીઓ માટે શ્રેષ્ઠ)

ચંદ્રપ્રભા ૦ ગર્ભપાલ રસ ૦ ફલઘૃત ૦ કન્યાલોહાદીવટી
[બહેનો માટે શ્રેષ્ઠ]

વૈદ્યકીય સલાહ મુજબ આ તથા અન્ય ઉપયોગી ઔષધો ખરીદો.

નિઘંટુ આદર્શ :—પ્રત્યેક વનસ્પતિ પિછાન, પ્રાપ્તિસ્થાન, રાસાયણિક પૃથક્કરણ, ગુણદોષો ઉપયોગો વિ. રસપ્રદ માહિતી આલેખતો અનુપમ ગ્રંથ : લેખક : શ્રી બાપાલાલ વૈદ્ય, બે ભાગમાં કિંમત રૂા. ૩૫ પરંતુ ઘટાડેલી કિંમત રૂા. ૨૫ માં ખરીદો. પત્રવ્યવહાર સુરત કરો.

| | | | |
|---|---|---|---|
| રિલીફ રોડ અમદાવાદ | શતાબ્દી માર્કેટ વલસાડ | લલ્લુભાઈ ચકલા ભરૂચ | મોટા શહેરમાં એજંટો પાસેથી |

# કંકાવટી

નવેમ્બર ૧૯૭૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ મું : અંક ૧૭૭ : મૂલ્ય દોઢ

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮. વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૯. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ' આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.

તંત્રી • મુદ્રક • પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૧

---

ઉત્કૃષ્ટ KHARWARS

ઈલેક્ટ્રિકલ

એક્સેસરીઝ




ટ્રિપલસિક્સ

ઇલેક્ટ્રો એન્જિનિયર્સ

લીમડા ચોક, ખરવર શેરી
સુરત (ભારત)

# અનુક્રમ : નવેમ્બર, ૧૯૭૩

મુખપૃષ્ઠ : કિસન સોસા

## કવિતા



## વાર્તા



## ગદ્યખંડ



કંકાવટી અડધા લવાજમે

**શેઠ શ્રી પ્રભુદાસ ભાઈચંદભાઈ મોદી તરફથી**

વીસ ગ્રાહકોને અડધા લવાજમે 'કંકાવટી' આપવા માટે રૂા. ૧૦૦–૦૦ મળ્યા છે. ખાસ તો પછાત વિસ્તારની લાયબ્રેરી, હાઈસ્કૂલ અને વિદ્યાર્થીઓને એનો લાભ મળશે.

લવાજમ : રતિલાલ અનિલ, ૩ આનંદનગર સોસાયટી, સગરામપુરા, સૂરત–૨

# ભીંત પાછળ ડોકાતો છોડ જોઈને

□ ઉશનસ્ □

વાણીની પેલે પારથી આવી
આ ગમ ઝૂકી ડાળ.
દુર્ગમ દીવારોને લીલી
લંઘતી આદિમ ઝાળ.
અપારદર્શક આડશ પાછળ
પ્યાસનો કોઈક શોષ,
ઊછરે છે વ્યાકુળ હીજરાતો
પ્રેમનો સાખ પડોશ.
આ ગમ, ઓ ગમ બેઉના તૂટ્યા
ટળવળ ઝૂરે તાર. વાડ૦
ભીંતને ટોચે ટીશ, હું તેની
ખરતી સાંભળું ધૂળ,
મારા ભણીની ભોંયમાં કોઈ
નાખવા મથે મૂળ,
બેઉ પા આવી તાણ ને તોયે
પીગળતી નથી પાળ. વાડ૦
પાંદ બે જેવાં લીલું છમ્મક
ભીંત પે કાંઢે ડોકું,
વ્હાલમાં આવી જાય આંસુ
હાય, કેમ કરી ત્યાં પોકું?
ઊંચો થૈ થૈ પકડી લેવા
પ્રેમને મથે પ્યાર. વાડ૦

(હું તો કહું છું કે કવિતા લખવી એટલે સંભોગ કરવો. શબ્દમાંથી શબ્દ સર્જવાની પ્રક્રિયાને શું કહેશો? —રાવજી પટેલ)

## કવિ

(રાવજીની ક્ષમા–યાચના સાથે)

સાંજ, સવાર, બપોર કે રાતે આંખો મીંચી, દારૂ ઢીંચી,
ગાંજો પી, પાન ફૂંકી કવિઓ નોટબૂકનાં પાનાં પર ચડી બેસે છે.
નવરા, નફ્ફટ, બેબાકળા
કવિઓ ભાષાની એક એક ૈ રી પરણી લાવ્યા છે.
(મન ફાવે તેમ સંભોગવાનું સરકારી સર્ટિફિકેટ
મફત મળે છે).
ભાષા બાયડી,
ભાષાને ભડવા રંડી કરે,
ભાષા બોડીબામણી, ભાષા વેશ્યા, ભાષા ઢોર
ભાષા જ્યાં મળી, જેવી મળી તેમ ભોગવી,
ન મળી તો ખંજવાળ્યા લેંઘા,
મૂતરડીમાં લખ્યા શિશ્નની સત્તાના શિલાલેખ...

□

કવિતા જણી
તે ગણી.
(ગણ્યા સંગ્રહનાં પાનાં, ઈનામનાં નાણાં)
ગણ્યા ગોબરી ચાદર પર વધેલા ડાઘ.
પછી પટિયાં પાડી, નવા નકોર કચકડાના રમકડા જેવો
કવિ
ફૂટપાથ પર ભૂંડાબોલું બકતી ગાંડી ભિખારણ સામે
બેધ્યાનપણે જોતો,
સસ્તી સિનેમાની અભિનેત્રી પાસે
હસ્તમૈથુન કરાવવાના ઈરાદાપૂર્વક
હૉલમાં ઘૂસ્યો.

૬–૧૦–’૭૩ —ગુલામ મોહમ્મદ શેખ

## ગઝલ

△

જયન્ત પાઠક

કાંઠાને ના મળવાની તક,
વચ્ચે રસ્તો ભરચક ભરચક.

આંખ મીંચું ને ઓરું દેખું,
આંખ ઉઘાડું: દૂર ક્ષિતિજ તક!

હવડ ઘરે પગલાં પડતામાં
ફરસ બધી શી ચકચકચકચક!

સ્મિતના આસવમાં બોળેલા,
હરફ હોઠના ગળચટ માદક.

પડું પડું આ દીવાલ માથે,
અમથું ઘડીનું ટકટક ટકટક!

પડી ગયો પરદો આગળ, ને
લો, પાછળ તો ચાલુ નાટક!

□

## ગઝલ

△

ચિનુ મોદી

ટૂંકમાં મારી હકીકત આમ છે,
શ્વાસ ચાલે તો કહે આરામ છે.

દૂર દેશાવર ગયેલું વહાણ છું,
રેતના પાણીનું કાંઠો નામ છે.

પાંચીકા રમતા પવનને પૂછજો
શેરમાં ઝરણાંઓ કાં સુમસામ છે?

બારણાં ખોલો નગરની ભીંતનાં,
બહાર જંગલનું ભટકતું ગામ છે.

જીવવાનું બહાનું શોધું છું ફક્ત
ટૂંકમાં મારી હકીકત આમ છે.

## ગઝલ □ અમૃત ઘાયલ

કોણ એમને પહેરાવે જરકશી જામા,
કે દેવ આ મંદિરના છે મિસ્કીન સુદામા.

સાચે જ હરીફોના છે ડરપોક ઉધામા,
એ પત્ર લખે છે તો ખરા, કિન્તુ નનામા.

ફૂલોને નિહાળ્યાં તો હૃદય આવ્યું ભરાઈ,
આવા જ જીવનમાં હતા મારે વિસામા.

ચળ મીઠી નકર આમ દિવસરાત ન આવે,
લાગે છે ફરી રૂઝ પર આવ્યા છે ચકામાં.

મૂલવવી ઘટે એમના સંદર્ભમાં એને,
નાચીજ સંબંધો ય નથી હોતા નકામા.

આપણને નહીં આવશે અહીંયાંની હવા રાસ,
દિલ ચાલ કરી દૂર જઈ નાખીએ ધામા.

'ઘાયલ'ને કહે કોણ કે નિત ઠાઠ ન રહેશે,
આ છોડવા પડશે જ અહીં જરકશી જામા.

## લ્હેરા □ અનિલ

લ્હેરું લ્હેરી ફરતા લ્હેરા,
લ્હેરાથી યે ડરતા લ્હેરા.

ઓટ અને ભરતી બીજી શું?
ચઢતા ને ઊતરતા લ્હેરા.

મૃગજળનાં મોજાંઓ દોડે,
રેતી થૈને સરતા લ્હેરા.

રેખા ભૂંસી પડછાયા થૈ,
આંસુમાં કંઈ તરતા લ્હેરા.

સ્મૃતિની એ પ્રભાતવેળા,
પારિજાત શા ખરતા લ્હેરા.

આંખોના ઝીણા દીવા લૈ,
શોધે છે કંઈ ફરતા લ્હેરા.

## ચોમાસું ઊતરતા... □ કિસન સોસા

ચોમાસું ઊતરતા ઊતર્યાં છે રાજહંસ ટોળેબંધ તડકીલાં ર્હોરના;
ઘર આખું ગ્હેક ગ્હેક થાતું કે ભીંત્યે મેં લીંપ્યા છે ટહુકાઓ મોરના;
વાયરાના પાવાની જેમ શીળું વાજતો તું વ્હેલા પરોઢ જેવો આવજે:
વા'લા, વળતી ગાડીએ વે'લો આવજે...!
બારીના દરપણમાં ઊભી છું એકલી ને કોરા કરું છું ભીના કેશ,
જોજનલગી તે લીલાં સમણાંઓ પાથરીને બેઠો છે સોરઠિયો દેશ,
લીલપના લ્હેરણિયા ઓઢાડી રાજ, મુને ઝાકળના દાણિયાં પે'રાવજે:
વા'લા, વળતી ગાડીએ વે'લો આવજે...!
ઉજળું છે આભ હવે ચંદરના શ્વાસથી ને મહેકી રહ્યાં છે મીઠું, હામ;
ગરબે ઘૂમું ને વા'લા ઘેરી વળે છે તારા પાંચ પાંચ અક્ષર, રે આ...મ!
બોલ્યા કરે છે આખું ગામ:
ગોરી, તારો ગરબો તો કાળજનો ન્હેર છે!
ગોરી તારો ગરબો તો કેસરિયો કેર છે!
(ગોરી, તારો સાંવરિયો આવ્યો શું ઘેર છે?)
ચોમાસું તરફડતું ચાલ્યું ગયું છે વા'લા, આસોમાં ઓરતા ઓલાવજે:
વા'લા, વળતી ગાડીએ વે'લો આવજે...!
રણઝણ ભરીને વેલ્યું આવે ઈ વેલ્યું તો ખાલીપો ખોડી જાય ફળિયે,
ડૂસકાંતાં ઝાંઝરિયાં પાદર વટે ને રોયો કાગો ય તે બોલે નૈં નળિયે;
ઢોલિયે ઢળું છું: અને ઘેન થૈ ઘેરાજે, પંખાળાં ઘોડા પલાણજે:
વા'લા, વળતી ગાડીએ વે'લો આવજે...!
આંસુથી ભીંજવું છું પાલવ ને પાલવથી કાલના આ કુમકુમને લૂછું,
ઊઠીને રોજ જીવ કંકુમાં ઝબકોળી કાચના લલાટને રે પૂજું;
બથમાં ભરીને ફેર ભીંજવજે; ફેર એ લા ખૂણામાં ઢોલિયો ઢળાવજે:
વા'લા, પો'લો શિયાળો સાથે લાવજે...!
વા'લા, વળતી ગાડીએ વે'લો આવજે...!

# પાબ્લો નેરુદા

□ ડૉ. સુરેશ હ. જોષી

□

**મિત્રો** સાથે બેસીને નેરુદાની કવિતા વાંચતો હતો ત્યાં કોઈએ સમાચાર આપ્યા કે, ચીલીમાં નેરુદા ગંભીર રીતે માંદા છે અને નજરકેદમાં છે. દુનિયાની મોટા ભાગની પ્રજા આજે સરમુખત્યારશાહી કે લશ્કરી રાજના પંજા નીચે કચડાઈ રહી છે. લોકશાહી છે ત્યાં પણ લોકશાહીનું ખોખું જ રહ્યું છે. આવાં રાજતંત્રોમાં વ્યક્તિસ્વાતંત્ર્ય કે અભિવ્યક્તિસ્વાતંત્ર્યને ખતરનાક ગણવામાં આવે છે. એવાં તંત્રમાં સર્જકતાનું કશું ગૌરવ થતું નથી. એથી ઊલટું, સર્જકોને પ્રચારકો બનાવવામાં આવે છે, નહીં તો એમનો અવાજ રૂંધી નાંખવામાં આવે છે. એક ડાબેરી મિત્ર મને હમેશાં મજાકમાં કહે છે, 'અમારું રાજ આવવા દો, પછી અમારું પહેલું નિશાન તમે બૌદ્ધિકો બનશો.' નેરુદા–ચીલીના પ્રમુખ આયલેન્ડોના મિત્ર જ હતા. પણ સર્જકોને આ કે તે પક્ષના ચોકઠામાં ગોઠવી દેવાને ઘણા લોકો અતિ ઉત્સાહી હોય છે. દક્ષિણ અમેરિકી વિવેચકો આ બાબતમાં ભારે આક્રમકવૃત્તિ ધરાવે છે. કરુણતા એ છે કે, સાંકડા સ્વાર્થોથી સાંકડી થતી જતી આપણી આ દુનિયામાં દૃષ્ટિની વિશાળતાને જાળવવાને મથી રહેલા નેરુદાને પણ આનો ભોગ બનવું પડ્યું છે. એકબાજુ ધૂળધોયા પંડિતોની નાની નાની વિગતો વિશેની કચકચ અને બીજી બાજુથી રાજકારણના હાથા બનેલા વિવેચકોનો નિરર્થક ઘોંઘાટ–આ બધાં વચ્ચે રહીને સાચા સહૃદયને શોધી એની સાથે હૃદયસંવાદ સાધવો એ એક કઠીન કાર્ય છે. મૂળ કાવ્ય તો બિચારું આવાં ઘોંઘાટિયાં ભાષ્યો નીચે ઢંકાઈ જાય છે. નિષ્ણાતો કાવ્યપાઠની અધિકૃતતા, અસંદિગ્ધતા, કવિએ અન્યત્ર બીજા સંદર્ભમાં કરેલાં વિધાનો–આ બધું ડહોળે છે, પણ કાવ્ય-પદાર્થની ઉપેક્ષા કરે છે. 'નેરુદા અમારો છે' એમ વામપંથીઓ ચિત્કારે છે. પણ નેરુદાને, નેરુદાનો કોઈ રહેવા દેવા તૈયાર નથી.

માર્ક્સવાદીઓના 'ડાયલેક્ટિકલ મટિરિયાલિઝમ'ને નેરુદા મજાકમાં 'ડાયલેક્ટિકલ કેટાલિઝમ' કહે છે. 'સમસ્યાઓ' નામના એક કાવ્યમાં એમણે કહ્યું છે, 'હું તો ખાલી રહીને રાહ જોનારી જાળ છું– જોનારાની દૃષ્ટિસીમાની બહાર રહું છું, પડછાયાઓમાં મારી હત્યા થાય છે, મારી આંગળીઓ ત્રિકોણાકારથી ટેવાયેલી છે. એ નારંગીઓમાં એનું ભીરુ અર્ધવર્તુળ આલેખે છે. તારાખચિત વિશાળતાને તાગનો હું તમારી જેમ જ અહીં મારા અસ્તિત્વની જાળમાં થઈને રાતે આવી ચઢ્યો છું ને જાગીને મારી નગ્નતાને નિહાળી છે. એ જાળમાં જે કોઈ પકડાયું તે તો માત્ર પવનના ફાંસામાં ફસાયેલી માછલી.'

એમના વિવેચકોને ભૂલભુલામણીમાં નાખવા માટે એમણે 'એસ્ત્રા વેગારીઓ' નામની રચનાઓ ૧૯૫૮માં પ્રસિદ્ધ કરેલી. કવિની સંદિગ્ધતાં જ કવિનું શસ્ત્ર છે. એમાં રચેલા પરાવર્તક સપાટીઓમાં કવિએ જાણી જોઈને અનેક કોષ્ટકોમાં પૂરાતી વાસ્તવિકતાને અપરિચિત સમસ્યારૂપ બનાવી દીધી છે. એમાંના એક કાવ્યમાં એઓ કહે છે:

'મારે કશું જાણવું નથી, સ્વપ્નો સેવવાં નથી; મારા અસ્તિત્વને અસ્તિત્વમાં આવવાનું કોણ શીખવશે? એ પહેલાં એને જ અસ્તિત્વ પામવા મથવું પડશે.'

બીજા કાવ્યમાં કહે છે:

'કેવા થવું તેની મને ખબર નથી–અન્યમનસ્ક બનીને રહેવું કે આદરપાત્ર થવું? હું બીજાઓની સલાહને શરણે જાઉં કે, એ લોકોને કહી દઉં: 'તમને બધાંને ચિત્તભ્રમ થયો છે?' એ તો સ્પષ્ટ છે કે આ સ્વતંત્રતા મને ક્યાંય લઈ જતી નથી. હું તો જાળઝાંખરાંમાં ભૂલો પડી જાઉં છું. મારું આગમન થઈ રહ્યું છે કે નિર્ગમન તેની પણ મને ખબર નથી. હું અહીંથી ચાલી નીકળું કે પછી અહીં જ સ્થિર ઊભો રહું? ટમેટાં ખરીદું કે બિલાડો?'

વળી અન્યત્ર કહે છે:

'મારાથી શક્ય તે રીતે વિચારી જોઉં કે, મારે શું કરવું જોઈએ— અને પછી એ જ બધું...જો હું ભૂલો નહીં કરું તો મારી ક્ષતિઓ કોણ સ્વીકારશે? હું મારું આખું વ્યક્તિત્વ જ બદલી નાંખીશ...ને પછી હું જ્યારે મારાથી સાવ જુદો થઈ ગયો હોઈશ અને મને કોઈ નહીં ઓળખી શકે ત્યારે હું જે કરતો આવ્યો છું તે જ કરતો રહીશ, કારણ કે, એ સિવાય બીજું કશું કરવાનું મારે માટે શક્ય નથી.'

ચીલીની વિદ્યાપીઠમાં સંબોધતાં એમણે કહેલું :

'કવિ કોઈ નાનો દેવ નથી. એ સ્વર્ગમાંથી અગ્નિ ચોરીને અહીં આવ્યો નથી. એ કોઈ વિશિષ્ટ જાતિનું સંતાન નથી, એ ઉભયલિંગી પ્રાણી નથી કે કિન્નાખોર નરાધમ નથી. એ તો કસબી છે. એને એનો આગવો વ્યવસાય છે. વ્યવસાયના કરતાં એનો વ્યવસાય વધારે મહત્ત્વનો છે એવું પણ નથી; સિવાય કે એ સમાજના પ્રતિક્રિયાશીલ બળોનો પ્રતિકાર કરવાનું ગજું ધરાવે છે. અને એ ખતરનાક પણ છે, કારણ કે એ સત્યના રક્ષક તરીકે બોલે છે......મારું એકે એક કાવ્ય તે આસમાનમાં મારેલો ભૂસકો છે. હું વારાફરતી બારીમાંથી શેરીમાં કૂદું છું, અને શેરીમાંથી પાછો બારીની અંદર કૂદું છું. અમુક દૃષ્ટિબિન્દુનો પક્ષ લેતી કવિતાને મેં હમેશાં નકારી કાઢી છે, અને કાવ્યની અમુક એક રીતિમાં પૂરાઈ રહેવાનું મને કદી મંજૂર નથી...એકલતા, વિષાદ અને વસ્તુઓની ભયાનકતા વર્ણવવાનો મારો અધિકાર મેં ક્યારેય જતો કર્યો નથી. મારું કામ તો ધ્વનિને પકડવાનું છે, રંગોની મેળવણી કરવાનું છે, વસ્તુની પાછળ રહેલી શક્તિનો તાગ કાઢવાનું છે, અને એ એને ઉચિત સર્જન અને વિસર્જનની પદ્ધતિથી હું કરતો રહું છું.'

એમના વિવેચકોને પણ એમણે એમની લાક્ષણિક રીતે સારી પેઠે ખોખરા કર્યા છે :

'પછી આવ્યા વિવેચકો. એક ખૂંટ બહેરો અને બીજો વાચાળ, અને એક પછી એક એમ બીજા કેટલાય આવ્યા. આંધળો અને હજાર

આંખવાળો, એક છબીલો તો બીજો મૂડદાના જેવો સાદો. કોઈના કપાળમાં કાર્લમાર્ક્સના જેવી કરચળી તો કોઈ ને મોટા થોભિયા, બીજા હતા અંગ્રેજ, નવા અંગ્રેજ....આ વિવેચકો કેવા પ્રશ્નો પૂછે? એ લોકો મારી પાછળ ને પાછળ ફરે છે, ને પ્રશ્નો પૂછ્યા કરે છે: ખિલાડીઓ સાથેનો મારો સંબંધ કેવો છે, મેં ઇન્દ્રધનુષ્યની શોધ કેવી રીતે કરી, ચેસ્ટનટનું સત્ત્વ એની રુંવાટીમાં કેમ રહ્યું છે... દેડકાનો અભિપ્રાય શો છે, બોડમાં રહેનારાં પ્રાણીઓ વનની સુવાસ કે આસ્ફાલ્ટના ઝઝેલાઓનો તમારા પર શો પ્રભાવ છે?'

ચીલી સામ્યવાદ તરફ ઢળતું જતું હતું. આથી કવિઓ પણ એ તરફ ઢળે એવી અપેક્ષા રાખનારાઓને પણ એમણે સ્પષ્ટ કર્યું;

'ચીલી જેવા સામ્યવાદ તરફ ઢળતા દેશમાં કાવ્યની એક જ દિશા નહીં રહેવી જોઈએ. એમાં વિવિધતા હોવી જોઈએ, એમ હું માનું છું. આ બદલાતી પરંપરા પર એકેએક કવિની આગવી મુદ્રા અંકાય એમ હું ઇચ્છું છું. આવી વિવિધતા હમેશાં જળવાઈ રહેવી જોઈએ. કોઈપણ સંજોગોમાં કાવ્ય જો પ્રફુલ્લિત થવાનું હોય તો આટલું તો નિશંક હોવું જ જોઈએ...એક જ રસ્તો ચીંધવાનું અશક્ય છે. કવિતાના રસ્તા ઘણા છે, કવિઓ કલ્પે તેટલા છે. કવિતા હમેશાં પરિવર્તન પામ્યા કરે છે...આપણને પરિચિત થઈ ચૂકેલા કવિઓ હજી ઉત્કૃષ્ટ અને રસાત્મક કવિતા કરતા રહ્યા છે. આયસેન્ડોના ચીલીમાં કવિઓ પોતાને અનુકૂળ રીતિએ જ કાવ્યો લખશે...... ધ્વનિપટલને ભેદતા જેટ વિમાનોના આ યુગમાં એ બધા આપણને પરિચિત ઘોંઘાટો જગતની નિઃસ્તબ્ધતાનું રૂપ બદલી રહ્યા છે. માનવપ્રગતિની આ મચેલી ધમાલમાં કવિઓ ભાગ લેવા કે ન લેવા પૂરેપૂરા મુક્ત છે. એઓ ગમે તે કરે, પણ એમણે પોતાને માટે અનિવાર્ય એવી આધ્યાત્મિક આત્મીયતાને માટે થોડો સરખો અંશ પણ નર્યો શુદ્ધ અને પવિત્ર રાખવો જોઈશે, તો જ પોતાને વિશેની અભિજ્ઞતા શક્ય બનશે, તો જ શબ્દ, ધ્વનિ અને સ્વપ્નો સાથેના

અનંત પ્રયોગો શક્ય બનશે. મારી વાત કરું તો હું તો બાહ્ય જગતની કંઈ કેટલી ય વસ્તુઓથી પ્રભાવિત થયો છું. પણ હું આગ્રહપૂર્વક કહું છું કે, આ દુનિયામાં આપણા પર દબાણ લાવનારાં બળો પૈકીનું કોઈ પણ બળ મારી જાત સાથેની આત્મીયતાને ઘટાડી શકતું નથી. વ્હીટમેને એની એક પંક્તિમાં કહ્યું છે: બહારનું કશું મારા પર વર્ચસ્વ જમાવી શકશે નહિ.'

આ લખતો હતો ને સમાચાર જાણ્યા કે નેરુદાએ અંતિમ વિદાય લઈ લીધી છે. કૅન્સરના વ્યાધિથી મરણ થયું ત્યારે જેમના પ્રેમમાં મસ્ત થઈને એમણે 'કેપ્ટન્સ વર્સ' નામનો પ્રેમકાવ્યોનો સંગ્રહ રચ્યો તે માતિલ્ડે પણ એમની પાસે હાજર હતી. એ પ્રેમકાવ્યોમાં પણ એક યોદ્ધાની ખુમારી છતી થયા વિના રહેતી નથી. એમાં એમણે પ્રિયતમાને પણ સ્પષ્ટ કહ્યું છે હતું:

'ભગવાન કરે ને એવું બને કે જો તું ન રહે તો એમ ન માનીશ કે હું પણ નહીં રહું. ના, મારે તો ઝૂઝવા માટે અહીં રહેવું જ પડશે.'

નેરુદાએ પોતે જ કહ્યું હતું તેમ હવે તો આપણે વિરાટ ઉત્તુંગતાના શિખર પર આરોહણ કર્યું છે. હવે કુદરતા એના પરિધાનમાંથી પોષણ મેળવી રહી છે, માચુપિચુના અશ્મીભૂત ઇન્કાનગરમાં કવિએ મરણનું જે રૂપ જોયું તે અવિસ્મરણીય રીતે વર્ણવ્યું છે. કયો કવિ મોટો; એલિયટ કે યેટ્સ, રિલ્કે કે વાલેરી, નેરુદા, કે ઓકતેવિયો પાસ—એવી ચર્ચામાં મને પડવાનું ગમતું નથી. યેઆરે, વાલેજો કે બોહેસની કવિતા પણ મેં માણી છે. કાવ્યના એ છપ્પનભોગમાંથી કશાની ઉપેક્ષા કરવાનું મને રુચતું નથી. નેરુદા જતાં જતાં આપણને કહી ગયા છે: 'ફરીવાર હું મારા ટેવાઈ ગયેલા ટટ્ટુ પર સવાર થઈને આવીશ ત્યારે આકાશમાં પૃથ્વી પર જે કંઈ ગતિશીલ છે તેનું હું છાનોમાનો પગેરું કાઢીશ. કોઈ શિકારી પેંતરો ભરે એ રીતે હું શિકારની આગળ જઈને ઊભો રહીશ અને જે શોધાયું છે અને શોધાયું નથી તે બધાંની એંધાણી તમને આપીશ.'

## એક ફૂલ....એક પતંગિયું.... □ કિસન સોસા

**જ્વાળામુખીઓનો** જીવ ગૂંગળાય. એનું મ્હોં ફાટે. તોતીંગ શલ્યો ઊડે આકાશમાં. આકાશ કંપી ઊઠે પેટાળની ત્રાડે. ધસે ધગધગતો રાતોચોળ લાવા, તેના સુધડ પ્રવાહમાં સસડતી–ઘસડાતી વહી જાય તળેટી. કાળુંમસ થઈ ઊડી જાય પ્રત્યેક વૃક્ષ. પક્ષીઓ ચિત્કારતાં બળી જાય. સર્વત્ર વ્યાપી જાય એક ભેંકાર મર્ત્યતા. અને ત્યાં...રાખની ધરતી ફોડી ફૂટે છે એક ફૂલ...જ્વાળામુખીની ટોચ પરથી ઊડી આવે છે એક પતંગિયું...

સૂર્ય છુટ્ટે હાથે અંગારા વેરે. બળબળતી પૃથ્વી તાણ અનુભવે. તેનો દેહ તિરાડોથી તરડાય. તિરાડો ફૂદતાં દોડ્યાં જાય દિગમ્બર સ્ત્રી–પુરુષો. સમંદર ભયભીત પડખું ફરે. પહાડો ઊભા જ ઊતરી જાય પેટાળમાં. મેદાનો સંકોચાઈને બની જાય પહાડ. ભૂંસાઈ જાય, પલકમાં, નદીઓની રૂપેરી લકીરો. રેતીનાં મોજાંઓમાં દટાઈ જાય પવનનો દેહ. માંજરાં વાદળોનાં સમૂહો ઢાંકી દે'ય નીલાકાશ. સર્વત્ર વ્યાપી જાય એક અકલ્પ્ય અશબ્દતા. અને ત્યાં...અંધકારની ભીંત ફોડી ફૂટે છે એક ફૂલ...વેરાયેલી વિશાળ વેરાનિયતમાંથી ઊડી આવે છે એક પતંગિયું...

સહરાના ભૂખરી ક્ષિતિજ પર ઈમારતો ચીતરાય રેતીમાં, નાળિયેરીની છાયા પાથરી ખજૂર ખાય બાળકો. આકાશના તારાને નેત્રોમાં સમાવી ચાલ્યો આવે કાફલો. સંભળાય ક્રોસ ઘસડાવાનો અવાજ. ઠોકાતા ખીલા સંભળાય. સમંદરની છાતીમાં પડે ચાસ, દેવળો ઊભાં થાય. ઘંટારવ આકાશના ગુંબજમાં ધૂમરાય. મોઝીસની લાકડીએ સમંદરની છાતી ચિરાય. મોઝીસ, ટેનકમાન્ડમેન્ટસના શલ્યને છાતીએ વળગાડી ઊતરે પહાડ, મસાલાનો દેહ લઈ ફેરો નિરાંતે લમ્બાવે પિરામિડમાં. કિનારે ઊતરે કાષ્ઠનો અશ્વ. ટ્રોયની જ્વાળાઓથી દિશાઓ રંગાય રક્ત–રંગે. સ્પાર્ટેકસને ગળામાં રસ્સી બાંધી ચોકમાં

લટકાવાય. લટકતા પગ નીચેના પથ્થર પર માથું પછાડે ગુલામ-સ્ત્રી, અશ્વ પર બેસી ઉત્તર તરફ જતાં લિંકન ઘડી ઘડી જોયા કરે દક્ષિણ-દિશામાં, સ્પ્રીંગ ફિલ્ડ ભણી. અસ્થિપિંજરો જંજીરોમાં જકડાય. માઈકલ-એંજેલોનાં નિર્વસ્ત્ર ચિત્રોને પવિત્ર પોપ પહેરાવે વસ્ત્રો. ગેસચેમ્બરમાં યહૂદીઓ ગુંગળાય. હિરોશિમા અને નાગાસાકીના ચિત્કારે ધણધણી ફૂટી જાય બારીના કાચ. પૃથ્વીના બરડા પર વીંઝાય કોરડા અને ઉપસી આવે સોળ જેવી સડકો. સડકો પર પૈંડાં માણસ પૈંડાં ભીડ પૈંડાં કોલાહલ પૈંડાં ચીસ...

સેંકડો પાણી ઊતરી ગયાં, પાછળ, અનંતમાં. એક અનંત આકાશ, પાછળ, ઊતરી ગયું અનંતમાં. હજારો સૂર્ય સળગી-કજળી ઊડી ગયા રાખ થઈ. ખૂઆઈ ગયા હજારો ચંદ્રો, કરોડો નક્ષત્રો ગુમ થઈ ગયાં ગેબમાં.

જ્વાળામુખીના લાવામાંથી, ધરતીની તાણમાંથી, પૃથ્વી પરના પ્રચંડમાં પ્રચંડ ઝંઝાવાતમાંથી પ્રત્યેક સમયે બચી નીકળ્યું છે એક ફૂલ...એક પતંગિયું...

એટલે તો કહું છું સોન, સાંજે સ્કૂલ પાસેના પેલા વળાંક પર, લીલા છોડની ઘટાટોપ છાયામાંથી પસાર થતાં સસ્મિત નેત્રે નીરખતી રહેજે આ તરફ, સ્મૃતિમાં મહેકવા દેજે તારા સ્મિતની સુગંધ. સાંજે મારાં ગાત્રોમાં ગૂંચળું વળી પડ્યો હોય છે થાક. ત્યારે મને જરૂર પડે છે બે નેત્રોની, વરસાદના શહેરમાં, જાણ્યા-અજાણ્યા લોકોની વસ્તીમાં ક્યારેક, પલળતો પલળતો તારી પાંપણોની છત તળે આવી ઊભો રહી જાઉં તો તું નેત્રો મીંચી તો નહિ દે ને? મારી છાતીમાં, દિવસરાત, ફફડ્યા કરતું એક પતંગિયું ક્યારેક, ઊડતું ઊડતું આવી તારી આંખોના ફૂલ પર બેસે તો એને બેસવા દેજે...કેમકે આ નશ્વર સૃષ્ટિમાં આખર, કશું ચિરંતન હોય તો તે પ્રેમ જ છે. □

# વાત-આવરણ

ઈવા ડેવ

**ક્યાં** છું હું? આ આવરણો છે કે પછી મારી પંચેન્દ્રિયોને ચડેલાં પડળો? હું મારા નિર્દોષ નાના ગામની સીમમાં જરૂર નથી કે નથી એ અબુધ, ભોળા ગામ્યજનોની વચ્ચે. શું આ કોઈ સ્મૃતિ છે? કે પછી કો સ્મૃતિની લાલસા? કે પછી જાતે ઠરીને ઊભી કરેલી આંટીઘૂંટી અભેદ્ય આચ્છાદનોની? આ સંજ્ઞાઓનો થોક છે કે પછી છે ચેતસની વિટંબણાઓનો ઢગ? કેટલો સમય થયો હશે? પાંચ મિનિટ, પાંચ દિવસ, સાઠ મિનિટ, સાઠ દિવસ કે સાઠ વર્ષ? કદાચ પાંચ, હા, માત્ર પાંચ સેકંડ પણ ના વીતી હોય. કયો સમય હશે? પ્રભાત, બપોર, નિર્વર્ણ સંધ્યા કે ચેતસ-અચેતસની ગોધુલિનો સમય!

સ્થિર ડોળા છત પર ચોંટી ગયા છે. પાંપણો બિડાતી નથી. બિડાઓ, બિડાઓ, જેથી છત પર લટકતા મારા ડોળા પણ બિડાય. શું મારું છેલ્લું ચિત્ર નથી એ? ખૂણામાં મૂકેલા સ્ટવની ઉપર ટીંગાયેલું નહોતું એ? એ છત પર લટકે છે એ સ્પર્શગોચર પ્રતીતિ છે. એમ હતું કે લીલી ધરોની અંદર છુપાયેલ એ કરોળિયો સ્ટવની જ્વાળાઓથી બચવામાં કદી બહાર નહિ નીકળી શકે. ઊફ, એ કરોળિયાએ છત પરથી એની તીણી, આછી સ્લેટિયા રંગની, રેશમી, ચીકણી લાળના તાંતણે તાંતણે મારી પાંપણોના એક એક વાળને સખ્ત તાણી બાંધ્યો છે.

એને એ એપાર્ટમેન્ટ કદીય નહોતું ગમ્યું, પણ એમાં એને રહ્યા વિના બીજો છૂટકો નહોતો. એને એ શહેર પણ ક્યાં રુચ્યું હતું? હવે એને છોડીને જવાય એમ ક્યાં હતું? અહીં એને બહુ એકલવાયું લાગતું હતું, કારણ કે ત્યાં માયાં માય નહિ એટલાં માણસાં હતાં; સહ્યાં સહાય નહિ એટલાં વાહનો હતાં; નજરું પહોંચે નહિ એવા કોળોતરા જેવા લાંબા રસ્તાઓ હતા; ચડ્યા ચડાય નહિ એવાં સીધાં

ચઢાણવાળા દાદરો હતાં; દેખી દેખાય નહિ એવી ઝાકઝમાળ રોશની હતી, ને સાંભળ્યા સંભળાય નહિ એટલા ને એવા અવાજો હતા.

અવાજો! આ સંગીત શું, અવાજો પણ નથી! રિમસ્કી કોરસાકોવનું સુમધુર સંગીત વેગભરી ટ્રામના ખડખડાટો જેવું કદીય નહોતું લાગ્યું; ના, જંબો જેટના કાન ફોડી નાખે એવા ગડગડાટો જેવું કદીય શ્રવણે નહોતું પડ્યું; ઑફિસના સતત ખણણણ... ખણ...ણ...ણ....થઈ રહેતા ટેલિફોન જેવું કર્કશ નહોતું સુણ્યું. એ સંગીત કોરસાકોવનું શહેરઝાદા ના જ હોઈ શકે! તો શું એ ગર્શવીનનું મોર્ગી એન્ડ બેસ હોઈ શકે? કે પછી માર્ટિન ગુલના લેટિન અમેરિકન ડ્રાન્સ રીધમ...! ના, ટ્રામનાં પૈંડાં પર જોર જોરથી વાગી રહેલ બ્રેકની ચીસો અંડરગ્રાઉન્ડ ટનલમાં પડઘા પર પડઘા પાડતી ગુંગળાઈ રહી છે. બીથોવન! બીથોવન પાછલી વયમાં બહેરો થઈ ગયો હતો. એની હિરોઈકા કે એમ્પરર કન્ચેરટોનાં ડ્રમ્સ...ડ્રમ્સ...માર્ચિંગ કરતા સોલ્જરો, તોપોના અવાજો...આ તો કાનના પડદાના તંતુઓના ઉચ્છેદ કરનારા અવાજો છે. સ્મસ્ટકોવિચની સિમ્ફની...ધીમેથી ઊઠતા નાનકડા સંગીતનો સૂર, ધીમે ધીમે બિલાડીના ટોપ જેવું મોટું, મોટું, મો–ટું મેઘધનુષના રંગોને સળગાવી જાજ્વલ્યમાન બનાવતું વાદળું ક્યાંથી બની ગયો!

ઘનઘોર અંધકાર, કારણ કે પ્રજ્વળતી જ્વાળાઓનો પ્રખર પ્રકાશ આંખના રેટિનાની ફિલ્મની અંદરની કોનના રસાયણને પીગળાવી રહ્યો છે; ભયંકર બહેરો, કારણ કે ઉમંડ ઘુમંડ ગાજવીજના હાઈ ફ્રિકવન્સીવાળા ઘોંઘાટે કાનના ડ્રમના પડદાના ફૂરચેફૂરચા ઉડાડી દીધા છે; ઘ્રાણશક્તિનો સંપૂર્ણ હ્રાસ, તીવ્ર બળતી બદબૂએ, નાસિકાના જ્ઞાનતંતુને ઠીંકરા જેવા બુઠ્ઠા બનાવી દીધા છે; બેકાર ત્વચા, બેહદ ગરમીએ એની સંવેદનશક્તિ હરી લીધી છે.

અહીં આ મારા નાના એપાર્ટમેન્ટમાં શું થઈ રહ્યું છે? શું

છત પર લટકેલ એ મારું છેલ્લું ચિત્ર નથી? શું એ કદાચ ચિત્ર જ નથી? પરંતુ એ વાસ્તવ હોઈ શકે કેવી રીતે? ચિત્ર ધીમેધીમે જીવંત, સ્પર્શગોચર વાસ્તવ બની રહ્યું છે? ઓહ! આ પ્રકાશ, આ રંગો... રાતો, રાતો નારંગીની છાલ જેવો, લાલચોળ અંગારો શો....આંખોના પોપચાં હવે ક્યારેય બંધ નહિ થઈ શકે; પીળો...પીળો...ગુલાબી... લીલો...ભૂરો...જાંબલી...ફટ્...કાળો...કાળો...માત્ર દેખાય છે આંખના સફેદ બે ડોળા... ચાર ડોળા... આઠ ડોળા .. સોળ ડોળા... ચોપાસ કાળીમશ છતમાં ડોળા જ ડોળા, અંધ જન્મેલ બાળકના સ્થિર શ્વેત નિશ્ચેતન ડોળા. સૂર, કોમળ, હૃદયંગમ! બાળકનું ખીલ...ખીલ... નિર્દોષ હાસ્ય, કિશોરનું મસ્ત બેપરવા હાસ્ય, રાહમાનીનોફની ઋજુ તરજ, બ્રાહમનો વાયોલિન કંચરટો, આર્મસ્ટ્રોંગના ટ્રમ્પેટની તીણી નોટસ; અંડરગ્રાઉન્ડમાં પાંચસો માઈલની ઝડપે દોડતી સુપર ટ્રેનનો ઘોંઘાટ, ઉરલ પર્વતોના ઉદરમાંથી ને કેઈપ કેનેડીના સ્પેસ સેંટરમાંથી કડાકા ભડાકા સાથે ગર્જના કરતાં રોકેટોનો શોર, ફ્રેંચ ને ચાઈનીઝ પરમાણુ ધડાકાના ગગડાટ. ગડગડાટ, ગડગ...ડા....ટ...નીરવ, નિતાંત શાંતિ! લાગે છે કે કાનનો પડદો તીણી, રેડિયો પર વાગતી વ્હીસલથી ધ્રૂજી રહ્યો છે. ગુલાબની. જાસવંતીની, મોગરાની, ભાતભાતનાં ફૂલોની સુગંધ, અરબસ્તાનનાં સેંટની સુવાસ, રોસ્ટેડ કોફી બીન્સ, કેઈકની, પાઈની મીઠી સુગંધ, રોસ્ટેડ બીફ, ના, ના, આ તો માંસના બળવાની ભયંકર દુર્ગંધ... દુર્ગંધ... દુ....ર્ગં...ધ... નાસિકા ફાટી... ફાટી... ફા...ટી... લોહીનાં બૂંદ બાઝી ગયાં... ચીકણાં બૂંદ... ચીટકેલાં શીત બૂંદ માત્ર નાકની નળીથી માંડીને મગજના ઊંડાણ સુધી છંટકાયેલા કણકણો. મધનો મિષ્ટ સ્વાદ, પીચ, સક્કરજંદ, સ્મોકડ બટાકાની કાતરી, લસણનો લહેજતદાર તેજ સ્વાદ, કોકા કોલા, વ્હીસ્કી, રમ, હાર્ડ લીકરનો તીખો સ્વાદ. દવાનો કડવો સ્વાદ, કડવું... કડવું... ક...ડ...વું મોં... જીભ પર જામી ગયેલી આળાશ... આળાશ... આંતર... દેહના અંગ અંગમાં ફરી વળેલી આળાશ. માનો સીનો,

હૂંફાળાં હૂંફાળાં પોચાં એ સ્તનો, હૂંફાળી ગોદ, આછો રોમાંચક સ્પર્શ, કોઝી એ બેડરૂમ, માદક ઉત્કેરાટભર્યો આશ્લેષ, યૌવનની ગરમી, બળતા બપોરની ગરમી, તોપના ફૂટતા ગોળાની ગરમી, પરમાણુના વિસ્ફોટનની ગરમી, ૬૦, ૮૦, ૧૦૦, ૨૦૦, ૪૦૦, ૧૦૦૦, ૧૦,૦૦૦ ૧૦,૦૦,૦૦૦ ડિગ્રી, ગરમી... અસહ્ય ગરમી.... ધીક... ધીક. થતી આ દીવાલો, આ ફ્લોર, આ છત, મારી ચોમેરનું સમગ્ર વાતાવરણ, દવ લાગ્યો છે દાવાનળ લાગ્યો છે, બધું... બધું ભસ્મીભૂત થઈ રહ્યું છે...ભસ્મી...ભૂ...ત ..ભસ્મી...ભૂ...ત . ! જળેલી ત્વચાનાં છિલકાં માત્ર લબડી રહ્યાં છે.

કેટલો સમય વહી ગયો ? પળ કે યુગ ? કયો સમય ? સવાર, સાંજ કે ગોરજ ? શું અંધારામાં કશું દેખાણું ? મનુષ્યનાં અંગો ! આંખોના તગતગતા ડોળા ! કપાયેલા હાથો ! પગો, આંતરડાંની ગુંચવાયેલી દોરીઓ, આ કંકાલો ! સંભળાય છે કશું ? રહેંસાતાં બાળકોની ચીસો, સ્ત્રીઓનાં કરુણ રુદન, માનવમાત્રની અવશતાનાં ડૂસકાં ! સડેલા માંસની દુર્ગંધ, મળમૂત્રમાં સબડતા કહોવાતા માંસની દુર્ગંધ ! કાચા માંસનો સ્વાદ, માનવમાટીની મિષ્ટ સુગંધ ! સ્પર્શ... ખરબચડો રુંવા ધારદાર બેઠાં કરી દેતો સ્પર્શ... સર્પની જિહ્વાનો કાતિલ સ્પર્શ...મગરની પૂછડીના કાંટાનો ખરબચડો સ્પર્શ, બ્લેડની તીણી ધારનો મુલાયમ ત્વચા પર સ્પર્શ ! હું ક્યાં છું ? □

* ધુમાડા જેવો માણસ સામા પવને આગળ ન જાય !
* ઝૂંપડાની છત જ ધુમાડિયા જેવી તે ધુમાડિયું કોણ રાખે !
* રાખ માગીએ તો ધુમાડો જ પહેલાં મળે !
* ધુમાડો ન હોય તો આકાશ શી રીતે બ્લ્યૂબ્લેક થાય !
* અગરબત્તી સળગે એ કરતાં તો મઠ્ઠાઈ ભૂંજાય તે વધારે ગમે !

# પ્રત્યાગમન

□ હેલ્પર ક્રિસ્ટી



**આ** દ્વારમાંથી જાઉં છું એટલે જ એના દ્વારા પાછા ફરવાનું છે. બારણું જ ન હોત, હોત માત્ર ભીંતો તો તે તોડીને, સદાયને માટે બહાર ચાલ્યો ગયો હોત....ઈંડાના કોચલામાંથી બહાર આવેલું બચ્ચું ફરી કોચલામાં પાછું ફરતું નથી, પણ હું બચ્ચું નહીં પણ 'મુન્નો' છું, એટલે પાછો ફરું છું...

ફરિયાદો સાંભળવા માટે પાછો ફરું છું અને એ નિયતિ સામે જાણે મને કશી જ ફરિયાદ ન હોવી જોઈએ એવું છે...એ બધું પતી જશે, પછી મારી સામેની 'હું'ની ફરિયાદ અને વાતનો સમય મળશે કે ઊંઘ ?

મારે વાતો કરવાની છે. ફરિયાદો સાંભળવાની છે બૂટ ઉતારવાની જગ્યા સાથે, ઉતારીને બૂટમાં ખોસી દીધેલાં મોજાં સાથે, અવકાશમય થઈ ગયેલા એડી આગળના મોજાના ભાગ સાથે, હેંગર સાથે, બાથરૂમના અરીસા સાથે, સાબુ પર પડેલી આંગળાની છાપ માત્ર જોઈ રહેવાની હોય છે, ટુવાલને માત્ર સૂંઘી લેવાનો હોય છે, ઉચ્છ્વાસની ગંધ સામે એય કોઈ કોઈ વાર ફરિયાદ કરે છે, સિગારની ગંધથી તો એ હેવાયો થઈ ગયો છે...

સવારે, ઉતાવળે બહાર વહી ગયો હોઉં તો સૌ આત્મીયોને તેમના સ્થાને શોભાવવાનાં હોય...ટેબલ પર પડેલા એલાર્મમાં મારી પ્રતીક્ષા કરી થાકી ગયેલા સમયને કહેવાનું હોય. 'તું જો આમ થાકી જશે તો મારાથી વળી કેટલું ચલાશે ?'

પાછલા ઓરડે પીંજરે ઝૂલતા પોપટને તેની સારિકા નહીં હું સાંભરું છું ! એ અધીર કંઠે બૂમ પર બૂમ પાડે છે : 'મુન્ના ! મુન્ના !' અને મારે 'જી, હજૂર !' 'જી, હજૂર !' કહેવું જ પડે ! એને કેમ કહું કે તારા

થનગનતા પગે અને ઝૂલતી ડોકે હું રૂપેરી ક્ષણોની ઘુઘરી બાંધી શકતો નથી...તારી જેમ મારા પગ થનગનતા નથી, મારી ડોક પાસે હવે તારી છટા નથી.... અરે, મારે તે શું ત્રણ વાર 'જી હજૂર!' કહેવું પડશે? કેટલાં બધાં વર્ષો પછી પણ એ હજી પોપટ જ છે, એટલે હું યે એને માટે હજી 'મુન્નો' જ છું....એટલે જ કદાચ પોપટ થીજવેલા સમય સામે એલાર્મ ટક્ટક્ કર્યા કરે છે....

શો કેસમાં ઢીંગલી નથી ..મને એ બહેનની ગેરહાજરી સંભારી આપે છે...શો કેસમાં સૂટ પહેરી ઊભેલા સરકસના રીંછની ટાઈ કુશળતાથી સરખી કરવી પડે, રીંગમાસ્તરની અદા ને છટાથી કહેવું યે પડે, 'કેમ, બહુ તોફાની થઈ ગયું છે ને?'

અને રસસંક્રાંતિ થઈ જાય છે... તસવીરમાંના ઈસુની ઉદાસ કરુણામયી આંખો મારી આંખમાં મળી કશું શોધે છે, ચર્ચ અને રવિવારની દૂરતા ઓગળી જાય છે, હું એકરાર કરું છું...માફ કરજો, આજે પણ તમારા માર્ગેથી ફંટાઈને ચાલ્યો હતો—હું ઈશ્વરના જમણા પડખે બેસવાલાયક થઈશ ખરો?

મારા ઘર પાસે કોઈ ઘેઘુર વૃક્ષ નથી... ચકલીઓની સવારની ચક્ચક્ ચક્ચક્ શોરથી અપરિચિત છું... પણ સાંજની ચકલીઓની ચક્ચક્થી અતિપરિચિત છું... ચકલીઓ બહુ બેપાની છે... શરારતી છે...મીઠો ઝઘડો કરે છે અને દાણા નાખું તો જ ચક્ચક્ના મૌનમાં પરિણમે...

પછી અક્ષરોના રેખાયેલા, ઝડપે લંબાયેલા દેહોથી ખચિત ગલી, મહોલ્લા વટાવતો નોટબુકમાં એક છબી આગળ અટકી જાઉં છું... અટકી જાઉં છું એની આગળ પણ શેરી, મહોલ્લા અને શબ્દદેહો અને અલ્લડતાની કે આરતની ક્ષણે દોરેલા અસ્પષ્ટ આકાર છે, પણ બીજી કોઈ છબી નથી એટલે અટકી જાઉં છું...જોયા કરું છું અને નજીક આવતા પગરવ સાથે નોટબુક ભીડી દઉં છું... કોણ જાણે, નોટબુકનો આશ્લેષ છબીને કેવો યે અનુભવાતો હશે...

ભૂરા ભૂરા શબ્દદેહો વચ્ચે એક છબી...

પણ આજે હું એવું તે શું લઈ ને પાછો ફર્યો છું કે કોઈ કશું જ બોલતું નથી, કોઈ કશી ફરિયાદ કરતું નથી... ચકચક ચૂપ છે... કોણ જાણે શું થઈ ગયું છે મારા ઘરની હવાને? આજે હું પ્રતીક્ષા વગર, અસુરો આવ્યો છું?

આજે આ ઓરડાની ભીંત પર કોણ બરફનો વાઘ ચીતરી ગયું છે? □

## ચ્હેરા □ હેલ્પર ક્રિસ્ટી

આંખોમાં તરવરતા ચ્હેરા,
ઉંડાણે ઊતરતા ચ્હેરા.

સિંદૂરિયો રંગ ભરતા ચ્હેરા,
સરતા ને ઓસરતા ચ્હેરા.

ચ્હેરા આગળ, ચ્હેરા પાછળ,
આજુબાજુ તરતા ચ્હેરા.

ઝાકળનો ઘૂંઘટ ખેંચીને,
ભીના ભીના ફરતા ચ્હેરા.

નજરોની વીજળી ચમકાવે,
ફોરાં શા ઝરમરતા ચ્હેરા.

સાંજ પડે ને ઊગી જાતા,
પ્રભાત પ્હેલાં ખરતા ચ્હેરા.

ઝાંખા ઘરના ફાનસ જેવા.
ટમટમતા વીસરતા ચ્હેરા.

ખૂણે ખૂણે આંસુ શોધે,
આંખોમાં કંઈ ફરતા ચ્હેરા.

એક જ ક્ષણના અજવાળામાં
કેટકેટલા ફરતા ચ્હેરા!

જોઈને આશ્ચર્ય થયું. શું આવું યે થાય છે!

પહેલાં તો ઓળખી જ ન શક્યો. ડૉક્ટર સાહેબે પ્રોટીન ખાવા કહ્યું હતું–અઠવાડિયે એક દિવસ માંસ ખાવું પડશે.

જોગવાઈ હોય કે ન હોય, પ્રોટીન તો લેવું જ પડશે. વીસમી સદીનું નવું સૂત્ર છે પ્રોટીન. એમાં અમીર ગરીબનો સવાલ નથી, ગામડિયા કે બુદ્ધિશાળીનો સવાલ નથી, આપણા જેવા સામાન્ય ગૃહસ્થોએ પણ મેડિકલ કંપનીના અમુક નફા–નુકસાન ભરપાઈ કરવાના જ રહેશે.

એટલે માંસની દુકાને હું પહોંચ્યો ત્યારે પ્રથમ તો ઓળખી જ ન શક્યો. એક ભલો માણસ દુકાનમાં બેઠો હતો. ટેરેલિનના શર્ટ–પૅન્ટમાં. માથાના વાળ પણ સરસ ઓળેલા હતા.

પૂછ્યું : માંસવાળો ક્યાં ગયો?

ભલા માણસે કહ્યું—હું જ માંસવાળો છું, કહો, શું જોઈએ? માંસ ખરીદશો?

હું અવાક રહી ગયો. મેં પૂછ્યું, 'તમે જ છો?'

ભલો માણસ હસી પડ્યો. એણે કહ્યું, 'હા, હું જ છું. હું માંસવાળો છું એનો તમને વિશ્વાસ નથી પડતો? લંડન યુનિવર્સિટીનો પી. એચ. ડી. છું. મિલ્ટન પર મહાનિબંધ લખીને ડૉક્ટર થયો છું. કોઈ નોકરી ન મળી શકવાથી આ માંસની દુકાન ખોલી. અને એવો હું એક નથી. સામે પેલા ફૂટપાથ પર બેસીને બીડી વાળે છે ને, તે પહેલાં જલપાઈગુરીના વાઈસ ચેન્સેલર હતા. વિદ્યાર્થીઓએ બૉમ્બ ફેંકીને એમને લંગડા કરી નાખ્યા. કશો જ ઉપાય ન સૂઝતાં છેવટે બીડી વાળીને વેચવાનું કામ કરે છે.

એ પછી થોભીને કહે, 'તમારે કેટલું માંસ જોઈએ ?'

'પાંચસો ગ્રામ.'

ભલા માણસે છરી લઈને માંસ કાપવા માંડયું, એવામાં મારી નજર એકાએક ભીંત પર લટકતા કેલેન્ડર પર પડી. કેલેન્ડર પરનાં સાલ-તારીખ વાંચીને મને આશ્ચર્ય થયું. લખ્યું હતું ૧૯૯૩, એપ્રિલ. મેં કહ્યું, 'આ શું છે? તમારા કેલેન્ડરમાં છાપભૂલ છે, ૧૯૭૩ની જગ્યાએ ૧૯૯૩ છાપ્યું છે.'

ભલો માણસ મને કહે, 'તમે કયા દેશના વતની છો? અત્યારે ૧૯૭૩ ક્યાં ચાલે છે? આ તો ૧૯૯૩ છે. બરાબર છાપેલું છે.'

એમ કહીને એ ભલો માણસ મારી સામે જોઈને ખડખડાટ હસી પડ્યો. એના એ જબરા હાસ્યથી મારી ઊંઘ ઊડી ગઈ. જોયું તો હું મારા બિછાના પર પડ્યો હતો. ભીંત પર એક કેલેન્ડર હતું. તેમાં ધ્યાનપૂર્વક જોયું તો છાપેલું હતું-૧૯૭૩, એપ્રિલ. □

* ચીન પાસે મોટી દિવાલ છે પણ મોટો પડછાયો નથી.
* બ્યૂગલને ઝૂલણા છંદની જાણ ન થાય એ જ સારું છે!
* રવિવારે ૭ દિવસ કામ કર્યાના ગુનાનો એકરાર કરવો જ જોઈએ!
* કપડાંને ચીંથરાં કરવાનું કામ તો માણસ જ કરે!
* વિકેન્દ્રિકરણ કેટલું સારું એ તો હાલ્લાનાં ઠીકરાંને જ પૂછો!
* આશાનું ભાવિ રોકાણ નિરાશાની બેલેન્સ વધારે છે!
* તાજી નિરાશા લીલાં લાકડાના ધુમાડાની જેમ આંખમાં વધારે પાણી આણે!
* કાંકરા કરતાં રેતી જ પ્રવાહમાં વધારે ગબડે!
* ખરબચડું વ્યક્તિત્વ કંઈ પ્રવાહમાં ઝટપટ ગબડે નહીં!

## કારણ

□ અશ્વિન દેસાઈ

□

અમસ્તા બાગમાં આંટો મારવા જઈએ. લાલ માટીને ધ્યાનથી જોઈએ. મેંદીની વાડ જોઈએ. બાંકડા જોઈએ. ઘાસ કાપવાનું મશીન જોઈએ. સરખી કરેલી લોનમાં કૂદતું બાળક જોઈએ. થંભી જઈએ. મુગ્ધતાથી જોયા કરીએ. બાળકનો થનગનાટ હરી જાય. દુઃખ જેવું કંઈક અનુભવીએ.

'કેમ તારા નામ ને મારી નજરને કોઈ નિસ્બત નથી?'

'છે. તેથી જ હવે નાચી શકાતું નથી. નિસ્બત ન હોત તો માની લેત કે કોઈ કૂતરું પૂંછડી પટપટાવતું ઊભું છે, અને નાચ્યા કરત. પણ નિસ્બત છે.'

'મારી નજર ને તારા શરીરમાં રહેલી ચંચળતાને કોઈ પેઢી-દર-પેઢીનું વેર છે?'

'હા. તમારી નજર અને ચંચળતાને વેર છે. તમે જોયા કરશો તો સૂરજનો ઉદય થતો અટકી જશે. તમે જોયા કરશો તો કળી ફૂલ થતી અટકી જશે. તમે જોયા કરશો તો બરફ પાણી થતું અટકી જશે. તમે જોયા કરશો તો......

'દિવસ રાત થતો અને રાત દિવસ થતી અટકી જશે એમ જ ને?'

'ધાંટા ન પાડો. મારા થનગનાટમાં નિર્દોષ રસ હોય તો નજર ફેરવી લો!'

'પણ કેટકેટલી જગાએથી નજર ફેરવી લઈશ? આખરે ક્યાંક તો મારે નજરને ઠેરવવી જ પડશે!'

'તો ઠેરવો તમારી નજરને આકાશમાંથી ખરી પડતા સિતારા ઉપર!'

બાળકનો થનગનાટ ફરી શરૂ થઈ જાય. ઘાસ કાપવાનું મશીન શરૂ થઈ જાય. મેંદીની વાડ સમારવાની કાતર શરૂ થઈ જાય. છોડ ઊગવાનું શરૂ થઈ જાય. ફૂલ બનવાની ક્રિયા શરૂ થઈ જાય.

અચાનક કંઈક કામ યાદ આવે. કંઈક કરવાનું હતું એટલું જ યાદ આવે. શું કરવાનું હતું તે ભૂલી જવાય. ઘણી વાર માથું ખંજવાળ્યા પછી યાદ આવે. નહાવાનો સાબુ પૂરો થયો છે.

બજારમાં જઈએ. સાબુની દુકાને ઊભા રહીએ.

'એક લક્સ આપજો ને.' ખૂબ સ્વાભાવિકતાથી કહીએ.

દુકાનદાર આપણા મોઢા સામું જોયા કરે. પછી સહેજ હસે.

'કેમ ભેરુમલ ? કેમ હસો છો ? લકસ નથી ?'

'તમારી તબિયત આજે બરાબર નથી ?' ભેરુમલ ફરી હસે.

'મારે એનેસિન નથી જોઈતી, લકસ જોઈએ છે !'

'આજે આ કેવા શબ્દો બોલો છો ? શું થયું છે તમને ?'

'કેવા શબ્દો બોલું છું ? શું થયું છે મને ?'

'એનેસિન ! લકસ ! શું છે આ બધું ? તમારી નવી કવિતાઓ છે ?' ભેરુમલ ટોપી માથા ઉપર ઊંચે ચઢાવે.

'કેમ ? 'એનેસિન', 'લકસ'ને તમે નથી જાણતા ?'

'તમે જાણો છો ?'

'નવાઈની વાત છે, ભેરુમલ ! તમે શાનો વેપાર કરો છો ?'

'બધું વેચીએ છીએ, શેઠ ! પણ આ નામ પહેલી જ વાર સાંભળ્યું છે !' ભેરુમલ હસે.

આપણે માથું ખંજવાળીએ. ઘડીભર ભેરુમલને જોઈ રહીએ.

'અલે. કોઈ સાબુનાં નામ જાણો છો ?'

'સાબુ? એ વળી શું છે? આજે તમે આમ કેમ કરો છો?'

'સાબુને પણ તમે નથી જાણતા? નહાવાનો સાબુ?'

'નહાવાનો એટલે? નહાવું તમે શાને કહો છો?'

'સવારમાં તમે દાતણ–પાણી કરીને શું કરો છો?'

'દૂધ લેવા જઈએ છીએ.'

'પછી શું કરો છો?'

'બૈરી સાથે ઝઘડો કરીએ છીએ.'

'હશે. પણ નહાવા જેવી કોઈ ક્રિયા કરતા નથી?'

'આ નહાવું શબ્દ જ પહેલી વાર સાંભળ્યું, સાહેબ!'

માથે હાથ મૂકીને આગળ ચાલીએ. રસ્તામાં પાડોશી રમણલાલ મળી જાય. બૂમ પાડીએ રમણલાલ ઊભા રહે.

'ક્યાં ચાલ્યા અત્યારમાં? સુધીરની દવા લેવા?'

'હા. પણં તમે કોણ? ઓળખાણ ન પડી!' રમણલાલ દવાની બાટલી ઉપર હાથ ફેરવે.

'હું રોહિત! મને ન ઓળખ્યો?' આપણે સ્હેજ ગલવાઈ જઈને કહીએ અને હસવાનો અને યાદ કરાવવાનો પ્રયત્ન કરીએ.

'કોણ રોહિત?' રમણલાલ બાજુના મકાન તરફ જોઈને વિચાર કરે.

'અરે! તમારો પાડોશી! આમ કેમ કરો છો રમણભાઈ? મજાક તો નથી કરતા ને?' આપણે સહેજ ચિંતામાં પડીએ.

'પણ મારી બાજુમાં તો કોઈ રોહિત નથી! તમે......'

'અરે તમારી ડાબી બાજુએ હંસાબેન નથી રહેતાં?'

'ના. અમારી બાજુમાં તો સોહનલાલ અને તેની વહુ રહે છે પણ તેઓ તો મારવાડી છે. તમે મારવાડી છો?'

બસ? તું મને નથી ઓળખતો એ વાત સાચી છે, બસ? તું બેંકમાં નોકરી કરે છે, બસ?' યુવતી ગુસ્સે થાય.

આપણી પાસે શાંત થઈ જોયા કરવા સિવાય કોઈ માર્ગ ન રહે! અને થોડી ક્ષણો આપણને જોઈ રહીને, યુવતી ત્વરાથી આપણો હાથ પકડીને, લગભગ ઘસડીને આપણને એની કારમાં ખેંચી લે. આપણે પણ ..પણ... કરતા રહી જઈએ, અને રસ્તાની બાજુના મકાનમાં કોઈ જાણીતો ચહેરો, આપણા ખેલ ઉપર નજાકતથી હસ્યા કરે!

મોકો મળે તો આપણે એને પૂછીએ: 'હસ નહિ, ઓ ગુલબદન! કહે, આનું કારણ કહે!' □

* ગરુડ એટલે ઊંચે ઊડે છે કે એને કાગડાનાં અપશુકન થતાં જ નથી!
* ઉપેક્ષિતોને તેમના સ્થાપિત અહિતો જ હોય છે.
* જૂના પથરા વધારે હોંશથી ઉપાડીને ચાલે તે શ્રદ્ધાળુ!
* અમર થવા સર્જાયેલાને દીર્ઘાયુષ્યનો શાપ અપાય છે!
* તાળા વ્યક્તિવાદી અને કૂંચી જૂથ–ઝુમખા–વાદી!
* ચાવી દૂર રહીને જ તાળા સાથેનો સંબંધ જાળવે છે!
* જૂનું જંગલ નવાં નવાં પશુઓ માટે જીવ્યા કરે છે.
* કોયલ ગુજરાતણ હોય તો એ પણ ગરબો ગાય!
* કવ્વાલીના મુકાબલામાં નર બુલબુલો જ ઝુકાવે!
* સુગમ કવિઓ રેડિયોના સુગમ સંગીત માટે જીવે છે.
* કાળી કીડીને હદપાર કરીએ તો એ બ્રિટિશ પાસપોર્ટ પર બ્રિટન જાય!
* મધપુડો હાથમાં આવે તો ઝિંદ્રેવેશી થવાનું ચે ગમે!
* સમયથી આગળ જનારો બગડેલી ઘડિયાળ જેવો ગણાય! રેખાભવિષ્ય ભાખનાર જોશીને પીપળાનું સૂકું પાન આપો!

# એક ગ્લાસ પ્રેમ

□ વિજય શાસ્ત્રી



**ઘરમાં** કુલ આઠ માણસો હતા. એમાંથી તેને બાદ કરો તો સાત. અને ખરેખર સાત જણાએ તેને બાદ જ કર્યો હતો. એક હતા તેના મોટાભાઈ, પણ સગા ભાઈ નહીં. બીજા હતાં તેનાં ભાભી, ત્રીજી મોટાભાઈની દોઢ વર્ષની બેબી, ચોથી બેબીને સાચવવા રાખેલી આયા. પાંચ, છ અને સાત મોટાભાઈનાં બાકીનાં સંતાનો.

તેના બાપ અમૂલખરાય બીજી વાર પરણ્યા હતા સુમતિ સાથે. પહેલી પત્ની આનંદીનું પ્રસૂતિમાં જ મૃત્યુ થયું હતું. તેના એક માત્ર સંતાન મોટાભાઈ હતા. પછી અમૂલખરાયને સુમતિથી પુત્રપ્રાપ્તિ થઈ તે આ આઠમા માણસની. સુમતિ ભાગ્યશાળી તે, અમૂલખરાયની પહેલાં મરી. આ આઠમો માણસ સાવકા મોટાભાઈને ત્યાં ઊછરવા લાગ્યો. વર્ષો વીતતાં ગયાં. અત્યારે આ આઠમા માણસની ઉંમર છે પૂરાં બાવીસ વર્ષ.

આ આઠમો માણસ નક્કી નથી કરી શકતો કે પોતે સુખી છે કે દુઃખી, કેમકે—

સવારના પહોરમાં તેને બે પ્યાલા ચા, ભાભી છેક હીંચકા પર પહોંચાડી જાય છે.

નહાવાનું પાણી તેને માટે તૈયાર રાખે છે.

તેનો ટુવાલ બાથરૂમમાં મૂકી જાય છે.

સાબુ...

જમવાની થાળી પણ તૈયાર ઢાંકેલી હોય છે.

આ આઠમો માણસ સુખી છે [?] કેમકે ઢાંકી રાખેલી થાળી ઉઘાડીને તે જમી લે છે-શાંતિપૂર્વક.

એક સાંજ ત. નોકરીએથી ઘેર આવે છે ત્યારે ભાભી બારીમાં ઉદાસ ચહેરે ઊભાં હોય છે. આંખમાં આંસુ ઊભરાઈ આવવાને તૈયાર છે. તેઓ હજુ જમ્યાં પણ નથી.

આ જોઈ આઠમા માણસને ખુશી થાય છે કે બાબી બિચારાં પોતાની રાહ જોતાં બારીમાં ઊભાં છે! દાદરનું પ્રત્યેક પગથિયું ચડતી વખતે તેને દુનિયા જીતવા જેવી લાગે છે. કારણ કે ભાભી પોતાની રાહ જોઈને ઊભાં છે. આંખમાં, ધસી આવવા તૈયાર એવાં આંસુ સાથે એકએક પગથિયું ચડતાં તેને અનેરી હૂંફનો અનુભવ થાય છે. જગતભરનો કંટાળો, આ હૂંફને કારણે ઊતરી ગયાનો તેને અનુભવ થાય છે. છેલ્લું પગથિયું પૂરું કરીને તે ઓરડામાં પગ મૂકે છે ત્યાં જ—

'જુઓને, તમારા ભાઈ હજુ કેમ ન આવ્યા? સવારના જમ્યા યે નથી.'–ભાભી કહે છે.

આ સાંભળી આ આઠમો માણસ ભાંગી પડે છે. ભાભીની બેચેની/ઉદાસી ભાઈ માટે છે. પોતા માટે નથી. આંસુ પણ ભાઈ માટે છે. પોતા માટે નથી. તે ભાભીની સામે ઓરડામાં ઊભો હોવા છતાં, નાની બેબીને આયા ઘોડિયામાં હીંચકતી હોવા છતાં, એકાએક એકલો પડી જાય છે. બે દાદરાનાં બાવન પગથિયાં પર તેને મળેલી હૂંફ ભાભીનું એક વાક્ય ઝૂંટવી લે છે.

'જાઉં છું', તપાસ કરી આવું"–કહેતો તે બહાર નીકળે છે. ફરી પાછા બે દાદરા ઊતરે છે. આ વખતે દાદરા 'ઊતરવાના હોવા છતાં ઘણો થાક વરતાઈ આવે છે.

એટલામાં જ સામેથી મોટાભાઈ આવે છે. એમને જોઈને આઠમો માણસ હર્ષપુલકિત થઈ જાય છે ને મોટાભાઈને પૂછે છે કે—

'કેમ આટલું મોડું......'

પણ તેનું આ વાક્ય તેના મોંમાં અડધેથી જ તૂટી જાય છે, કારણ કે મોટાભાઈની આંખો તો ત્રીજે માળે બારીમાં ઊભેલાં ભાભીની આંખો....

—ને ફરી આદમો એકલો પડી જાય છે.

મોટાભાઈ 'હવે' તેની સામે જુએ છે. કશું બોલ્યા વગર બે ભાઈઓ 'સાથે' દાદરા ચડે છે છતાં પણ આદમા માણસને એકલાપણું પહેલાં કરતાંય વધુ બોજો લઈ ચગદી કાઢે છે.

ત્યારે રેડિયો નથી વાગતો.

બેબી રડતી નથી.

કૂતરાં ભસતાં નથી.

ચોમેર શાંતિ છે

છતાં

આદમાને ઊંઘ નથી આવતી.

આદમા માણસ પાસે એક નાનકડી ડાયરી છે, જેમાં તે ખરીદવાની ચીજોની યાદી લખતો રહે છે. અત્યાર સુધીમાં અનેક ચીજોનાં નામ તેણે લખ્યાં છે, જેમકે—

એક ટ્રાન્સિસ્ટર [ ચાર બેન્ડનો ]

એક વાસ્પા સ્કુટર [ સેકન્ડ હેન્ડ હોય તો તે ]

એક ઘડિયાળનો પટ્ટો.

બૂટની દોરીની લેસ.

ડાબરનું હેર ઑઈલ.

વોટરબરી કમ્પાઉન્ડ [ રેડ લેબલ, શરદી માટેનું ]

અને સોનીને ત્યાં બનાવવા આપેલી વીંટી [ પહેલી તારીખ પછી ]

આગળ કશું નથી, પાનાં કોરાં છે.

આ આઠમા માણસને ઊંઘ નથી આવતી. પંખો મંદ મંદ હવાના હલકા હલકા ઢગલાઓ ખેરવ્યા કરે છે. શરીર, દિવસ આખાના પ્રવૃત્તિજન્ય થાકથી ભરેલું છે. મુઠ્ઠીઓમાં ભાગ્યની રેખાઓ છે. સોલાપુરનો ચારસો ઓઢવા માટે છે. શરીર સંપૂર્ણ તંદુરસ્ત છે. ઊંઘ ન આવવા માટે કોઈ વૈજ્ઞાનિક કારણ નથી. છતાં આ આઠમા માણસને ઊંઘ નથી આવતી કારણ કે એક વસ્તુને તે હજી ઝંખે છે, અને તે છે—

પોતાને નોકરીએથી આવતાં મોડું થાય ત્યારે પોતાની રાહ જોતી, ચિંતામગ્ન ચહેરે બારીમાં ઊભેલી, રસ્તાને કોરી ખાતી એવી આંખો, જેના ખૂણા, બાઝેલાં આંસુને લીધે થોડા ભીના થયેલા હોય. ૫

* વરસાદની પ્રાર્થના વધારે લંબાશે તો બરફ જ પડશે!
* સાપ કંઈ ચામડી ચીરવા માટે નેતરના ઘાસમાંથી પસાર થાય!
* ગરણામાં રહેલો દીવો તો બધાં જ છિદ્રોમાંથી જુએ!
* ખાંડનાં રમકડાં ઈનામમાં મળે તો કીડી પણ ઓલિમ્પિક ખેલોમાં ભાગ લે!
* માણસ તો ઠીક, અહીં તો શબ પણ યાત્રા કરે છે!
* ક્રોધનાં બીજ ભેજથી નહીં, તાપથી ફણગી ઊઠે છે!
* ગુસ્સો કંઈ આંબો નથી કે બાર વર્ષે ફળે!
* સૂર્યની વ્યાખ્યા કરવાનો પ્રયત્ન તો પંખા પણ કરે છે!
* દરેકના કિસ્મતમાં એક જ જોષી લખ્યો હોય એવું જોષીનું ભાગ્ય ક્યાંથી!
* નપુંસકોનાં યુદ્ધ અટકાવવા હોય તો પરશુરામને બોલાવો!
* ગાંધારીની જેમ કુન્તીની આંખે પાટા નહોતા તો યે એણે કયું સુખ જોયું!

# માનતાનું વૃક્ષ

□ રતિલાલ 'અનિલ'

□

એ વૃક્ષ અને તેની ડાળખી ડાળખીએ બાંધેલી ચીંદરડીઓ મારા ચિત્તમાં ફરકયા કરે છે. માનતાનું એ વૃક્ષ વર્ષોથી ઊભું છે અને વહેતા પવન સાથે માનતાની ચીંદરડીઓ ફરક ફરક થયા કરે છે, ફરકયા કરે છે. વૃક્ષ, દિશાઓની દૂરતાથી ઘેરાયેલું છે. એની પોતાની તો એક જ દિશા છે–આકાશ. અને લીલાશ ભૂરાશ ભણી આગળ વધવા મથ્યા કરે છે. માનતાની ચીંદરડીઓને પોતાની કોઈ જ દિશા નથી–પવનની દિશા સાથે એ પોતાની દિશા બદલ્યા કરે છે.

અધીર લહેરાતી ચીંદરડીઓના વ્યાકુળ હાથ જે કંઈ દૂર ચાલ્યું ગયું છે તેને પકડવા લંબાયા કરે છે, પણ ચાલ્યા જનારનાં પગલાં સુધી લંબાતા નથી. એ તો માનતાના વૃક્ષ સાથે બંધાયેલા છે...કદી આ દિશામાં લંબાય છે, કદી પેલી દિશામાં....એ કેટલા બ્હાવરા છે....

પવન પડી જાય છે અને જાણે બધી ઇચ્છા, તમામ ઉત્સાહ, આવેગ અને અધીરતા પણ લટકતી ચીંદરડીઓ રૂપે પડી જાય છે... એમાં થાક અને નિરાશા–શું શું હશે! ગયું તે ગયું, હાથ લંબાયા છતાં રોકાયું નહીં, ન જ રોકાયું અને રોકાયો આ એક માત્ર પવન અને બધી અપેક્ષાઓ જમીનની દિશામાં હાંફીને ઢળી પડી...અમે અમારી ઇચ્છાથી કે પવનની ઇચ્છાથી ફરફરી અને તણાઈ? એવો વિચાર એમને આવતો હશે?

સ્થિર સાથે બંધાયેલું, ચંચળ હોય તો યે કેવું અવશપણે બંધાયેલું છે! વૃક્ષ સાથે ચીંદરડીઓ નહીં, માનતાઓ બાંધી રાખી છે. એ વિવિધ છે, પણ સૌનો રંગ એક છે, સૌની પ્રાપ્તિની દિશાઓ પણ વિવિધ હશે, પણ બધી પવનની દિશામાં તણાય છે...ક્યાં સુધી બંધાયેલી રહેશે? એ બંધાયેલી હશે ત્યારે ય ક્યારેક માનનારના મનમાં ચળી પણ ગઈ હોય...

અને જેની એક માનતા ફળશે તે બીજી ચીંદરડી લઈને આવશે, માનતાના વૃક્ષે બાંધી જશે...માણસની માની લીધેલી અપૂર્ણતાઓ, અપેક્ષાઓ કરતાં માનતાના વૃક્ષની ડાળખીઓ કેટલી ઓછી છે! તમામની તમામ અપેક્ષાઓની ચીંદરડી બાંધી શકાય એવું કોઈ વિરાટ માનતાનું વૃક્ષ હશે ખરું?

હું મનેયે માનતાના વૃક્ષ રૂપે જોઉં છું। મારા પર કેટકેટલી રંગબેરંગી ચીંદરડીઓ બાંધી છે! ઉત્સાહનો પવન આવે છે અને બધી ફરફર થઈ ઊઠે છે અને નિરુત્સાહના પડેલા પવને છેવટે ટાંગેલા શબની જેમ લટકયા કરે છે....ના, શબ ટાંગવામાં આવતાં નથી, ટીંગાય છે તે જ શબ બને છે....પવન જીવ થઈને આવે છે ને શબ બેઠાં થઈને દોડવા મથે છે, પણ દોડી શકતાં નથી...લાગે છે કે એ સંજીવનીની ફૂંક છે, પણ એ જાય છે અને સંજીવની અને ફૂંક–બંને ચાલ્યાં જાય છે...પ્રત્યેક લેરખીએ આશાવાન થાય ને લેરખી જતાં નિરુત્સાહથી ઢળી પડે.



વૃક્ષો બધાં જ ધૈર્યવાન હોય છે...ઊગ્યા ત્યાં જ ઊભા રહેવાનું ધૈર્ય માણસમાં નથી...વૃક્ષો પોતાની પ્રાપ્તિમાં જ ઊભાં છે...માણસ માને છે કે મારી પ્રાપ્તિ મારી બહાર છે...એ રોપાતો નથી એટલે કદાચ ઊગતો નહીં હોય...પોતામાં જાતજાતની ઇચ્છાઓ રોપી–આરોપીને એ ચહુદિશ દોડ્યા કરે છે, પવનની સાથે દિશાઓ બદલ્યા કરે છે અને વંટોળિયો મને આકાશની દિશામાં લઈ જાય છે એવી ભ્રાન્તિમાંયે ક્યારેક સપડાય છે...ઇચ્છા આરોપે છે અને માને છે કે મેં નિષ્ઠા આરોપી છે, પણ ઊગે ત્યાં જ ઊભું રહેતું વૃક્ષ પોતે જ ...વંત નિષ્ઠા છે–લીલી નિષ્ઠા છે. માણસ એવું વૃક્ષ નથી, એ ...નતાનું રઝળુ ચંચળ વૃક્ષ છે...વૃક્ષ ઊભું રહે છે અને એને સૂર્ય ચન્દ્ર મળવા આવે છે, ઋતુઓ મળવા આવે છે, પક્ષીઓ મળવા આવે

છે, એમના પર ટહુકા બેસે છે, ધૂળ બેસે છે. રાત્રીએ તમામ દિશાઓ એને મળવા આવે છે, એની આસપાસ વીંટળાઈ વળે છે અને પ્રભાતે વિખેરાઈ જાય છે...અને માણસ એ બધાં પાસે સામેથી જાય છે... અને કોઈને મળવાની પડી નથી એવી ફરિયાદ કર્યા કરે છે...



પેલા માનતાના વૃક્ષ પાસે આવેલો કોઈ એવો માણસ મેં ન જોયો, જે વૃક્ષ નીચે પાંચ ઠીકરી અને વૃક્ષ પર એક ચીંદરડી બાંધી ન ગયો હોય...એવો એક હું હતો...ઇચ્છાઓના તે ધજાગરા બાંધવાના હોય...! 'અંતર્યામી' વિશેષણ હજી હું ભૂલી ગયો નથી...એ અંતર્યામી શું એવો ટ્રેન–ડ્રાયવર છે, જે ચીંદરડીના વાવટા લહેરાય એની રાહ જુએ છે? માનતાના વૃક્ષે ફરકતાં હજાર હજાર લીલાં પાંદડાં ધજાની જેમ ફરક્યા કરે છે, એ લીલી ધજાઓ એ જોતો નથી?



ઊગે છે તે ઊગવા સ્થાને સ્થિર રહેતું નથી. ઊગમણી દિશા નહીં, ઊગમણી ભૂમિ હોય છે...ને ઉત્તર દિશાએ પણ ઊગમણી હોય છે, પશ્ચિમ દિશાએ પણ ઊગમણી જ હોય છે....માણસ દિશા કેમ શોધે છે? ભૂમિ કેમ શોધતો નથી? દિશાના સંદર્ભે આ સ્થિર સૂર્ય પણ ચલિત થઈ જાય છે–ઊગમણો આથમણો થઈ જાય છે! હિમાલય ઉત્તર દિશાએ આવેલો છે કે હિમાલયની આસપાસ દિશાઓ આવેલી છે? આકાશ સિવાય હિમાલયની કોઈ દિશા નથી...

માણસ...ઊગે છે તે ઊગવા સ્થાને સ્થિર રહેતું નથી, મારું સ્થાન બીજે છે, બીજનમાં છે, એ બીજું શું છે તે હું ન જાણું, મળે તે જાણું કે તે આ જ...સમયના વહેવા સાથે લાગે કે 'તે આ તો નહીં....તે આ નહીં...' અને માનતાનાં વૃક્ષો બદલ્યા કરે છે, એકની એક ચીંદરડી જુદાં જુદાં વૃક્ષો પર બાંધ્યા કરે છે...એ પોતે જ વૃક્ષ છે અને ચીંદરડી યે છે, એ તે ભૂલી જાય છે...એ પોતે જ માનતાનું

વૃક્ષ હોય અને કોઈની માનતાની ચીંદરડી એના પર ફરકતી હોય એ તે જોઈ શકતો નથી ?

હું જોઉં છું, મારા પર કેટકેટલી માનતાની ચીંદરડીઓ ફરકે છે–લટકે છે...કુટુંબે માનતાની ચીંદરડી બાંધી છે સમાજે, રાજ્યે, સંસ્કૃતિએ, નીતિ–ન્યાયે, ધર્મે, ધર્મસંસ્થાએ...સૌએ શરતથી બાંધી છે. નોકરીએ રાખનારે પણ નિયમની દોરીથી ચીંદરડી બાંધી છે...પણ એમની માનતા પૂરી ન થાય તો એ બધાં જ મને દંડ અને સજા આપવા માટે કૃતનિશ્ચયી છે।...હું પેલા માનતાના વૃક્ષ જેવો નિર્ભય નથી....આ વિજ્ઞાનયુગમાં યે હું 'માનતાનું વૃક્ષ જ છું! દરેક માણસ માનતાનું વૃક્ષ છે, માનતા ફળવી જ જોઈએ, પણ એ ફળે કે ન યે ફળે......

અને એક હું છું કે, મારી નજીક કોઈ લીલું વૃક્ષ ઊગે અને તેની લીલી ડાળમાં મારી લીલી ડાળ આરોપી શકું એની રાહ જોયા કરું છું...... □

* ગાંધારીને બોસની જેમ આંખ બદલતા નહોતું–આવડતું।
* પગ મૂકવા આવે છે તે પગરવ મૂકીને ચાલ્યા જાય છે.
* ધૂળ પર લખો તો પવનને પૂછીને લખજો !
* બિલ્લીપગે આવતાં સ્મરણો બિલાડીનાં ન હોય।
* આશા એવી કોયલ છે, જે વાંઝિયા આંબા પર બેસીને ય ટહુકે!
* ટપાલ ગેરવલ્લે ગયા વિના જૂનું સરનામું યાદ આવતું નથી !
* ઘણું બધું સુંદર નથી કેમકે ઘણાં બધાં અંધ છે.
* જિંદગી નિષ્ફળ નથી ગઈ, દુનિયા વધારે પડતી સફળ થઈ છે !
* નહીં વરસેલાં વાદળાં એ આપણી અનામત છે !

# શહેરની રાત

□ રતિલાલ 'અનિલ'



રાત્રી આવે છે અને મારું શહેર અનેક ગુફાઓમાં પલટાઈ જાય છે

તારાઓ અને નક્ષત્રોની ઝમઝમ નસ્કોરાંના સાદમાં ડૂબી જાય છે

બંધ બારીબારણાંને આંખ નથી, પણ અંદરની દિશામાં કાન છે

પોતે છોડેલી હવા પોતામાં ભરતાં ફેફસાંના સાદ એ સાંભળ્યા કરે છે

શહેરની ગુફાઓને પથ્થરનાં ઢાંકણ નથી

અહીં ગુફાની અંદર ગુફા છે, અંદર ને અંદર છે, નીચે ઉપર પણ છે

કબરની ઉપર કબર મારું શહેર ચણતું નથી, ગુફાની ઉપર ગુફા બાંધે છે

ભીંત પરના કેલેન્ડરના મરેલા અને જન્મનારા દિવસો નસ્કોરાં સાંભળ્યા કરે છે

ભીંત પરની છબીઓ જોઈ શકે એટલું અજવાળું ગુફાઓમાં છે

આ ગુફાઓમાં બિલાડીની ચકચકતી આંખ ઉંદરને શોધ્યા કરે છે, પણ દેખાતા નથી

કોઈ કોઈ ગુફા બિલાડીની મીંચાયેલી આંખ જેવી છે, અને એ પોતે ઉંદરનું દર પણ હોય છે

રાત્રી આવે છે ને મારા શહેરમાં અનેક ટેકરા ઊગી નીકળે છે અને દરેક ટેકરામાં ગુફા હોય છે

બરફના ટેકરામાં ગુફા કરીને તેમાં ઊંઘતાં રીંછ વિશે તમે સાંભળ્યું હશે

શરીરે સુકાયેલા કીચડને ખેરવવા ખરબચડા પથ્થર સાથે શરીર ઘવડતા ડુક્કર વિશે તમે જાણતા હશો

અને રાત્રે જ જાગતા ઘૂવડનો સાદ અજંપાની કોઈ રાતે સાંભળ્યો હશે

એકબીજાને શરીર અડાડી અડોઅડ પણ વિમુખ બેઠેલાં બકરાં–બકરીને તમે જોયાં હશે

પાડોશીની પજવણીથી દાંતિયા કરતી કૂતરીનો ઓચિંતો આવતો ભસવાટ સાંભળ્યો હશે

અંધકારમાં ભીંતે ચઢતી ગોકળગાયની પાછળ રહી જતી રેડિયમરેખા તમે જોઈ હશે

શહેરની આ અસંખ્ય ગુફાઓમાં શું છે, તે કદાચ નાઈટલેમ્પ જ જોતા–જાણતા હશે

ગુફાઓ ઉપરના દૂરના કાળા પોલાણમાં પેલા તારાઓ અને નક્ષત્રો ગુફાઓની આસપાસ, બહાર રહી ગયેલા દીવાઓને જોઈને હસ્યા કરે છે એ જ હું જોયા કરું છું. □

# સ્પર્શી જવું ▫ અ

સ્પર્શી જવું એ શબ્દનું, સ્મૃતિમાં આવવું
સંખ્યાની ભીંસમાંય તે એકલ બની જવું
મળવાને માટે કોઈને પોતેજ ગુમ થવું
ઊંચો થયેલ હાથ એ કહેતો'તો 'આવજો !'
કાને પડેલ શબ્દ એ હૈયે રહી ગયો,
દિવસો પછી તે એકદમ આજે જીવતો થયો !
હું તો ગયો નહીં અને સ્મૃતિમાં આવવું
કોઈ મરુભૂમિમાં જાણે ફૂલ ઊગવું
મૃગજળ છે આસપાસ ને એનું એ ખુશ થવું !
કોને ખબર કે આ તરસનું ફૂલ ઊગશે
રેતીની લૂ સહી સહીને ખૂબ સીઝશે ?
એ હાથને, એ હોઠને એની ખબર હશે ?
ચીંધેય એક બૂંદનું છલકી જવું બન્યું
ચાતકના હોઠને મળ્યું પોતાનું આંસુડું !
પોતાને પી જવા સિવાય શું હવે રહ્યું ?

# હેબેર્ટો પડિલ્લા

ક્યૂબાના કવિ. ૧૯૬૧માં એક મોટર અકસ્માતમાં તેમનું અવસાન થયું. બતિસ્તાના હત્યાકાણ્ડના દિવસોમાં મેક્સિકોમાં નિર્વાસિત તરીકે વસ્યા. એમનો કાવ્યસંગ્રહ એમના અવસાન પછી પ્રગટ થયો. ઈસ્કાર્દો ઘણા દિવસ સુધી ગુફાઓ શોધવાનું કામ કરતા રહ્યા. ક્રાન્તિ પછી લાવિલા પ્રાન્તમાં ખેતીસુધારણા કેન્દ્રના પ્રતિનિધિ નિમાયા. એમની કવિતાઓનો અનુવાદ અનેક ભાષાઓમાં થયો છે.

## ચેલેન્જ

એક માણસને ઊઠવા દો
અને કર્મની વાત કહેવા દો
આપણી વચ્ચેથી એક માણસને ઊઠવા દો
—જો એ ઊઠવાની હિમ્મત કરે તો.
આપણે મૃત્યુનો તાજ પહેરનારા,
અતલ શૂન્યમાં જઈ રહ્યા છીએ.
એક માણસને આપણી વચ્ચેથી ઊઠવા દો.
એક માણસ-આખી દુનિયાની વિરૂદ્ધ
આખી દુનિયાને માટે.
માણસ જ સૂરજ સામે આંખ મેળવી શકે છે
અંધ થયા વિના.

## મૃત્યુ

મૃત્યુ મારા જીવન પર સરકે છે
એ મારા હાડકાં-પાંસળાં તપાસે છે
આજ, છેલ્લા રવિવારો, આવનારા,
બધા એકસરખા છે.

કોઈ બારણું
મદદ કરનારો કોઈ હાથ નથી
જે મારા દર્દને આશ્રય આપી શકે!
(એથી એવું લાગે છે કે
જાણે હવે હું જાઉં છું
પ્રતીક્ષા પણ મરી જાય છે.)
અને જે આવે છે, મને એક પૈસો આપે છે
કોફી પીવડાવવાં લઈ જવા કહે છે.
ક્યાં સુધી એ આવતો રહેશે?
પુષ્કળ ઠંડી છે, મારી તરસ ઘણી છે
અને મારી ભૂખ પણ. અત્યારે ત્રણ થયા છે
કોણ આવશે, મારો મિત્ર કે મૃત્યુ?

## કલાકો સાથે મુલાકાત

કોઈ જઈ શકતું નથી
બારણાં બંધ કરી દેવામાં આવ્યાં છે
જ્યારથી તમે ઊઠ્યા છો,
બ્યૂગલ વાગ્યા કરે છે
સવારના આહ્‌વાનને માટે,
માણસો આ દીવાલોમાં કેદ છે
જેમાં બારીબારણાં જ નથી
રાત કે દિવસ જોવા માટે.
અહીં પ્રકાશ નહીં આવી શકે
પોતાની ધારથી ઘાયલ કરવા.
આથી હું જ મારા તરફ વળીશ
એક ઑર દિવસ પસાર થાય છે.

## બહાર જવાથી

માણસ બહાર રસ્તા પર આવે છે
અચાનક એવી રીતે, અને ચાલે છે
અને પૂછે છે, જુએ છે
સાંજ શહેર પર ઊતરી આવી છે
બારીઓમાંથી ઘણી આશાથી ઝાંખે છે
ઇચ્છે છે કે ક્યાંક
જિંદગીનો એક ધબકાર, એક સાદ મળે.
પણ જીભે એક સવાલ આવે છે
તું ક્યાં હોઈ શકે છે?
કયા બારણાએ, કઈ બારીએ
તને ધારણ કરી છે?
સમય વીત્યે જાય છે, વીત્યે જ જાય છે.
અને પ્રશ્નભરી આંખો
દિવસના એકાંતમાં ભટકતી રહે છે.

## સંતુલનની કમાલ

મને જ્યાં સમતોલ કરવામાં આવ્યો છે
એ આધારને પામો
એ જો એક બાજુએ વધારે નમે.
એ પડી શકે છે, અથવા મારા પ્રદીપ્ત
શરીરને હવામાં ઝૂલતું છોડી શકે છે.
એક ઓર દુઃખનો સહારો આપો,
મને સુસ્થિર કરો.
એના સુધી પહોંચ્યા પહેલાં, ઢળી પડવું

હું ફરીથી બરદાસ્ત નહીં કરી શકું.
એ આધારને પકડો
એને સહન કરવામાં મને મદદ કરો.
હું આ અગાઉ પણ પડી ચૂક્યો છું
અને હવે ફરી કદી પડવા માંગતો નથી.

## રાત્રીજાગરણ

હું આવી રીતે રાત્રી પસાર કરું છું:
સાવ સામે એક્ટીટસે જોયા કરતો
ઉદાસીનતામાં ડૂબેલો
પોતાની જિંદગી પર દરેક કલાકે
આત્માનો ખડખડાટ સાંભળતો.
હું બારણું બંધ કરું છું ને ખોલું છું
શોર, અવાજો, ધ્વનિઓ સાંભળું છું
ઝટકા ડોમિનોઈસ રમતના
સિક્કાના, ટાઈપરાઈટરના,
મોટરોનો ઘરઘરાટ
છતો પર જતી બિલાડીઓનો પગરવ
સડકો પર ચાલતી ધીમી ચહલપહલ
હવાને વીંધતી ચીસો.
હું બારણું બંધ કરું છું ને ખોલું છું,
પણ સવાર કદી આવતી નથી,
હું કદી સૂરજ જોઈ શકતો નથી,
મારે માટે કાયમ મધરાત જ રહે છે. □

## કાચના ગ્લાસ □ અમિતોજ

આપણે કોઈ કાચના ગ્લાસ થોડા જ છીએ
કે હાથમાંથી પડીએ
અને તરત તૂટી જઈએ.
આખર, આપણે દોસ્ત છીએ, મારા યાર!
પહેલાં આપણે એકબીજાની
નજરમાંથી પડી જઈશું
અને પછી ધીરે ધીરે
તૂટી જઈશું.

હું જાણું છું
એમ તૂટવામાં તકલીફ તો થશે
પણ આપણે કોઈ કાચના ગ્લાસ થોડા જ છીએ
કે હાથમાંથી પડીને તરત તૂટી જઈએ!
તું જાણે છે
અને હું પણ
કે કેટલું મુશ્કેલ હોય છે
બંધ બારણાની દિશામાં વારંવાર જવું
આવતા જતા શ્વાસના માર્ગમાં
દીવાલ ઊભી કરવી
અને ચકલા પર જઈ ઊભા રહેવું
કોઈ એકની પ્રતીક્ષામાં.
આપણે એવું નહીં કરીએ.
આપણે એવું કરીશું
—તું ક્યાંક બીજે ચાલ્યો જશે
હું તને પત્ર લખીશ

અહીં હું ક્ષેમકુશળ છું
અને તારા ક્ષેમકુશળની
ઈશ્વરને પ્રાર્થના કરું છું.
પત્રના ઉત્તરમાં થોડું મોડું કરવા માટે
તું મારી માફી માગશે.
પછી હું તારાલગ્ન દિવસના પ્રસંગે
કોઈ નાની મોટી ભેટ મોકલીશ
અને તું
પિતાજીના એકાએક ગુજરી જવાના ગમમાં
મારા પ્રત્યે હમદર્દી બતાવશે.
    પછી હું તને ઈદ-મુબારક પાઠવીશ
    અને તું મને દિવાળીએ
    શુભેચ્છાઓ પાઠવશે.
એમ ધીરે ધીરે
૩૧મી ડિસેમ્બરની પેલી ઠંડી સાંજ આવશે
જ્યારે આપણા અભિનંદનપત્ર
કોઈ ટપાલઑફિસમાં અચાનક ભટકાઇ જશે—
અને તૂટી જશે.
હું જાણું છું
એમ તૂટવામાં તકલીફ તો થશે
પણ આપણે કોઈ કાચના ગ્લાસ થોડા જ છીએ
કે હાથમાંથી પડીને તૂટી જઈએ.
આખર આપણે દોસ્ત છીએ, મારા યાર! □

# વ્યુત્ક્રમ | □ ચિનુ મોદી

'ઢાંકી દે હવે.'

'પણ, ખુલ્લું રહેશે તો પણ શું ?'

'અરે, માખીઓ બેસે.'

'ખાવાનું હોય તો માખી બેસે. આ ક્યાં...'

'એક વખત કહ્યું ને કે ઢાંકી દે.'

'એમાં બરાડે છે શાનો ?'

'બરાડે છે કોણ ?'

'તો ગુસ્સે શેનો થાય છે ? લે, ઢાંકી દીધું.'

'અરે, આમ ઢંકાય ? આટલું જાડું કપડું રાખીશ તો ગરમીથી બધું ફદફદી ઊઠશે.'

'કશું ફદફદતું નથી.'

'ફદફદશે ને ત્યારે ખબર પડશે.'

'મારું ગુમડું ફદફદે એમાં તને પરુ ઓછું પડવાનું છે ?'

'પરુ પડે નહીં તો પણ મારે જોવું તો પડશેને ?'

'તે ના જોઈશ.'

'તને જોયા વગર તે ચાલે, પ્રિતુ ?'

'બસ હવે બહુ ચીબાવલો ના થા. તારે ઑફિસ નથી જવું ?'

'પત્નીની સારવાર માટે મિસ્ટર મજમુદાર આજે ઘરે રહેશે.'

'પત્નીએ મોટું ઑપરેશન કરાવ્યું છે એટલે ?'

'ઑપરેશન મોટું હોય કે નાનું હોય, પણ ઑપરેશન તો ખરું ને ?'

'અરે, આ તો નસ્તર મૂકર્યું કહેવાય.'

'જે કહેવાય તે. હું આજે ઑફિસ નથી જવાનો.'

'એમ તે કંઈ ચાલે ?'

'ચાલશે જ ને.'

'પ્રેતુ, એકવાર કહ્યું ને કે હું નથી જવાનો.'

'અરે, લોકો તને વહુઘેલો કહેશે, વહુઘેલો.'

'મને કહેશે ને ? તને તો કોઈ કશું કહેવાનું નથી ને ?'

'પણ, તું સમજતો કેમ નથી ? ગુમડા પર નસ્તર કરાવ્યું એમાં ઘેર રહેવાનું ! લોકો તો જાતે નસ્તર મૂકાવેને ગુમડે, તો, પણ કામધંધે જતા હોય છે.'

'તે તું જાને તારા કામે, મેં તને ક્યાં ના પાડી ? પણ, હું નહીં જાઉં !'

'અરે પણ ચિંતાનું કંઈ કારણ નથી. એવું હોય તો હું જ તને ના જવા દઉં શું ? પણ, આ થોડુંક લબકારા મારે છે એટલું જ, બાકી કશું જ નથી, કાંઈ જ કરતાં કાંઈ નહિ.'

'બોલ્યાં, કાંઈ જ કરતાં કાંઈ નહીં.'

'અને કશુંક વધારે થશે તો પરેશ ઘરમાં છે. પછી શેની ચિંતા છે ?'

'પરેશ નાનો કહેવાય.'

'નાનો શેનો ? એ ય ખાસ્સો અઢારનો થયો.'

'તોય આપડી પાસે તો છોકરું જ ને.'

'એમ કહેને કે તારે જવું જ નથી ?'

'તું ધક્કો મારેને તો ય નથી જવું. પરેશ બિચારો કેટલાય દિવસથી સોરવાય છે. પૂનાથી એ આવ્યો છે, પણ મારે ને એને મળવાનું જ નથી થતું. બસ, આજ તો હું ને પરેશ બેસીશું. એના ફિલ્મ ઈન્સ્ટિટ્યુટ વિશે વાતો કરશું. ચલ, હવે તું સૂઈ જા અને જો પાછું, ખેસવી દીધીને રજાઈ ? અને આ રજાઈ ના મૂકી રાખ ગુમડે. ચાદર ઢાંક.'

'તું ઘેર રહી મારું માથું ચાટી જવાનો છે.'

'અરે, આ માખોની સૂંઢોમાં તો જાતજાતનાં અને ભાતભાતનાં ચેપી તત્ત્વો હોય છે.'

'જંતુશાસ્ત્રી ના જોયો હોય તો. તેં ઑફિસે ફોન કર્યો છે?'

'હમણાં જ પરેશને મોકલી દીધો, ઑફિસે. રિપોર્ટ પણ આપતો આવશે.'

'તે ક્યારે ગયો પરેશ?'

'આપણે દવાખાને હતાં ત્યારે જ મેં ઘેર ફોન કરી એને ઑફિસ પહોંચી જવા કહી દીધું હતું.'

'વોય. બહુ ચસ્કા મારે છે.'

'એ તો દુઃખે તો ખરું જ ને?'

'કાળોતરો કરડી ગયો હોય ને એવી બળતરા થાય છે હવે તો.'

'અરે સાલું, એવા લબકારા મારતા હોય છે.'

'વોય, ઓ મા રે.'

'બહુ દુઃખે છે, પ્રિતુ?'

'તું મને સૂઈ જવા દઈશ?'

'ચલ, બસ હું નહિ બોલું.'

'તું ઘરમાં હોઈશ ને ત્યાં સુધી...'

'કહ્યું ને એકવાર કે નહિ બોલું.'

'તું બોલ્યા વગર રહે એવો ખરો ને?'

'તું કંઈ પૂછીશ નહિ. બસ, હું વાંચું છું. તને જરૂર પડે તો મને કહેજે તો બંદા તારી સેવામાં હાજર...'

'ઓ મા.'

'હવે ઓ મા ઓ મા કર્યા વગર સૂઈ જાને.'

'તે પરેશ ક્યારે આવવાનો છે?'

'એ મને ફોન પર તો એમ કહેતો'તો કે ઑફિસથી એ કંઈ એના ભાઈબંધો સાથે પિક્ચરમાં જવાનો છે.'

'તે તેં રોક્યો ય નહિ?'

'અરે, મેં કીધું. કે તારી બાબીના બહાને હું તારી સાથે આખો દિવસ કાઢીશ, આપણે વાતો કરીશું.'

'છે એને મારી કંઈ ચિંતા?'

'તું કહે છે કે એ મોટો થઈ ગયો છે. બાલબુદ્ધિ જ ગણાય શું? બાકી કોઈ જાય આમ મૂકીને? આ તો ઠીક છે કે, મેં સી. એસ. નો રિપોર્ટ મૂકી દીધો. બાકી....'

'વોય, એવા લબકારા મારે છે ને.'

'જો પાછું બસેડી નાખ્યું? ઠોકી દે કહું છું.'

'વોય, એવું દુખે છે ને.'

('આકંઠ સાબરમતી'માં એકાંકીરૂપે વંચાયેલી એક સંવાદાત્મક વાર્તા)

□

## હવે □ અમૃત ઘાયલ

છે સમય બાકી ઘણો ઘણો થોડો હવે,
લાકડીનો ના કરો ટેકો હવે;
આખરી વેળાની ઘાયલ, છે ઘડી,
ઓરતાની આંગળી છોડો હવે.

## બસ □ અમૃત ઘાયલ

બસ આમ સાનભાનથી જીવાય તો યે બસ,
અધરો ફફડતાં શાનથી શીવાય તો યે બસ;
આ જામમાં છે એથી વધારે ન જોઈએ,
આ જામમાં છે એટલું પીવાય તો યે બસ.

અજિત ઠાકોર

# સીમમાંથી પાછા ફરતા કવિને....
## ઉર્ફે
## એક ભીંતસૂક્ત

તથાસ્તુ !
ગામ તને પાદર લગણ આવો ભેટવા
શેરીઓ લીલકંચા તને
હેરવી ફેરવી રોળવી કરી નાંખો ભૂરોભટ
ઉંબરદેવતા તારા તણખલા જેવા પગોને,
તારી તળાવડી જેવડી આંખોને
તારા પવને ભરાયેલા વિસ્મયને
તારા તને
ઓળંગો સાત વખત સાત સાત વખત ઓળંગો ભૂંડા તમને
સાત્તે વખત
તારું તણખલું, તારી તળાવડી, તારો રૂં
ડહોળાવ થોડું થોડું, જરી જરી થાવ ઓછું...
ધીરે ધીરે ખરી જાવ હે દુષ્ટ તત્ત્વો !
તમે એક ભીંતાળા માણસને શા માટે કરો છો હેરાન ?
એ ભીંતાળો છે, ઝાંખરિયાઓ !
‘ભ’ની ભીડ સમા ભોળાનો કેડો છોડો દુષ્ટો !
ઘરમાં પેસ હવે ભીંતાળા !
નમસ્કાર કર ભીંતમાતાને
હાજરાહજૂર છે મા ભીંત રૂં તો !
મા ભીંતની વાત જ જુદી છે ભાવિકો !

મા ભીંતની સાથે છે હૈં લક્કડિયા આકાશભડકતો !
અંદર આવ ભોળા !
બારી બારણાં બંધ કર, મા ભીંતને પરસન કર
સાત સાત દીવા કર, ફર
સાત ફેરા ફૂર મા ભીંતની પૂંઠે
બસ કર બસ કર, હે મા ભીંત !
આ તો ભોળો છે ને તમે કુહાડી ફેરવતા ચ રા ચ ર ને...
હે મા ખમ્મા તમને ખમ્મા હે મા ખૂણાળા !
હે મા ખમ્મા તમને ખમ્મા હે મા કુંવારાં !
આજી અમે તો નાનરા ને તમે મોટડા !
હે ઘરખૂણાઓ !
હે મચ્છર માંખોવાળા ! હે ઝીણી આંખોવાળા !
હે અંધારા ભેળાળા ! મા ભીંતપૂંઠે ફરનારા !
મા ભીંતને સેવણહારા !
આ તો ભોળો છે...આ તો ભોળો છે...આ તો ભોળો છે...
તમને અંધારાની આણ હે ઘરખૂણાઓ !
હે ઘરખૂણાઓ !
આ ભોળાના પગમાંથી તરણું કાઢો હે ઘરખૂણાઓ !
આ ભોળાની આંખોનાં પાણી વાળો હે ઘરખૂણાઓ !
આ ભોળાના વિસ્મયને બાફે મારો હે ઘરખૂણાઓ !
'ભ'ની ભીડ ભરો ભોળામાં દેવો !
'ભ'ની ભીડે ભોળો મારો દેવો !
ભાવે ભજશે આખો ભવ
'ભ' થી ચરચક ભોળો ભૂરું તમને,
હે ભૂખરિયા દેવો ! □

## તીતર બીતર □ ચન્દ્રકાન્ત દત્તાણી

તીતર બીતર
રસ્તા મોટર ટ્રામ ટ્રેન બસ
તીતર બીતર
ઑફિસ બૉફિસ ફાઈલ બાઇલ ને ટાઈપરાઈટર
તીતર બીતર
મિસ પૉનીટેઈલ બૉસ બૉસનો ચ્હેરોમ્હોરો
તીતર બીતર
તીતર બીતર તીતર બીતર તીતર બીતર
હવે બધાં મેદાન મોકળાં
હવે બધાં મેદાન મોકળે
સાવ અચાનક
ઝાડ પાંદડાં પ્હાડ ટેકરી તળાવનાં જલ ઝબક્યાં
લોચન છલક્યાં...
લોચન છલક્યાં કીર કબૂતર હોલા કોયલ કાબર તેતર
લોચન છલક્યાં ગામ ગામનાં પાદર ખેતર...
પાદરમાં ફરફરતી દેરી, દેરી પર કંકુના થાપા
કેશરવરણાં રૂપ રૂપ ને કંચનવરણી કાયા
પગલાં પગલાં પગલાં, કંકુના થાપાનાં પગલાં
મારાં પગલાં, તારાં પગલાં
પગલાં વીસ વરસનાં પગલાં
પગલાં સોળ વરસનાં પગલાં
પગલાં જનમજનમનાં પગલાં
પગલાં અરસપરસનાં પગલાં...
પગલાં ઊડ્યાં અરસપરસમાં

અરસપરસ આપણમાં નડયાં
આપણુ ઊડયાં અરસપરસમાં
પાદર દેરી સીમ ટપીને નડયાં
ખાઈ ટેકરી નદિયું નાળા ડુંગરને ઓળંગી ઊડયાં
ઊડયાં ધુંવાધાર આકાશે ઊડયાં
ઊડયાં ધુંવાધાર, ઊજાશે નડયાં
બહાર ઊડયાં, ભીતર ઊડયાં
ઊડયાં તીતરમાં જઈ ઊડયાં
ઊડયાં બીતરમાં જઈ ઊડયાં
તીતર બીતર તી...તર બી...તર તી...તર બી...ત...ર
ફરીફરીને તીતર બીતર સાવ અચાનક તીતર બીતર
આંખ આંખની નજરું દશ્યો તીતર બીતર
તીતર બીતરના રસ્તામાં
મકાન મોટર ટ્રામ ટ્રેન બસ આવી ઊભાં
ભીંસોભીંસ દિવાલ વચ્ચોવચ્ચ
ઑફીસ ટેબલ ટાઈપરાઈટર
મિસ પૉનીટેઈલ બોસ બોસનો ચ્હેરોમ્હોરો
બધાં જ અકબંધ આવી ઊભાં...
કશું જ નહિ અહીં તીતર બીતર
કશું જ નહિ અહીં તીતર બીતર
હું જ હવે તો તીતર બીતર
હું જ એકલો...હું જ એકલો
તીતર બીતર
તીતર બીતર, હું જ એકલો તીતર બીતર..... □

# માસિક રૂા. ૫ અને ૧૦ની

પાંચવર્ષીય સંચયીમુદતી થાપણો
(સી.ટી.ડી.) અને આવર્તક થાપણો
(રીકરીંગ ડીપોઝીટ્સ) ના

***નાના બચતકારોના હિતાર્થે***




## સારું વ્યાજ અને અન્ય લાભો ઉપરાંત વીમા જેવા લાભો પણ મેળવો

આ યોજના પ્રમાણે એક વ્યક્તિનું ખાતું ધરાવતા રોકાણકાર અથવા સંયુક્તખાતાની બાબતમાં હયાત રોકાણકાર તારીખ ૧લી જુલાઈ ૧૯૭૨ ના રોજ અથવા ત્યારબાદ મૃત્યુ પામે અને ત્યાં સુધીમાં જો તેઓએ બે વર્ષ સુધીના (પણ મુદત પાકે ત્યાં સુધી નહીં તેવા) માસિક હપ્તાઓ દરેક મહિને ભર્યા હશે તો અમુક શરતોને આધીન રહીને તેમને પુરી મુદતે લેવાની થતી રકમ આપવામાં આવશે. આ લાભ તા. ૧-૭-'૭૨ અગાઉ ખોલેલાં આવાં ખાતાંઓને માટે પણ આપવામાં આવશે.

**વધુ વિગત માટે** નાની બચત અથવા રાષ્ટ્રીય બચત યોજનાની કચેરીઓ, જીલ્લા કલેકટરની કચેરી અથવા પોસ્ટ ઓફીસોનો સંપર્ક સાધો.

**આપ**

વ્યાપારી છો?
ગવર્મેન્ટ સર્વન્ટ છો?
મ્યુનિસિપાલિટી/પંચાયતમાં છો?
બિઝનેસ એક્ઝીક્યુટિવ છો?
શાળા–મહાશાળામાં શિક્ષક છો?
રાજકીય–સામાજિક સંસ્થાના કાર્યકર છો?
પત્રકાર છો?
લાયબ્રેરીઅન છો?

આપ જીવનની ગતિ સાથે પ્રગતિ કરતા આધુનિક માનવી તો છો ને?

**તો**

**આપ**

**વ્યાપયંત્ર ટ્રેડર્સનો સંપર્ક સાધો.**

જ્યાં આપનાં કામકાજને સુઘડ અને સરળ બનાવતાં ઑફિસ–ઉપયોગી યંત્રો તથા પ્રસાધનો આપને ફાયદાકારક રીતે મળી શકશે.

# વ્યાપયંત્ર ટ્રેડર્સ

૩૦, ન્યુ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, કોચરબ આશ્રમ સામે, અમદાવાદ–૬.
ટે. નં. ૮૫૨૦૧

☐ પ્રેસ્ટોસાઈન ડીસ્પલે બોર્ડસ ☐ એવાટ ડુપ્લીકેટર્સ ☐ વીનાર સ્લોટેડ એન્ગલ્સ ☐ ડફ્રા ફાઈલીંગ સીસ્ટમ્સ ☐ ખીમકો વુડન ફર્નીચર ☐ ઉષા પંખા તથા વોટર કુલર્સ ☐ P & T એડ્રેસીંગ મશીન્સ ☐ રોટેક્ષ ડેસ્ક બ્લોકસ ☐

**તદુપરાંત:** ફોટો કોપીયર્સ વીઝયુઅલાઈઝર્સ; ચેક રાઈટર્સ, કેલ્ક્યુલેટર્સ, ઈલેક્ટ્રીક તથા ઈલેક્ટ્રોનિક ઑફિસ પ્રસાધનો.

અમે જે કંઈ વેચીએ છીએ તે વિચાર કરીને વેચીએ છીએ. જેથી આપ પણ તે ખરીદયા બાદ અમારો ફરી ફરીને વિચાર કરો.

# ખેડૂતભાઇઓ માટે
# અમૂલ્ય તક



શંકર-૪ કપાસ તથા અન્ય પાકો પર થતી જીવાતોથી પાકનું રક્ષણ કરવા માટે સેન્ડોઝ કંપનીની જંતુનાશક દવાઓ જેવી કે એકાલક્સ ઈકાટોક્સ, પ્રવાહી ડસ્ટ, ઈકાટોક્સ પ્લસ ડસ્ટ, એન્થિયો, ઈકાટીન, ઈકાડ્રીન, વગેરે વાપરી પાકનું વધુ ઉત્પાદન મેળવો.



મળો યા લખો

## રમેશ એન્ડ કું.



ડિસ્ટ્રીબ્યુટર્સ

સેન્ડોઝ [ ઇન્ડિયા ] લિમિટેડ

૭/૪૦૯૯, ઊનાં પાણી રોડ,
સત્કાર હૉટલની સામે,
સૂરત-૨.

જીવનના સાકાર થયેલાં સ્વપ્નોને છબિરૂપે સાકાર રાખવા
સંસ્મરણીય ક્ષણોને તસવીર રૂપે ચિરંજીવ રાખવા

અમારા સ્ટુડિયોમાં પધારો



અદ્યતન વૈજ્ઞાનિક સાધનોથી સંપૂર્ણ સુસજ્જ અને
નિષ્ણાત છબિકળાથી આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલો સ્ટુડિયો

# વી. એન. મહેતા

સ્થાપના ૧૯૦૧

ચૌટાપુલ, સૂરત-૧ ટે. નં. ૨૫૯૫૭



તમામ પ્રકારની ફોટોગ્રાફીના નિષ્ણાત
તેમજ
અદ્યતન ફોટોગ્રાફીનાં તમામ સાધનોના વિક્રેતા



શુભ પ્રસંગે ભેટ આપવા કે શુભ પ્રસંગે વસાવવા
બાળકોના આનંદી મિત્રો સરખાં
અદ્યતન અને આકર્ષક રમકડાં
પણ મળશે

રળિયામણાં; રઢિયાળાં અને રોનકદાર

# REX GENTS TAILOR

**Latest Modern Gents Tailor**

**For : N. M. Chowhan**

Nanpura Mamroad,

SURAT-1.



R—Reasonable price.
E—Exact Fitting.
X—Xyz Styles.




ફરસાણ ગૃહ

ચોકબજાર, સુરત-૧.

## સુરતની ફરસાણ શોખીન

પ્રજાના હૃદયમાં
સૌથી મોખરાનું સ્થાન ભોગવનાર

# ધી ગુજરાત ઈન્ડસ્ટ્રીયલ કોઓપરેટીવ બેંક લિ.

: રજી. ઓફિસ :
"શ્રી નિકેતન" નવાપુરા,
પારસી શેરી, સુરત.

: મુખ્ય ઓફિસ :
યુનિયન કો-ઓપ. ઈન્સ્યુરન્સ સો.
બિલ્ડીંગ, આશ્રમરોડ, અમદાવાદ-૧૪.

: ચેરમેન :

## રણછોડદાસ ત્રી. પોપાવાળા



આ બેંકમાં મુકેલી થાપણો નાના પાયાના ઉદ્યોગ તેમજ ઔદ્યોગિક વસાહતોની નાણાંકીય જરૂરીયાત સંતોષવામાં વપરાય છે. માટે આપની બચત આ બેંકમાંજ રોકવાનો આગ્રહ રાખો.



જુદા જુદા પ્રકારની મુદતી થાપણો આકર્ષક વ્યાજના દરોથી આ બેંક સ્વીકારે છે.



વળી આ બેંકમાં મૂકેલી થાપણો ઉપર કુલ્લે મેળવેલું રૂા. ૩૦૦૦/- સુધીનું વ્યાજ કરમુક્ત છે.

અધિકારી વ્યક્તિને ઓળખો

## દિનેશના લેબાશમાં

દિનેશ વુલન અને ટેરીન/વુલ સૂટિંગ



ઉચ્ચ શ્રેણીનાં દિનેશ સૂટિંગમાંથી પસંદ કરો :
વ્હિપકોર્ડ્સ, કેવેલરી, ટ્વિલ્સ, ડાયેગોનલ્સ
હેરિંગબોન્સ, ચેક્સ, સ્ટ્રાઈપ્સ વગેરે.

**ઉત્તમ ઊનથી બનેલાં**
**દરજ્જાદાર સૂટિંગ**



**શ્રી દિનેશ મિલ્સ લિમિટેડ**

પાદરારોડ, વડોદરા

## પૂર્ણ કરો
## આપનું એ અવિરત સ્વપ્ન ?
## — ખોલો,
## બૅન્ક ઑફ બરોડામાં
## 'રિકરિંગ' ડિપોઝીટ ખાતું

એકાદ ટેબલ ફૅન ? રેડિઓ ? સાયકલ ?
આપનું આવું હર કોઇ સ્વપ્ન હવે,
બૅન્ક ઑફ બરોડામાં 'રિકરિંગ' ડિપોઝીટ
ખાતું ખોલાવવાથી મૂર્ત બની શકે છે.
તમે દર મહિને થોડું થોડું બચાવો, અને
તમારી એ બચતમાં અમે આકર્ષક વ્યાજ
ઉમેરીએ. ટૂંક સમયમાંજ, તમારી પાસે
એટલા પૈસા જમા થઈ જશે કે તમે
ઈચ્છો તે ખરીદી શકો !




આપની સમૃધ્ધિનું પ્રતીક.

## બૅન્ક ઑફ બરોડા

હેડ ઓફિસ : માંડવી બરોડા.

ભારતભરમાં લગભગ દરેક સ્ટેટમાં મળી
અમારી ૫૫૦ થી વધુ શાખાઓ છે.
ઉપરાંત પરદેશોમાં પણ : યુનાઇટેડ કિંગડમ, ઇસ્ટ આફ્રિકા,
ફીજી ટાપુઓ, મોરિશ્યસ અને ગયાનામાં

Shilpi BOB 6/71 Guj

Kankavati Nov-73 Regd No. G. 677

# લક્ષ્મીચંદ ભગાજી

## શ્રોફ એન્ડ ફાયનાન્સર

### હાયર પરચેઝ ફાયનાન્સ

આપને ભાડા ખરીદ ધોરણે જોઈતી મહત્ત્વની જરૂરિયાત— જેવી કે મશીનરી, ટ્રક, મોટરકાર એરકન્ડીશનર્સ, ટી. વી. અને ધંધાદારી સાધનો માટે.

### ફિક્સ ડિપોઝીટ

વ્યાજના દર: ત્રણ માસ: ૭ ટકા. છ માસ ૮ ટકા; ૧ વર્ષ ૯ ટકા, ત્રણ વર્ષ દસ ટકા, કરન્ટ એકાઉન્ટ ૩ ટકા; સેવિંગ્સ એકાઉન્ટ ૫ ટકા.



ટૂંકી મુદતની લોન—ચેક હૂંડી વ્યાજબી દરે વટાવવાની સવલત, સલામત, સદ્ધર રોકાણ અને આકર્ષક વ્યાજ.



રમણ હાઉસ, ૧૬૯ બેકબે રેકલેમેશન,
ચર્ચગેટ, મુંબઈ-૨૦ (બી, આર.)
ફોન નં. ૨૫૬૨૪૬. (ત્રણ લાઇન)
ગુજરાત-સૌરાષ્ટ્રનાં તમામ શહેરો અને
મહત્ત્વનાં ગામોમાં પેઢીની શાખાઓ છે.

### સૂરત વિભાગ

પારસી શેરી, સૂરત. સ્ટેશન રોડ, વાપી. બીલીમોરા. ગણદેવી. અમલસાડ. ચીખલી. નવસારી. મહુઆ. બારડોલી. વાલોડ. રાંદેર. ઓલપાડ. અંકલેશ્વર. ભરૂચ. રાજપીપળા. જંબૂસર.

# કંકાવટી

ડિસેમ્બર
૧૯૭૩

## ભીતરમાં

તમે ઓઢી પાનેતર પરવર્યા પછીય તો,
ઉનાળા ઊગ્યા ને શિશિર થથરી, મેઘ વરસ્યા !
તમે વેરેલા એ કુમકુમ્ તણા જંગલ મહીં,
ઊગેલાં કેસૂડાં હજીય વિખરે કંકુ પવને-
ઠરે આવી આંખે, ક્ષિતિજ નિરખે મોભ ઘરનો-
તમે ઓઢ્યા વ્હેળો, જળ વગરની સીમ ડૂસકે
રડે; ફૂવાકાંઠો ચરણરજ ઝંખે મખમલી !
અને રસ્તે રસ્તે તવ સ્મરણના બાવળ ઊગે.

ઝરુખે બારીમાં સમય હજી ઊભો પ્રથમનો
તમારી આંખોનો મદીલ કજરો લૈ લટકતી
છબી ખૂણેખૂણો સ્મિત નિરખવાને ટળવળે
અને નીચી નાડે સતત રડતું રે' કલુખડું !

તમારી આંખોના અરવ સળગે દીપ ઘરમાં
હજી છાનો છૂપો પરણું તમને હું ભીતરમાં !

મણિલાલ હ. પટેલ

# માસિક રૂા. ૫ અને ૧૦ની

પંચવર્ષીય સંચયીમુદતી થાપણો
(સી.ટી.ડી.) અને આવર્તક થાપણો
(રીકરીંગ ડીપોઝીટ્સ) ના

***નાના બચતકારોના હિતાર્થે***

PASS BOOK
PASS BOOK

**નાની બચતની સુરક્ષિત બચત યોજનામાં નાણાં રોકો**

તા. ૧-૭-'૭૨ થી અમલમા આવેલી છે.

## સારું વ્યાજ અને અન્ય લાભો ઉપરાંત વીમા જેવા લાભો પણ મેળવો

આ યોજના પ્રમાણે એક વ્યક્તિનું ખાતું ધરાવતા રોકાણકાર અથવા સંયુક્તખાતાની બાબતમાં હયાત રોકાણકાર તારીખ ૧લી જુલાઈ ૧૯૭૨ ના રોજ અથવા ત્યારબાદ મૃત્યુ પામે અને ત્યાં સુધીમાં જો તેઓએ બે વર્ષ સુધીના (પણ મુદત પાકે ત્યાં સુધી નહીં તેવા) માસિક હપ્તાઓ દરેક મહિને ભર્યા હશે તો અમુક શરતોને આધીન રહીને તેમને પુરી મુદતે લેવાની થતી રકમ આપવામાં આવશે. આ લાભ તા. ૧-૭-'૭૨ અગાઉ ખોલેલાં આવાં ખાતાંઓને માટે પણ આપવામાં આવશે.

**વધુ વિગત માટે** નાની બચત અથવા રાષ્ટ્રીય બચત યોજનાની કચેરીઓ, જીલ્લા કલેક્ટરની કચેરી અથવા પોસ્ટ ઓફીસોનો સંપર્ક સાધો.

# કંકાવટી

ડિસેમ્બર ૧૯૭૩

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪મું : અંક ૧૭૮ : મૂલ્ય એક રૂપિયો

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૯. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩ આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા.વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.



તંત્રી · મુદ્રક · પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

# પૃથ્વી હતી

## પાઉલ સિલાન ◻ અનુ. કનુ જોષી

તેમની અંદર પૃથ્વી હતી, અને
તેમણે ખોદ્યું.

તેમણે ખોદ્યું, ખૂબ ખોદ્યું, તેથી તેમનો દિવસ
તેમની રાત પસાર થઈ ગઈ. અને તેમણે
પ્રશંસા ના કરી
ભગવાનની
જે, તેમના સાંભળવા મુજબ આ બધું ઇચ્છતો હતો,
જે, તેમના સાંભળવા મુજબ આ બધું જાણતો હતો.

તેમણે ખોદ્યું અને વધુ કંઈ જ ન સાંભળ્યું;
તેમને ન આવ્યું ડહાપણ, તેમણે ન તો શોધ્યું કોઈ ગીત,
ન તો પોતાને માટે કોઈ ભાષા વિચારી કાઢી.
તેમણે ખોદ્યા કર્યું.

ત્યાં એક શાંતિ આવી અને ત્યાં આવ્યો એક વંટોળ
અને બધા સમુદ્ર આવ્યા.
હું ખોદું છું, તમે ખોદો છો અને જીવડું પણ ખોદે છે,
અને તે ગાતાં કહે છે : તેઓ ખોદે છે.

એય, ઓ કોઈ નહિ, ઓ કોઈપણ નહિ, ઓ તું !
જ્યારે રસ્તો કશે નથી જતો, ત્યારે તે ક્યાં દોરી જાય છે ?
તમે ખોદો છો, હું ખોદું છું અને હું તમારી તરફ ખોદું છું,
અને આપણી આંગળી પર વીંટી જાગે છે.



# મને થયું

□

સાંદીપનિ

## પરિચય-અપરિચય

**શેરીમાં** પ્રવેશતાં જ ક્યાંકથી આવીને મારી સાથે ચાલવા લાગતા અને હું થોભી જાઉં તો મારી સાથે થોભી જતા ને ઘરના ઉંબર સુધી આવતા શ્વાનને મેં કદી મારું નામ કહ્યું નથી કે, મેં એને પણ એનું નામ પૂછ્યું નથી. અમે સૌપ્રથમ એકબીજા સામે જોયું હતું, ત્યાર પછી એણે મારી સામે નસકોરાં ફુલાવી ઊંડો શ્વાસ લીધેલો એટલું જ.

શરુઆતમાં બારીએ બેસી મને જોઈને ઊડી જઈને અને ફરી આવીને બારીની રેચ પર બેસીને પછી ઉડાઉડ કરીને મારું ધ્યાન એણે ખેંચેલું. તેના થોડા દિવસ પછી ઘરના ગોખમાં ગોઠવેલી ચોપડીઓ તપાસવા ગયો ત્યારે એ અંદરથી ફર્રર્ર્ કરતી ઊડી ગઈ ત્યારે મને થયું કે ચકલીએ અહીં માળો કર્યો છે. હું ગોખ પાસેથી ખસી ગયો ત્યારે ફરી આવીને ચોપડાં વચ્ચેની ખાંચમાં, ઘાસના ગૂંચળામાં એ ભરાઈ ગઈ. એણે મારા મિત્રોને મારા વિશે, મારા સ્વભાવ વિશે કદી પૂછ્યાનું જાણ્યું નથી. કોણ જાણે એ ચકલી મારે વિશે ક્યાંથી, કેવી રીતે, શું યે જાણી ગઈ કે એણે નિઃસંકોચ મારા ઓરડામાં, મારા પ્રિય ચોપડાં વચ્ચે જ માળો કર્યો !

મારા પગ પર નિરાંતે ફરતી કીડીને જોઈને મને આશ્ચર્ય થાય છે. જરાય બહાવરી થયા વિના આટલી નિરાંતથી, લીલા મેદાનમાં

ચરતી ગાયની જેમ એ પગના વાળમાંથી પસાર થાય છે. એની ચાલમાં જરા યે ફડક દેખાતી નથી. એણે ક્યાંથી મારો પરિચય મેળવ્યો ? એ તો મૂગી છે અને માણસની ભાષા માણસ પોપટ સિવાય કોઈ ને શાંખવતો નથી, તો મારા સ્વભાવ વિશે એણે જાણ્યું ક્યાંથી ? એ કેવી વિશ્વાસપૂર્વક મારા શરીર પર ફરે છે !

વૃક્ષના છાંયડે બેસું છું ત્યારે મારી હાજરીની કશી ચિંતા વિના પાંદડાં પવનથી પહેલાંની જેમ જ ફરક્યાં કરે છે. છાંયડો પણ પહેલાંની જેમ જ શાંત શીતળ રહે છે. વૃક્ષનું થડ સંકોચાતું નથી ! હું મારા ઘરમાં જાઉં અને મારી હાજરીની ચૈતસિક નોંધ લઈ બધું ચાલતું હોય એમ ચાલ્યા કરે એવો આત્મીયભાવ એ છાંયડામાં કેમ અનુભવું છું ? મારે ને એને એવી તે શી સગાઈ ?

સ્પેન ? હા, ત્યાં આંતરવિગ્રહ થયો હતો એવું સાંભળેલું. એ દેશ બહુ છાપે ચઢતો નથી. પસ્તીના પડામાં યુરોપ–અમેરિકાની નારીઓના ને થોડા પુરુષોના ફોટા જોયા હશે, પણ આ સ્પેન અપરિચિત.... ત્યાંના માણસોની પિછાન નહીં. પણ એક નવલકથા હાથમાં આવી. વાંચવા માંડી, ને બસ વાંચતો જ ગયો...પુલ ઉડાડવા ગોઠવેલા ડાયનેમાઈટને પેટાવવા માટેનો વાયર હાથમાં લઈને ઊભેલો એલ્સેમો, ધડાકાથી જીવ ઊડી ગયા પછી યે હજી એમ ને એમ જ મારી આંખ સામે ઊભો છે ! ટાઢી રાત્રીએ ખુલ્લામાં, રાત્રે એક જ કોથળામાં સાથે ભરાયેલાં ને ઊંઘતાં નાયક–નાયિકા, કંતાનના કોથળાના ગૂંચળામાં ડિલ પર ડિલ નાખી વિશ્વાસપૂર્વક ઊંઘતાં શિયાળુ ગલૂડિયાં જેટલાં જ પરિચિત લાગે છે....મારાં આંગળાંમાં રેખાઓ દોરવાની આવડત હોત તો હું બરાબર એમનું રેખાચિત્ર દોરી બતાવું એટલાં એ પરિચિત છે ! અરે, મારી હાજરીની દરકાર કર્યા વિના એ બંને કોથળામાં ભરાઈને નિરાંતે શ્વસે છે !

મિત્રને ત્યાં જઈ ચઢું ને દીવાનખાને રમતાં બાળકો રમતની ચીજો લઈને ઝટ આમતેમ થઈ જાય છે ત્યારે પેલી કૂતરી મોઢામાં

ચીંથરું લઈને આમથી તેમ દોડે છે ને ગલૂડિયાંને દોડાવે છે, હું નજીક ઊભો છું, પણ એમની મસ્તીમાં કશો ફેર પડતો નથી.

મારે માણસને પૂછવું છે: ભાઈ, તું મને ઓળખે છે? ઓળખે છે તો ય મારા પર વિશ્વાસ કેમ બેસતો નથી? મારા વિશે બધું જાણી લીધા પછી, ઘણાકને પૂછી ખાત્રી કર્યા પછી યે કેમ વિશ્વાસ નથી? શ્વાન, ચકલી, કીડી, વૃક્ષનો છાંયડો, નવલનાં પાત્રો ને કૂતરી–ગલુડિયાં મારી ભાષા નથી જાણતાં એટલે મને ઓળખે છે? અમે એકબીજાની ભાષા નથી જાણતાં એટલે વિશ્વાસ છે?

હવે મને કોઈ ભાષા શીખવાની ઇચ્છા થતી નથી. એકની એક આ માતૃભાષા વીસરાતી નથી એટલો અપરિચય મરણ સુધી વેઠવાનો કે પેલી નવલકથા જેવા છાપેલા શબ્દો દ્વારા પરિચય કેળવવાનો? □

### અભદ્ર

(શ્રી ગુ. બોકરના પ્રમુખપદેના એક સન્માન સમારંભમાં એક વક્તાને ન સાંભળવા શ્રોતાઓએ તાળીઓ પાડી, વક્તાએ એમને ધમકાવ્યા, સન્ત પણ ટરી—પ્રમુખ પણ જોડાયા.)

**સન્માનનીય** પ્રત્યે આદર પ્રગટ કરવા તમે મંચ પર આવો ત્યારે તમે પોતે આદરણીય રૂપે સ્વીકારાયેલા છો કે કેમ, તે તમારી જાતને પૂછી લેજો, કેમ કે કોઈ પ્રત્યે આદર પ્રગટ કરવો એ સારું છે, પણ એવા અભિનયની ઓથે તમે આદરપાત્ર બનવા જશો તો હાંસી-પાત્ર બનશો અને જેમને માટે તમે વિશેષ આદર ઉપજાવવાના હતા તેમની અવજ્ઞા જ થશે, અને એ તે કેવું અભદ્ર કે તેમનો આદરનો પ્રસંગ જ તેમની અવજ્ઞાનો પ્રસંગ બને!

અને, આદર શબ્દોમાં પ્રગટ થાય એ પહેલાં તે તમારા વર્તન અને વ્યક્તિત્વમાં મૂર્ત થઈ જવો જોઈએ, કેમ કે આદર એ કંઈ મહોરું નથી કે મંચ પર આવો તે પહેલાં ગ્રીન રૂમમાં તમે એને ચહેરે મઢી શકો.

વ્યક્તિને જાણો એટલા માત્રથી તમે આદરના પ્રસંગે બોલી ન શકો. સામાન્ય જાણવું અને વિશેષ જાણવું અલગ છે. કોઈ એક કવિ એક જાણીતા ફૂલ વિશે આજ સુધી અજાણી રહેલી વાત કહે છે, એક વૈજ્ઞાનિક એક અતિ જાણીતા પદાર્થના અજાણ્યા ગુણ વિશે જાણે છે અને કહે છે–એવું, જાણીતા વિશેનું અજાણ્યું તમે જાણ્યું છે ખરું ? શું ચાંદીની એક મુદ્રા હાથમાં લઈને તમે સૌને કહો કે, આ ચાંદીની મુદ્રા છે, તે ૧૯૭૨માં ટંકશાળમાં પડી હતી—તો એ સાંભળીને લોકો હસવાના નહીં ? તમે કહો કે મેં એક ચિત્ર દોર્યું. એક અકિંચન મર્મી માણસે એ જોયું અને મને ય અજાણ્યા કે મારે માટે અસ્પષ્ટ રહેલા, ચિત્રના ભાવનું સૂક્ષ્મ વર્ણન કર્યું અને એને મેં એ ચિત્ર આપી દીધું કેમ કે એ જ તો એનો સાચો અધિકારી હતો. એના દ્વારા મારું ચિત્ર વ્યાપશે.

ગુણવાચક શબ્દો માટેનું વાહક મોઢું બનવાથી ગુણ એ માનવ-વાચક મટીને યંત્રવાહક થઈ જાય એ તમે જાણો તો સારું. અને જાણીતા થવા માટે એની જાહેર મજૂરી કરવી એ કેવું અભદ્ર છે ! ભાવ, એવી ઋજુતા છે, જે મજૂરીના શ્રમથી નિસ્તેજ થઈને કરમાઈ જાય છે.

આદરણીય પ્રત્યે શ્રદ્ધા છે એટલે જ તમે મંચ પર આવો એ અયોગ્ય છે, કેમ કે શ્રોતાઓમાંના કોઈ કોઈને તમારા કરતાં ય આદર-ણીય પ્રત્યે વધારે શ્રદ્ધા હોઈ શકે.

શ્રદ્ધા એ અંગતતા છે અને એને બિડાયેલી પાંદડીઓ જેવું મુગ્ધ સૌન્દર્ય હોય છે, તે આદરણીય સમક્ષ જ ખૂલે—સૌની સામે નહીં.

અને જે દિવસે સૂર્ય નાટકી લાગશે ત્યારે એ મંચ પર ખેલાતા પ્રહસનના પરદા પર ચીતરાયેલા સોનેરી ધાબાથી વિશેષ નહીં હોય. એ 'સૂચન' હશે, 'પ્રભાવ' નહીં હોય, અને એ તે કેવી વિડંબના કે ખુદ પ્રભાકર જ પ્રભાવહીન હોય ? ગુણચિંતનના અવસરે જ ગુણ-

રહિત પ્રગટ થવું એ તો જીવનના સમારંભમાં ઋતની અતિથિવિશેષ રૂપેની હાજરી જેવું છે...

પોતે શું કરે છે એ નથી જાણતો તે બીજાએ શું કર્યું છે, તે અધિકારપદેથી કહેવાનો ચાળો થાય એ તો આદરના આલંબને પ્રગટ થયેલી કનિષ્ઠમાં કનિષ્ઠ ધૃષ્ટતા છે.

સંચિત આદર કળીની સુવાસ જેમ પ્રગટ થાય, નવાં ફૂટેલાં પાંદડાંના ઋજુ–કોમળ લીલા ઓજસ જેવો પ્રગટ થાય. સંચિત આદર તો કુંવારી ધરતીનું માટીનું ચોસલું ઔદાર્ય ને સૂર્ય સમક્ષ બીજને ધારણ કરવાની કસદાર ક્ષમતા પ્રગટ કરે એમ પ્રગટ થાય.

અને યાદ રાખો કે મરેલી માટીએ વનના પુષ્પવૃક્ષની સુવર્ણ-જયંતીએ કશું કહેવાનું હોય નહીં. એને માટે તો એ, પોતાના 'મૃત'ને જાણવાનો અને જીવનને શોધવાનો પ્રસંગ છે. એ ઉજવણી તો 'ગત'ને પ્રાપ્ત કરી 'વર્તમાન' કરવાની શરૂઆત હોય. જેની પ્રશંસા થઈ એ શું છે? દીર્ઘ જીવન, વધુ ને વધુ સુવાસિત પુષ્પો આપતું દીર્ઘ જીવન શેનાથી ચરિતાર્થ થયું એની ખોજનો અવસર છે, અને એમાં જ સુદીર્ઘ સુવાસિત જીવન પ્રત્યેનો આદર પ્રગટ થાય.

દૂર, હિમાલયને ખોળે આવેલા એક અજાણ્યા સરોવરમાં એક સહસ્રદળ કમળ ઊગ્યું છે. માત્ર સૂર્ય–ચન્દ્રે જ એ જોયું છે, અને એના જીવન માટે એમણે પોતાનાં કિરણો આપ્યાં છે–બસ, એટલાંથી જ એ કમળ પોતાની સહસ્ર પાંખડીએમાં સુપ્રતિષ્ઠ છે. એણે પોતાને જાણ્યું અને સૂર્ય–ચન્દ્રે પ્રેરિત અને સુપુષ્ટ કર્યું એટલાથી જ તુષ્ટ છે. કોઈ તરવૈયો આવે, મને લઈ જાય, રાજાના દરબારમાં પેશ કરે, મારી પ્રશંસા અને તરવૈયાની વીરતાનું અભિનંદન થાય–વીરતાનું અભિનંદન જ મહત્ત્વનું બની જાય–એવી કશી જ સ્પૃહા તેને નથી, કેમ કે કાંતિમય સ્વરૂપનું પ્રસન્ન ઓજસ્વી જીવન એ જ પોતાની મૂગી પ્રશંસા અને અભિનંદન છે અને શ્રેષ્ઠ રૂપે જીવવું એનાથી વિશેષ એવું કોઈ વીરત્વ નથી. □

## ઊભો છું ▢ હેલ્પર ક્રિસ્ટી

સમયના સુકાયા ઝરણમાં ઊભો છું,
કે હું રાખના કોઈ રણમાં ઊભો છું?

કે ત્યાં કોઈનો હાથ લંબાય ક્યાંથી?
હું સૂરજની પાછળ કળણમાં ઊભો છું.

કમળ જેમ ખીલ્યાં છે સ્વપ્નો પરંતુ,
તિમિરના સઘન આવરણમાં ઊભો છું.

અનાગતની વાતો કરું કેવી રીતે?
હજી છિન્ન ગતના સ્મરણમાં ઊભો છું.

ને અણુસાર મારો મળી પણ ગયો છે,
હું તો પાછલી કોઈ ક્ષણમાં ઊભો છું.

ભવન આપણું સાવ જર્જર પુરાણું,
હું ખરતી ભીંતોના શરણમાં ઊભો છું.

## ગીત □ ઈન્દુ ગોસ્વામી

હો રાજ મારા દીવાનું ગામ છે નોધારું
વરણાગી વેશ જેવું રખડી પડે ન ક્યાંક લીલીછમ વાટનું અંધારું
ચકમકતી સાંજ ભલે સળગી ઊઠીને મને રાખોડી હાથમાં રમાડે
ધૂંધવાતા ધૂપમાંથી બેઠું થઈને કોઈ ડમરુને ઘેનમાં જગાડે
પીળચટ્ટા પાધરને દોમ દોમ આરતીનું મૂલ હોય ઘાયલ નગારું.

ખોબો ભરીને પછી રેવડીના દાણામાં ઘરની વેરાઈ જાય શેરી
ધોળી ધજાનું મારું ગભરું કબૂતરું કાળી બિલાડી લેશે હેરી!
કજળેલા શ્વાસ જરા હેઠે બેસે તો કોરી છાતી પર આભને ઉતારું.

## ગીત □ ડૉ. અશરફ ડબાવાળા

ફળિયું ગોફણમાં ફેરવતાં ડેલી બંધ કરીને હાલ્યા,
અમને ઉંબરમાં ભીડીને સાજન જંગલ થઈને ચાલ્યા.

દિવસ ક્રેમ કરીને ગણવા પળને અડકીને મૂંઝાણી,
હું તો વેઢામાં અટવાણી ખાલી આંગળીઓ ભીંસાણી.

ઝાંઝર અવાજનો દરિયો ને પાણી સાવ પડ્યાં છે શાંત,
છીપલું પગલાનું ફોડ્યું ને અમને મળી ગયું એકાંત.

ઘૂઘવે પછીતમાં પારેવાં, આંગણ આવી બેઠું જીભે,
પાણી ક્યાંક હશે તે જોવા પંખી બેઠું ખાલી ઠીબે.

કલરવઘેલા ન્હોતા કાન અમથું વસી ગયું 'તું રાન,
પાંદડાં ક્યાં કેટલું હસશે એનું નથી પવનને ભાન.

# એ આપણી ફરજ છે

ડબલ્યુ એચ. ઑડેન □ અનુ. વિજય શાસ્ત્રી

[ગઈ તા. ૨૯મી સપ્ટેમ્બર, ૧૯૭૩ના રોજ ૬૬ વર્ષની વયે વિયેના ખાતે અવસાન પામેલા કવિ ઑડેનની ફિલસૂફીને રજૂ કરતા ગદ્યખણ્ડોનો સંચય George Allen & Unwin તરફથી પ્રગટ થયેલા ગ્રંથ 'I Believe' માં થયેલો છે. આ ગ્રંથમાં ઑડેન ઉપરાંત પર્લ બક, ટૉમસ માન, બર્ટ્રાન્ડ રસેલ આદિની જીવનફિલસૂફી વ્યક્ત કરતાં લખાણો પણ સંચિત થયાં છે. અત્રે ઑડેનના ગદ્યખણ્ડોમાંના એકનો અનુવાદ આપ્યો છે. - અનુ૦]

પણ આપણે કોઈ ને કોઈ પસંદગી તો કરવી જ પડશે. આપણું કમનસીબ ગણો તો તે ને સદ્દનસીબ ગણો તો તે, એ છે કે સમાજનું સમગ્ર માળખું અને તેનાં સાંસ્કૃતિક–આધ્યાત્મિક મૂલ્યોમાં આવી રહેલા આમૂલ પરિવર્તનના, ઈતિહાસમાં કટોકટીભર્યા ગણાય એવા તબક્કામાં આપણે સૌ જીવી રહ્યા છીએ. ભૂતકાળમાં યે રોમન સામ્રાજ્યના પતન વખતે અને પુનરુત્થાનના આરંભ વખતે આવો જ તબક્કો આવ્યો હતો ભવિષ્યમાં યે આનું પુનરાવર્તન થવાની પૂરી શક્યતા છે.

જીવનની પદ્ધતિ અંગેનાં જે સિદ્ધાન્તો અને ગૃહિતો સ્વીકારીને પોતે જીવી રહ્યો છે તે વિશે ઝાઝી લમણાંઝીંક કર્યા વગર, રાજકારણને ધંધાદારીઓના હાથમાં સોંપી દઈને, સરેરાશ માનવી પોતાનું અંગત જીવન નિરાંતે વીતાવી શકે એવી પરિસ્થિતિ માત્ર સ્થિર પ્રગતિના સમયમાં જ સરજાઈ શકે છે. પણ આપણો યુગ આ યુગ આ પ્રકારનો નથી. જગત આજે પરસ્પર વિરોધી એવી વૈચારિક છાવણીઓમાં વહેંચાઈ ગયું છે એ વિશે અફસોસ કર્યા કરવાનો કોઈ અર્થ નથી. કેમ કે હકીકતમાં આવી કોઈ જ છાવણીઓ હયાતી ધરાવતી નથી.

અલગતાના પાયા ઉપર રચાયેલી કોઈ પણ નીતિ આજે ટકી શકે તેમ નથી. લોકશાહી, સ્વતંત્રતા, ન્યાય અને બુદ્ધિ ભારે જોખમમાં આવી પડયાં છે અને જગતના ઘણા ભાગોમાં તો નાશ સુદ્ધાં પામ્યાં છે. એટલે જ જ્યારે આપણે એ શબ્દોનો ઉપયોગ કરીએ ત્યારે તેના અર્થ વિશે સંપૂર્ણ સમજ કેળવવાની, "કોઈ વિચાર ભલે સંપૂર્ણપણે અનિષ્ટ હોય પણ તેથી કરીને માનવી અનિષ્ટ નથી બની જતો" એ યાદ રાખવાની તેમ જ આપણે જેને સાચું ગણીએ તેનો, જાતને અને જરૂર પડયે તો અન્યને ભોગે, પણ બચાવ કરવાની આપણામાંના દરેકની, માત્ર પોતા પ્રત્યે જ નહિ પણ ભાવિ પેઢીઓ પ્રત્યે પણ એક મહાન ફરજ છે. □

## પછી □ રતિલાલ 'અનિલ'

આપણે ક્યારેક મળશું, પણ પછી;
કેટલા યુગો હશે એ ક્ષણ પછી!

હા, હશે થોડાંક ફૂલો, રણ પછી;
કેટલા ગણવાના રેતીકણ પછી!

આંગળી-ટેરવા બધા ખૂટી જશે,
ટેરવાંની રેખને તું ગણ પછી.

શૂન્યતાને રાજ કરવાનું હશે,
કૈં જ નહિ કરવાના કંઈ કારણ પછી.

પ્રેમ પણ પ્રાચીન લિપિ થૈ જશે,
આગલી વિદ્યા ફરીથી ભણ પછી.

જ્યાં નહીં પોતાનો પડછાયો પડે,
કંઈ કબર જેવી જ ભીંતો ચણ પછી.

હું અને તું ક્યાંય રહેવાના નથી,
એકલો ઈશ્વર હશે આપણ પછી.

## એક કાવ્ય

ડબલ્યુ એચ. ઑડેન □ અનુ. વિજય શાસ્ત્રી

હું વિસ્તરી શકતો નથી,
મારે કોઈ પડછાયો પણ નથી
હું રમતમાં ભાગ લઉં છું ખરો
પણ તે માત્ર અડધેથી નીકળી જવા માટે જ.
હું કદીય ખોટો હોઈ શકતો નથી
અને અહીં એવુંય કોઈ નથી
કે જેનો હું થઈ શકું
—જેને હું અન્યાય કરી શકું
હું પરાજિત છું
'તે' જ્યારે આ જાણશે
ત્યારે વ્યથા પણ
વાંઝણી બનશે.
તમારા બધા જ જીવનસંદર્ભો
આનંદોલ્લાસમાં જ ખપી ગયા,
કેમકે એમાંનો એકેય સંદર્ભ
તમારા કોઈ પણ કામમાં આવે
એવો નહોતો.
હું કદી બદલાઈશ નહીં.
મને ચાહો.

જેમનું ગઈ તારીખ ૨૯–૯–૧૯૭૩ના રોજ વિયેના ખાતે અવસાન થયું. Collected Shorter Poems–1930–1944–માંના Song for st. Cecilia's Day 'ના દ્વિતીય કાવ્યનો અનુવાદ.

# પગલાંની લિપિ





યોગેશ પટેલ

**દરિયાનાં** ધાંધલિયાં મોજાં વારંવાર ધસી આવતાં હતાં. અડગ તટ સાથે જોર જોરથી અથડાતાં હતાં. નીચે પટકાઈ પડતાં હતાં. પાછાં બેઠાં થઈ જતાં હતાં. આક્રમણ કરતાં હતાં અને પથ્થરિયા તટ સાથે અથડાઈને પાછાં નીચે પટકાઈ પડતાં હતાં. ફીણ ફીણ થઈ જતાં હતાં. કદાચ એમને બંધન તોડવું હતું. મુક્ત થવું હતું. વિસ્તૃત થવું હતું.

પે...લ્લી બાજુ નરમ સપાટ કિનારા પર પણ તે દોડી આવતાં હતાં. થોડું જ અંતર રહી જતું હતું. અડધે રસ્તે પહોંચ્યા પછી સમુદ્ર એકાએક સંકોચાઈ જતો હતો, મોજાંનો સાથ છોડી દેતો હતો અને તેથી નિઃસહાય મોજાં પ્રગતિનું સાહસ છોડીને જલ્દી જલ્દી સમુદ્ર તરફ દોડી જતાં હતાં, પાછાં વળી જતાં હતાં. સમુદ્રની આંગળી ઝાલી લેતાં હતાં.

પછી એકવાર એવું બન્યું કે સમુદ્રે મોજાંને ખૂબ ચઢાવ્યાં. તેમણે આંધળી દોટ મૂકી. તે અંતર આંબી ગયાં. જઈને એના પગ ફરતે વીંટળાઈ ગયાં. એના પગ તેમણે સંતાડી દીધાં. ત્યારે લાગતું હતું, જાણે એ પાણીમાંથી ઊગ્યો હતો.

દરમ્યાન થોડે દૂરથી તાળી પડવાનો રવ હવામાં લહેરાયો. ઘુઘરીઓ વાગતી હોય એવું સંગીતમય હાસ્ય ફરફર્યું. સાથે સાથે—

"દાદાજીના પગ ભીંજાઈ ગયા. દાદાજીના પગ ભીંજાઈ ગયા..."

એણે આંખો ઝીણી કરી, સ્મિત સાથે દૂર ગુલાબી ફ્રોક પહેરીને ઊભેલી એ નાનકડી 'સ્ત્રી'ને જોવાનો પ્રયત્ન કર્યો. સેન્ડી હજુ ઠેકડા મારી રહી હતી.

—દરમ્યાન સમુદ્ર આંગળી છોડીને અલગ થઈ ગયો હતો. સંકેલાઈ ગયો હતો. એટલે પડી ગએલી લહેરો પણ તેની પાછળ પાછળ જ પાછી દોડી ગઈ હતી.

એને લાગ્યું, એ સમુદ્ર છે. એના જીવનનો કિનારો બહુરૂપીઓ ક્યાંક લીલો તો ક્યાંક ભૂખરો ક્યાંક ખડકાળ તો ક્યાંક રેતાળ. ક્યાંક અડગ, એટલો અડગ કે મોજાં માથું પછાડતાં રહેતાં અને ક્યાંક નરમ, એટલો નરમ કે કો'ક પસાર થઈ જતું તો પગલાંની લિપિ લખાઈ જતી.

સેન્ડી એક લહેર હતી. એણે સંકેલાતા સમુદ્રની પાછળ પાછળ ન'તું જવાનું. એણે કોઈના પગને વળગી જવાનું હતું—પરંતુ કોના?

—સાગરનો ઘૂઘવાટ વધી ગયો હતો.

એણે આંખો બંધ કરી દીધી. અંધારું થઈ ગયું.

ઘૂઘવાટ ચાલુ જ હતો. એક ભયંકર કોલાહલ એકાએક ફાટી નીકળ્યો. જ્યાં ત્યાં બધે જ જ્વાળાઓ દેખાવા માંડી. અંધારું લાલ થઈ ગયું. કોલાહલ વધુ તીવ્ર થયો:

"મારો, કાપો, મારો, કાપો, એ હિન્દુ છે, મારો, કાપો, કાપો......"

"બચાવો, બ...ચા...વો, સાંભળતો સાંભળતો...હું...હું... ખ્રિસ્તી છું...હું........."

"ખ્રિસ્તી? વટલાયલો હિન્દુ? તું હિન્દુ છે...મારો...કા......"

—એણે ગભરાઈ ને ગરદનને ઝાટકો માર્યો. આંખ ખોલી નાંખી. પરંતુ સામે ક્ષિતિજ પર લોહીના સરોવરમાં ગરકતો સૂર્ય નજરે પડી જતાં એણે તરત જ આંખ પાછી બંધ કરી નાંખી.

પરંતુ પાછી ચીસાચીસ. કોલાહલ અને ઘૂઘવાટ.

એ અંધારામાં તોફાની પવનમાં ઊડતી સાડી નજરે પડી. તે કાંટામાં ભેરવાતી નજરે પડી. સાડી ફાટતી નજરે પડી. હવામાં ચોળીનાં ચૂંથાયલાં ચીંથરાં ઊડતાં નજરે પડયાં અને—

એના બંને હાથ ફંગોળાયા, આંગળીઓ ક્રૂરતાથી કાનમાં પેસી ગઇ. લાલ આંખોએ પાંપણનો પડદો હટાવી કાઢયો. કપાળ પરથી પરસેવાનાં ટીપાં ખર્યાં. તેના હોઠ ફફડ્યા, "મે ગોડ બ્લેસ યુ એન્ડ યોર વાઈફ, માઈ ડાર્લિંગ સન."

સ્વસ્થ થઈ તેણે વહાલી નાનકડી સ્ત્રી સામે જોયું. એના ચહેરામાંથી એની માનું કરુણ સ્મિત ઊપસ્યું. કદાચ તેથી જ તે સેન્ડીને સ્ત્રી કહેતો હતો.

સેન્ડી કિલકારતી તાળીઓ પાડતી કૂદતી હતી. દોડતી હતી, નરમ કિનારા પર નાનકડાં, સુંદર પગલાં પડી રહ્યાં હતાં.

સુંદર ખોબો પાણી સમાવે એવડાં, નાનકડાં.

પગલાં પડી રહ્યા હતાં.

પગલાંની લિપિ લખાઈ રહી હતી. ☐

## ભાદ્રી કદીક— ☐ ધીરુભાઈ મોદી

ભાદ્રી કદીક,
શુભમંગલ શર્વરીએ,
શ્યામા શું શ્યામલ ! વિલાસવતી
શીતાંશુનો ધવલ આરસ
ચૂર્ણ વાટી,
દેહાંગ લેપન કરી,
અખિલે.................,......સુગાત્રી
ધીરે સરે......
અ...લ...સ...મં...થ...ર...હસ્તિની શી !
શ્વેતાંગિની, કુસુદપુષ્પિત યૌનગંધી !

# કાચઘરનો ઉદ્યાન*

## Kitamura Taro

### અનુવાદક : પ્રમોદકુમાર પટેલ

કાચઘરનો આ ઉદ્યાન,
નીરવ શ્યામલ ઘટાવાળાં
સાઈપ્રસ અને સિધરનાં વૃક્ષો ઉપર,
તમિસ્રઘન આભ છવાયું છે, નિરવધિ
તારકો જે થીજતા જતા
તે જલી રહ્યા છે.

જો કે મારી આસપાસમાં
સર્વ કંઈ મૃત્યુને આરે આવી ઊભું દેખાય છે.

હું મારા પગ હલાવું છું ત્યાં—
ચિમળાયેલા સૂકા ઘાસની પત્તીઓ,
નિઃશબ્દતાનો પ્રતિધ્વનિ પાડતી,
એકાએક તૂટી જાય છે.

આજે પ્રભાતે, ઉદ્યાનમાં,
હૂંફાળો સૂર્ય પ્રકાશ રેલાવી રહ્યો હતો,
ને, સાંપ્રતકાલીન ક્ષણને તેણે શાશ્વતીમાં
ઘનીભૂત કરી દીધી હતી.

---

* અંગ્રેજીમાં જેને Winter Garden કહે છે, તે માટેનો આ શબ્દપ્રયોગ છે. Winter Garden એટલે કાચના ઘરમાં ઉછેરાતો ઉદ્યાન, શિશિરમાં હીમથી તેનું રક્ષણ કરવા કાચનું આવરણ રચવામાં આવે છે. અહીં Garden શબ્દથી બાઈબલના Eden Garden નો સંદર્ભ પણ તરત વ્યંજિત થાય છે. સમસ્ત કાવ્યમાં એથી એક પ્રકારે Irony નું તત્ત્વ પ્રતીત થાય છે.

બરફથી ખીચોખીચ ધરતી,
કુમારિકાની નિર્મળી ત્વચા પરના સ્વેદબિંદુ શી,
ઝળકી રહી હતી.

એ પછી, ભક્ષ્ય શોધતું એક જીવડું,
ધીરે ધીરે, સૂકી તૃણપત્તીઓ વચ્ચેથી,
બહાર સરકતું આવ્યું.

અને, પથ્થર પર તે બેઠું,
દગ્ધ તૃણોની ગંધવાળા ગ્રીષ્મમાં, તેના જે
આગલા પગો ઝીણા જંતુઓ પર આક્રમણ કરી
શકતા હતા તે, આ શિશિરના ઉત્સવમાં, કાટ
ખાઈ ગયેલી બ્લેડ સમા, નકામા બન્યા હતા.

સૂકાં પર્ણોના ખખડાટથી જ તેની પાંખો
નંદવાઈ ગઈ.

તમિસ્રઘન આભમાંના
જલતા તારકોને, શેરીમાંથી કે બારીમાંથી જોઈએ તો,
સાવ જ સમીપ લાગે.

પણ,
હું અહીં જે ઉદ્યાનમાં છું ત્યાંથી તો તે
ઘણા ઘણા દૂરના લાગે છે.

મારા પગો હલાવું છું ત્યાં હું કંપ અનુભવું છું.

અને થાય કે ગબડતા ખાલી શીશા પર
હું સરી રહ્યો છું.

ટીકી ટીકીને હું તારાઓને જોઈ રહું છું,
વૃક્ષોની ઉપર ઊંચે,
મારા અંતરનું રેડિયમ ધીરે ધીરે
મૃત્યુ અને નિઃશબ્દતાનું શૈત્ય દૂર કરે છે.

આકાશમાં
અનંત સૂર્યાસ્તો અને સૂર્યોદયોની કબરો રચાઈ છે.

કોઈક એવું તો સ્થાન હશે જ
કે જ્યાં મારાં પગલાંઓનો પદધ્વનિ
હળવે હળવે શમી જશે.

અસંખ્ય જીવડાંઓના મૃતદેહોની કચ્ચર
ધૂલિગ્રસ્ત પેંડાં નીચે હજી ચમક્યા કરે છે.
નિસાસાઓના પર્ણપુંજો
અને સુખના અર્થશૂન્ય પ્રલાપો
અંધકારમય આકાશ પર છવાઇ રહ્યા છે.

હું એકાકી, શાશ્વતકાળનો,
સર્વ બાજુથી, સર્વથી અદષ્ટ, રક્ત જ્વાલારૂપ તારકો
જે ધીરે ધીરે થીજી રહ્યા છે, તેથી પણ અદષ્ટ,
હું ધ્રૂજી ઊઠું છું ને પ્રતીક્ષા કરું છું,
કાચઘરના આ ઉદ્યાનમાંથી, નિઃશબ્દતાને
સાંભળવા મથું છું,
અંધ તમિસ્રઘેરા આકાશને નિષ્પલક તાકી રહું છું. □

## શેવાળ □ જવાહર પટેલ 'રાજુ'

આરતની ઉષ્મા વડે સેવાયેલું ઇંડું આ સમ્બન્ધોનું
ફૂટયું ત્યારે તેમાંથી જન્મ્યો મૃત વિષાદ
મને આપી શક્યો ન એક શબ્દ પણ
નહિતર હું કહું કે
શ્વેત ખેતરમાં લાંબલી લાંબલી ઉગાડત...
શ્વેત પાંખની કલ્પના ખરી પડી પાંપણ પરથી
કંઠમાં રુંધાઈ ગઈ
ખરી પડી પાંપણ પરથી,
કંઠમાં જ રુંધાઈ ગઈ ટહુકો સાંભળવાની ટીસ.
આંખના ખૂણે ઝાકળ જેવું કશું ઊગ્યું ખરું
પણ પછી તે તરત શેવાળ બની ગયું !
પાણીનું અંતિમ શું હશે.
શે-વા-ળ ? . . . . . .



## □□□ સાંપ્રત સર્જન □ શિરીષ પંચાલ □□□

આજકાલ ઘણા સર્જકો સમાજ પાસે, વિવેચકો પાસે, અરે સાહિત્ય સાથે સ્નાનસૂતકનો પણ સંબંધ ન ધરાવતા સમૂહો પાસેથી માન્યતા ઉઘરાવતા થઈ ગયા છે. પણ્ડિત યુગમાં શુદ્ધ સાહિત્યનો કોઈ પણ વિચાર આપણે ત્યાં પ્રવર્તતો ન હતો છતાં એ સર્જકો આવી માન્યતા ઉઘરાવવા જતા ન હતા. આપણા આ યુગમાં શુદ્ધ સાહિત્ય વિશે આટઆટલી ચર્ચાઓમાં ગળાડૂબ રહેવાનો દેખાવ કરતા આ સર્જકમિત્રો જ્યારે હાથમાં ઝોળી લઈને માન્યતા–કીર્તિ ઉઘરાવવા નીકળી પડે ત્યારે આ પચાસ સાઠ વરસના ગાળામાં આપણું કેટલું બધું અધઃપતન થઈ ગયું છે એનો ખ્યાલ આવતાં જ ભારે ગ્લાનિ થાય છે; આમ છતાં આવા સર્જકોની બાલિશ આત્મરતિ માટે આજે હવે આશ્ચર્ય થતું નથી. આશ્ચર્ય તો આવા સર્જકોને આપણા કેટલાક સામયિકોના તંત્રીઓ ઊંચે ચઢાવે છે, ચગાવે છે, બહેકાવે છે, એમનાં છીછરાં લખાણોને પણ વખાણે છે ત્યારે થાય છે. Scrutiny ના

પહેલા અંકમાં તંત્રીએ સંપાદનની નીતિ અંગે સ્પષ્ટતા કરતા જણાવ્યું હતું કે આ સામયિકમાં સર્જનાત્મક લખાણો વિવેચનાત્મક લખાણોની સરખામણીમાં બહુ ઓછાં આવશે કારણ કે સમર્થ સર્જનાત્મક લખાણો બહુ ઓછા જ જોવા મળે. આપણે ત્યાં આના કરતાં વિપરીત પરિસ્થિતિ જોવા મળે છે. અને હમણાં તો જે કંઈ સ્વાંત-અંગત ઉપયોગ માટે, શોખ ખાતર, કોઈને રીઝવવા, કોઈને આપવા–તે બધું–નાનું બાળક જેવી રીતે નવું વસ્ત્ર પહેરીને બધાને બતાવવા નીકળી પડે તેવી રીતે, પ્રગટ કરવા માટે પોતાનું ચોપાનિયું કાઢવાની પણ સવડ છે. (શા માટે આવાં ચોપાનિયાંની જ નિંદા કરવી? પ્રતિષ્ઠિત ગણાતાં સામયિકો પણ જ્યારે વિશેષાંક બહાર પાડે છે ત્યારે જે કંઈ આવીને પડેલું હોય તે બધું જ 'ભેગું' કરી નથી આપતા?)

'ઓથારિયા હડકવા'નો ભોગ બનેલા આ સર્જકોએ પોતાના હૃદયમાં કદીક તો પ્રશ્ન પૂછવો જોઈએ: આ સમાજ પાસે માન્યતા માગવા જેવી છે ખરી? કારણ કે સંસ્કૃતિના ઈતિહાસમાં કોઈ પણ દેશના સમાજમાં આટલું બધું જડભરતપણું પ્રગટયું ન હતું. 'જીવનની સમીક્ષા'નો આગ્રહ જે વિક્ટોરિયન યુગમાં રાખવામાં આવ્યો, તે જમાનામાં કે કવિતાનો આનંદ 'લાભદાયી' હોવો જોઈએ એવી ઉગ્ર માન્યતા ધરાવતા પ્લેટોના જમાનામાં પણ સમાજ આટલો બધો જીવનવિમુખ, સંસ્કૃતિવિમુખ બન્યો ન હતો, સાહિત્યવિમુખની તો વાત જ બાજુએ રાખો. ટેકનોલોજીના વિકાસે આ સમાજના માનવીને અર્થશાસ્ત્રની પરિભાષામાં જ તેના જીવનનું અર્થઘટન કરતો કરી મૂકયો. સાથેસાથે યંત્રયુગે આ માનવીને પરોક્ષ રીતે જ અનુભવ લેતો કરી મૂકયો. જીવન સાથેનો આત્મીય, પ્રત્યક્ષ સંબંધ બાંધવાની ભૂમિકા જ જ્યાં અદશ્ય થઈ ગઈ હોય ત્યાં સમાજ સંસ્કૃતિવિમુખ જ નહીં સંસ્કૃતિવિરોધી બની જાય. બીજી બાજુએ મહાસત્તાઓના, પોતાના દેશના રાજકારણનો ભોગ આપણો સમાજ એટલી હદે બની ગયો કે

જીવનના કોઈ પણ ક્ષેત્રને રાજકારણના દૂષિત પ્રભાવથી મુક્ત રાખવાનું અશક્ય નહીં તો દુષ્કર તો બની જ ગયું. આ રાજકારણે એક બાજુએ સમાજના શિક્ષિત ગણાતા વર્ગમાં તીવ્ર સત્તાલાલસા જગાવી અને બીજી બાજુએ આર્થિક કટોકટી, ભાવોની અસ્થિરતા અને વૈભવની લિપ્સાએ ધનોપાર્જનના અવનવા નુસખા વિચારતો કરી મૂક્યો. તેવી જ રીતે પોતાનું આસન ટકાવી રાખવા માટે તેણે એક બાજુએ ઘેટા જેવા બની જઈને સત્તાધારીની ખુશામત કરવા માંડી તો બીજી બાજુએ વરુ બની જઈને પોતાના અવાજથી બીજાઓના અવાજોને જોરશોરથી ઢાંકી દેવાના પ્રયત્નો કરવા માંડયા. આવા વાતાવરણમાં છીછરતા, જંતુડાની કક્ષાએ જઈ પહોંચેલા (ઉત્ક્રાન્તિના સર્વોચ્ચ શિખર પર બેઠેલા) માનવીઓના સંખ્યાસમૃદ્ધ સમાજ પાસે માન્યતા માગવાની ?

શા માટે આપણો (ઘણી બધી ભાષાઓમાં પણ આવી પરિસ્થિતિ પ્રવર્તતી હશે એમ માનીને આશ્વાસન લેવું હોય તો લઈ શકાય) સર્જક આ પ્રકારની અપેક્ષા રાખે છે? કદાચ આપણા સર્જકને સાહિત્યમાં પોતાના જીવનની સાર્થકતા લાગતી નથી. સર્જન વિના જીવનમાં હવે બીજો કોઈ આરો જ નથી. એની જ્યાં સુધી પ્રતીતિ ન થાય ત્યાં સુધી સર્જનનો કશો અર્થ નથી. આપણા સર્જકને આવી પ્રતીતિ થઈ છે ખરી? પોતાના પુરોગામીઓની રચનાઓને આત્મસાત્ કર્યા વિના જ થોડું ઘણું પણ સામર્થ્ય ધરાવતા સમકાલીન કવિનું અનુકરણ કરવા માટે તે તૈયાર થઈ જાય છે. જાણે-અજાણે પણ આવો સર્જક જીવન અને સર્જનની વારંવાર તુલના કરીને જીવનની પ્રતિષ્ઠામાં જ રાચતો હોય છે. પણ સામાન્ય માનવીની જેમ જ તે જીવનને પોતાના આગવા પરિપ્રેક્ષ્યથી જોઈ શકતો નથી, પોતાના ઇષ્ટ દેવતાઓએ નિહાળેલ જગત-જીવન ઉપરથી જ જીવન વિશેનો ખ્યાલ મેળવી લે છે અને એટલા જ માટે તેની કૃતિઓમાં વ્યક્ત થતું કદી અખિલાઈને પામી શકતું નથી. એક બાજુએ આ

સર્જકો શૈલી દ્વારા વાસ્તવિકતાનું પુનર્નિર્માણ કરી રહ્યાનો દાવો કરે છે અને બીજી બાજુએ તેઓ આમ વામણા જ બની જાય છે. આવા વામણા સર્જકો સમાજના ડહોળાયેલા પૂરમાં, રાજકીય પક્ષોની દૂષિતતામાં ડૂબકાં માર્યા કરતા હોય છે. સામાન્ય માનવીની જેમ તેઓ પણ પોતાના આ જીવનમાં બને તેટલી સંપદા ભેગી કરી લેવા માગે છે તેને મન કદી કોઈ ગણનાપાત્ર કૃતિનું મહત્ત્વ હોતું નથી. પોતાના જીવનમાં વાંચેલી કૃતિઓને બહુ જલ્દીથી તે ભૂલી જતો હોય છે, માત્ર દેશી પરદેશી ભાષાના સર્જકોના–અને હવે તો કળાકારોના–જીવનની નાની મોટી વિગતોના સહારે પોતાના સર્જન વિવેચનનો વેપલો ખેડવા તે તૈયાર થઈ જતો હોય છે. પોતાની પ્રારંભની રચનાઓને ખૂબ જ મહત્ત્વની માનતો થઈ જાય છે. વાસ્તવમાં તો શરૂઆતના ગાળાની રચનાઓ સ્વાભાવિક રીતે જ નબળી હોવાની, એમાં અન્ય સર્જકોના પડઘા અને પોતાના ગમાઅણગમા, અંગત લાગણીઓ અતિમાત્રામાં ઉપસ્થિત હોય છે. આ નિર્બળતાઓ તે પોતે તો જોઈ શકતો નથી એટલું જ નહિ, કોઈ બીજાઓ આંગળી ચીંધીને ઓળખાવે તો તેમાં દેખાડનારની આક્રોશપૂર્વક ટીકા કરતા પણ તે અચકાતો નથી. અને આવા સર્જકોના સદ્‌ભાગ્યે મર્યાદાઓ સ્પષ્ટપણે ચીંધનારાં વિવેચકો ઓછા હોય છે. જે તબક્કામાં આવા સ્વયંપૂર્ણ અને તટસ્થ અવલોકનની સંખ્યા ઘટી જાય ત્યારે એવી પરિસ્થિતિથી તો સાવધ થઈ જઈને એનાં કારણો શોધવા પ્રવૃત્ત થવું જોઈએ. પુરોગામીઓની જે નબળાઈઓને ઢોલ પીટી પીટીને ઉઘાડી પાડી હોય તે જ નબળાઈઓને વશ ખૂબ સહેલાઈથી જો આજનો સર્જક બની ગયો હોય તો સામ્પ્રત સર્જનની દરિદ્રતા વિશે દરેકે દરેક સાહિત્યપ્રિય વ્યક્તિએ સચિંત થવું ઘટે. આવી નબળાઈઓ આ સર્જકોએ સેવેલી ભ્રામક માન્યતાઓમાંથી જ જન્મેલી હોય એમ લાગે છે. પોતાની જાતને આધુનિકમાં ખપાવવા માટે પરંપરાનો છડેચોક વિરોધ કર્યો તો ખરો, પણ પરંપરાએ બક્ષેલી સમૃદ્ધિનો પણ સાથે

સાથે પરિહાર કર્યો. એલિયટના નિબંધની અસર બહુ ઓછી આપણા વિચારજગત ઉપર થઈ છે. જે ગણ્યાગાંઠ્યા સર્જકોમાં પરંપરાની સમૃદ્ધિ અને આગવી મૌલિકતા પ્રગટેલી છે તેનો સ્વીકાર એટલે તો એક પ્રકારનું દાસ્ય આમ માની લઈને એવી સામર્થ્યપૂર્ણ રચનાઓની પણ તે ઉપેક્ષા–જાણી જોઈને–કરવા માંડે છે. કૃતિ વિશે કશો ઊહાપોહ કરવામાં તેને રસ નથી. સાહિત્યવિવેચનના ઇતિહાસમાં આમે ય પહેલેથી જીવનચરિત્રાત્મક વિવેચનનું જ વર્ચસ હતું, અત્યારે પણ એક યા બીજી રીતે આપણા પરિસંવાદો, વિવેચનલેખો, ચર્ચા-વિચારણામાં એક યા બીજી રીતે આ વિવેચનના અંશો જ દેખાવા માંડ્યા છે. થોડાં વર્ષો પહેલાં કૃતિનિષ્ઠ વિવેચના શરૂ થયાની એંધાણી આપણામાંથી ઘણાને વરતાઈ હતી પણ બહુ જલદીથી એ વિવેચના વિરલ બની ગઈ. પોતાની ચારે બાજુએ સંવેદના ખોઈ બેઠેલા લોકોના ટોળાને જોઈને આપણા આ વહેંતિયા સર્જકો પણ હવે સંવેદનાની અતિમાત્રાનો શાપ વહોરી લેવા તૈયાર નથી, તેઓ પણ જડભરત બની જઈને માત્ર robot બની જ જીવન જીવવાનો સંકલ્પ કરી બેઠા હોય એમ લાગે છે. આવા robot સર્જકોની વચ્ચે રહીને સર્જન કરતા કોઈ નિષ્ઠાવાન સર્જકની કૃતિઓનું ભાવિ તો ઉપેક્ષા, નિન્દા, વિસ્મૃતિના ગહ્વરમાં ધકેલાઈ જવાનું લખાયેલું હોવા છતાં એ સર્જક ક્ષુબ્ધ થયા વિના સર્જન કર્યે જ રાખે છે એમાં જ શું એનો વિજય નથી? □

## સાભાર સ્વીકાર

**ડાયરો** (વાર્ષિક : ૧૯૭૩) : તંત્રી : જયંત માલવિયા, સંપાદકો : આબિદ સુરતી–ધીરેન્દ્ર દોશી; છબીકાર : દયારામ દાવડા, ચિત્રકાર : આબિદ સુરતી, પ્રકાશક : જયંત માલવિયા, ૧૦ લોયલકા બિલ્ડીંગ, બેન્ડ સ્ટેન્ડ ચોપાટી, મુંબઈ–૬; મૂલ્ય : ત્રણ રૂપિયા.

રજનીશ પત્રિકા : સંપાદક : મા યોગ પ્રેમ, પરામર્શક : રાધેશ્યામ શર્મા : પ્રકાશક : જીવન જાગૃતિ કેન્દ્ર, ભવાની ચેમ્બર્સ, આશ્રમરોડ, અમદાવાદ–૯; વાર્ષિક લવાજમ રૂપિયા દસ, છૂટક નકલ રૂપિયો એક.

## પંખીઓ □ કિસન સોસા

અસ્તિત્વહીન ભુરાશથી ભરમાય પંખીઓ,
ક્ષિતિજ ચાંચમાં પકડવા જાય પંખીઓ.

ફેલાવો જાળ તોય ન પકડાય, પદમણી!
આકાશ થૈ આકાશમાં પથરાય પંખીઓ.

દરિયાની બારીએથી આવે ઓરડે અને—
ચીતરાઈ જાય ભીંત પર, અફળાય પંખીઓ.

ચંદરવો પાથરી જતાં પગલાંનો આંગણે,
બેચાર ધૂળની ક્ષણે ચ્હેકાય પંખીઓ.

ટહૌકાઓ ટેરવે, લકીરે નીડની સળી—
મૂકી, હથેળીએથી ઊડી જાય પંખીઓ.

થૈ શૂન્યતા છવાઈ જતાં શૂન્ય આંખમાં,
ડમરી બનીને શ્વાસમાં ઘુમરાય પંખીઓ.

આકાશને તો આમ સહજમાં સ....મેટી લઉં,
પણ આ સમેટતાં ન સમેટાય પંખીઓ.

પીંછાંઓ સાચવી રહેલું જીર્ણ વૃક્ષ છું,
મારા પરણમાં પીળું છમ પડઘાય પંખીઓ.

રહેવા દે, એને ભૂંસવાના યત્ન કર નહીં,
એ છૂંદણે છૂંદેલ નૈં ભૂંસાય પંખીઓ.

લ્યો, જોતજોતાંમાં બધાં વૃક્ષો ઊડી ગયાં,
લઈ અક્ષ ચાંચમાં અને ટોળાય પંખીઓ.

તું સાંજની નદી સમી નિસ્પંદ ને ઉદાસ,
મારામાં વૃક્ષ શોધતાં ફફડાય પંખીઓ.





# સમ્બન્ધોનું વિસ્તરતું લોજિક...!

□ □ □ □ □ □ □ □ અજિત ઠાકોર □ □ □ □ □ □ □ □

**સં**પાદકશ્રી યશવંત ત્રિવેદી આપણને બે-ત્રણ કવિતાઓના કર્તા અને નિષ્ફળ આસ્વાદક તરીકે જાણીતા છે. સંકલનમાં તેમણે ૧૬૦ ઉપરાંત કલમોને સ્થાન આપ્યું છે. નીચેનાં ત્રણ અવતરણો સંપાદનનો હેતુ, કવિસંખ્યા તથા સંપાદનના આયોજન પાછળ રહેલો સંપાદકનો દષ્ટિ-કોણ નિર્દેશે છે.

"આ મોટો થાળ અનેક વાનગીઓથી ભરેલો જનતા સમક્ષ મૂક્યો છે, એમાંથી જેને જે ભાવે તે આ સ્વાદે અને માણે એવો હેતુ સંપાદકનો હોય" (શ્રી રામપ્રસાદ બક્ષી/પૃ. ૩૧

"-મારું અનુમાન છે કે—કદાચ કોઈ સમાવેશપાત્ર કવિનો કે કૃતિનો સમાવેશ ન થયો હોય તો તે-સંપાદકના હૃદયસંકોચનું નહિ પણ-સ્થળસંકોચનું પરિણામ હશે (શ્રી રામપ્રસાદ બક્ષી/પૃ. ૩૨

"હેમંત દેસાઈ, હરીન્દ્ર દવે અને સુરેશ દલાલની રચનાઓને

કયા સ્તબકમાં ગણવી તેની ચિંતા છોડીને તેમની રચનાઓ પછીના સ્તબકમાં સંગ્રહી છે" (યશવંત ત્રિવેદી/પૃ. ૧૪

કાવ્યો અને કવિઓની પસંદગી પાછળ સંપાદકની ચોક્કસ દૃષ્ટિ રહી છે, કેમ કે...

* અહીં કહેવાતા તમામ સાહિત્યિક સામયિકોના તંત્રી કવિઓ)-ને સ્થાન અપાયું છે...

* જૂથપતિઓ અને તેના વરતણિયાઓનો સમાવી લેવાયા છે...

* સંપાદનમાં મુંબઈની બોલબાલા રહી છે....

* પોતાના "તીખા તરુણ" ગણતા (!) ફાંટાબાજ અ-કવિઓના એક આખ-બેઆખ્ખા જૂથને રાજી કરાયું છે...

* સાહિત્યિક રીતે દલિત-પીડિત વર્ગને વધુ પડતું પ્રતિનિધિત્વ અપાયું છે...

* કેટલીક ખૂબ જાણીતી અ-કવિયિત્રીઓને મહિલા હોવાને નાતે સંપાદનમાં અલગ બેઠકો ફાળવી આપી સ્ત્રીદાક્ષિણ્યની પ્રતીતિ સંપાદક કરે છે...

* કેટલાક અંગત મિત્રો અને ગાંધીયુગીન મુરબ્બીઓને પણ સંપાદક આધુનિક કવિતા સાથે સાંકળી આપી મિત્રઋણ-પિતૃઋણ અદા કરે છે...

કચરાના ઢેરમાંથી સાળીસેક કવિતાઓ એમનું ચાલે તો મુઠ્ઠી વાળીને ભાગી જ છૂટે ! સંપાદન સંબંધો-વર્ગ વિસ્તારવા રૂપ અસાહિત્યિક ગણતરીઓનો ભોગ થઈ પડયું છે. સંપાદક વધારે ને વધારે કવિ-અકવિઓનો સમાવેશ કરી ઉપકૃત કરવા કે સહાનુભૂતિ મેળવવાના સાધન રૂપે આ સંપાદનને ઉપયોગે છે. જો કે ઉપકાર કરવામાં કે સહાનુભૂતિ મેળવવાના હથિયાર તરીકે સંપાદકને મન તો હજુ આ સાધન ઊણું પડે છે. તેમને લાગે છે કે, "એ (ભાવનગરની)

મહેફિલના અનેક ગઝલકાર મિત્રોનો અને અન્ય ગઝલકારોનો સ્થળ-સંકોચને લીધે પૂરો સમાસ કરી શક્યો નથી." પરિણામે "કોઈપણ એકથી વધુ રચના ન લેવાની" અસાહિત્યિક મર્યાદા સ્વીકાર્યા પછી "આ સર્વ કવિઓની ક્ષમાયાચના" અશ્લીલ ખુશામત બની રહે છે. આ મર્યાદા સંપાદનની સંરચનાને વેરવિખેર કરી નાંખે છે બે કારણે: ૧ એનાથી સમાવેશપાત્ર કૃતિઓ સ્થાન પામી નથી, અને ૨. અસમાવેશપાત્ર કવિઓ સ્થાન પામ્યા છે.

આમ વહેવાર, અંગત લાભલાભ અને અસાહિત્યિક સંબંધો વગ વિસ્તારવાની મથામણમાંથી આ સંપાદનની વિરાટ કવિસંખ્યા, ઉદાર પસંદગી અને "વાનગીના મોટા થાળ" જેવું સ્વરૂપ બંધાય છે. ને તેથી સંપાદક તરીકે શ્રી ત્રિવેદીને આ સંપાદન અયોગ્ય ઠેરવે જ છે. પરંતુ સ્વાતંત્ર્યોત્તર કવિતા વિશેની એમની ધૂંધળી-દોદરી વિભાવના એમનો પ્રવેશક વાંચતા તો સાવ સ્પષ્ટ થઈ જાય છે.

પ્રવેશકનો મોટો ભાગ '૪૮ થી '૫૫ સુધીની કવિતાની મહદ્ અંશે ઉપરછલ્લી, પોકળ અને તેથી વંધ્ય ચર્ચાથી સંપાદક ભરે છે. સ્વાતંત્ર્યોત્તર કવિતા "સૌંદર્યાભિમુખતા" દ્વારા સ્વાતંત્ર્ય પૂર્વેની કવિતાથી ભેદ સાધે છે જેવા જાણીતા વિધાનથી લેખની શરૂઆત કરે છે. ઉમાશંકર અને પ્રિયકાંતનાં બે કાવ્યો લઈને આધુનિક વલણોને સમજાવવાનો શ્રી. ત્રિવેદીનો પ્રયત્ન કંઈક આશાસ્પદ છે.. પરંતુ તે પછી રાજેન્દ્ર, નિરંજન, હસમુખ, પ્રિયકાંત અને નલિનને સ્વાતંત્ર્યોત્તર ઉઘાડના કવિઓ તરીકે ઓળખાવી સંપાદક પ્રજારામ. પિનાકીન, વેણીભાઈ, હસિત બૂચ, નિનુ મઝમુદાર, મિનપિયાસી, મીનુ દેસાઈ, હીરા પાઠક, ગોવિંદ પટેલ. જેવા ગાંધીયુગીન કવિઓને સંપાદનની મર્યાદા અને (ખાસ તો) ગુણવત્તાને ભોગે તથા પોતે સમજાવેલી આધુનિક કવિતા વિશેની પોતાની વિભાવનાના ભોગે તેમને સ્થાન

આપીને જ જંપે છે. એમના જ શબ્દોમાં, "આ કવિઓની ભાષા મહદ્ અંશે ગાંધીયુગની ભાષા છે" છતાં આ કવિઓની પાત્રતા એમના માનવા પ્રમાણે "તેઓ સ્વાતંત્ર્યોત્તર કવિતાની ભેદક રેખા પછી મહદ્ અંશે સંગ્રહો લઈ આવેલા" તે છે!

સ્વાતંત્ર્યોત્તર ગીતો–રાજેન્દ્ર, પ્રિયકાંત, બાલમુકુંદ, રમેશ, અનિલ, રા. શુ. સોસા—વિશે કશું તાત્ત્વિક કહેવાનું નથી. પરિણામે શ્રી ત્રિવેદી બેહૂદી કવેતાઈમાં ઊતરી પડે છે: "પ્રિયકાંતની' સોળ વરસની છોરી' હજીયે એટલી જ ઉંમરની રહી છે! અને એ સોળ શણગાર સજીને ઘરબહાર નીસરી ત્યાં એને કોઈની નજરું લાગી ગઈ છે.! (હરીન્દ્ર) નજર ઊતરી કે નહિ ત્યાં વનવગડામાં કેવડિયાનો કાંટો વાગે છે, વળી પાછો "વાગ્યો વાગ્યો ને પાણી થયો" પાકે પણ છે. બાલમુકુંદ જેવા હાવકા કવિ તો એવી છોકરીના હૃદયમાં રહેવાની પરવાનગી કે ભાડાચિઠ્ઠીની જરૂરેય સ્વીકારતા નથી!.... છોકરી બદલઈ કે એની એ જ હશે એ તો ભગવાન જાણે પણ રાજેન્દ્રે તો ભારે કરી! "અરધી રાતનું ચેન ઘેરાતાં ઓઢશું ભેળા એક પિછોડી." પરંતુ આવા આભાસી રોમેન્ટીક ઉદ્રેકો કશી તાત્ત્વિક ફલશ્રુતિ વિનાના હોઇ સૂક્ષ્મ અન્વેક્ષણનો અભાવ વધુ ને વધુ અણીયાળો બને છે.

સંપાદક હેમંત દેસાઈ, હરીન્દ્ર દવે, સુરેશ દલાલની રચનાઓને કયા સ્તબકમાં ગણવી તેની ચિંતા છોડીને પછીના સ્તબકમાં સંગ્રહી આ સંકલનને સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કવિતાના વળાંકો–સ્થિત્યંતરોનો આલેખ બનાવવાની આત્મવંચના દૂર કરતા જણાય છે. જો કે એનાથી સંપાદનની ધરી તો તૂટી જ જાય છે પણ સ્તબક પ્રમાણે જ કવિઓને સ્થાન આપવામાં આવ્યું હોત તો '૬૫ થી '૭૨ સુધીના અને તે પહેલાંના પણ ફૂટકળિયા કવિઓની કીડીલંગારનો સમાવેશ (અને તે દ્વારા વગ–સંબંધ સ્થાપન) તેઓ કેવી રીતે કરી શકયા હોત?

ગઝલ વિશેની ચર્ચામાં તેઓ, "આદિલ, મણિલાલ, મનહર-ચિનુ, શ્યામ સાધુ અને મનોજ વગેરે કવિઓ નવા જ સંવેદન-વિસ્તારો પ્રગટ કરે છે" તે વિશે કશા અન્વેષણની જરૂર જોતા નથી. એટલું જ નહીં, આ નવા સંવેદનવિસ્તારો પ્રગટ કરનાર કવિઓમાંથી માત્ર એક મનોજની જ ગઝલ પસંદ કરે છે!

સંપાદક ગંભીરપણે માને છે કે: "૧૯૪૭ પછી ગાંધીયુગના કેટલાક કવિઓ: સુંદરમ્, સ્નેહરશ્મિ, મનસુખલાલ ઝવેરી, સુંદરજી બેટાઈ, કરસનદાસ માણેક, પારાશર્ય, નાથાલાલ દવે, પ્રેમશંકર ભટ્ટ, દેવજી મોઢા વગેરે હજી યે તાજા-બ-તાજા કવિતાઓ લખે છે." તાજા-બ-તાજા કવિતાનો સંપાદકના મનમાં સ્પષ્ટ અર્થ છે ખરો? તાજા-બ-તાજા એટલે આધુનિક-મોડર્ન? આગળ તેઓ શ્રી ઉમા-શંકરને નવી કવિતાના ઉદ્દગાતા કહે છે. જો કે આપણે પણ માનીએ જ છીએ કે, '૫૫ પછીની તાજા-બ-તાજા (મોડર્ન?) કવિતાયુગ (જેણે આ સંપાદનને લકવાગ્રસ્ત બનાવી મૂક્યો છે) ના બીનહરીફ કકુટસ્વરીય ઉદ્દગાતા શ્રી ઉમાશંકર જ છે, એમાં શંકા શી?

'૫૫ થી '૭૨ સુધીની કવિતાનો એક સ્તબક શ્રી ત્રિવેદી માને છે, તે અલબત્ત વિવાદાસ્પદ છે જ, કારણ સુ. જો. અને શેખથી આરંભાયેલી '૫૫ પછીની કવિતા રાવજી, લાભશંકર, સિતાંશુ, આદિલ, ચિનુ આદિ કવિઓમાં અને તે પછી રમેશ, અનિલ, રાજેન્દ્ર, મનોજ, ચંદ્રકાંત શેઠ; ટોપીવાળા આદિ કવિઓમાં અનેક નવાં પરિમાણ પામે છે. પણ સંપાદક પ્રમાણભૂત વિશ્લેષણ ટાળે છે અને આ યુગનું માનવમન ને કવિપ્રતિભાવ વિશે ઉપરછલ્લી લગભગ ચવાઈ ગયેલી વિગતોનું પુનરુચ્ચારણ કરી સંતોષ પામે છે. લેખનો અંત નિષ્ફળતા ઢાંકવાના પ્રયત્નરૂપ રોમેન્ટીક ઉદ્રેકથી આવે છે: "બાકી તો સ્વતંત્રતા, ફૂલો, ચકલીઓ, ટાવરના ઘંટારવો, તમે, શબ્દો...આજે કોનો કોનો આભાર ન માનું?" અહીં "નવોન્મેષ"ના

સંપાદકની સ્વસ્થતા યાદ આવે છે. આટલી કવિતા ઢોળવા માટે કેટલી બધી સાહિત્યનિષ્ઠા અને પ્રામાણિકતા જોઈએ તે સંપાદકે સમજવાની જરૂર છે.

સંપાદનનું બીજું મહત્ત્વનું અંગ શ્રી રામપ્રસાદ બક્ષીનો પ્રવેશક સ્વાતંત્ર્યોત્તર કવિતાના કેન્દ્રસ્થ સંવેદન આવિષ્કારોની સફળતા/મર્યાદા પામવાની મથામણ ન બનતાં ફાલતુ ચર્ચાઓમાં ઊતરી પડી કીમતી ૨૦ પાનાં રોકે છે. શ્રી બક્ષી કવિતા અભિવ્યક્તિ પ્રકાર તરીકે સ્વસંવેદનાત્મક અને પરસંવેદનાત્મક કવિતા, અર્વા. ગુજ. ઊર્મિકવિતા પાશ્ચાત્ય કે પૌર્વાત્ય પ્રેરણાને આભારી છે–જેવા અપ્રસ્તુત અને ગાંધીયુગી કવિતાનાં લક્ષણો, આધુનિક કવિતાનાં લક્ષણો, અદ્યતન કવિતાને રસસિદ્ધાંતનો માનદંડ લાગુ પડી શકે કે નહિ, કવિનો સમાજ પ્રત્યે ધર્મ, કવિતાનો ઉદ્દેશ–कान्तासंमिततया परोपदेशयुजे જેવા ચર્ચાઈ–ચવાઈ ગયેલા મુદ્દાઓને ફરીથી–અલબત્ત સપાટી ઉપર રહીને જ–ઉત્સાહથી ચર્ચે છે. એમને મન આ સંપાદન "અનેક વાનગીઓથી ભરેલો મોટો થાળ" લાગે છે. તે મોટો થાળ મૂકવા પાછળ સંપાદકનો હેતુ એમને "જેને જે ભાવે તે આસ્વાદે અને માણે" એવો લાગે છે. શ્રી બક્ષી તે પછી નક્કી કરેલા કેટલાંક કાવ્યોના 'અર્થ'નો પરિચય કરાવી અટકે છે, (જો કે એ માટે વાંચકે શ્રી બક્ષીના પ્રવેશક વાંચવા રૂપ પશુશ્રમ કરવાની જરૂર નથી.) એ કાવ્ય કયા કાવ્યપ્રવાહનું પ્રતિનિધિ છે, કવિની કઈ કઈ શક્તિ/અશક્તિઓનું તે પ્રતિનિધિત્વ કરે છે સંપાદનમાં એનું કયું વિશિષ્ટ સ્થાન છે–જેવા પ્રશ્નો તેઓ સકારણ છેડી શકતા નથી, એવી શંકા જાય છે. ગઝલ વિશે પણ સુષ્ઠુ સુષ્ઠુ ઓચરીને અને કેટલાંક નામી ગઝલકારોનો નામોચ્ચાર કરીને આ જ્ઞાનવૃદ્ધવિવેચક સંતોષ પામે છે. "સંગ્રહમાં અદ્યતન કવિતારચનાઓનું પ્રતિનિધિત્વ કરી શકે એવી કૃતિઓ આપવામાં આવેલી છે" એવું પ્રમાણપત્ર આપી "તે

ગુજરાતની જનતાને સાંપ્રત નૂતન કવિતા પ્રકારનો આસ્વાદ કરાવશે" એવા નિરાધાર છતાં વય-સહજ સંતોષ સાથે તેઓ વિરમે છે.

એટલું તો સ્પષ્ટ છે કે કવિતાના અનેકવિધ સૂક્ષ્મ સ્થિત્યંતરો ઝીલનારા એક પ્રમાણભૂત સંપાદન પાછળ હોવી જોઈતી ગંભીર દૃષ્ટિ, નિષ્ઠા અને પ્રમાણિકતાનો અહીં સર્વથા અભાવ છે. ને પરિણામે ૧ થી ૪૦ પેઈજ સુધી પથરાયેલા બે બોગસ પ્રવેશકો અને સંબંધ (વગ) વિસ્તારના લૉજિકની સાત સાત ફૉર્મ્યુલાઓથી જન્મ પહેલાં જ સ્વ-રૂપ ખોઈ બેઠેલા આ સંપાદનને જોઈ "નવોન્મેષ" વિશે શિક્ષાત્મક નોંધ લખનારા શ્રી ચિનુ મોદી આવું વિચારતા હશે? કે: "ગુ. મ. શે., જ. પા., મ. મો., ચં. ટો., મં. રા., સિ. મ., દિ. ઝ., લા. ઠા.–હોય તો સતીશ ડણાક, પ્રવીણ દરજી, મધુ કોઠારી, વિપિન પરીખ, મેઘનાદ ભટ્ટ, હરિપ્રસાદ સોમપુરા, ચંદ્રવદન શુક્લ વગેરે વગેરે શેં? રાવજી, ભૂપેશ, રમેશ હોય તો ઉલ્કા, હરબન્સ હરીન્દ્ર, ભાનુપ્રસાદ, જગદીશ જોષી, સુરેશ દલાલ વગેરે વગેરે શેં? મનોજ અને સોસા હોય તો શૂન્યમ્, મેહુલ, કૈલાશ પંડિત, જવાહર બક્ષી, ઝાહિર શિનોરવાળા, મુકુંદ પરીખ વગેરે વગેરે શેં?

...ને જયંત પાઠક–ઉશનસ્‌ની પ્રયોગશીલ (સત્ત્વશીલ) કવિતાઓને બદલે બે સોનેટ પદ્યો કેમ? (જો કે પ્રથમ પસંદ કરેલી, પછી પડતી મૂકેલી અને પરિશિષ્ટમાં લેવી પડેલી શ્રી જયંત પાઠકની કવિતા તો યોગ્ય જ હતી.) વળી 'અનિલ' જેવા વિકાસશીલ ગઝલકારની વિશિષ્ટ રચનાઓ 'રસ્તો' કે 'તડકો' કેમ નહીં? ઉપરાંત રામપ્રસાદ બક્ષી, જશવંત શેખડીવાળા વગેરેઓની હાઈકુ (હાંઈકુ) કૉમેડી શા માટે?

ટૂંકમાં (શ્રી ચિનુ મોદી તો જે વિચારતા હોય તે પણ) અમુક ચોક્કસ વર્તુળોમાં આવકાર પામનારું આ સંપાદન ગુજરાતી કવિતા-સંપાદનના ઈતિહાસમાં હંમેશ યાદ રહેશે–તેની અપાર મર્યાદાઓને કારણે જ. □

## The old man and the sea □ મંગળ રાઠોડ

સમદરની છાતી ખૂંદી
આખો જન્મારો
તોય, ઊની આંચ ન આવી ક્યારેય.
રોજ, છટપટાતો રહ્યો–
સમદરનો જીવ
મારી હથેળીઓની જાળમાં...!
ખેતરની જેમ ખેડી નાંખતો
હલેસે હલેસે
—અને
પડદાની જેમ હલબલી ઊઠતું,
આખું ય આકાશ લહેરે લહેરે...
પણ આજે—
ફીણ ફીણ બની ફેંકાઈ ગયું
કિનારા પર—
—આ હાડપિંજર
જાણે મારું જ પોતાનું !
જિંદગીભર પકડેલા
માછલાંવનો સમદર—
ઉછળી રહ્યો છે બેફામ હજીય મારી સામે !.

## મુક્તક □ અજિત ઠાકોર

પત્થર તરશે તો શું કરશું ?
સીતા મળશે તો શું કરશું ?
પરપોટાના ઉંબરમાં કો—
પાછું ફરશે તો શું કરશું ?



# ઐરાવત=બૂચિયો હાથી

□ □ □ □ □ કનુ સુણાવકર □ □ □ □ □

**પા**છળ જોતો જોતો આગળ-ને-આગળ ચાલ્યે જ ગયો. આગળથી, પાછું વાળીને જોયા વિના, ખખડધજ ખટારો ધસી આવ્યો. હું પાછું જોતો જ રહ્યો ને એ મારાં હાડકાં-પાંસળાં ને ખોપરીને લોહીમાંસના લાલલાલ લાલલાલ કાદવમાં ડૂબકાં ખાતાં છોડીને આગળ ચંપી ગયો. મારા બેઉ હાથ આગલાં વ્હીલ હેઠળ ભરડાઈ ગયા. બંને પગ પાછલાં વ્હીલ તળે કચ્ચડાઈ ગયા. ઓ....ખટારાના ધરખમ એન્જિનને ટાઢું રાખનાર ગરમ ગરમ પાણીનું એક અગ્નિટીપું મારી આંખ ફોડી ગયું.

મારા પગ ખર્યા, આંખ ફૂટી ને ચારેય હાથ હેઠા પડ્યા પછી હું ઊડતો ઊડતો ઘેર આવ્યો. ઘેર આવવું=ઘરમાં આવવું એમ નહીં, જેમ સૂઈ જવું=ઊંઘી જવું એમ નહીં, તેમ જ. અદ્ધર ઊડતો ઘેર આવ્યો. મારા હોઠે બારણે ટકોરા લગાવ્યા. બારણાં તો રૂંદીને ભડોભડ ભીડાઈ ગયાં. હવે ? ત્યાં તો બાજુની બારી ઊઘડી.

"કોણ ?"

"હું !"

"હું એટલે ?"

"હું."

બારી બીડાઈ. બારણું ઊઘડ્યું. હું પલંગ પર બેઠો. બેસવા સારુ: હાથ–પગ–આંખ કશાની અનિવાર્યતા નહીં. માત્ર પલંગ જોઈએ. સૂવા માટે ચાદર. ચાદર મેલી થાય એટલે ધોઈ નાખવાની. આપણે. નાહી નાખવાનું. ભીનું સંકેલી લેવાનું. હું પલંગ પર બેઠો. પહેલાં પલંગ પર સૂતો હતો.

"અહીં આવ ! મારી પાસે બેસ. સાવ નજીક. એક વાત કહું. કાનમાં" મારી જીભ ઊપડી મારી આંખ એની પર પડી. ને એ ખીખી કરતી શરમાતી અંદરના ઓરડામાં પેસી ગઈ. સાત વરસે પહેલ–વહેલું હસી–"ખીખી" શરમાઈ 'હી હી' ખીખી–હીહી અજબ ગજબ. હું તતફફ સતત તત ને ખીખી–હીહી. મારી સાથે પરણ્યે સાત વરસ થયાં છે. તો ય જાણે હું એની સાથે પરણ્યો છું એ મારી સાથે. નહીં–એમ હસે છે એ. ત્રણ વરસનો મુન્નો થયો. મને લાગ્યું. આપણને 'માત્ર એવું લાગે છે' 'એવું કશું હોતું નથી.' હોય છે ? હોય. હશે. સંભાવના ? માત્ર સંભાવના.

બારમા ઘરવાળી મંદોદરી હાથમાં વાટકી લઈને આવી. વાટકી. ખાલી. ખાલી વાટકી જેવું જ એનું પેટ. એનો ઘરવાળો મોટા કાળા. પાડા જેવું કદ ધરાવતો. નામ હાથીભાઈ, નાકે બૂચો એટલે બધાં એને ખાનગીમાં 'બૂચિયો' કહેતાં. બૂચો હાથી. એકદા મંદોદરીએ 'બૂઠિયો. હાથી' કહી નાંખ્યું ને એ તો ઐરાવતની અદાથી દાદાગીરી કરતો. સાતે સાત સૂંઢો ઉછાળી–ઉછાળીને ધસ્યો તો ખરો. પણ એ એવું હસી કે એ ભોંઠો પડયો. કેમ કે એને તો એકેય સૂંઢ ન હતી બૂચિયો હતો એ તો. કહેવાની સૂંઢ હોય એટલે બૂચિયો જ ને ?

મંદોદરી પરણીને આવી ત્યારે 'આ હાથી નથી—ઐરાવત છે.''નું સપનું સાથે લેતી આવેલી. સપનું હાલું નીકળ્યું. ખાલી વાટકી લઈને એ મારે ત્યાં આવી. હું પલંગ પર બેઠો હતો. મને દયા આવી, એની ખાલી વાટકામાં એકાદ મોરનું આંસુ ટપકાવવાનું મન થયું. પછી મને મારી દયા આવી. હું મોર ન્હોતો. મેં એને જોઈ. એ મને 'જોયા' વિના જ અંદર જવા ગઈ કે તરત જ મેં કોમળ કોમળ સ્વરે ધીમેશથી 'શીઈઈઈ શીશ્' કરી બોલાવી. એ આવી. એણે ખાલી વાટકી છૂપાવી. મેં એની દૂંટી પર સોનેરી વાળ ફરકતો જોયો. મને ફરફાટ થયો. એ હસી પરણ્યા વગરનું. હું પરણેલું હસ્યો. અંદરના ઓરડાના બારણા પાછળથી પેલી હસી ખીખીખીખીખી...

મંદોદરીએ નાની નાની આંખો પહોળી કરી. મોટાં મોટાં આંસુ ખેરવતાં બોલી—"કહો હું શું કરું ? ક્યાં જોઉં ? મને એમ કે એ ઐરાવત ઐરાવત હશે. પ......ણ એ તો હાથી છે. અરેરે હાથીય નથી. બૂચિયો હાથી છે ! મારી સાત સાત યોનિની વંધ્યા રોજ રાતે રડે છે. ગગનમાં હાથિયો ગાજતો ય નથી કે વરસતો ય નથી. હું અખંડ કુંવારી..."

"એ અખંડ કુંવારી છે, તમે કોણ છો ?"

"હું ?" હું ખૂસું હસ્યો.

"હા, તમે..."

"હું એનો સાત વરસથી ધણી છું." મંદોદરીનો ઘોઘરો ફાટ્યો, "તમે એના ધણી હશો-પતિ નથી. સમજ્યો ?" વીજળી ચમકી.

હું સમજ્યો કશી સમજ નહીં પડી અહીં-હું સમજ્યો. અંદરના ઓરડાના બારણા પાછળથી દાંત દેખાડતું ખીખી મારા કાનમાં પેસી ગયું-આરપાર. મારા કાન હાથીના કાનની જેમ ફફડી ઊઠ્યા. મેં ઐરાવતની જેમ ઉધામા માર્યા, કંઈ ઉધામાં માર્યા. એટલા.

ધમપછાડા કર્યા કે મંદોદરીની આંખો પર ચોંટી ગયેલાં પતંગિયાં, પાંખો ભેવડ વળી જાય ત્યાં લગી, પેટ પકડીને (મંદોદરીનું પેટ પકડીને) હસ્યાં. હસી હસીને બેવડ વળી જઈ ને ક્યાંક ઊડી ગયાં. મંદોદરીને કુંભોદરી કલ્પીને હું ઊડયો. ઘેર આવ્યો, મારી ઊંઘ ઊડી ગઈ. મારું વહેલી સવારનું સપનું ઊડી ગયું. "હું એને પરણ્યો છું પણ એ તો કુંવારી છે" હું સમજ્યો. મેં બગાસું ખાધું. થાક્યો પાક્યા જાગી ગયો ત્યારે અંદર રસોડામાં શ્રી ચા બનાવતી હતી. હું પરવાર્યો. એ ચા લઈ આવી. સોનેરી કિનારવાળો ચાનો કપ ટી-ટેબલ પર મૂકતાં એનો હાથ ખનક્યો. મેં શ્રીને નજીક બોલાવી. એ આવી મને અડીને ઊભી રહી.

"આજે, મને વહેલી સવારે એક સપનું આવ્યું..."

"સપનું?"

"હા, વહેલી." હું આગળ કશું કહું તે પહેલાં એ થાકેલા સ્વરે ધીમેથી કહે—

"સાચું હોય છે."

"શું સાચું હોય છે?"

એકે એક અક્ષરને અલગ અલગ પાડતી એ કહે, "વહેલી સવારનું સપનું...."

"શું કહે છે તું?"

"સાચ્ચે જ." □

□ ગુમ થયેલા ઘરની શોધ પણ ઘરમાં જ કરવી પડે.

□ ઘરખૂણાઓ પોતાના એકાંતની અરસપરસને આપલે કરતા નથી.

□ દાતરડું કંઈ દરેક વખતે ખેતરેથી લણીને આવતું નથી.

□ ખેતર પોતામાં પાછું ફરવા માટે ચોમાસાની રાહ જુએ છે.

# ત્યારે



□ વિજય શાસ્ત્રી

**ભરચક** રસ્તાની એક બાજુએ ચાલતાં ચાલતાં હાંફી ગયેલો વૃદ્ધ ભિખારી ભીખડો બેસી પડે છે ત્યારે એક નાનકડી ફિયાટ કારના રેડિયોમાં 'ચલ ચલ રે નવજવાન'ના ગીતના શબ્દો–માત્ર શબ્દો જ–વંધ્ય સ્વરૂપે બાજુમાંથી પસાર થઈ જાય છે ત્યારે સામેના થિયેટરમાં કાળાં બજારની ટિકિટો વેચીને પૈસા માટે ઝઘડતા બે મવાલીઓ ગાળાગાળી કરે છે ત્યારે બે કૉલેજિયન છોકરીઓ "હાઈ...'કરીને એકબીજીને બોલાવતી હાથ હલાવે છે ત્યારે ડાઘુઓનાં વહેવારિયા ખભે ચડીને સ્મશાને જતી લાશને ઓવરટેઈક કરીને ડબલડેકર આગળ નીકળી જાય છે ત્યારે ડબલડેકરની ઉપરની બારીમાંથી પાંચ વર્ષનું બાળક મોંમાં આંગળાં નાખીને કુતૂહલદષ્ટિએ લાશને જુએ છે ત્યારે એક યુવાન ડાઘુને અથડાઈને ડબલડેકરનો સળિયો ઝાલી બસમાં ચડી જાય છે ત્યારે એક શ્વાન વૈરાગદષ્ટિથી નિશાળે જતી બાર/તેર વર્ષની હજુ રજઃસ્વલા ન બનેલી છોકરીઓના ટોળાંને નિરખી રહે છે ત્યારે સાયકલ ઉપર ડબલ સવારી કરીને એક મિલ-કામદાર તેની બે ડિગ્રી તાવવાળી સગર્ભા પત્નીને સરકારી દવાખાને લઈ જાય છે ત્યારે પાનવાળાની દુકાને સટ્ટાના આંકડાની ચર્ચા કરતાં લાલ મોઢાંઓ જોરદાર ગાળ બોલે છે ત્યારે બે પ્રેમીઓ આંખમાં આંખ પરોવી છૂટાં પડે છે ત્યારે શાકભાજી લઈને ઘેર જતાં એક કાકીની સાથે પેલી યુવતી અથડાઈ પડે છે ત્યારે પણ યુવાનને હસવું આવે છે ત્યારે પેલી કાકીને સહેજ ગુસ્સો ચડે છે ત્યારે બીજી વાર બંનેની એકમેકમાં પરોવાઈ ગઈ હોય છે ત્યારે એક પોલીસવાન તેમના દષ્ટયાનુસન્ધાનને તોડી નાખી બંનેની વચ્ચેથી પસાર થઈ જાય છે ત્યારે પેલી યુવતીને ઘેર પહોંચવાનો સમય થઈ ગયો હોય છે ત્યારે એક કવિ કફનીના ખીસામાં કવિતાનાં છોતરાંને આંગળીઓનાં ટેરવાંથી

ચપચપાવતો હોય છે ત્યારે પુરસ્કારનો મનીઑર્ડર લઈને જતો ટપાલી તેની પાસે અટકે છે ત્યારે પાનવાળો ગયા મહિનાના સત્તાવાર રૂપિયા માગી લે છે ત્યારે બચી વધેલા પૈસાને કવિ નિરાશ થઈને જુએ છે ત્યારે નિરાશાની કવિતા લખીને બીજો પુરસ્કાર મેળવવાનો સંકલ્પ કરે છે ત્યારે ફરીથી પાન ખાઈને ઉધારનું બિલ બનાવડાવે છે ત્યારે કવિની શકુન્તલા કાલિદાસની મટીને કેરોસીનની લાંબીલચ્ચ કતારમાં ઊભી હોય છે ત્યારે તેને ખાંસી ચડી જાય છે ત્યારે તેની દવા ખલાસ થઈ હોવાનું યાદ આવી જાય છે ત્યારે ડાબી તરફ માત્ર સ્ત્રીઓની જ કતારને ચીસાચીસ કરાવી મૂકતો એક રખડતો, માતેલો સાંઢ ગમે તેમ ફરી રહ્યો હોય છે ત્યારે રાત્રિચર્યાને લીધે મોડા ઊઠેલા સામેના ફ્લૅટની લૉબીમાં બ્રશ ઘસતા પુરુષની નજરે, ગભરાઈને આઘી પાછી થતી મજૂર કન્યકાના, પવનથી ઊડીને ઢગાં પડતા અધોવસ્ત્રની પારનું દૃશ્ય પડે છે ત્યારે એક વૃદ્ધા મરાઠીમાં ગાળ દેતી પેલા સાંઢના રસ્તામાંથી ક્યારનીય ખસી ગઈ હોય છે ત્યારે તડકો વધારે તીખો બની ગયો હોય છે ત્યારે ચૂલે મૂકેલાં આંધણુ બળી જવાની તૈયારીમાં હોય છે ત્યારે બાથરૂમમાં નાહવા ગયેલી ગૃહિણી બ્રાની પટ્ટી સરખી કરતી હોય છે ત્યારે તેનો પતિ આવીને તેને ચૂમવાની ચેષ્ટા કરતો હોય છે ત્યારે તેમનો પોલિયોથી પીડાતો બાબો દીવાનખાનામાં પાનાંનો મહેલ બનાવી રહ્યો હોય છે ત્યારે—

ભરચક રસ્તાની એક બાજુએ ચાલતાં હાંફી ગયેલો ઊકડો બેસી ગયેલો વૃદ્ધ ભિખારી બેહોશ થઈને ઢળી પડયો હોય છે

...ત્યારે... □

□ સૂર્ય, માણસની જેમ આથમવાની ઘણી દિશાઓ જાણતો નથી.

□ માણસ આથમે છે ને આખો મુલક આથમી જાય છે....

□ પ્રેમ એ કંઈ બૂમ પાડી ચાલ્યો જતો સંજટાણેનો ફેરિયો નથી.

# કવિતા શ્રોતાઓ □ પાબ્લો નેરુદા

**થોડાંક** વર્ષ પર મને સાંતિયાગો(ચીલી)ના એક મજૂર યુનિયન તરફથી, તેના સભ્યોને મળવાનું આમંત્રણ મળ્યું—મેં હા પાડી. નિમંત્રણ કોના તરફથી છે અને કયા પ્રકારનું છે તે હું સમજી ગયો. કઈ સ્થિતિમાં મારે મુકાવાનું છે એનાથી સાવ અજાણ શાકમાર્કેટ-માંથી પસાર થતો, સડેલાં શાકભાજી અને માછલીઓના ઢગલા પર પગ મૂકતો ત્યાં પહોંચ્યો. ઘણી વાર પછી મને યાદ આવ્યું કે માછલી વગેરે ચઢાવવા ઉતારનારા મજૂરો તરફથી મને આમંત્રણ મળ્યું હતું.

મારા શ્રોતાઓ કેવા આદિમ પ્રકારના માણસો છે એ જોઈને મને ઘણું આશ્ચર્ય થયું. બધા જ ઉઘાડપગા હતા. એમના બળવાન બાહુ ટાટના ઝભ્ભા પર અદબ વાળીને ભિડાયા હતા. એ લોકો મારી રાહ જોતા હતા, અને મેં ભય જેવું અનુભવ્યું.

ઘરેથી નીકળતી વખતે હાથવગી મારી ચોપડી મેં લઈ લીધી હતી. મારું એ પુસ્તક હતું 'એસ્પાનિયા એન. એલ. કોરાઝોં', ચિંતન અને કવિતાનું અધરું પુસ્તક.

હવે કંઈ જ કરવું શક્ય નહોતું. મને કવિતાઓ મોઢે રહેતી નથી અને મારી પાસે બીજું કોઈ પુસ્તક નહોતું. ધડકતે હૈયે મેં પુસ્તકમાંથી વાંચવા માંડ્યું. કોઈ અવાજ, કોઈ તાળી સંભળાતી નહોતી, મને કશો સંકેત મળતો નહોતો એટલે હું મારા પુસ્તકમાં ઊંડો ને ઊંડો ઊતરતો ગયો, મારાથી બહુ દૂર લાગતાં હૃદયો સુધી પહોંચવા માટે.

અને અંતે મેં વાંચન સમાપ્ત કર્યું. પુસ્તક બંધ કરી સામે જોયું. પથ્થરિયા ચહેરા અને ટાટના ઝભ્ભા એવા જ શાંત અને નિશ્ચળ હતા. એવામાં ઓરડાના પાછલા ભાગમાંથી એક માણસ ઊભો થયો.

એ બોલ્યો, 'કવિ મિત્ર, હું આપને એ કહેવા માંગું છું–એનો સાદ જરા ધ્રૂજ્યો–'કે, આજ સુધી કોઈએ અમને આવું બધું કહ્યું નહોતું, અમે આ બધી ભાવનાઓ જાણતા જ નહોતા.' અને વધુ એ કંઈ જ કહી શક્યો નહીં. એના કંઠે ડૂસકું ફૂટ્યું. મેં ઓરડામાં ચારે તરફ નજર નાખી. મારા અભણ શ્રોતાઓ હજી બેઠા હતા, પણ બધાં જ રડતા હતા. □

## પૃચ્છા □ મનહર ચરાડવા

**વાત** જૂની છે, એટલે તો ઊની છે. ઊની ગામમાં જૂની વાતોને માથે ઉપાડી એક મુનિ ફરે છે. તેની એક વાત એ છે કે, તેની વાતમાંનો નાયક કોઈ એક ખૂનીને શોધે છે. કયો ખૂની? કોનો ખૂની?–એવા પ્રશ્નોનો ઉત્તર ન આપનાર મુનિ ખરેખર ધૂની છે. એના જમણા હાથની ત્રીજી આંગળીમાં પ્હેરેલી મૂલ્યવાન ચૂની ચળકયા કરે છે, છતાં એની જિંદગી ખાલી ખંડેર જેવી સૂની સૂની છે. ઊની ગામમાં જૂની વાત કરતો ને ખૂનીને શોધતા નાયકની વાત કરતો સૂની સૂની જિંદગીવાળો ધૂની મુનિ, હર એક પળે છેક લોહીની ફરકતી ધજાને અડકયા કરીને: રૂંવાડે રૂંવાડે બાંધેલાં ઘંટ અને ઝાલરને ઝણઝણાવી દીધા જ કરે છે કે: જેના નીચે શ્વસીએ છીએ–ઊંઘીએ છીએ એ માંડવી જ રૂની છે. જો તાપ ઊકળી ઊઠ્યો કે ભભૂકી ઊઠયો તો માંડવીસોતો એક ખેલ ખલાસ. ખલાસ ખલાસ કરતો, ખૂનીને શોધતા નાયકની વાત કરતો એ મુનિ કયાં? ને આંખ ખૂલે છે, ત્યારે પ્રભાત થઈ ચૂકયું છે. પડોશી દોડતા આવીને પૂછે છે કે, તમારે ત્યાં મુન્ની આવી છે?

## વિવશતા □ એડગર લી માસ્ટર્સ

હું હતી જર્મનની એક ખેડૂત કન્યા. મારી ભૂરી આંખો, ગુલાબી વાન અને સુડોળ શરીરના આધારે હું સુખી હતી.

મેં મારા જીવનની પહેલી નોકરી ટોમસ ગ્રીનને ત્યાં કરી હતી.

એ ઉનાળાનો દિવસ હતો—એ ઘર જેવો જ એકાંત દિવસ.

ગૃહિણી બહાર ગઈ હતી. મને યાદ છે રસોડાનો એ ખૂણો, જ્યાં ઉનાળાના એકાકી દિવસે માલિકે મને ભોગવી હતી.

કેટલી વિવશતા હતી—બળપૂર્વક કરવામાં આવેલા કૌમાર્ય-ભંગની મેં સહેલી પીડામાં! ખબર નહીં, હું ક્યાં સુધી રડી હતી!

મારી માલિકણે અનુભવ્યું—મારા કુંવારા માતૃત્વના ઊભરાતા આકારો અને ક્ષણોનો એ પ્રવાસક્રમ! એના આશ્વાસનમાં કેટલી ધીરજ હતી—'ગભરાતી નહીં, સામાજિક આંધીઓના અંધ વંટોળથી, હું સાચવીશ તારી ગોદ, મારી ગોદમાં-મારું નામ અને મારી સામાજિકતા ઓઢાડીને.'

એ વાતને વર્ષો થઈ ગયાં! મારી પ્રથમ અને કુંવારી કૂખ યુવાન થઈ ગઈ છે! પેલો જુવાન જનતાનો હર્ષ અને તાલીઓ ઝીલીને ભાષણ કરે છે, એ મારી જ જુવાન કૂખનો આકાર છે અને મારી કૂખ પર મને ગર્વ છે.

પણ, આ કેવી વિવશતા છે કે હું એને મારો પુત્ર કહી શકતી નથી! કેમકે એ હવે હેમિલ્ટન ગ્રીન છે અને હું શ્રીમતી વૉટરમેન! □



## ઘરબહાર ઘર

હસમુખ ભગત

પૂર્વજોએ બંધાવેલા જે ઘરમાં રહું છું તે એવાં બીજાં અનેક ઘરો જેવું જ છે, પણ એમાં મારી સાથે સમ્બન્ધોનું એક નાનકડું વિશ્વ પણ શ્વસે છે. ઘણાને પોતાના ઘર વિશે કશું યે કૌતુક કે રસ-રહસ્ય જેવું લાગતું નથી. તેમને માટે ઘર કેવળ ઘર છે; એમની આંખો એમાં કશુક વિશેષ જોતી નથી, એક સહજ જરુરિયાત રૂપે બસ, સ્વીકારી લીધું છે. ઘર પણ એક જીવંત અસ્તિત્વ છે એવો વિચાર એમને આવતો હશે?

મને તો ઘર વિશે ઘણા વિચારો આવે છે...એક નામ ન પાડી શકાય એવી અજબ લાગણી અને અકળ ભાવ એના વિશે અનાયાસ જ સતત રહે છે. એ ઘર છે એટલે જ તો અપરિચયના વિરાટ વર્તુળ વચ્ચે એ અત્મીયતાનું એક બહુ નાનું કેન્દ્રબિન્દુ છે. મારી અનેક

**પે...લી બારીમાંથી જકરંદનું ફૂલ શું નથી જોતું?**

અવળાઈઓ સાથે ત્યાં હું મને ફરી ફરી પામું છું. ખીજ અને રોષથી એની ભીંતે મુઠ્ઠી પછાડી શકું છું, એના પર અકારણ જ વિચિત્ર વિલક્ષણ આકૃતિઓ દોરું છું, પ્લાસ્ટર ખોતરીને બિહામણા આકાર ઉપસાવીને આકારોની શક્યતાના વિશ્વમાં પહોંચી શકું છું.

પણ, પહોંચવાનું ક્યાં, ઘેર? ઘરબહાર નીકળ્યા પછી ફરી ફરીને ઘેર જ પાછા ફરવાનું–કેવું વિચિત્ર! બહાર ભમતા સૌનું લક્ષ્ય ઘર તો નહીં હોય–હશે એક વિકલ્પવિહોણી સ્થિતિ ઘર...ઘરબહાર નીકળ્યા પછી નિતાંત વિલક્ષણ ને કૌતુકસભર થતી અનુભૂતિ એ કે ઘરની બહાર પણ ઘર જ જોવા મળે છે! ચાલતાં રહીએ અને આસ-પાસ અડોઅડ ઊભેલાં ઘર એક પછી એક સરકતાં જાય ..ઘર પછી ઘર, ફરી ફરીને બસ ઘર.. કોઈ જાજવલ્યમાન વિશાળ ભવન ગરિમા-ભેર ઊભું હોય, અનેક ઋતુઓને ભોગવી ચૂકયાનું ગૌરવ એ પ્રગટ કરતું હોય ..પણ એને પડખે જ આવેલું નાનકડું ઘર એની આગવી સાદાઈથી આત્મીય સરખું મનમાં વસી યે જાય...

ઘર પણ કેવાં કેવાં! નાનાં, મોટાં, બેઠાં, ઊંચાં, સાંકડાં, પહોળાં ....નળિયે છાયેલ છાપરાં, કાટવાળાં ને ચકચકતાં પતરે મઢેલ છાપરાં... સરખા માપ આકારની ડિઝાઈન રચતાં ચસોચસ ગોઠવાયેલાં મેંગ્લોરી નળિયાંનાં છાપરાં....બેઠાં ધાબાં અને ઢળતાં છાપરાં...વૈવિધ્યસભર...

—અને ઘરોની આંતરિક સંપત્તિ ને શૂન્યાવકાશ પણ કેવાં વિવિધ! એક તોતીંગ ભવનમાં માત્ર વૃદ્ધ દંપતી ને પડખેના ઘરમાં બાળગોપાળથી ગાજતું ગોકુળ!...અને બેઘર જેવાં નિરાધાર ઘર પણ ખરાં જ...ઘરમાં ઘરની જ ગેરહાજરી! ભીંતો, થાંભલા, છત ખરાં, પણ ઘર જ નહીં...આત્મીયતાના માનવીય હૂંફ જ નહીં! તો કોઈ ઘરમાં પ્રવેશતાં એ ઘર જ સમસ્ત ચૈતન્યમાં પ્રવેશી જાય...અને પેલું વર્ષોથી ગોંધાયેલી વાસથી શ્વાસમાં પ્રવેશીને ઝટ નીકળી જતું

અવાવરુ ઘર...વિદેશ વસતા માલિકને
ભીડીને ચૂપચાપ ઊભેલું ઘર...માર્ગ
ઘરનું રૂપ, ઈમેજ, અસબાબ, આકા.
અને અનાયાસ વિચાર ઝબકી જાય
પ્રવેશીને એના ઓરડે-માળે, ખૂણે
ફેરવી લઉં, બારી બારીએથી આસપા
પરિવેશને આકંઠ પી જાઉં...મારા ન.
ફૂલો જોવાનું સ્મરણ તાજું કરી લઉં.

હા, અમુક ઘરોમાં તો પ્રવેશ મ
હવે અપરિચયનું વ્યવધાન નડતું નથી..
બીજું ઘર...બારીએથી નીરખેલું દૃશ્ય
અસ્પષ્ટ આકૃતિઓ અને ખૂણાઓની
પેલી એષણા, એષણા જ રહેવાની. કેટ
જ ભેદી શકાય. ને કોઈ ઘરના સૌન્દર્ય
જ પામી શકાય...શું, બંધ એટલે બંધ
એ ઘરોનાં દ્વાર બંધ જ રહેશે?

રસ્તેથી ચાલ્યા જઈએ અને અનેક
થઈ જાય...પણ એનો રંજ શો...આંખે.
જાય છે ને કોઈ કોઈ તો વસી યે જાય છે

મારું ઘર છોડીને ક્યાં જાઉં? હાર
એ મને આત્મીયતાથી આવકારવા આતુ
રહસ્ય એ મારા કાનમાં કહેશે-પે...લી
જકરંદનું ફૂલ નથી જોયું?

□ ઢોળાવ થયેલી ધરતી વહેતા પવન સાથે
□ ગુલાબની પાંદડીઓ સુકાય છે, પણ

## બુદ્ધિશાળી કૂતરો □ ખલીલ જિબ્રાન

એક દિવસ એક બુદ્ધિમાન કૂતરો બિલાડીઓની એક ટોળી આગળથી પસાર થતો હતો. ત્યારે બધી બિલાડીઓ પોતાનામાં મસ્ત હતી. પછી એમનામાંથી એક બિલાડી ઊઠી અને બોલી, 'બહેનો, ઈશ્વરની સામે પ્રાર્થના કરો, કેમ કે તમે સંપૂર્ણ શ્રદ્ધાથી પ્રાર્થના કરશો ત્યારે આકાશમાંથી સાચેસાચ ઉંદરોનો વરસાદ પડશે.'

કૂતરાએ એ સાંભળ્યું ત્યારે એ મનોમન હસ્યો અને મોઢું બગાડીને એમ કહેતો ચાલતો થયો કે, 'અરે આંધળી અને બેવકૂફ બિલાડીઓ, શું પુસ્તકોમાં એવું નથી લખ્યું કે, ઈશ્વરને પ્રાર્થના કરવાથી વરસાદ પડે છે ત્યારે આકાશમાંથી ઉંદરમાં નહીં, પણ હાડકાં વરસે છે।'

□

રંગબેરંગી ગુલાબો

તેમજ

શોભાનાં વૃક્ષો અને ફળઝાડ માટે

લખો અથવા મળો

હેમંત ફાર્મ એન્ડ નર્સરી

કૉલેજરોડ, બીલીમોરા.

હવે વધારે અસરકારક રૂપમાં
શક્તિ-સ્ફૂર્તિ-ચૈતન્ય માટે

**સકસીટોન ફોર્ટે કેપસ્યુલ્સ**

નવા આકર્ષક પેકિંગમાં
૩૦ કેપસ્યુલસના રૂ. ૩૦-૦૦

□

રીમ્સ ફાર્મસ્યુટીકલ્સ
૯/૩૭૨ સયાજી રોડ, નવસારી
દરેક દવાવાળા, જનરલ પ્રોવીઝન સ્ટોરમાં
મળે છે
વી. પી. થી મોકલવામાં આવે છે.

---

ગંજીફરાક, મોજા, રૂમાલ, નેકટાઇ, ગરમ
સ્વેટર, મફલર, રેઇનકોટ તેમજ

**૫૫૫ રજિ. માર્કાની**

સ્કૂલબેગ અને વોટરપ્રૂફ થેલીઓ વગેરેની
ખરીદી માટેનું ભરોસાપાત્ર મથક

□

ટેલિફોન નંબર
દુકાન : ૨૪૮૧૪ □ ઘર : ૨૭૬૫૧

**ભોગીલાલ ઝીણાભાઈ ઓલપાડવાળા**
૯/૧૯૯૭, લીમડાચોક, સૂરત-૧

१ લી જુલાઇ, ૧૯૭૩થી પ્રગટ થઇ ગયું છે.

પંદર શિક્ષકોની પેનલ દ્વારા સંપાદિત

# એસ. એસ. સી. મેગેઝીન

વાર્ષિક લવાજમ રૂ. ૩૦ : રૂ. ૪૦ ઉપરની ભેટો

દર પખવાડિયે પ્રગટ થશે–મોટી સાઈઝ, સારા કાગળ — દર અંકે સાઠ પાનાં : પંદર અનુભવી શિક્ષકોની પેનલ દ્વારા સંપાદિત, વર્ષમાં બે વાર ઘેર બેઠાં પરીક્ષા



તા. ૧૫–૧૨–૭૩ સુધીમાં લવાજમ ભરનારને રૂ. ૪૦ની કિંમતનાં અભ્યાસ વિષયક પુસ્તકો ભેટ (પોસ્ટેજ પેકિંગના રૂ. બે વધુ). બુકસેલર દ્વારા ભરનારને પોસ્ટેજ ભરવાનું નથી. લવાજમ ભરો ત્યાંથી મેળવી લો.

૨૦ ટકા કમિશન

એસ. એસ. સી. મેગેઝીનના વાર્ષિક ગ્રાહકને સ્ટડી સેન્ટરની કોઈપણ બુક ટપાલ દ્વારા મંગાવશે તો તેમાં ૨૦ ટકા કમિશન મળશે. એસ. એસ. સી. પાસ સિરિઝ (દરેકની કિંમત રૂ. ૬=૦૦) નો પણ એમાં સમાવેશ થાય છે.

આજે જ ગ્રાહક થાવ

બુક એમ્પોરિયમ, બાવાસીદી ગોપીપુરા, સૂરત–૨.

## શિષ્ટ, ઈનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| મસ્તીની પળોમાં (મુક્તકસંગ્રહ) | રતિલાલ 'અનિલ' | ૩–૦૦ |
| નાઈટમૅર (નવલકથા) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસમુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું (નવલકથા) | વિજય શાસ્ત્રી | ૩–૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી (નવલકથા) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| મેઘશ્યામ | હરિસિંહ દોડિયા | ૪–૦૦ |
| સરજત (વાર્તાસંગ્રહ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| નગરનંદિની | વજુભાઈ ટાંક | ૩–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ (ભાગ ૧–૨) | જ્યોત્સ્ના શુક્લ | ૪–૦૦ |
| કવિમેળો (સોળ કવિઓની કવિતાનો સંગ્રહ) | | ૦૦–૭૫ |
| ઘુઘવાટ (વાર્તાસંગ્રહ) | નગીન મોદી | ૫–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| સાંસારિકા | સરોજ પાઠક | ૬–૦૦ |
| મારો અસબાબ, મારો રાગ | સરોજ પાઠક | ૪–૦૦ |
| મીણની પૂતળી | નવીનચંદ્ર પંડ્યા | ૬–૦૦ |
| સ્વર્ગ અને નરક (વાર્તાસંગ્રહ) | હરીશ નાયક | ૪–૦૦ |
| ડાઈવૉર્સ (નવલકથા) | કાન્તા વ્યાસ | ૮–૦૦ |
| અભિનિવેશ (વાર્તાસંગ્રહ) | જ્યોતિષ જાની | ૭–૦૦ |
| ચાર દીવાલો, એક હેંગર | જ્યોતિષ જાની | ૪–૦૦ |
| મહેક મળી ગઈ | ભગવતીકુમાર હ. શર્મા | ૩–૦૦ |
| અભિષેક (વાર્તાસંગ્રહ) | મધુસૂદન પાઠક | ૩–૫૦ |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સુરત–૧**

